

# કંકાવટી

જાન્યુઆરી, ૨૦૦૩

રતિલાલ 'અનિલ'

રતિલાલ સથવારા

ગુણવંત ઉપાધ્યાય

રિષભ મહેતા

નિર્મિશ ઠાકર

ગિરીશ ભટ્ટ

ધ્વનિરાણી દેસાઈ

અલગારી

જોસેફ શ્ક્વોટેટસ્કી

નિર્મલ વર્મા

ફ્રેન્ક ઓ'કોનર

શરીફા વીજળીવાળા

# કંકાવટી

· જાન્યુઆરી, ૨૦૦૩
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૫૧૩

<u>વાર્ષિક લવાજમ</u>

દેશમાં રૂ.૫૦, બે વર્ષના રૂ.૯૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

**કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે : ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦ ૦૦૬**



<u>કંકાવટી ઇન્ટરનેટ પર</u>

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૮૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭ ફોન : ૨૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ. ઈન્દપુરા, આંબાવાડી, સુરત-૨
ફોન નં. ૭૪૨૮ ૯૪૧



## મુક્તક : ગઝલ / રતિલાલ 'અનિલ'

એ એક ઉલ્કાપાત, મને યાદ પણ નથી,
શું થઈ ગયું શું થાત, મને યાદ પણ નથી;
ઇન્દરધનુષ્યના બધા રંગો ભળી ગયા,
એની બની શી ભાત, મને યાદ પણ નથી.

*

કેવી હતી એ રાત, મને યાદ પણ નથી,
જીવન હતું કે ઘાત, મને યાદ પણ નથી.

શું રાત, શું પ્રભાત, મને યાદ પણ નથી,
શું રહી ગયું, શું જાત, મને યાદ પણ નથી.

'માણસ'નું એ પ્રભાત, મને યાદ પણ નથી,
હું કંઈ નથી સુકરાત, મને યાદ પણ નથી.

માણસની એક વાત, મને યાદ પણ નથી,
શું થઈ ગયું, શું થાત, મને યાદ પણ નથી.

જ્વાળામુખી શું શાંત ? મને યાદ પણ નથી.
હું જ્ઞાત છતાં ભ્રાન્ત, મને યાદ પણ નથી.

ખોવાઈ જઈને હું વળી પામી રહ્યો'તો શું ?
ઉખ્ખાણા જેવી વાત, મને યાદ પણ નથી.

એ કોણ હતો, કોણ હતો, કોણ હતો એ ?
માણસની કઈ જાત ? મને યાદ પણ નથી.

આકાશ દરિયો થાય ત્યારે થાય શું 'અનિલ'
મોજાંઓમાં નિરાંત, મને યાદ પણ નથી !

૨૦૦૩, જાન્યુઆરી

## જીવલી જોરૂકી ! / રતિલાલ સથવારા

એના કારણમાં પાપિયું પેટ, જીવલી જોરૂકી !
એ તો લણતી'તી આંબલા હેઠ, જીવલી જોરૂકી !

રોજ ભરતી મજૂરીને બાથ, જીવલી જોરૂકી !
નથી દમિયલ પતિનો કૈં સાથ, જીવલી જોરૂકી !

તીખો સૂરજ ને સૂની આ સીમ, જીવલી જોરૂકી !
કામ વીંધે છે મુખીને ઇમ, જીવલી જોરૂકી !

એણે જીવલી પર ફેંકી છે નોટ, જીવલી જોરૂકી !
એ તો બોલી કે ડાચું જો ભોટ, જીવલી જોરૂકી !

વળી કીધું કે બીજા ના ધાર, જીવલી જોરૂકી !
આમ ગુસ્સાની તૂટી ગૈ પાળ, જીવલી જોરૂકી !

પછી ચાલી છે ગામની કોર, જીવલી જોરૂકી !
હવે મુખીનો ગાયબ છે તોર, જીવલી જોરૂકી !

વીર-ગાથા આ ખેતરની પાર, જીવલી જોરૂકી !
સૌ નારીનો એક જ આ સાર, જીવલી જોરૂકી !

## બેખબર / ગુણવંત ઉપાધ્યાય

હજુ પણ તને ક્યાં એ પૂરી ખબર છે કે દરિયો એ દરિયો ને પાણી એ પાણી,
તરસ બેવડાવે કે તરસ્યાં જ રાખે જે જનમોજનમથી એ અટકળ કે વાણી ?

મને વાત કરતાં જ આવી રહ્યો'તો જરા સરખો અંદેશો એવો અમસ્થો
ઉલેચ્યાં કરે છે એ ખાલી કૂવાને વળી બેખબર કે મળી બોખ કાણી.

સમય નામના કોઈ ગેબી પદારથની ઝપટે ચઢેલાં છીએ આપણે સૌ
કહેવાઈએ છેક આઝાદ પંછી છતાં જીવવાનું સમયને પ્રમાણી.

લીલી લાગણીવશ ત્વરિત અંકૂરાવું અચાનક ઊગી નીકળે ઘાસ એમજ
નવોઢા ધરાની ગવન, ચુંદડી કે પટોળાં મઢી આકરી ઉઘરાણી.

કડી કોઈ ખૂટે ખબર પણ રહે ના અચંબાએ એવા તો ઘેરી લીધા છે
તમે સુજ્ઞ શ્રોતા કે પ્રતિસાદ આપો, અમે ક્યાં અમારી ગઝલને વખાણી ?

## રિષભ મહેતા / ગઝલ

૧

ત્યાં કે જ્યાં સઘળું છળે પ્હોંચી ગયો
જીવ ! તું કેવા સ્થળે પ્હોંચી ગયો ?!

તું મળે કે ના મળે, પ્હોંચી ગયો;
એક તારી અટકળે પ્હોંચી ગયો.

હું ઉલેચીને તમસ્ સૂરજ સુધી,
માત્ર તારી ઝળહળે પ્હોંચી ગયો.

કોઈ પણ નો'તું સૂરજના ગામમાં,
વ્યર્થ હું ઉતાવળે પહોંચી ગયો.

એમના સંદેશને પામી ગયો,
એક કોરા કાગળે પ્હોંચી ગયો.

## ગઝલ / નિર્મિશ ઠાકર

હશે અસ્તિત્વ ગીતોનું હલક દ્વારા, હલક માટે !
સ્વરો યે વિસ્તરી જાશે મલક દ્વારા, મલક માટે !
રૂપાળા એ વદન પર મુગ્ધતાથી ચાંદ ઝૂક્યો છે
સમજવા રૂપને જાણે ફરક દ્વારા, ફરક માટે !
ઘસાતો હોય જળ માટે ને જળ ના આંગળી ઝાલે
હવામાં હોય ખામોશી ખડક દ્વારા, ખડક માટે !
યુગોની ઓળખાણોનો ભલા સંદર્ભ હું આપું ?
થવું છે વ્યક્ત તારામાં પલક દ્વારા, પલક માટે !
અમારી બંધ મુઠ્ઠીમાં છે ખાલી હાથનો વૈભવ
ન ખોલું અર્થ એ રીતે ઝલક દ્વારા, ઝલક માટે !
ક્ષુધા જોતી રહે છે ચાંદમાં પ્રતિબિંબ રોટીનું
હશે શું માનવી જેવું સડક દ્વારા, સડક માટે !
વિરહની રાતમાં આપો હવે વરદાન, શ્વાસોમાં-
રચાતી વેદના આવે કસક દ્વારા, કસક માટે !
હશે એ દુખતી રગમાં અષાઢી સાંજનો પગરવ
હૃદયમાં છે ગઝલ, શીર્ષક : ધબક દ્વારા, ધબક માટે !

## મુક્તક / નિર્મિશ ઠાકર

પ્રેમ જેવી લાગણીની પાર દેખાતી રહી,
તું સદાયે વેદનાને દ્વાર દેખાતી રહી,
'છે અમસ્તાં !'થી નકાર્યા અશ્રુઓના સત્ત્વમાં-
હાજરી તારી જ ભારોભાર દેખાતી રહી.

## થાક / ગિરીશ ભટ્ટ

વૃદ્ધને લાગ્યો છે થાક;
એની એ ભીંતો છે, એના એ સ્પર્શો છે,
એના એ પરિચિત વળાંક !

એની એ બારી ને એના એ બારણા છે,
એના એ ઉંબર છે રોજ;
એનો એ ખાટલો ને એની એ થૂંકદાની
એનો એ આયખાનો બોજ !

એક વેળા ગમતો એ સેડકડો તડકો પણ
લાગે જાણે કરતો મજાક !
વૃદ્ધને લાગ્યો છે થાક.

યાદોની થપ્પી પર થપ્પી મૂકાય-જાણે
ચોપડીથી ભરચક કબાટ !
કેટલાં સંબંધો તસ્વીરોમાં ટીંગાય ને
કેટલાક ઝૂરે છે ખાટ !

સાંકળું ખખડ્યાંના ભણકારા કાન પડે,
થાય કશું હૈયે ખટાક !
વૃદ્ધને લાગ્યો છે થાક.

## અલગારી રખડપટ્ટી / ધ્વનિરાણી દેસાઈ

શરીરનો ભાર લાગે છે મને હવે.
ને એટલે જ,
નીકળી પડું છું હું ફરવા
અમસ્તા જ, લટાર મારવા
દેહ છોડી.
મુક્ત પંખીની જેમ
અલગારી રખડપટ્ટી કરી
ડુંગરા ઉપર તપ પણ કરી આવું છું ક્યારેક.

સુગરીના માળામાં બેસવું
કે પવન પર સવારી કરવી
સ્વાભાવિક છે મારે માટે.
નહીં કોઈ જવાબદારી કે નહીં કોઈ ભાર.

હવે તો,
અવારનવાર નીકળી પડું છું હું
ગ્રહો સાથે સાતતાળી રમવા
રોજિંદા જીવનથી કંટાળી.
ને એટલે જ,
કદાચ કોઈ વાર
આનંદથી લદબદ થઈ
પાછા આવવાનું ભૂલી જાઉં
એટલે આવજો કહી દઉં અત્યારે ?

## સાવરણી આવી ! / અલગારી

'શુકન.જોઈને સંચરવું' એ પંક્તિ ફેરિયો જાણે નહીં તો તેનું વિતરણ કરતો હોય તે સાવરણી શી રીતે જાણે ? હાક પડે રાજપૂત છૂપે નહીં તેમ ફેરિયાની હાક, તે પણ ઘરઆંગણે પડે, તો ગૃહિણી કેમ છુપાઈ રહે ? તે તરત ઘરમાંથી સોંસરી બારણાં બહાર ઓટલે ગઈ એટલે અણસાર પામી ગયેલો ફેરિયો 'તારી જો હાક સૂણી કોઈ ન આવે તો એકલો જાને રે !' કવિવર ટાગોરની એક પંક્તિ એણે સાંભળી ન હોય તો પણ ઘણી વાર એ હાક પાડતો એકલો તટસ્થ ભાવે પસાર થતો પણ આજે તે અજાણ્યે શુકન જોઈ સંચર્યો હશે. લોકશાહીમિજાજ હવે સંસદથી આગળ વધી (પીછેહઠ કરીને નહીં !) શેરી અને બારણું હોવાથી ઘરમાં પ્રવેશી ગયો. પરણ્યા ન હોઈએ પણ કોઈની જાનમાં તો ગયા જ હોઈએ ! એટલે ચૂંટાઈને સંસદમાં ન ગયા હોઈએ પણ સંસદના સમાચાર તો છાપામાં વાંચ્યા જ હોય એટલે ફેરિયાએ ગૃહિણીએ સાવરણી હાથમાં લીધી, કેમકે હાથમાં લેવા જેવી ચીજોમાં સાવરણીનો સમાવેશ થાય છે. વધારે મૂલ્ય ચૂકવવું ન પડે માટે ઠીક છે હવે...' કહીને ગૃહિણીએ ફેરિયાની મૂલ્યનિષ્ઠાની કસોટી કરવા સાથે પોતાની મૂલ્યનિષ્ઠાનો જાહેરમાં સુ-પરિચય આપ્યો એમાં સંસદીય પ્રણાલીનું સારું અનુસરણ હતું. લોકશાહી ધોરણની મૂલ્યનિષ્ઠા વસ્તુનિષ્ઠા દ્વારા પણ જળવાય છે ખરી. પણ સમયનું મૂલ્ય અને મૂલ્યનિષ્ઠા પરસ્પર હોવાથી જ સંવાદ સમયબદ્ધ રહે છે એ તથ્ય સંસદ સુધી પહોંચ્યું નથી એવું લાગે છે. છેવટે સાવરણીનો ગૃહપ્રવેશ થયો. જોશી મહારાજ સાવરણીના ગૃહપ્રવેશનું મુહૂર્ત જોઈ આપતા નથી એટલે

બધો જ સમય સાવરણીના મંગળ પ્રવેશ માટે હોય છે અને એક અણલખ્યો નિયમ એ છે કે ગૃહિણી દ્વારા જે કંઈ ઘરમાં આવે તે મંગળપ્રવેશ હોય છે.

માણસ પોતે જ સંકલ્પ વિના ઘણા નિર્ણયો કરે છે, છતાં સંકલ્પોની પરંપરામાં સાવરણી તો પામવી જ, ભલે એ માટે મૂલ્યનિષ્ઠા અને વસ્તુનિષ્ઠાના ધોરણે ચર્ચા અને ચીવટ રાખી ગ્રહણ કરવી એવી આર્યપરંપરાએ સાવરણીનો ગૃહપ્રવેશ થયો ! દરેક માણસ પોતે કોઈ પણ નિર્ણય કરે, પોતે જ નિર્ણય કરે, તેનો અમલ કરે, તે સુયોગ્ય જ છે એવી પ્રતીતિ, આંતરબોધ તેને હોય છતાં તે સામાજિક પ્રાણી હોવાથી પોતાના કાર્ય માટે બીજાની સંમતિ માગે છે. લોકશાહીપરક (પૂરક પણ ખરી !) સંવાદમાં સૂક્ષ્મ મતભેદ પડે તો સારી ચર્ચા થાય છે. માનવમાત્રમાં સમાનતાનો આગ્રહ વસ્તુ અને મૂલ્યની સમાનતા સુધી પહોંચેલો હોય તો પણ સમયની પહોંચ સંસદમાં હોય એટલી ઘરમાં ન હોય એટલે સાવરણી પણ છેવટે, ધ્વનિમતે પ્રસાર થઈ જાય છે, કારણ કે સઘડીએ ચઢેલા કુકરે સિટી મારવાની શરૂઆત કરી દીધી છે અને જેનું છેવટ સારું તે સારું જ હોય છે. સાહિત્યિક મૂલ્ય આમ અનાયાસ જળવાય છે, નવલકથાની જેમ સાવરણીગ્રહણ સંવાદ પૂર્ણ થાય છે.

સાવરણી નામ જ સૂચવે છે કે એ સારા વરણની, સારા વર્ણની છે. હવે તો એ એટલી સારા વર્ણની થઈ ગઈ છે કે ખજૂરીની પાંદ-સળીની હોય તો તે સા-વરણી અને મૂંજના રેસાની હોય તે પીંછી કહેવાય છે. એ પીંછી ચીતરતી નથી પણ કાર્ટૂન થયેલી ઘરની ભોંયને સાદું પણ સ્વચ્છ ચિત્ર બનાવે છે. આર્યોએ મૂળે તો ચાર વર્ણની વ્યવસ્થા કરેલી પણ વિકાસયુગમાં તે અઢાર વર્ણ થઈ ગઈ અને શહેર કુરુક્ષેત્ર થઈ જાય છે. અલબત્ત, કામચલાઉ ધોરણે, ત્યારે અઢાર વર્ણ અઢાર અક્ષૌહિણી સેના થઈ જાય છે અને શાંતિ સહિત ઘણું બધું સાફ થઈ જાય છે- ચિત્ર જાણે કાર્ટૂન થઈ જાય છે... જેવી ઈશ્વરની, અલ્લાની ઈચ્છા ! અઢાર વરણ, અઢાર અક્ષૌહિણીની સેનાનો સંદર્ભ, એટલે કે અઢારના આંક ઊંટનાં અંગો સુધી શી રીતે પહોંચી ગયો - એ વળી જુદો જ ચિંતનવિષય છે, પેદાશ હોય ત્યારે આડપેદાશ પણ હોય !

સાવરણી ઘરમાં આવી ત્યારે સુધારક, ક્રાંતિકારીના આગમનનો બોધ થયો પણ અમને, અળવીતરાની અવળમતિને ઊલટો બોધ થયો : 'ઘરમાં

*કચરો છે !'* બ્રહ્મબોધ કરતાં આ બોધ વધારે મૂલ્યવાન લાગે છે. આ અનિત્ય સંસારમાં કચરો અને સાવરણી નિત્ય એટલે કે સનાતન છે... કચરાના આધારે સાવરણી કે સાવરણીના આધારે કચરો ? આ પ્રશ્ન મિથ્યા છે, બંને પરસ્પર આધારિત સમકાલીન અને સનાતન છે. મંદિરમાં દેવ જ નથી હોતા, ત્યાં તો સાવરણી પણ હોય છે. વાસી ફૂલો અને નાળિયેરની જટિયા એ 'ઊંચો કચરો' હોય તો પણ, વિશેષણ કરતાં કચરો નામ જ ધ્રુવ સત્ય બને છે... સાવરણી અને કચરો એ સહઅસ્તિત્વ છે ! માણસ શા માટે જન્મ્યો ? એ વિશે વિવિધ મતો છે, કારણ કે વિવિધ વિચારસરણીઓ છે અને પ્રત્યેક પોતાને ઊંચી સાવરણી માને છે ! કચરામાં વૈવિધ્ય હોય તો સાવરણીમાં યે વૈવિધ્ય હોય જ ! *માણસ જન્મીને શું કરે છે ? ઠામનાં ઠીકરાં અને કાપડનાં ચીંથરાં !* શા માટે ? સાવરણી માટે હોઈ શકે ! પેલાં ઠીકરાં અને ચીંથરાં જ પુનરપિ જન્મમ્ પુનરપિ મરણમ્‌નો જીવંત બોધ આપે છે.

નવી સાવરણી આવી ત્યારે ઘરમાં કાંઈ સુધારક, કોઈ ક્રાન્તિકારનો પ્રવેશ થયો હોય એવો મંગલપર્યવસાયી આનંદ-ઉત્સાહ ગૃહિણીમાં હતો, પણ કામ પત્યું એટલે એણે જૂની સાવરણી શોધીને તેને જ કચરાના બાસ્કેટમાં નાખી દીધી ! અમારે માટે મંગલપર્વ જાણે શોકપર્વ બની ગયું... સૌને કચરો ગણી કાઢી, કચરાના બાસ્કેટમાં લઈ જતી હતી એ સાવરણી પણ કાળધર્મે કચરામાં ગઈ...! નવી સાવરણી પર કરુણાર્દ્ર દૃષ્ટિ ગઈ...ત્યારે શું નવા નવા સુધારકો અને ક્રાંતિકારીઓ પ્રત્યે નજર નહોતી ગઈ ?

'કંઈ ગાંડા થયા છો; થાળી પીરસી છે !' સાદ સાથે કહ્યાગરા કંથ જમવા બેસી ગયા.

જમીએ નહીં તો એંઠ શી રીતે પડે ?

## રથચક્રે, કુરુક્ષેત્ર... / રતિલાલ 'અનિલ'

જગન્નાથનો રથ જાણે મારામાં ફરવા માંડ્યો છે.

પૃથ્વી ફરતી નથી, પોતાની પ્રદક્ષિણા કરે છે.

વૃક્ષો આજીવન ઊભાં રહે છે અને ચાખડી અને ચક્ર રૂપે મરણોત્તર ગતિ કરે છે ! પ્રદક્ષિણા કરતાં નથી !

સંસ્કૃતિની શરૂઆત ઋષિખેતીથી થઈ હશે પણ માણસે સ્વયંવિહારી આખલાને નપુંસક બનાવી, બળદ બનાવી એના નાકમાં 'નાથ' નાખી એને નાથ્યો અને હળખેતી શરૂ કરી એ સંસ્કૃતિની, તે સાથે અંકુશની શરૂઆત હશે. (આ 'નાથ' શબ્દ બહુ ટિખળી છે, તે બળદના નાક તે જગન્નાથ સુધી પહોંચેલો છે! ) ખેતરમાં તો ખેડનારો અને જમીન ખેડનારા બળદ એક સાથે ચાલે - પેલા ચાર પગે, માણસ બે પગે અને વળી માણસ નાથેલા બળદને અનુસરે! બળદ થોભે - ખેડૂતને સૂચવે તું તો માણસ, મારી પાછળ ચાલે અને મને અનુસરે.પણ માણસને સસાદ સાથે કહ્યાગરા કંથ્ય જમવા બેસી ગયા.સ્વાર્થ ખાતર બળદને અનુસરવામાં નાનમ નહીં.

પદરવે ચાલતો માણસ ચક્રરવે દોડવા લાગ્યો ! સંસ્કૃતિ જાણે સભ્યતા થઈને આગળ વધી તે રથચક્રે ઠેઠ કુરુક્ષેત્રે પહોંચી ગઈ ! આ સમય અનંત વિસ્તરેલો છે, આકાશ અનંત વિસ્તરેલું છે, હવા અનંતવ્યાપી છે. એમને ક્યાંય શરૂઆત કરવાની નથી અને ક્યાંય પહોંચવાનું નથી અને પોતામાં જ પવન થઈ દોડતી હવાને શું ક્યાંય પહોંચવાનું છે ખરું ! એમને તો પૃથ્વીની જેમ પોતાની પ્રદક્ષિણા પણ ફરવાની નથી!

માણસ શરૂ થાય છે અને અંતે વિરમે છે. ના,ના, એ સમયજીવી નથી, નથી, નથી ! એ અંતે,'વાસી' છે, શરૂઆતે 'તાજો ' હોય. એ દીર્ઘાયું હોય તો પણ અલ્પજીવી છે. એ 'હું'ની પ્રદક્ષિણા કરે છે કે ચક્કર લગાવે છે તે અદૃશ્ય હોય છે. જે સર્વત્ર વ્યાપ્ત છે – તેને સ્મૃતિની શી જરૂર ? ગતિની શી જરૂર ? આકાશમાં, હવામાં માઈલસ્ટોન નથી હોતા. માણસ હોય ત્યારે ત્યાં જ હોય છે અને પગ ઉપાડે છે ત્યારે પોતે ક્યાંથી ઉપડેલો એની ખાંખટ, એટલે એણે સંકેતો, સૂચકો રચ્યાં, નામો આપ્યાં અને એ જ એની કહેવાતી 'સ્મૃતિ' બની. સમય, આકાશ અને હવાને સંકેતો, સૂચકો, સંજ્ઞાઓની શી જરૂર ? ભાષા અને અંકશાસ્ત્રની શી જરૂર ? અને એક અનંત મૌનને સમજવા કરતાં સૂચવવા માટે માણસ એમને 'મૂગા' કહે છે ! *જેમને બોલવાનું નથી તેમને મૂગા રહેવાનું શી રીતે હોય ! જે ચાલતા જ નથી, તેમને થોભવાનું ક્યાં રહે છે !* મહાસાગર ક્યાંય જતો નથી, એ પોતે જ પોતામાં ગતિ કરે છે ! સમય પણ ક્યાંય જતો નથી આકાશ પણ ક્યાંય જતું નથી, હવા પણ ક્યાંય જતી નથી. એ સર્વ પેલા મહાસાગરની જેમ પોતામાં આંદોલિત વિહાર કરતાં હોય. એમને બહુ તો પોતામાં આંદોલિત વિહાર કરવાનો હોય, હવા તો પોતામાં વિહાર કરે છે તે અનુભવાય છે, વર્ષાએ આકાશ પણ પોતામાં વિહાર કરે છે, આંદોલિત થાય છે. આ 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે' એવું છે ! આકાશ, સમય,હવા શું, હિમાલયને પણ સ્મૃતિની જરૂર નથી. છે એટલે છે ! ક્યાં જવા આવવાનું, ઊંઘવા, જાગવા, ચાલવાની જરૂર છે કે સ્મૃતિની જરૂર હોય ? શબ્દ અને અંકો માણસની સ્મૃતિ છે. ઈશ્વરે માણસને પ્રગટ સ્મૃતિ, વાચા આપી જ નથી, માણસે શબ્દ-સંજ્ઞા, અંકસંજ્ઞા ઉપજાવી તેને સ્મૃતિ બનાવી છે અને તે માટે એણે ચક્રો ચલાવ્યાં છે- જે ચાલતાં જ નથી તેમને સંજ્ઞાચક્ર બનાવી ચલાવે છે ! સમયચક્ર, ઋતુચક્ર. ચાલવું છે માણસને, સ્મૃતિને આગળ પાછળ ચલાવવી છે – એટલે સંજ્ઞાઓના ચાડિયા ઊભા કર્યા છે ! આકાશ પાછળ જતું નથી, સમય પાછળ જતો નથી અને જે મરતા જ નથી તેમને ઈતિહાસની શી જરૂર !

સમય આદિથી (હોય તો) અનંત સુધી લંબાયેલો કે વિસ્તરેલો છે. આકાશ અનંત વિસ્તરેલું છે. પણ માણસે પોતાની સ્મૃતિ માટે ચક્કર ચલાવ્યાં ! જે

ક્યાં જતું આવતું નથી જે ચાલતું જ નથી, એને ફરવાનું અને ચકાકારે ચાલવાનું હોય જ નહી ! છતાં માણસે પોતાની સ્મૃતિ માટે સમયચક્ર બનાવ્યું અને એ ચક્કર ચલાવ્યું ! એક પછી એક હારબંધ આવે છે તે ઋતુઓ, તે સાથે આકાશને ચક્ર બનાવીને સંજ્ઞાઓનું ચક્કર ચલાવી અને 'પોતાની સ્મૃતિ' કહી ! આ માણસ તો માનવઆકારને ખેતરનો ચાડિયો પણ બનાવે છે અને પવન, તાપ, વર્ષા, તોફાનથી પોતાનું રક્ષણ કરી શકતો નથી તે ક્ષેત્ર - ખેતરનું રક્ષણ કરે છે એમ માણસે ઊભી કરેલી સૂચક સંજ્ઞાઓ એની સ્મૃતિનું રક્ષણ કરે છે ! એ અનંત,અફર વ્યવસ્થાના કાલ્પનિક, માન્યતાના આધારો ઊભા કરી પોતાની સ્મૃતિને સાચવે છે, એનું રક્ષણ કરે છે ! એ અલ્પજીવી, જે સમય વિરાટ છે તેને ટૂંકાવી પોતાને 'સમયજીવી' કહે છે. સપાટીને કાલ્પનિક ચકાકાર આપીને પોતાનું ગાડું ગબડાવે છે. જગન્નાથનો રથ પણ એમ જ લાકડાના પૈડે - ચક્કરે ચાલે છે. જે વ્યવસ્થા છે તે નથી, માણસે પોતાની સ્મૃતિ માટે જે સંજ્ઞાઓ રચી છે તે સૂચવે, તે વ્યવસ્થા છે! ઘટોત્કચે માયાબજાર રચેલું તે પહેલાંથી માણસજાત માયાબજાર રચતી આવેલી છે અને હજી રચ્યે જાય છે, ચક્કર ચલાવ્યે જાય છે. જગન્નાથના રથનાં પૈડાં - ચક્કર પણ એ ચલાવે છે, જેને 'નાથે' છે તેને 'નાથ' કહેવાનું તરખડ, ચક્કર ચલાવે છે અને ખેતરમાં ચાલનારા પગ લટકતા કે પલાંઠી વાળેલા રાખી, વાહનને બે ચક્ર આપી વાહનને કુરુક્ષેત્ર લઈ જાય છે, પછી કહે છે : 'બધું ઉપરવાળો કરે છે !' માણસના અભિપ્રાયમાં પણ આરોપ હોય છે.

## માસ્તર / જોસેફ શ્કવોરેટસ્કી

*મૂળ ઝેકમાંથી હિન્દીમાં અનુવાદ : નિર્મલ વર્મા*

હું ત્રીજા ધોરણમાં હતો ત્યારે વડીલોએ મને જર્મન ભાષા શિખવવાનો નિર્ણય કર્યો. આમ તો સ્કૂલમાં ચોથા ધોરણથી જર્મન ભાષા શિખવાતી હતી જ. બીજા ધોરણમાં મેં લેટિન ભાષા શિખવા માંડી હતી, અને વળી, ફ્રેન્ચ પણ ખરી. પણ મારી વાત કરું તો, મને તો અંગ્રેજી ભાષા શિખવાની રઢ હતી. મેં ફ્રેન્ચને બાજુએ રાખીને અંગ્રેજીની પ્રાયમર ખરીદી લીધી અને ઘરમાં છાની રીતે અંગ્રેજી શિખવા લાગ્યો. પરંતુ જર્મન ભાષા શિખવા મારે પિતાએ મને શ્રી કાટ્જને સોંપી દીધો. કાટ્જ પહેલાં જ્યાં યહૂદી બાળકો માટેની સ્કૂલ હતી તે યહૂદી ગલીના એક ઘરમાં રહેતા હતા. તેઓ યહૂદી ધર્મના શિક્ષક અને યહૂદીઓના પ્રાર્થનાગૃહ સિનાગોગના પાદરી પણ હતા. તેઓ થોડા ઠીંગણા હતા. માથાના વાળ ઝરી ગયા હતા, પણ ગાવામાં અને વાયોલિન-હારમોનિયમ વગાડવામાં અજોડ હતા. એક કલાક ભણાવવાના આઠ ક્રાઉન તેઓ લેતા હતા. મારા પિતાએ એટલા ઓછા પૈસા બીજા કોઈ શિક્ષકને આપ્યા ન હોતા.

પહેલા દિવસે એમના ઘરે જતાં મને ખાસ્સો ડર લાગતો હતો. યહૂદીઓની સ્કૂલના પહેલા માળે અગાઉ પહેલું ધોરણ ચાલતું ત્યાં કાચનું પાર્ટિશન હતું બારણે થોભીને મેં ઘંટડી વગાડી. અંદર એક તરફ પ્રાર્થનાઘર હતું. બીજી બાજુ પાદરીનું ઘર . મને તો ડર લાગતો હતો પણ કાટ્જ તો ખરેખર માયાળુ. તેઓ મને રસોડે તેડી ગયા. શરીરે ખાસ્સી ભરાઉ એમની પત્ની જૂના ગાઉનમાં ચૂલા પાસે બેઠી હતી. માસ્તરે મને રસોડાના મેજ સામે બેસાડી દીધો. મારી સામે જર્મન પ્રાયમર ખોલીને મૂકી. ચોપડીનું પાછલું કવર ફાટી ગયું હતું, એના પહેલા પાના પર કોઈ ગોળ અને ગંદી ચીજની બ્લેક-વ્હાઈટ છબિ હતી. માસ્તરે હેતાળ સાદે મને કહ્યું કે, ઈંડાંને જર્મનમાં 'એડ' કહે છે અને એમ જર્મન ભાષા શિખવાની શરૂઆત ઈંડાથી થઈ.

'દાસ ઈસ્ત એઈન ખેઈ' માસ્તરે કહ્યું અને મેં એ વાક્યને ગોખણશૈલીએ ઉચ્ચાર કર્યો.

'શું આ એક ઈંડું છે ? માસ્તરે પૂછ્યું.

મેં તરત જવાબ આપ્યોઃ 'હા, અને પછી હું એમનાં વાક્યોને દોહરાવતો ગયો.

કાટ્‌જ માત્ર જર્મન ભાષા જ જાણતા નહોતા, યહૂદી ધર્મ વિશે પણ ઘણું કહેતા અને શિખવતા. હિબ્રૂ ભાષા એમને માટે સામાન્ય હતી. એટલે તો યહૂદી છોકરા એમની પાસે હિબ્રૂ શિખવા માટે આવતા હતા. યહૂદીઓમાં એવી પ્રથા કે ધર્મ સાથે સંબંધ હોય એવું કોઈ પણ કામ કરતી વેળાએ માથે હૅટ રાખે.

કોઈ વાર હું વહેલો પહોંચી જતો ત્યારે માસ્તરની સામે યોનાથ લેવિજા અને ઈન્ઝીકખોનને બેઠેલાં જોતો. કોઈ અપરિચિત ભાષામાં બંને રહસ્યભર્યાં વાક્યો ગોખાતાં હોય. એ અપરિચિત ભાષા હિબ્રૂ હતી. બંનેએ કાટ્‌જે આપેલી હૅટ પહેરેલી હોય. એક રોજિંદી હૅટ, બીજી પ્રાર્થના વખતે પહેરવાની હૅટ તે એમની કાનની લગોલગ દબાયેલી હોય. ઉનાળાના દિવસ હતા. તેઓ ધર્મના પાઠ શિખવા આવે ત્યારે ખુલ્લા માથે એટલે માસ્તર એમને હૅટ પહેરવા માટે આપતા. દેખીતું છે કે પહેરનારા માટે એમના માથા કરતાં મોટી હોય. બંને ખુરશી પર બેઠા મને તુચ્છ ભાવે જોતા, જાણે તેઓ સૂચવતા હોય કે અમે બોલીએ છીએ એ ભાષા તું જાણતો નથી. તેઓ મોટ્ટા ઘાંટે બોલતા, માસ્તર વચ્ચે વચ્ચે એમની ભૂલ સુધારતા, રોકતા પણ ખરા. એ પરથી લાગતું કે ખુદ એ બંનેને એ ભાષાનું પાકું જ્ઞાન નહોતું. પણ હું તો સાવ કોરોધાકોર હતો એટલે મારા પર હસવાનો એમને હક ખરો.

પછીની વાત. કાટ્‌જની પુત્રી રૂથનાં લગ્ન થયાં ત્યારે હૅટો અંગર અજબ જેવી ઘટના થઈ. રૂથના લગ્ન ઈસીડોર કાફકા નામના યુવાન સાથે થયા હતા.આ નગરમાં નોટબુકોની એક નાની ફેક્ટરી એ ચલાવતા હતા. કૉલોન શહેરના વિખ્યાત રબ્બી ધર્મગુરુને ખાસ આમંત્રવામાં આવ્યા હતા. કાટ્‌જને ઘણા લોકો સાથે સારા સંબંધ હતા...એ બધા કહેતા કે કાટ્‌જ બહુ સારા યહૂદી છે... યુબ કાલોવ વિશે કહેવાતું કે એ ખરાબ યહૂદી છે એમ એમને માટે સારા યહૂદી કહેવાતું. એટલે તો રૂથના લગનમાં શહેરના યહૂદીઓ ઉપરાંત અનેક ઈસાઈઓ પણ આવ્યા હતા. ઉનાળાના દિવસ એટલે ઈસાઈઓ હૅટ પહેર્યા વિના જ આવ્યા હતા એટલે સિનાગોગમાં એમને

પ્રવેશવા દેવામાં આવ્યા નહીં, એમને એથી બહુ ખરાબ લાગ્યું... સૌને અંદર થતા લગ્નવિધિમાં ભાગ લેવો હતો. તેઓ બહાર ઊભા ગુસ્સામાં બોલતા હતા.

થોડીક વાર પછી ઈસાક આઈસનર દોડતાં દોડતાં આવી પહોંચ્યા. એમની મોટા થેલા લટકતા હતા. એમાં ઠસોઠસ હૅટો હતી. હવે એવી હેટોની ફેશન નહોતી. તે ખરીદનારાઓના અભાવે એમની દુકાનમાં પડી હતી. આઈસલર ધર્મોત્સવમાં પહેરવા યોગ્ય એ હૅટો એકેક ક્રાઉનમાં જર્મનોને ઉધાર વેચવા લાગ્યા. કોઈ મફતમાં ન લઈ જાય એ માટે ડિપોઝીટમાં દસ ક્રાઉન લઈ લેતા. થોડી વારમાં બધી હેટ વહેંચાઈ ગઈ કેમ કે લગ્નવિધિ શરૂ થઈ ગયો હતો. લોકો અંદર જવા ઉતાવળા થઈ ગયા હતા. પોતાના માથાના માપની હેટ પસંદ કરવા જેટલો સમય એમની પાસે ન હતો. જલદી જલદી ડિપોઝીટના પૈસા આપી હાથમાં આવે તે હેટ લઈ, પહેરી સિનાગોગમાં અંદર દોડી જતા. કોઈના માથે માથા કરતાં મોટી હેટ તો કોઈના માથે માપમાં નાની હેટ. મારા પિતા ખાસ્સા તગડા શરીરના, એમના માથે પણ ખાસ્સી મોટ્ટી સિલેટિયા રંગની, જોકર ટાઈપની હેટ. એમ,ને તે પહેર્યા પછી વારંવાર માથે હાથ મૂકીને સાચવવી પડતી હતી. મને તો એ જોઈને હસવું આવતું હતું. પિતાએ મને થપ્પડ મારી સિનાગોગની બહાર કાઢી મૂક્યો.

મારા શિક્ષક કાટ્ઝ હંમેશાં રસોડામાં મને ભણાવતા. એમની પત્ની ચૂલા પાસે ચૂપચાપ બેસી અમને ભણતા,ભણાવતા જોતી. પહેલા વર્ષે તો એ સાવ મૂગાં રહ્યાં,પણ ધીમે ધીમે એમનું મૌન તૂટ્યું. હું ધીમે ધીમે જર્મન બોલતા સમજતા શિખ્યો હતો. હવે અમે માત્ર પરીકથા અને એવી દિલચશ્પ વાર્તાઓની ચોપડી વાંચતા. હું જે વાંચતો, એનો સારાંશ માસ્તર સમજાવતા.

તે પછી, જર્મનોના આવ્યા પછી પણ હું બરાબર એક વર્ષ કાટ્જ પાસે શીખતો રહ્યો. એ દિવસોમાં ભણવાને બહાને અમે મોટે ભાગે રાજકીય પરિસ્થિતિ વિશે વાત કરતા. શ્રીમતી કાટ્જ મોટે ભાગે પતિની વાતમાં સૂર પુરાવવા વચ્ચે બોલતાં... આગલા વર્ષે તો એ સાવ મૂંગા રહેતાં હતાં.

મારા શિક્ષક કાટ્જ પોતાની ખાસ નિજી શૈલીએ ભણાવતા, પણ પછી ધોરણસર. હું બોલતો જતો સારા જૂના શરાબ, સારા જૂના શરાબના કે,

સારી જૂના શરાબ કો કે... માટે આદિ વચ્ચે વચ્ચે કાટ્જ માથું હલાવતા. એ વાક્યોને ગોખતાં, દોહરાવતાં મને જૂનો ઊંચો શરાબ પીવાની તલપ લાગતી – કાટ્જ કારક પદોમાં તો ઉપયોગ કરતા પણ ખરેખર કદી નહીં. શક્ય છે એ શરાબ પીતા હોય. પણ ખાસ નહીં, તેઓ ઘણા ગરીબ હતા.

પછી તો મને જર્મન ભાષા સારી રીતે બોલતા આવડી ગઈ. કાટ્જ મને હંમેશાં કહેતા : 'દાસ, વાસૂદ કાનસ્ટ, ડેનિયલ, દાસ કાહન ડોર નિયેમાન્ડ નેહમેન. ડાઈમ લર્ન, લર્ન ડ્યાંય (આ અણમોલ જ્ઞાન છે, ડેનિયલ, કોઈ એને તારી પાસેથી છીનવી નહીં શકે... એટલા માટે જર્મન શીખી લે.)

પછી કદી કદી એ મને પહેલાં મહાયુદ્ધના જમાનામાં પોતાની ગરીબ હાલતના કિસ્સા સંભળાવતા. એ દુકાળના દિવસ હતા અને લોકો પૈસા આપીને પણ કોઈ ચીજ ખરીદી શકતા નહોતા. કાટ્જ એ દિવસોમાં પણ ખેડૂતોને જર્મન ભાષા શિખવી ગુજારો કરતા.

– 'અને બદલામાં લોકો મને ખાવાપીવાની ચીજો આપતા હતા.' કાટ્જ મને જર્મનમાં કહેતા, 'લોટ, માખણ અને કોઈ કોઈ વાર માંસ પણ.' એકે એક શબ્દ પર ભાર મૂકી ધીમે ધીમે બોલતા જતા અને એ શબ્દો સાંભળી મારી ભીતર માખણ, લોટ અને માંસ ખાવાની લાલસા જાગી ઊઠતી. જો કે મિઠાઈઓ સિવાય બીજી ચીજો હું બહુ ઓછી ખાતો હતો.

કાટ્જ મને જર્મનમાં કહેતા : 'ડેનિયલ, તને બધું જ મળી શકે છે, રૂપિયા-પૈસા, બધું જ... માત્ર અહીં કંઈક હોવું જોઈએ.' અને એ આંગળીથી પોતાના ગંજા માથા તરફ સંકેત કરી કહેતા : 'જે અહીં છે તે કોઈ છીનવી શકે નહીં.' વળી આગળ કહેતા : 'અગર નવું યુદ્ધ શરૂ થઈ જાય તો આપણને ઝાઝી તકલીફ ઉઠાવવી નહીં પડે. લોકો હંમેશાં જર્મન શીખવા ઇચ્છશે અને હું કહીશ કે ટ્યૂશન - ફી પૈસામાં આપવાને બદલે લોટ, માખણ અને માંસમાં આપી શકો છો... દૂધ પણ...' એકાએક એમને યાદ આવતું અને એ તુષ્ટ ભાવે સ્મિત કરતા.

શુક્રવારની સાંજે માસ્તર વહેલા છોડી દેતા, કલાક પહેલાં જ મને ઘરે જવા માટે રજા મળી જતી. એ દિવસ એમની પ્રાર્થનાનો હોય. મંગળવારે વધારે સમય ભણાવીને શુક્રવારની અધૂરપ પૂર્ણ કરતા.

પણ, પ્રાર્થનાના દિવસે હું ઘરે જવાને બદલે દાદર પાછળના અંધારિયા ખૂણામાં છુપાઈને એમને જોયા કરતો. કાચના પાર્ટીશન પાછળથી પ્રાર્થનાગૃહ તરફ જતા યહૂદીઓના ચહેરા મને દેખાતા. શહેરના જાણીતા ચહેરા યોનાથ લેવિથના પિતા અબ્રાહમ લેવિથ, ડૉક્ટર સ્ટ્રૉસ, ઓહરેન્જુગ – જેમની કાપડની મોટી દુકાન હતી, એમનો દીકરો વેન્નો ઑહરેન્જુગ બીજા લોકોયે ખરા, પણ હું એમને ઓળખતો ન હતો.

થોડી વાર પછી પ્રાર્થનાગૃહમાંથી ગાવાનો અવાજ આવતો સંભળાતો, માસ્તર કાટ્જનો અવાજ પછી બીજા સામટા અવાજો ઊંચે ઊઠતા મને એ અશક્ય લાગતું કે લેવિથ, ઓહરેન્જુગ કે ડૉ.સ્ટોર્સ જેવા ભદ્ર લોકોના હોઈ શકે ! અવાજો ધીરે ધીરે ઊંચે ઊઠતા જતા અને વચ્ચે સહસા કાટ્જનો સ્વર બહુ શક્તિશાળી, અવસાદભર્યો અને સુંદર થઈ જતો. હું સાંભળતો રહેતો, મારી ભીતરમાં એક અજબ, અજાણી ભયાનક આકાંક્ષા ઊભરવા લાગતી.

લથડતા પગે હું દાદરના અંધારિયા ખૂણામાંથી બહાર નીકળી સ્કૂલ સામે આવી જતો. ડુંગર પરના કિલ્લા પરના બૂરજો પર કાળું ભૂરું આકાશ પથરાયેલું હોય અને ત્યાં આછો આછો તારો આંસુ જેવો ચમકતો દેખાતો. સાંજના અંધકારમાં ઘરે જતાં મને કાયમ દેવળમાંથી આવતો ઑર્ગનનો સંગીતધ્વનિ સંભળાતો અને ત્યારે મારી ભીતર પાગલ કરી દેતી ઘેરી ઉદાસીનતા ઘુમરાવા લાગતી, મને લાગતું : આંખમાંથી આપોઆપ આંસુ ફૂટવા માંડશે.

મને એવે વખતે કાયમ વિચાર આવતો કે યહૂદીઓ આટલા વિલાપભર્યા સ્વરમાં કોને વારંવાર બોલાવે છે, શા માટે આટલા રડે છે, ચીસો પાડે છે !

એક વાર કાટ્જને ત્યાં ભણવા ગયો ત્યારે પ્રાર્થનાગૃહનું બારણું અડધું ખુલ્લું હતું. ડરતો ડરતો અંદર ગયો. ઓરડામાં એક લાંબો પરદો લટકતો હતો, તેના પર ગૂંથણ થયેલું હતું. બારીઓ પર પૅલેસ્ટાઇનનો નકશો હતો, તેનું શીર્ષક હિબ્રૂ ભાષામાં લખેલું હતું. મને માત્ર નકશો સાંભરે છે, કારણ કે, થોડી વારમાં ઘરડો અર્નો કાઉસ આવી ચઢ્યો હતો. એ પ્રાર્થનાગૃહની સફાઈ કરતો હતો. એણે મને તરત જ બહાર નીકળી જવા કહ્યું. સંભવ છે કે એ લોકો પૅલેસ્ટાઇનને ફરી મેળવવા માટે જ રડતા ને ચીસો પાડતા હશે. અગાઉ ત્યાં એમના પૂર્વજો રહેતા હતા ને સ્કૂલનો એ નકશો ઘણો, અજબ

થવા જેવો હતો. નકશીદાર ગૂંથણવાળો એ પરદો બહુ સમય પહેલાં જેરૂસલેમમાં ફાટી ગયો હતો.

કાટ્જની પુત્રી રૂથના લગ્ન થયા ત્યારે જાતજાતના વિધિ, અનુષ્ઠાન થયાં હતાં. એ દિવસોમાં કાટ્જ મને યહૂદીઓના ધાર્મિક વિશ્વાસ અને રીતરિવાજો વિશે કહેતા. એક વાર એમણે બારણાની ફ્રેમમાં બારણાના કથ્થાઈ રંગનું જ જડેલું બ્યૂગલ બતાવ્યું હતું. એથી અંદર મીણબત્તી હતી. એના પર ધાર્મિક મંત્ર કોતર્યા હતા. એમણે મંત્રોના અર્થ સમજાવ્યા હતા પણ હવે તે ભૂલી ગયો છું.

એક વાર જોયું કે ઘણા દિવસોથી એમણે દાઢી કરી નહોતી. પછી એમણે એ વિશે કહ્યું કે વ્રતના દિવસ હતા, એ દિવસોમાં હજામત ન થાય. એક બીજા સમયે કલમ-પેન્સિલનો ઉપયોગ બંધ કર્યો કેમ કે એ દિવસોમાં હાથે કામ કરવાની મનાઈ હતી. એક વાર એમણે મને કહ્યું કે યહૂદીઓનો એક જ કાયદો છે, 'જૂનો કાનૂન.'

હું એ અવસરે એમની હાજરીમાં બહુ ધાર્મિક બની ગયો અને મેં કહ્યું કે, કેથોલિકો નવા કાનૂનને પણ માને છે. એમણે કહ્યું કે હું એ વિશે જાણું છું, પણ એ કાનૂન ઈસુને મુક્તિદાતા રૂપે સ્વીકારતો નથી. મેં કહ્યું કે, અમે કેથોલિકો એમને મુક્તિદાતા રૂપે સ્વીકારીએ છીએ અને ત્યારે અમારી વચ્ચે ખાસ્સી ચર્ચા, દલીલો થઈ. પછીથી મને વિચાર આવ્યો કે દુનિયામાં નાના પ્રકારની કેટલી દિલચશ્પ ચીજો છે અને દરેક ચીજ એકબીજાથી ભિન્ન છે ! – સંતોષ પણ થયો.

વ્રત, તહેવારના દિવસોમાં માસ્તર મને ડબલરોટી ભેટ આપતા એમના પર કોઈક સ્થાનેથી પારસલમાં આવતી. એ ડબલરોટી મારા પિતા જ મોટે ભાગે ખાતા. ખાવાની બાબતમાં એમને કશી પરેજી નહોતી. માસ્તર કહેતા કે પેટના દર્દીઓ માટે બહુ ફાયદાકારક છે. કેમકે એ માત્ર પાણી અને લોટની બનેલી હોય છે.

લગ્નના એક દિવસ પહેલાં રૂથને કેટલીક સ્ત્રીઓ સાથે એક ઓરડામાં પૂરી દેવામાં આવી હતી. ત્યાં એના પ્રત્યેક અંગને ધોવામાં આવ્યું, એને નવડાવવામાં આવી, કદાચ એના દેહ પર સુગંધિત તેલ માલિશ કરવામાં

આવેલું. પણ એ વિશે હું ચોક્કસપણે કહી શકું નહીં. એવા તેલમાલિશની પ્રથા કેથોલિક ધર્મ સંપ્રદાયમાં છે અને અહીં એ ભૂલથી યાદ કરી. ગમે તે હોય, પણ રૂથ કેવી નગ્ન, ધોળી રૂથ સ્નાનના ટબમાંથી બહાર આવી હશે અને યહૂદી સ્ત્રીઓએ એના દેહને સુગંધી તેલથી ચોળ્યો મસળ્યો હશે – એવા વિચારે હું અજબ રીતે હું ઉત્તેજિત થઈ ગયો. આજે એ ચિત્ર ગોપનીય, સુંદર અને અતિ પવિત્ર ભાવે ઉત્તેજિત કરી દે છે.

રૂથ ખરેખર કુંવારી છોકરી હતી અને એનો થનાર પતિ ઇસીડોર કાફ્કા પણ અવશ્ય કુંવારો હતો. જોકે એ દેખાવે ખરાબ હતો. ખાતોપીતો માણસ, ખાસ પૈસાદાર નહોતો, ઓર્થોડોક્સ યહૂદી હતો.

પોતાની ખાસ 'યહૂદી રોટી' વિશે માસ્ટર કાટ્ઝ રસપૂર્વક બોલતા. એમને ડાયાબિટીસનો રોગ હતો. ઘરેલુ મિઠાઈ, પેસ્ટ્રી અને એવા રોગી માટેની બધી ચીજોની એમને પરેજી હતી. મને એમની એ બિમારી ઘણી દિલચસ્પ અને આકર્ષક પણ લાગી, ક્યારેક ક્યારેક ઈર્ષ્યા પણ થતી કે તેઓ બધું ખાઈ શકતા નથી પરંતુ હું બધું ખાઈ શકું છું, જોકે મને મિઠાઈઓ સિવાય કોઈ ખાદ્યચીજ સારી લાગતી નહોતી.

એ દરમિયાન, હું એક વાર માંદો પડી ગયો મને અજબ પ્રકારનો પેશાબ આવવા લાગ્યો. ડૉ.સ્ટોર્સે કહ્યું કે મારી પેશાબકોથળી ખરાબ છે, એમણે મને પરેજી સૂચવી, પણ એ પથ્ય કાટ્જના પથ્ય કરતાં સાવ ઊલટું હતું.

'શું ?' કાટ્જે ચિંતાતુર સાદે મને પૂછ્યું, ડેનિયલ, તને માંસ ખાવાની મનાઈ છે ? વારું, તું ચરબી પણ ખાઈ શકે નહીં ?' મને લાગ્યું કે એકાએક તેઓ બહુ ગમગીન થઈ ગયા છે અને કશુંક વિચારવા લાગ્યા છે.

મને એ વાતનો ગર્વ હતો કે હું પણ દર્દી છું અને મારો પણ પથ્ય ખોરાક છે, મને તો એ વિશે ડિંગ મારવાનો ઉત્સાહ હતો પણ કાટ્જનો ચહેરો પીળો પડી ગયો હતો.

અચાનક એમણે કંપતા સાદે કહ્યું, 'ડેનિયલ, કોઈ માણસને ડાયાબિટીસ થઈ જાય. તે સાથે પેશાબની બિમારી, તો એ બિચારો ખાય શું ? એ તો ખરેખર ભૂખે મરી જાય !'

લગ્નના નવ મહિના પછી માસ્તરની છોકરીએ એક નાની બાળકીને

જન્મ આપ્યો – નામહાના. માસ્તર તો ફૂલ્યા ન સમાય, હાના વિશે વાતો કર્યા કરે. કહે કે બાળકી ખરેખર બહુ રૂપાળી છે, એના વાળ તો અપ્સરાઓ જેવા છે... વાઈ આઇન એંગલખેલ (એંજલ જેવા).

એક વાર એ ખૂબ પ્રસન્ન દેખાતા હતા. મને કહે, 'છોકરીના સાસરેથી હમણાં જ આવ્યો છું.' એમણે મેજનું ખાનું ખોલી એક મોટું પુસ્તક કાઢ્યું, એની જિલ્દ ઊંધી બાંધેલી હતી કારણ કે એનો આરંભ અંતથી થતો હતો. મને પુસ્તક બતાવી કહે, 'આ મેં હાના માટે સાચવીને રાખ્યું છે. એક દિવસ એને આની જરૂર પડશે.' એ બાળકને હિબ્રૂ શિખવવાની પ્રાયમર હતી, એ વાંચીને એ ભાષા શિખાય. એ ભાષામાં યહૂદીઓનું બાયબલ છે. મને લાગે છે કે તેઓ એને બાયબલ નથી કહેતા. એ પ્રાયમરમાં ઈંડાં, બિલાડીઓ, કૂતરાં અને જૂની શૈલીનાં કપડાં પહેરેલા છોકરાઓની છબિ હતી – અમારી એક ભાષાની પ્રાયમરની જેમ.

મેં ચોપડીની પ્રશંસા કરતાં જર્મનમાં કહ્યું, 'હાના, દાસ ઇસ્ત શોઓનર નામે.' હાના કેવું સુંદર નામ છે. માસ્તર એ સાંભળી વધારે પ્રસન્ન થયા.

એ પછી અમારા શહેર પર હિટલરનો કબજો થઈ ગયો, યહૂદીઓની વિરુદ્ધ કાયદા જાહેર થઈ ગયા. એ દિવસોમાં હું કાટ્જના ઘરે જતો – જોકે મારે જવાની દેખીતી જરૂર નહોતી. હું જર્મન ભાષા શીખી ગયો હતો. પરીકથા, વાર્તાઓ વાંચવાનું બંધ કરી દીધું હતું અને હવે અમે રાજકારણ, માત્ર રાજકારણ વિશે વાતો કરતા હતા. હિટલર અને જર્મનોને ગાળો દેતા. માસ્તર તો ફરિયાદના સૂરે બડબડતા. એમની પત્ની પણ ખેદના સાદમાં કંઈક કહેતી અને હું ગુસ્સામાં હિટલરને બોણાટતો. જોકે હું બરાબર જાણતો નહોતો કે હિટલર નામનો માણસ વાસ્તવમાં શું ઇચ્છે છે.

ઓહ... અમારે, યહૂદીઓને શું શું સહન કરવું પડ્યું નથી...' માસ્તર કહેતા અને મને લાગતું કે એ મને નહીં. છત ઉપરના આકાશમાં કોઈને કહે છે.

હું ઘરે પાછો ફરતો ત્યારે રસ્તે ધાર્મિક સરઘસોની આગળ બ્લેક બોર્ડ પર પોતાનો ધર્મ છોડનારા યહૂદીઓનાં નામ વાંચતો.

એ પછી કોઈ અનામી વ્યક્તિએ સ્થાનિક અખબાર 'આર્યોનો સંઘર્ષ'માં

એક લેખ લખ્યો. એમાં લખ્યું હતું કે, 'શહેરમાં અમુક બેન્કના ડાયરેક્ટર પોતાના છોકરાને જર્મન શિખવવાને માટે યહૂદીઓના સિનાગોગના પાદરી એડોલ્ફ કાટ્જ પાસે મોકલે છે.' એ લેખ વાંચી મારા પિતા ભડકી ઊઠ્યા, પણ લાચાર થઈને બેસી રહ્યા, અને એ દિવસથી મેં કાટ્જને ત્યાં જવાનું બંધ કર્યું. એ દિવસથી પિતાની પણ પડતી શરૂ થઈ ગઈ. લોકોમાં ખબર ફેલાઈ ગઈ કે તેઓ યહૂદીઓને ચાહે છે. મારા પિતા ગુસ્સાથી ઊકળતા રહેતા, લોકોને અપશબ્દો કહેતા. એક વાર અચાનક મધરાતે કોઈએ અમારા ઘરનું બારણું ખખડાવ્યું. આવનારા મારા પિતાને બળજબરીથી બહાર લઈ ગયા... એમને ઠીક કપડાં પહેરવાનો સમય પણ ન મળ્યો. એ પછી મેં એમને ખાખી પાટલૂન પહેરેલા જોતો. કાયમ ખિજાયેલા ને અકળાતા રહેતા ઘરે રહેતા. ક્યારેક મને 'પણ ખીજમાં તમાચો મારી બેસતા કે ધારીદાર ખમીશ અને શિકારીઓ માટેની હેટ પહેરી દાદાની સાથે બહાર નીકળી પડતા. ઈશ્વર જ જાણે કે એ દિવસોમાં તેઓ લોકોને ગાળો દેતા હતા કે નહીં... કદાચ દેતા હશે, એમનો એ સ્વભાવ હતો, પણ અમે એ વિશે એ પછી કંઈ સાંભળ્યું નહીં.

અખબારમાં પેલો લેખ છપાયાને ત્રણેક સપ્તાહ થયા હશે. એક દિવસ કલ્પી ન શકાય એવું બન્યું. માસ્તર કાટ્જ ઘર તરફ આવતા દેખાયા. એમણે કાળો ઑવરકોટ પહેર્યો હતો, કૉલર ધૂળ, તેલથી ગંદો થઈ ગયો હતો. એમણે ઘંટડી વગાડી, આગલા ઓરડામાં થોભ્યા, પછી અંદર ચાલ્યા આવ્યા. ઑવરકોટ પહેરીને જ એ ખુરશી પર બેસી ગયા અને વિનીત, શાંત ભાવે હસવા લાગ્યા. 'ડેનિયલ, શી વાત છે ?' એમણે જર્મન ભાષામાં પૂછ્યું, 'ઘણા દિવસથી તું દેખાયો નહીં. મને એમ કે તું માંદો પડ્યો હશે.'

મારો ચહેરો લાલ થઈ ગયો. મેં કહ્યું, 'માસ્તર સાહેબ, હવે હું તમારી પાસે નહીં આવી શકું.'

'હું...' આગળ બોલું તે પહેલાં પિતા ઓરડામાં આવ્યા. એમનો ચહેરો શરમથી લાલ થઈ ગયો હતો. એમણે મને બહાર મોકલી દીધો, ને માસ્તર પાસે જઈને બેઠા. ક્યાં સુધી તેઓ માસ્તર સાથે વાત કરતા રહ્યા. પછી માસ્તર ઓરડાની બહાર આવ્યા, એમની પાછળ પિતાજી. માસ્તરનું ગંજુ

માથું નીચું નમ્યું હતું અને ચહેરા પર લાંબું, કોમળ, યહૂદી નાક બહાર નીકળી આવ્યું હતું.

મને જોઈ મારી સાથે હાથ મેળવ્યા અને હંમેશની જેમ જર્મનમાં કહ્યું, 'ઑલ્સો, આઉફ વાઇડન સેહન, ડેનિયલ !'

મેં ઉત્તરમાં કહ્યું, 'આઉફ, વાઇડર સેહન, હર લેહરર !'

હવે અમારા ઘરનાં દ્વાર માસ્તર અને એમના ઑવરકોટની પાછળ બંધ થઈ ગયાં, ને હું ઓરડામાં આવી રડવા લાગ્યો. પિતાજીનો ચહેરો પણ આંસુથી ભિંજાયેલો હતો, પણ થોડી વારમાં એમનો ઉકળાટ પાછો ફર્યો અને તેઓ મારી નાની બહેન હાન્કાને દબડાવવા લાગ્યા કે તું પિયાનો પર પ્રેક્ટીસ કેમ નથી કરતી ?

એ પછી કાટ્જને મેં લાંબા સમય સુધી ન જોયા. એ દરમિયાન યહૂદીઓને સ્ટાર (ઓળખ) લગાડવાનો હુકમ મળી ગયો હતો. એક દિવસ શહેરના રસ્તે બ્લાદિક મને મળી ગયા. એ અમારી બેન્કના મેનેજર હતા અને પિતાને કોન્સનટ્રેશન કેમ્પમાં પૂરી દીધા એટલે એ બેન્કના ડાયરેક્ટર બની ગયા હતા. રસ્તે રોકી એ મને પૂછતા હતા. બીજી બાજુ નાકે અખબારોનો સ્ટોલ હતો... મેં ત્યાંથી કાટ્જને નીકળતા જોયા. એમના હાથમાં પિક્ચર પોસ્ટકાર્ડ હતો અને કાળા ઑવરકોટ પર પીળો તારો ટાંગેલો હતો. મને જોતાં એમના ચહેરે સ્મિત ખીલી ઊઠ્યું. ખુશીના હેલારામાં કદાચ એ કોટ પર ટાંગેલો પીળો તારો ભૂલી ગયો હતો. મારી પાસે આવી પ્રસન્નતાથી બોલ્યા : 'ગુડ મોર્નિંગ ડેનિયલ ! ઘણા દિવસથી દેખાયો નહીં, ક્યાં હતો ?

મેં કંઈક અસંમજસમાં એમના અભિવાદનનો ઉત્તર આપ્યો. મને પણ એમને જોઈને ઘણી ખુશી થઈ હતી... એ તો પહેલા જેવા જ હતા.

'ગુડમોર્નિંગ માસ્તર સાહેબ ! તમે કેમ છો ?' મેં કહ્યું.

સહસા મેં એમની પાછળ સળવળાટ જોયો... પાછળ ફરીને જોયું તો શ્રીબ્બાદીદ મારાથી અલગ થઈને લાંબાં લાંબાં પગલાં ભરતાં રસ્તા પાર કરી રહ્યા હતા. એમણે ઓઢેલો ઝભ્ભો હવામાં ઊડતો હતો. એકાએક હું ગુસ્સાથી સળગી ઊઠ્યો. હું માસ્તર તરફ વળ્યો અને મેં એમને કહ્યું, 'હું તમારી સાથે ઘર સુધી આવું છું.'

બધા લોકો સામે હું રસ્તે માસ્તર સાથે ચાલવા લાગ્યો. માસ્તર પણ આસપાસનું વાતાવરણ ભૂલી ગયા અને અમે ખુલ્લા મને હિટલર, યુદ્ધ, ડાયાબિટીસ અને એમની પૌત્રી હાના વિશે વાતો કરતા ચાલવા લાગ્યા. એમણે કહ્યું, હાના હવે ત્રણ વર્ષની થઈ ગઈ છે અને સારી રીતે બોલવા માંડી છે.

ઘણા લોકોએ અમને સાથે જોયા. સંભવ છે કે પિતાજીને એ કારણે વધારે કષ્ટ વેઠવા પડ્યાં હોય, પણ એ દિવસે મને એની પરવાહ નહોતી, કેમ કે, માસ્તર મને સારા લાગતા હતા.

તે પછી ઘણી દવાઓ પર બંધી આવી અને કાયદા અનુસાર એ દવાઓ યહૂદીઓને વેચી શકાય નહીં. ઇન્સ્યૂલિનનો પણ એમાં સમાવેશ થતો હતો. એ દિવસે કોઈ કામસર હું કેમિસ્ટની દુકાને ગયો. ત્યાં મારા મિત્ર બ્લાદા નોસાલ સાથે વાત કરતો હતો. એ વખતે કાટ્જ ઇન્સ્યૂલિન લેવા ત્યાં આવ્યા. એમને જાણ નહોતી કે યહૂદીઓને ન વેચવાની દવાઓમાં એ દવાનો પણ સમાવેશ થતો હતો. હું લેબોરેટરીમાં મારા મિત્ર સાથે અને શીશી-બાટલીઓ વચ્ચેથી એમનો કાળો ઓવરકોટ જોતો હતો.

મારી નજર કાઉન્ટર પાછળ ઊભેલા કેમિસ્ટ હેન્સ પર પડી. એમણે ક્ષોભથી માસ્ટર સામે જોયું, ધીરેથી ખાંસ્યા, પછી પૂછ્યું : 'ઇન્સ્યૂલિન ?'

'હા... બને એટલી જલદી આપો !' માસ્તરે કહ્યું.

કેમિસ્ટ માસ્તરને કંઈક કહેવા ઇચ્છતો હતો, પણ એ તો કંઈક જુદું કહ્યું એણે કહ્યું : 'આ અઠવાડિયે દવાનું પારસલ આવ્યું નથી.'

'વારુ, ક્યારે આવશે ?'

કેમિસ્ટના ચહેરે ક્ષોભ, લજ્જા છવાઈ ગયાં. માસ્તર સાથેની મારા પિતાનો ચહેરો લાલ થઈ ગયો હતો, એવું જ.

'જરા થોભો ! કેમિસ્ટે કાઉન્ટર નીચેથી એક પેકેટ બહાર કાઢ્યું, 'આ હૉસ્પિટલ માટે હતું, પણ તમે લઈ જઈ શકો છો, હવે પારસલ આવશે ત્યારે તમારી દવા હૉસ્પિટલને આપીશ.'

કાટ્જે આભાર માન્યો અને પેકેટ લઈને ચાલ્યા ગયા.

કેમિસ્ટ હેસ અમારી પાસે લેબમાં આવ્યા. એમનો ચહેરો લાલ હતો.

એમણે વ્લાદાને કહ્યું : 'અમુક સ્ત્રીના નામે ઇન્સ્યૂલિનનો કાર્ડ તૈયાર કરી દે, જેથી કાટ્જને નિયમિતપણે ઇન્સ્યુલિન આપી શકાય. પણ જરા હોશિયારીથી... દુકાનમાં લોકોની સામે નહીં.'

પછી એક દિવસ ઓર્ડર આવ્યો કે શહેરના તમામ યહૂદીઓને રેલવેગાડીમાં ભરી-ઠાંસીને ક્યાંક બહાર રવાના કરી દેવા.* એમને સવારે જવાનું હતું. હું તે દિવસે સવારે વહેલો ઊઠ્યો અને સ્ટેશને પહોંચી ગયો. આખી રાત માસ્તર વિશે વિચારતો રહેલો.

પાનખરનો એ ઝાંખો, ઉદાસ દિવસ હતો. હવામાં કકડતી ઠંડી હતી. સ્ટેશનની સામે યહૂદીઓની લાંબી કતાર લાગી હતી. હાથમાં પોટલાં, બંડલ લઈને મૂગા ઊભા હતા.

હું સ્ટાર હૉટલની પાછળ છુપાઈને ઊભો રહ્યો, તેઓ મને જોઈ ન શકે એવી રીતે. એક જર્મન પોલિસ ત્યાં ઊભો હતો. એ લાંબી લાઇનમાં મારી આંખો કાટ્જને શોધતી હતી. ઘણા જાણીતા ચહેરા જોવા મળ્યા... ડૉ.સ્ટ્રોસ, સારા એબલ્સ, ગોદમાં બાળક લઈને ઊભી હતી, લિયો ફેલ્ડ, લેવિથ વગેરે પણ હતા.

એકાએક મને કાળા ઑવરકોટમાં માસ્તર કાટ્જ દેખાયા. એમની પાસે ભારે ભરખમ માસ્તરપત્નીના બદસૂરત જમાઇ ઇસીદોર કાફકા ઊભા હતા. એક પીળા ચહેરાની નાની છોકરીએ એમનો હાથ પકડ્યો હતો એના પગે મેલાં મોજાં હતાં. મેં એ દિવસે પહેલી વાર જોયા.

થોડી વાર પછી જર્મન સિપાહીએ ઊંચા, ઘાંટા પા[illegible]ના સાદે કંઈ કહ્યું, કતાર હાલવા લાગી. માસ્તરે દોરીએ બાંધેલી પોટલી ઉપાડી અને બીજાઓ સાથે ધીરે ધીરે સ્ટેશન તરફ ચાલવા લાગ્યા.

ગુજરાતી અનુવાદ : રતિલાલ 'અનિલ'

---

* વાસ્તવમાં કોન્સનટ્રેશન કેમ્પ, ત્યાં તમામ વયના યહૂદીઓને ગેસ ચેમ્બરમાં મારી નાખવામાં આવતા હતા.

## પ્રથમ કબૂલાત : ફ્રેન્ક ઓ'કોનર

*અનુ : શરીફા વીજળીવાળા*

મારા દાદા મરી ગયા અને મારી દાદી અમારી સાથે રહેવા આવી એ દિવસથી બધી તકલીફોની શરૂઆત થઈ. આમેય સામાન્ય સંજોગોમાં પણ એક ઘરની અંદર સંબંધો તાણવાળા રહેતા જ હોય છે. પણ આ બાબતને વધુ વણસાડે એવી વાત એ હતી કે મારી દાદી એકદમ બુઢી ગામડિયણ હતી અને શહેરની જિંદગી માટે જરાક પણ ટેવાયેલી નો'તી. એનું મોઢું સ્થૂળ અને કરચલીવાળું હતું. એ ઉઘાડા પગે જ ઘરમાં આંટા માર્યે રાખતી જેની મારી માને સખત ચીડ હતી. જોડા એને ડંખતા એવું દાદી કહેતી. વાળુ વખતે એક આખો જગ ભરીને દારૂ અને તબાક ભરીને બટાકા લઈને બેસતી. ક્યારેક જરાક મચ્છી પણ લેતી. ટેબલ પર બટાકાનો ઢગલો કરીને પછી છરીકાંટાને બદલે આંગળીઓથી, ધીમે ધીમે ટેસથી ખાધે રાખતી.

હવે છોકરીઓ આમેય ચાંપલી હોય છે. પણ હું એવો બંદો છું જેને સૌથી વધારે છોકરીઓ તરફથી જ સહન કરવું પડ્યું હોય. દાદીના પેન્શનમાંથી દર શુક્રવારે એક પેની મેળવવા માટે મારી બેન નોરા એ વૃદ્ધ સ્ત્રીને જે મસ્કા મારતી... હું એવું કદી ન કરી શકું. મારી તકલીફ જ એ હતી કે હું વધારે પડતો પ્રામાણિક હતો. અને હું જ્યારે મેજરના દીકરા બીલ કોનેલ સાથે રમતો હોઉં, અને શાલમાંથી બહાર ડોકાતા દારૂના જગ સાથે મારી દાદીને ઘરના રસ્તે વળાંક લેતી જોઉં ત્યારે હું શરમથી મરી જતો. મેં બીલને મારા ઘરમાં નહીં આવવા દેવા માટે બહાનાંઓ બનાવ્યાં કારણ કે અમે જ્યારે અંદર જઈએ ત્યારે પાછળથી દાદી શું કરે એ બાબતે કંઈ કહેવાય નહીં.

જ્યારે મા કામે ગઈ હોય અને મારી દાદી ખાવાનું બનાવે ત્યારે હું એ ખાવાનાને હાથ પણ ના લગાડતો. એક વાર નોરાએ પરાણે ખવડાવવા કોશિશ કરેલી પણ હું એનાથી બચવા ટેબલ હેઠળ છુપાઈ ગયેલો. અને મારા બચાવ માટે મેં બ્રેડ કાપવાની છરી હાથમાં રાખી હતી. નોરા અતિ ગુસ્સે થઈ મારી પાછળ પડી. (આમ તો એ ગુસ્સે નો'તી થઈ. પણ એ જાણતી હતી કે મા તો નોરા કહેશે એટલું જ માનવાની અને એટલે જ એ દાદીનો

પક્ષ લેતી) મેં પેલી છરી એની સામે ઉગામી એટલે એણે મારો પીછો છોડી દીધો. મા કામેથી પાછી આવી અને મારા માટે ખાવાનું બનાવ્યું ત્યાં સુધી હું ટેબલ હેઠળ જ ઘુસેલો રહ્યો. પણ જ્યારે મોડેકથી પિતાજી ઘરે આવ્યા અને નોરાએ આઘાતભર્યા અવાજે કહ્યું : 'ઓહ, દાદા આજે વાળુ વખતે જેકીએ શું કર્યું તમને ખબર છે ?' અને પછી જે તમાશો થયો છે ! પિતાજીએ મને એક જમાવી દીધી. મા વચ્ચે પડી. આ પછી દિવસો સુધી પિતાજી મારી સાથે ન બોલ્યા ને મા ભાગ્યે જ નોરા સાથે બોલતી. અને આ બધું જ પેલી ઘરડી ઠચરી માટે થતું હતું ! ઈશ્વર જ જાણે છે મારું હૈયું કેવું બળતું હતું !

પછી, મારા કમનસીબની હદ તો જુવો. મારે મારી પ્રથમ કબૂલાત કરવાની હતી અને પ્રભુભોજમાં' ભાગ લેવાતો હતો. અમને આના માટે તૈયાર કરનાર રિયાન નામની એક ઘરડી બાઈ હતી. એ લગભગ દાદીની ઉંમરની જ હતી. એ કાળા રંગનો ઝભ્ભો અને ટોપી પહેરતી હતી. અને રોજ ત્રણ વાગે- બરાબર અમારા ઘરે જવાના સમયે જ એ નિશાળે આવતી અને નરક વિશે વાતો કરતી જે અમને લવારા જેવી લાગતી. બની શકે કે એણે બીજી જગ્યાઓ વિશે પણ વાત કરી હોય... પણ એ તો અકસ્માતે જ... કારણ કે એના હૈયામાં નરકનું સ્થાન પહેલું હતું.

એણે મીણબત્તી સળગાવી, નવો અર્ધો ક્રાઉન કાઢયો અને જે છોકરો નિશાળના ઘડિયાળ પ્રમાણે મીણબત્તીની જ્યોતમાં એક આંગળી માત્ર એક જ આંગળી ! - ધરી રાખે એને એ અર્ધો ક્રાઉન આપવાનું કહ્યું. હંમેશની જેમ અતિશય મહત્ત્વાકાંક્ષી થઈ મને એવું કરી બતાવવાની લાલચ થઈ આવી. પણ મેં વિચાર્યું કે એવું કરવાથી કદાચ લોભિયા પુરવાર થવાશે. પછી એણે અમને પૂછ્યું કે આ ટચૂકડી મીણબત્તીની જ્યોતમાં પાંચ મિનિટ માટે એક આંગળી - માત્ર એક આગળી ધરતાં અમે ઘભરાઈએ છીએ અને સળગતી ભઠ્ઠીમાં અનંતકાળ માટે આખા શેકાવાનો શું અમને જરાય ભય નથી ? અનંતકાળ માટે ! જરાક તો વિચારો એના વિશે ! આખો જીવનકાળ જતો રહે અને એ તો કંઈ નથી. તમારી પીડાઓના સમુદ્રમાં એક ટીપા બરાબર પણ નથી એ.' એ સ્ત્રી નરક બાબતે ખરેખર રસ પડે એવી હતી. પણ મારું ધ્યાન તો માત્ર પેલા અર્ધા ક્રાઉન પર જ ચોંટેલું રહેતું. પાઠ પત્યા પછી એ

અર્ધો ક્રાઉન એના પાકીટમાં મૂકી દેતી. અને એ બહુ મોટી નિરાશા હતી. એના જેવી ધાર્મિક બાઈ આમ અર્ધા ક્રાઉનમાં જીવ રાખે એ તમારા માન્યામાં ન આવે.

બીજા એક દિવસે એણે કહ્યું કે તે એક એવા પાદરીને ઓળખે છે જે એક રાતે એમની પથારીની પાંગતે એક અજાણી વ્યક્તિને નમેલી જોઈને જાગી ગયેલા. પાદરી જરાક – જરાક નહીં આમ તો ખાસ્સા –ડરી ગયેલા પણ તોય એમણે પેલી અજાણી વ્યક્તિને પૂછ્યું કે એને શું જોઈએ છે ? અને એ વ્યક્તિએ ઊંડા ઊતરી ગયેલા ઘોઘરા અવાજે કહ્યું કે એ કબૂલાત કરવા માગતો હતો. પાદરીએ કહ્યું કે અત્યારે તો કવેળા કહેવાય અને એ સવારે કબૂલાત કરે તો નહીં ચાલે ? પણ પેલા માણસે કહ્યું કે છેલ્લે જ્યારે તે કબૂલાત માટે ગયેલો ત્યારે એક પાપ કબૂલવાનું રહી ગયેલું. એ પાપ વિશે વાત કરવામાં એને શરમ આવી હતી અને હવે એ પણ હરપળે એના માથા પર સવાર થઈને રહે છે. પછી પાદરીને લાગ્યું કે આ જરા હાથથી ગયેલો કિસ્સો હતો. કારણકે એ માણસ ખરાબ કબૂલાત માટેની અને એ રીતે વળી એક મોટું પાપ કરવાની જીદ પકડીને બેઠો હતો. એ કપડાં બદલવા ઊઠ્યા.એ જ સમયે બહારના વાડામાં કૂકડો બોલ્યો અને જુવો મજા ! પાદરીએ જ્યારે આસપાસ જોયું તો પેલાનું નામોનિશાન નો'તું. માત્ર બળતા લાકડાની વાસ હતી. અને જ્યારે એમણે પોતાની પથારી તરફ જોયું ત્યારે એમણે બે બળેલા હાથની છાપ નો'તી જોઈ ? એનું કારણ છે કે પેલા માણસે બરાબર કબૂલાત નો'તી કરી. આ વાર્તાએ મારા પર ભારે આઘાજનક અસર કરી હતી.

પણ સૌથી ખરાબ તો ત્યારે થયું જ્યારે એણે અમને અમારા અંતરાત્માની તપાસ કઈ રીતે કરવી તે દેખાડ્યું. આપણે ઈશ્વરનું, આપણા ભગવાનનું નામ સ્વાર્થ વગર લઈએ છીએ ખરા ? આપણે આપણા માતાપિતાનો આદર કરીએ છીએ ખરા ? ( મેં એને પૂછ્યું કે આમાં દાદીનો સમાવેશ થાય ખરો ? અને એણે હા પાડી.) આપણે આપણા પડોશીને આપણી જાત જેટલો પ્રેમ કરીએ છીએ ખરા ? આપણા પડોશીની માલમત્તા મેળવવાની લાલસા રાખીએ છીએ ? ( દર શુક્રવારે નોરાને મળતી પેની બાબતે હું જે અનુભવતો તે મને યાદ આવ્યું.) હું એવા નિર્ણય પર આવ્યો કે એક યા બીજી રીતે મેં દસેદસ

ઈશ્વરી આજ્ઞા' તોડી હશે. અને આ બધું પેલી ડોશીને કારણે જ થયું છે. અને હું જોઈ શકતો હતો કે જ્યાં સુધી એ ડોશી આ ઘરમાં રહેવાની ત્યાં સુધી મારા હાથે કોઈ સારાં કામ થવાની આશા જ નો'તી.

કબૂલાતની વાતે હું એકદમ ભડકી ગયો હતો. જે દિવસે મારો આખો વર્ગ કબૂલાત માટે ગયો ત્યારે હું દાંતના દુખાવાના બહાને ન ગયો. મને આશા હતી કે મારી ગેરહાજરીની નોંધ નહીં લેવાય. પણ બરાબર ત્રણ વાગે, જ્યારે હું મારી જાતને બચી ગયેલી માનતો હતો ત્યારે જ શ્રીમતી રિયાન તરફથી એક માણસ સંદેશો લઈને આવ્યો કે શનિવારે મારે એકલાને કબૂલાત માટે જવાનું હતું અને બાકીના બધા સાથે પ્રભુભોજમાં હાજર રહેવાનું હતું. આટલું ઓછું હોય તેમ મા મારી સાથે આવી શકે એમ નો'તી એટલે એણે પોતાની બદલે નોરાને મારી સાથે મોકલી.

હવે આ છોકરી પાસે મને સતાવવાના એવા એવા રસ્તા હતા જેના વિશે મા કંઈ જાણતી નો'તી. અમે જ્યારે ટેકરીનો ઢોળાવ ઊતરી રહ્યા હતા ત્યારે એણે મારો હાથ પકડી રાખ્યો હતો. ઉદાસ સ્મિત સાથે એ કહેતી હતી કે મારા માટે એ અતિશય દુઃખ અનુભવતી હતી. એ એવી રીતે કહેતી હતી કે જાણે મને ઓપરેશન માટે દવાખાને લઈને જઈ રહી હોય !

'ઓહ, ઈશ્વર આપણને મદદ કરે !' એણે નિસાસો નાખ્યો. 'તું સારો છોકરો નથી એ ખરેખર કેટલી દયાજનક વાત છે, નહીં ? ઓહ, જેકી, મારું હૈયું તારા માટે લોહીના આંસુએ રડી રહ્યું છે ! તું એ બધાં પાપ વિશે કઈ રીતે વિચારી શકેલો ? દાદીના પગના નળા પર તેં લાત મારેલી એના વિશે એ લોકોને તારે કહેવું પડશે એ ભૂલતો નહીં.'

'મને જવા દે !' મેં મારી જાતને એના હાથમાંથી છોડાવવાના પ્રયત્નો કરતા કહ્યું : 'હું કબૂલાત કરવા માટે જવા જ નથી માગતો, છોડ મને.'

'પણ જેકી, તારે કબૂલાત કરવા તો જવું જ પડશે એની ખાતરી રાખજે.' એણે એવા જ દિલગીર અવાજે કહ્યું. 'અને જો તું નહીં જાય તો પછી મુખ્ય પાદરી તને શોધવા માટે ઘરે આવશે. ઈશ્વર જાણે છે કે મને તારા માટે જરાય દુઃખ નથી થતું એવું નથી. એ દિવસે ટેબલ હેઠળ તેં મને છરીથી મારવાની કોશિશ કરેલી એ તને યાદ છે ? અને તે મારી સાથે કેવી ભાષામાં વાત

કરેલી ? જેકી, મને નથી ખબર, એ લોકો તારી સાથે શું કરશે. કદાચ એ લોકોએ તને બિશપ પાસે મોકલવો પડે. હું કડવાશપૂર્વક વિચારતાં એ બધું યાદ કરતો રહ્યો જે મારે એને કહેવું હતું. – જો મેં એને એ બધું કહ્યું હોત – પણ એના તો પચાસ ટકાય એ જાણતી નો'તી. હું જાણતો હતો કે આ બધું એને કહી શકવાનો પણ નો'તો. અને મને એકદમ બરાબર સમજાઈ ગયું કે શ્રીમતી રિયાનની વાર્તાના માણસે કેમ ખરાબ કબૂલાત કરેલી. લોકો એની ટીકા કરવાનું બંધ નો'તા કરતા એ મારી દૃષ્ટિએ બહુ મોટી શરમની વાત હતી. મકાનો વચ્ચેની ખાલી જગ્યામાંથી મેં જોયેલ દેવળ તરફ જતો એ ઢોળાવ નદીની ખીણની સામે પાર આવેલી સૂર્યપ્રકાશથી ચમકતી ટેકરીઓ મને યાદ છે. મને એ પ્રકાશ આદમે જોયેલા સ્વર્ગની અંતિમ ઝાંખી જેવો લાગતો હતો.

પછી જ્યારે યુક્તિપૂર્વક એ મને લાંબી પગથાર ઉતારીને દેવળના વાડામાં લઈ ગઈ ત્યારે નોરાનો સૂર અચાનક બદલાઈ ગયો. એ ખરેખર જેવી હતી એવી જ ગુસ્સાથી રાતીપીળી થયેલી દુષ્ટ શેતાન બની ગઈ.

'હં.. હવે તું લાગમાં આવ્યો !' મને દેવળના બારણામાં ધકેલતાં એણે વિજેતાની અદાથી રાડ પાડી. 'અને હું આશા રાખું છું કે એ લોકો તને પશ્ચાત્તાપ માટે બાઈબલનું એક પુસ્તક[૩] પકડાવે, સાલા ગંદા કાફર છોકરા .'

હું જાણતો હતો કે હું હારી ચૂક્યો હતો. મેં મારી જાતને શાશ્વત ન્યાયના હાથમાં સોંપી દીધી. કાચની રંગીન તકતીઓવાળું બારણું મારી પાછળ ધડામ દઈને બંધ થઈ ગયું. સૂરજના અજવાળાની જગ્યાએ ઘેરું અંધારું છવાયું. બહાર પવન એવા સૂસવાટા મારતો હતો કે અંદરની શાંતિ, જાણે મારા પગ નીચે બરફ કચડાતો હોય એવી લાગતી હતી. કબૂલાતખાના પાસે નોરા બરાબર મારી સામે બેઠી. એની આગળ થોડીક ઘરડી સ્ત્રીઓ હતી. અને પછી દુ:ખી દેખાતો ગરીબડો શેતાન આવ્યો અને મને સજ્જડ પકડીને બીજી બાજુ લઈ ગયો, જેથી કરીને મારામાં હિંમત હોય તોય હું ભાગી ન શકું. એણે એના હાથ જોડ્યા અને આંખને છત તરફ ફેરવીને તે અતિ દુ:ખી અવાજે એની ઈચ્છાઓ વિશે બબડવા લાગ્યો. મને નવાઈ લાગી કે આ બિચારાને પણ મારી જેમ દાદી છે કે શું ! માત્ર દાદી જ માણસને આમ ભાંગી

પડેલી હાલતમાં પહોંચાડી શકે. પણ તોય મારા કરતાં એની હાલત સારી હતી. કારણ કે એ જઈને એનાં પાપ તો કબૂલી શકે એમ હતો. જ્યારે હું તો ભંગાર કબૂલાત કરવાનો હતો અને પછી રાતમાં મરી જવાનો હતો અને કાયમ પાછો આવી લોકોનાં ફર્નિચર બાળવાનો હતો.

નોરાનો વારો આવ્યો અને મેં બારણું બંધ થવાનો અવાજ સાંભળ્યો. અને પછી નોરાનો અવાજ – જાણે મોંમાં માખણ પીગળતું હોય એવો – આવ્યો. અને બીજી વાર બારણું અફાળવાનો અવાજ આવ્યો અને એ બહાર આવી. હે ઈશ્વર ! આ સ્ત્રીઓના દંભનું તો શું કહેવું ? એની આંખો નીચી નમેલી હતી, એનું માથું નમેલું હતું અને એના બેઉ હાથ પેટ પર જોડાયેલા હતા અને દેવળના છેડે ટેબલ તરફ જવા માટે પાટલીઓની હાર વચ્ચેથી ચાલતી હતી ત્યારે કોઈ સંત જેવી લાગતી હતી. તમે ભક્તિનું આવું પ્રદર્શન કદી જોયું હોય. અમારા ઘરના બારણાથી આખા રસ્તે શેતાનની દુષ્ટતાથી એ મને જે ત્રાસ આપતી આવી હતી એ હું યાદ કરતો હતો. અને વિચારતો હતો કે શું બધા ધાર્મિક લોકો આવા જ હશે ? હવે મારો વારો હતો. મારા અંતરાત્મામાં નરકની સજા પામવાના ભય સાથે હું અંદર ગયો. અને કબૂલાતખાનાનું બારણું એની જાતે જ મારી પાછળ બંધ થઈ ગયું.

ત્યાં એટલું બધું અંધારું હતું કે મને પાદરી કે કશું પણ દેખાતું નો'તું. પછી હું ખરેખર ડરવા લાગ્યો. આ અંધારામાં હવે હું હતો ને ઈશ્વર હતા. અને એ તો બધું જાણતા હતા. એ જાણતા હતા કે અહીં આવતા પહેલાં મારા ઈરાદા શા હતા. મારા બચવાની કોઈ તક નો'તી. અત્યાર સુધીમાં મને કબૂલાત સંદર્ભે મને જે કંઈ કહેવામાં આવ્યું હતું એ બધું મારા મગજમાં સેળભેળ થઈ ગયું. એક દીવાલ પાસે ઘૂંટણિયે પડીને મેં કહ્યું : 'હે ફાધર, મને માફ કરો, મેં પાપ કર્યાં છે અને આ મારી પહેલી કબૂલાત છે.' મેં થોડીક મિનિટ રાહ જોઈ પણ કંઈ થયું નહીં એટલે બીજી દીવાલ પર એ બોલી જોયું. ત્યાં પણ કશું ન થયું. ઈશ્વર મને બરાબર ઓળખી ગયો હતો.

એ પછી કંઈક એવું બન્યું હોવું જોઈએ કે મેં મારા માથા જેટલી ઊંચાઈએ એક પાટિયું જોયું. ખરેખર તો એ મોટા માણસો કોણી ટેકવી શકે એ માટેની જગ્યા હતી પણ મારી અધગાંડા જેવી હાલતમાં મેં માન્યું હતું કે કદાચ આ

એ જગ્યા હશે જ્યાં તમારે ઘૂંટણિયે પડવાનું હોય. અલબત્ત એ ઊંચે હતું અને એવું ખાસ પહોળું પણ નો'તું. પણ હું તો હંમેશાં ક્યાંય ચડવામાં અને ચડીને બરાબર ગોઠવાઈ જવામાં ઉસ્તાદ હતો. અહીં જોકે ચડ્યા પછી ટકી રહેવું જરા અઘરું હતું. મારા ગોઠણ ટેકવાય એટલી જ જગ્યા ત્યાં હતી. થોડેક ઊંચે લાકડાનો એક ખૂંટો હતો એ સિવાય પકડીને બરાબર બેસી શકાય એવું કંઈ નો'તું. હું લાકડાના એ ખૂંટાને પકડીને બેઠો અને જરાક મોટેથી એના એ શબ્દો ફરી વાર બોલ્યો. અને આ વખતે કશુંક ઠીક થયું. એક પાટિયું જરાક સરક્યું, જરાક અમસ્તું અજવાળું અંદર દાખલ થયું અને એક માણસનો અવાજ આવ્યો. 'ત્યાં કોણ છે ?'

'એ તો હું છું ફાધર' મને બીક હતી કે એ કદાચ મને જોઈ નહીં શકે અને વળી પાછા જતા રહેશે. હું તો એમને જરાય જોઈ શકતો નો'તો. જે જગ્યાએથી અવાજ આવ્યો એ પેલા લાકડાના ખૂંટાની નીચે હતી, બરાબર મારા ઘૂંટણ પહોંચે એ જગ્યાએથી અવાજ આવ્યો હતો. એટલે પછી મેં એ ખૂંટાને બરાબર પકડ્યો ને મારી જાતને નીચેની બાજુ એવી રીતે ઝુલાવી જેથી હું એ યુવાન પાદરીનો મારી તરફ ઉપરની બાજુ તકાયેલ ડઘાયેલા ચહેરો જોઈ શકું. મને જોવા માટે એમણે એમનું માથું ઉપરની બાજુ કરવું પડે એમ હતું અને મારે પણ એમનો ચહેરો જોવા માટે માથાને એમની બાજુ કરવું પડ્યું હતું. એટલે અમે લગભગ ઊંધાચત્તા રહીને વાતો કરતા હોય એવું લાગતું હતું. કબૂલાત કરવાની આ વિલક્ષણ રીત હશે એવું મને લાગ્યું પણ હું આવી કોઈ ટીકાટિપ્પણી કરવાની હાલતમાં નો'તો.

'ફાધર, મને માફ કરો. મેં પાપ કર્યાં છે. આ મારી પહેલી કબૂલાત છે.' હું એક શ્વાસે બધું ગગડાવી ગયો અને મેં મારી જાતને ઓછા અંધારામાં વધુ નીચે ફંગોળી જેથી પાદરી વધુ સહેલાઈથી મને જોઈ શકે.

'તું ત્યાં શું કરી રહ્યો છે ?' એકદમ ક્રોધભર્યા અવાજે એ બૂમ પાડી ઊઠ્યા. ખૂંટા પરની મારી પકડને જાળવી રાખવા માટે; મેં પરાણે ટકાવેલી નમ્રતા અને પાદરીએ અસભ્ય અવાજે કરેલ સંબોધન; આબેઉનો આઘાત વધુ પડ્યો હતો.

એટલે મેં મારી પકડ ગુમાવી, ગબડ્યો અને બેઉ બાજુની પાટલીઓની

વચ્ચોવચ્ચ ચત્તાપાટ પડતાં પહેલાં હું બારણા સાથે જોરદાર અફળાયો. કબૂલાતની રાહ જોઈને બેઠા હતા તે બધા લોકો ઊભા થઈ ગયા. એમનાં બધાનાં ડાચાં ફાટી ગયાં હતાં. પાદરીએ વચ્ચેના ખાનાનું બારણું ઉઘાડ્યું અને બહાર આવ્યા. એમના કપાળ પરની ટોપીને પાછળ ખસેડતાં એમણે કશુંક ભયાનક જોયું. નોરા ભડકેલા જાનવરની જેમ હું જ્યાં પડ્યો હતો ત્યાં દોડી આવી.

'ઓહ, ગંદા છોકરા, સાલા કાફર !' એણે કહ્યું 'તું આવું કરીશ એ મારે પહેલેથી જાણવું જોઈતું હતું. મારે જાણવું જોઈતું હતું કે તું મારો ફજેતો કરીશ જ. એક પળ માટેય હું તને મારી નજરથી દૂર રાખી શકતી નથી.'

હજી તો હું ઊભો થાઉં અને મારા બચાવમાં કંઈ કહી શકું એ પહેલાં તો એણે વાંકા વળીને મારા કાન પર જોરદાર થપ્પડ મારી દીધી. આ થપ્પડે મને યાદ દેવડાવ્યું કે પડવાને કારણે હું એવો તો બાઘો થઈ ગયેલો કે રડવાનું સુધ્ધાં ભૂલી ગયેલો. અને એટલે લોકો કદાચ એવું માને કે મને જરાય નો'તું વાગ્યું. જ્યારે હકીકતે તો કદાચ હું જિંદગીભર ખોડંગાવાનો. મેં મોટેથી ચીસ પાડી...

'આ બધું શું છે ?' કદી ન થયા હોય એટલા ગુસ્સે થઈને પાદરીએ ફૂંફાડો માર્યો અને નોરાને મારાથી દૂર ધકેલી. 'આવડા અમસ્તા છોકરાને આ રીતે મારવાની તારી હિંમત કેમની ચાલી ડંખીલી છોકરી ?'

'પણ ફાધર, હું આની સાથે મારું પ્રાયશ્ચિત્ત કરી શકું એમ નથી.' એમની સામે ગુસ્સાથી ડોળા કાઢી નોરા બરાડી.

'બહુ સારું, જા અને તારું પ્રાયશ્ચિત્ત કર, નહીંતર હું તને હજી વધારાનું કરવા આપીશ.' એમણે મને ઊભા થવા હાથ આપતાં પૂછ્યું; 'તું કબૂલાત માટે આવ્યો હતો દીકરા ?'

'હા ફાધર' મેં ડૂસકું ખાતાં કહ્યું.

'ઓહ' એમણે આદરથી કહ્યું 'તારા જેવા હટ્ટાકટ્ટા છોકરાએ તો ચોક્કસ ભયાનક પાપ કર્યાં હશે નહીં ? તારી આ પ્રથમ કબૂલાત છે ?'

'હા ફાધર' મેં કહ્યું.

'અરે એ તો બહુ ખરાબ...' ફાધરે ગ્લાનિપૂર્વક કહ્યું. 'તો તો

જિંદગીભરના ગુનાઓ... મને ખબર નથી આજના દિવસે હું તારાથી છુટકારો મેળવી શકીશ કે કેમ... હું આ ઘરડાંઓ સાથે પૂરું કરી લઉં ત્યાં સુધી તું રાહ જો એ જ સારું છે. તું એમના મોઢા પરથી જોઈ શકે છે કે એ લોકોને કંઈ ઝાઝું કહેવાનું નહીં હોય.'

'હું રાહ જોઈશ ફાધર.' મેં લગભગ ખુશ થઈને કહ્યું.

મને ફાધરના આવા વર્તાવથી ભારે રાહત મળી હતી. ફાધરની પીઠ પાછળથી નોરાએ મારી સામે જીભડો કાઢ્યો પણ મેં એને વળતો જવાબ આપવાની દરકાર સુધ્ધાં ન કરી. ફાધરે બોલવા માટે મોં ખોલ્યું એ ક્ષણથી જ હું જાણી ગયો હતો કે આ માણસ સામાન્ય લોકોથી વધુ બુદ્ધિવાળો છે. જ્યારે મને વિચારવા માટે સમય મળ્યો ત્યારે મેં જોયું કે હું કેટલો તો સાચો હતો. જે વ્યક્તિ સાત સાત વર્ષની જિંદગી પછી પહેલી વાર કબૂલાત કરતી હોય એને દર અઠવાડિયે કબૂલાત કરનારથી વધારે જ કહેવાનું હોય એ કારણે જ એમણે મને થોભવાનું કહ્યું હતું. જિંદગીભરના ગુનાઓ... એણે બરાબર એવું જ કહ્યું હતું ને ? એમની અપેક્ષા પ્રમાણે જ થયું હતું... ઘરડી સ્ત્રીઓ અને છોકરીઓનો નરક વિશેનો કકળાટ, બિશપ વિશેની વાતો અને પ્રાયશ્ચિત્ત માટેનાં ગીતો... આ બધા લોકોને આટલી જ વાતોની તો ખબર હતી. મેં અંતરાત્માને તપાસવાનું શરૂ કર્યું. અને મારાં દાદીને લગતાં અળવીતરાંને બાદ કરતાં ખાસ વાંધો આવે એવું ન લાગ્યું.

આ વખતે પાદરી પોતે મને કબૂલાતખાનામાં દોરી ગયા અને બારણું એ રીતે બંધ કર્યું જેથી હું એમને અંદર આવતા અને જાળીની બીજી બાજુ બેસતા જોઈ શકું.

'ચાલ ત્યારે શરૂ કરીએ એ લોકો તને શું કહીને બોલાવે છે ?' એમણે કહ્યું.

'જેકી, ફાધર' મેં કહ્યું.

'બોલ જેકી, તારે શું કબૂલવાનું છે ? એ હળવા મિજાજમાં છે ત્યાં સુધીમાં કદાચ આ બધું પૂરું થઈ જાય એવું ઇચ્છતા મેં કહ્યું : 'મેં મારી દાદીને મારી નાખવાનો કારસો કર્યો હતો.'

આ વાતથી એ જરાક હલી ગયેલા લાગતા હતા, કારણકે ઘણી વાર સુધી એ કંઈ ન બોલ્યા.

'બાપ રે બાપ' આખરે એ બોલ્યા. 'એ તો આઘાત આપનારી વાત છે. તારા ભેજામાં એમને મારી નાખવાનું આવ્યું કઈ રીતે ?'

'ફાધર' મેં મારી જાત માટે અતિ દિલગીરી થતાં કહ્યું, : 'એ એક ભયંકર સ્ત્રી છે.'

'ખરેખર' એમણે પૂછ્યું, 'કઈ રીતે એ ભયંકર છે ?'

'એ દારૂ પીએ છે ફાધર' મેં કહ્યું. માની વાત પરથી હું સારી રીતે જાણતો હતો કે દારૂ પીવો એ ભારે મોટું પાપ હતું. અને એટલે આશા રાખતો હતો કે આ વાતથી ફાધર મારા કિસ્સામાં બધુ સહાનુભૂતિથી વિચારશે.

'અરે બાપરે !' એમણે કહ્યું. હું જોઈ શકતો હતો કે મારી વાતથી એ પ્રભાવિત થયા હતા.

'અને છીંકણી પણ ફાધર' મેં કહ્યું.

'જેકી, આ તો ઘણો ખરાબ કિસ્સો છે, ખરેખર ઘણો ખરાબ' એમણે કહ્યું.

'અને ફાધર એ આસપાસ બધે ઉઘાડા પગે આંટા મારે છે.' જાત પરની દયાના આવેશમાં હું એક શ્વાસે બોલતો હતો. 'અને એ જાણે છે કે મને એ નથી ગમતાં. એ નોરાને કાયમ પેની આપે છે અને મને કંઈ નથી દેતાં. અને મારા પિતાજી હંમેશા એનો જ પક્ષ લે છે ને મને મારે છે. અને એક રાતે મારું હૈયું એટલું તો બળતું હતું કે મેં એને મારવાનું નક્કી કરી નાખ્યું.'

'અને પછી તું એની લાશનું શું કરવાનો હતો ? ' ફાધર એકદમ રસથી પૂછતા હતા.

'લાશના ટુકડેટુકડા કરી મારી પાસે જે હાથગાડી છે એમાં ભરીને દૂર લઈ જવાનું વિચારતો હતો.' મેં કહ્યું.

'અરેરેરે... જેકી' એમણે કહ્યું : 'તને ખબર છે ખરી કે તું એક ભયાનક છોકરો છે ?'

'મને ખબર છે ફાધર' મેં કહ્યું. કારણ કે હું પણ મારા વિશે બરાબર ફાધર જેવું જ વિચારતો હતો.'મેં નોરાને પણ ટેબલ હેઠળ ઘુસીને, બ્રેડ કાપવાની છરીથી મારી નાખવાની કોશિશ કરી હતી. પણ હું ઘા ચૂકી ગયો.'

'હમણાં તને જે મારતી હતી એ જ છોકરી ને ? એમણે પૂછ્યું.

'હા, એ જ ફાધર.'

'કોઈ એક દિવસ કોઈક છરી લઈને એને મારવા જશે અને એ ઘા નહીં જ ચૂકે.' એમણે જરાક અકળપણે કહ્યું. 'તારામાં ભારે હિંમત હોવી જોઈએ. આ વાતને આપણા બે વચ્ચે જ રાખજે પણ એવા કેટલાય લોકો છે જેમને હું મારવા ઇચ્છું છું પણ મારી હિંમત કદી ચાલી જ નથી. કોઈને ફાંસીએ લટકાવવું એ તો ભયંકર મોત છે.'

'ખરેખર ફાધર ?' મેં એકદમ ઊંડા રસથી પૂછ્યું. મને હંમેશાં આ લટકાવવા વિશે ભારે કુતૂહલ રહેતું. 'ફાધર, તમે કદી પણ કોઈને ફાંસીએ લટકતા જોયા છે ખરા ?'

'અરે કેટલાયને જોઈ કાઢ્યા' એમણે ગંભીરતાથી કહ્યું, 'અને એ બધા બરાડા પાડતા પાડતા મરેલા.'

'હં !!!' મેં કહ્યું

'ઓહ, ભયાનક મોત !' એ પરમ સંતોષથી બોલ્યા, 'મેં એવા કેટલાયને જોયા છે જેમણે એમની દાદીઓને મારી નાખી હોય. પણ એ બધા એવું જ કહેતા હતા કે એમ કરવાનો કોઈ અર્થ નો'તો.'

બરાબર દસ મિનિટ સુધી એ મારી સાથે વાતો કરતા રહ્યા અને પછી બહાર આવી દેવળના વાડા સુધી મારી સાથે ચાલ્યા. એમનાથી છૂટા પડતાં મને ખરેખર જ દુઃખ થતું હતું, કારણકે ધર્મના ક્ષેત્રમાં આજ સુધીમાં મને મળેલ માણસોમાં એ સૌથી વધારે રસ પડે એવા માણસ હતા. બહારની બાજુએ, દેવળના પડછાયાની પેલે પાર દરિયાકિનારે ઘૂઘવતાં મોજાં જેવો સૂર્યપ્રકાશ હતો. મારી આંખો એનાથી અંજાઈ ગઈ. પછી જ્યારે થીજી ગયેલી શાંતિ પીગળી અને મેં રસ્તા પરની ટ્રામની તીણી સિસોટી સાંભળી એ સાથે જ મારું હૈયું ઊછળી પડ્યું. હવે હું જાણતો હતો કે હું રાતમાં મરી નહીં જાઉં અને મારી માના ફર્નિચર પર નિશાનીઓ મૂકી જવા પાછો નહીં આવું... મારી મા માટે એ કેટલી મોટી ચિંતાની વાત હતી ? આમેય એ બાપડીને ક્યાં ઓછી ચિંતાઓ હતી ?

નોરા મારી રાહ જોતી કઠેરા પર બેઠી હતી. અને એણે જ્યારે પાદરીને મારી સાથે જોયા ત્યારે બળીને રાખ થઈ ગઈ. ઈર્ષાથી એ ગાંડી થઈ ગઈ કારણકે પાદરી કદી પણ એની સાથે દેવળની બહાર નો'તા આવ્યા.

# સમાચાર

- ગુજરાતમાં ભાજપ સરકાર ધર્માંતર પર પ્રતિબંધ મૂકવાનો વિચાર કરી રહી છે.
- આ વર્ષે નળ સરોવર સૂકાઈ જવાને કારણે યાયાવર પંખીઓ ગુજરાતમાં આવી શક્યાં નથી.
- ઉત્તર ભારતમાં ઠંડીનું પ્રમાણ વધી ગયું છે.
- ભારત-પાકિસ્તાન સરહદે ગોળીબાર થઈ રહ્યા છે.
- મગફળીના ઉત્પાદનમાં ઘટાડો થઈ રહ્યો છે.
- ક્રુડ ઓઇલના ભાવમાં થતી વધઘટની અસર શેરબજાર પર અને સોનાબજાર પર થઈ રહી છે.
- ગેરકાનૂની રીતે વસતા વિદેશીઓને ભારત બહાર કાઢી મૂકવા સરકાર કટિબદ્ધ છે.




# કંકાવટી

ફેબ્રુઆરી, ૨૦૦૩

રિપભ મહેતા
રતિલાલ 'અનિલ'
સઆદત હસન મન્ટો
શરીફા વીજળીવાળા
મૌલિક બોરિજા

# કંકાવટી

ફેબ્રુઆરી, ૨૦૦૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૫૧૪

<u>વાર્ષિક લવાજમ</u>

દેશમાં રૂ.૫૦, બે વર્ષના રૂ.૯૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઇમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦ ૦૦૬

<u>કંકાવટી ઇન્ટરનેટ પર</u>

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૮૬૭૦૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭ ફોન : ૨૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૭૪૨૮ ૯૪૧



## ત્રણ ગઝલો / રિષભ મહેતા

૧

નથી આગિયાને ગરજ ચંદ્રમાની
બજાવે સ્વયં એ ફરજ ચંદ્રમાની.

છે વાતાવરણમાં સુગંધોની સરગમ
છેડે રાતરાણી તરજ ચંદ્રમાની.

તમારા વદન પર સતત ચાંદની છે
ચઢાવી છે માથે શું રજ ચંદ્રમાની ?!

ઘણી વાર દિલને દઝાડી ય દે છે
નથી ચાંદની પણ સહજ ચંદ્રમાની.

અમે લઈ અમારું જ અજવાળું ફરશું
અમોને પડી શું સૂરજ; ચંદ્રમાની ?

૨

જે નદી ભાન ભૂલીને દોડી હતી
તે નદીની જ હાલત કફોડી હતી.

કેમ ડૂબી ગયો ખારવો શી ખબર ?
એ જ દરિયો હતો એ જ હોડી હતી.

ઘર સલામત અમારું રહે કઈ રીતે ?
કઈ દીવાલો અમે દોસ્ત ! તોડી હતી.

પંથ કેવો અવળચંડો ! લાંબો થયો...
એ મુસાફર કને કાંખઘોડી હતી.

ચાલવાનું નિરંતર તને શોધવા,
ને ચરણની ફક્ત એક જોડી હતી.

૨ : ૨૦૦૩, ફેબ્રુઆરી

૩

કોણે તને કહ્યું'તું – કલમ તું ઉપાડને ?
ધ્યાનસ્થ શબ્દના ઋષિને તું જગાડને !

બેઠો ભલે તું બંધ કરીને કમાડને
પૂરીશ કેમ ભીંતની તું આ તિરાડને ?

આખો ને આખો હાથ દબાઈ ગયો અરે !
નીકળ્યો'તો હું ઊંચકવા શબ્દના પહાડને.

બોલ્યું નહીં જરા ય પાનખર વિરુદ્ધ એ
પૂછ પૂછ કર્યા કર્યું મેં લાખ વાર ઝાડને.

મસળી રહ્યો છે કેમ ફૂલને; તું પાનને ?
તાકાત હો તો એકલા કાંટા ઉગાડને ?

કમભાગ્ય એનું; કોઈને છાયા ન દઈ શક્યો
સરખો જ તાપ વેઠવો પડ્યો છે તાડને !

## મારી બહાર હું ! / રતિલાલ 'અનિલ'

અરે, આટલો બધો વિસ્મય મારી ચારે બાજુ ફેલાયેલો છે અને હું મૂરખની જેમ શૂન્ય નજરે જોઉં છું ! ફટ્, ગાંડા ! બારીમાંથી સૂસવાટાબંધ આવતા પવને મને હલબલાવ્યો ત્યારે ખાટની બાજુમાં ભીંતની ઓથે આવેલી ખુરસી પર તીરછા પવનની ધારનો સ્પર્શ સહેતો બેઠો અને સમરથની આડે ન આવવું પણ એને રોકતી આડશ હોય ત્યાં પવનના પડખે બેસી જવું અને બેઠો તો સામે આદમકદ અરીસાવાળા સ્ટીલના કબાટ પર નહીં પણ અરીસામાં મારી બહાર રહેલા મને મેં જોયો ! હું સામે જોતો હતો અને મારી બહારનો હું પણ મને જ સામી દિશાએ હોવા છતાં, સામી દિશાએ મારાથી વિમુખ હોવાને બદલે મારી સન્મુખ જોતો હતો. હું બેઠો હતો, બહારનો હું પણ બેઠો હતો, પોતાના કદને વાળીને છતાં અરીસો, મારી અને મારી બહારના 'હું' ને ગમે ત્યારે ઊભો થઈને આદમકદ થવાની ટેવ એટલે અરીસો ઉપર કોરી જગ્યા રાખીને આદમકદ જ રહ્યો! 'મારી બહાર હું !' ભારે વિસ્મય ! વડીલો કહેતા : 'સાલા, જેમાં તેમાં કવિતા જોશે તો રખડી પડશે ને મરી જશે !' પણ ડાહ્યાડમરા થઈને વિસ્મયભાવને ખોઈ નાખી કે મુલત્વી રાખી વ્યવહાર જોયા કરો તો ક્યારેક બે દિશાની એની આવનજાવન કરવત થઈને વહેરે પણ ! વડીલો પોતાની બહાર પોતાને નહીં, પોતાના આશયો સંદિગ્ધ અને શક્ય પ્રાપ્તિને જુએ પણ વ્યવહાર તો એકબીજાની વિરુદ્ધ એક સાથે પ્રસાર થતી ટ્રેનો જેવો હોય છે !

છોકરાએ મારો ફોટો પડાવી એને ફ્રેમમાં મઢાવી સામેની ભીંત પર ટાંગ્યો

છે. હું મારી બહાર મને જોઈ શકું એ માટે ? રિવાજને ખબર નથી કે મારામાં માણસ હેત્વારોપણ કરી શકે છે ! પણ છબિમાંનો મારી બહારનો હું તો બેઠો છે તે બસ બેઠો છે અને વળી તે સમાધિમાં યે નથી ! ખુલ્લી આંખે સમાધિમાં બેસવાનો યોગ છબિમાં બેઠેલા માણસે સિદ્ધ કર્યો હોય તો તે મારી બહારનો એ 'હું' જાણે !

'મારી બહાર હું !' ભારે અચંબાની વાત છે. લ્યો, આ ટપાલી કાગળ આપી ગયો તે નોટપેઈડ છે ! 'ઘર કે બુધ્ધુ ઘર કો આયે' એવું નહીં, માણસ ગમે એટલો પોતાની બહાર જાય પણ પોતામાં પાછો ફરે જ છે ! અરે એમ કહો કે ફરી કે બીજે દિવસે પોતાની બહાર જવા માટે પોતામાં પાછો ફરે છે, ઊંઘે છે-જાણે બીજા દિવસે પોતાની બહાર જવા માટે જ તો !

એક વાર ઉનાળે શાંત ઠરેલું નીતર્યું પાણી હતું ત્યારે નદીકાંઠે ફરવા ગયેલો ! પાણી સામે જોતો, મારી બહાર મેં મને જોયો ! હું ઊભો હતો પણ એ તો ચત્તોપાટ આરામથી પડીને મારી સામે વિસ્મયભાવે જોતો હતો. પણ એ પડેલો હોવા છતાં પતન થયું છે એવી કોઈ પીડા, ગુસ્સો, રોષ કે ઈન્તેકામનો ભાવ એના ચહેરે હોવાને બદલે મારી આંખમાં હતો એવો જ વિસ્મયભાવ હતો ! મેં ચાલવા માંડ્યું તો આડા રહીને એણે પાણી પર ચાલવાનો કોઈ યોગ સિદ્ધ કર્યો હોય એમ મારી બહારનો હું પાણીમાં ચાલતો હતો. કોઈ સાધુ કહે છે કે મેં પાણી પર ચાલવાની સિદ્ધિ હાંસલ કરી છે ! હોડી, હોડકાં, વહાણો માણસ કરતાં વધારે શાણા સમજુ છે ! – તેઓ મૂંગામૂંગાં પાણી પર ચાલે છે ! અને, જે મૂગા હોય તે પણ દાવો શે કરે ?

જળનાં જીવોમાં તરણસ્પર્ધા યોજાતી નથી, તો વળી એ માટે, વિજેતા થનારા માટે ઈનામો અને શિલ્ડો જાહેર ન થયાં હોવા છતાં પાણીમાં માત્ર ફરતા નથી, બસ તરે છે અને ઝડપભેર તરતી જોઈને, જાણે ગમે ત્યારે આકાશ તૂટી પડશે એવી શક્યતા જોતો પીઠે ઢાલવાળા કદી સ્પર્ધામાં ઊતરતા નથી એ તો ઠીક, પોતાની તરણચાલ વિશે શરમાતા નથી ! શું કાચબા મીંઢા હશે ? પેલા શ્રીમંતે પોતાના શયનરૂમમાં રાખવી જોઈતી કાચની મોટી, પાણી ભરેલ પેટી રાખી છે, તેમાં બહારથી આયાત કરેલી એક જ કદની અને રૂપની અનેક સોનેરી માછલી રાખી છે ! તે એકબીજીની સામે જોતી કે ઉપરનીચે

મારી બહાર હું છું કે કોઈ બીજું એની શોધમાં તર્યા કરે છે. માણસ તો પોતાની બહાર પોતાને જોવા માટે અરીસાઘર રચે છે પણ એ સોનેરી માછલીઓ ઘણા સદેહે પોતાની બહાર પોતાને જુએ ! કોઈ સંશયાત્મા પૂછશે : ખરેખર જુએ છે ? ભાઈ મારા, એ જોતી નથી તો તું જો ! અલબત, હું કે માછલી -પોતાની આંખ કોઈને ભાડે આપતાં નથી. તારી આંખમાં સંતાયેલી દૃષ્ટિને બહાર બોલાવ અને કહે : ''હું' માં રહેલા કેટલા 'હું' પોતાની બહાર પણ છે તે જો !'

કોણ જાણે મોટા ભાગના માણસોને શું થયું છે કે એમના 'હું' હોવા છતાં 'હું' નથી એવો વલોપાત કરે છે, કેટલાક બોલે છે, કોઈ કોઈ બબડે છે : 'હું નથી, હું નથી !' હોય છે ખરો, પણ એમને અપેક્ષિત અને આકાંક્ષિત 'હું' એમની બહાર હોય છે ! તેઓ બહારના 'હું' ને પોતામાં જોવામાં આતુર છે ! એટલું જ નહીં કેવા ક્રિયાકાણ્ડ, કેવા અને કેટકેટલા વ્યાયામ દ્વારા તેડાં-નોતરાં કરીએ તો બહારનો પેલો 'મોટ્ટો હું' પોતામાં પ્રવેશે, એટલું જ નહીં આજીવન મારામાં રહે અને વિકસે – એના વલોપાતમાં છે. રમણ મહર્ષિ અને બીજા કહે છે : પોતાના હું પર રબર ફેરવો, નામશેષ થઈ જાઓ અને 'હું'ને પ્રાપ્ત કરો ! ત્યારે આ આતુર અભીપ્સુઓ 'હું' પર રબર તો ફેરવે છે, પણ પોતાને અપેક્ષિત હુંને પોતાના હુંના સ્થાને આરોપવા ! સૌન્દર્યસ્પર્ધામાં રાણીનો તાજ પહેરનારીને ઘણા પોતામાં આરોપે છે, પણ ફરતા વૃક્ષ અને કૂંડાના મૂલ્યવાન છોડને આરોપી શકાતા નથી. કેટલાક 'હું'નો એકડો ઘૂંટી ઘૂંટીને એટલો જાડો કરે છે કે સ્લેટનું માપ ખૂટી પડે છે, સ્લેટની ફ્રેમ તૂટી જાય છે !

એક શ્રીમંત ડોસો પોતાના લકઝરી ઓરડાની લકઝરી ખુરસી પર બેસી તે દેશી હોવા છતાં આંતરરાષ્ટ્રીય પણ છે એટલે એના ઓરડામાં વિદેશોની ઘણી પ્રેઝન્ટ આઇટેમો છે. એ ખુરસી પર બેઠો છે : સામે વિશાળ કૂંડું તેયે કળામય અને મોટું છે, તેમાં સિત્તેર વર્ષની વયનું જાપાની બોન્સાઈ વૃક્ષ છે! એ ડોસો એની સામે જુએ છે અને એને લાગતું હોય કે મારી બહાર હું છું !

કોઈ કોઈ વાર ભ્રમ થાય છે કે બહાર કોઈ છે. હું ધીમેથી છતાં બીજો સાંભળે એમ પૂછું છું : 'એ બહાર કોણ છે ?'

જવાબ આવે છે : 'એ તો હું છું.'

બહાર કેટલા અબજ 'હું' છે ! એમાંનો કયો હું ? એવા પ્રશ્ન થાય, પણ 'એ તો હું છું' કહે છે એ અવાજ, એ સાદ પરિચિત હોય છે. 'એ તો હું પરસોતમ' કહે તેને ઓળખ આપવી પડે પોતાના નામ દ્વારા કે હું ઉઘરાણીવાળો છું ! પણ ઘરના તેમ ખૂબ જ પરિચિત તો કહે 'એ તો હું છું' અને એ જવાબ, એ હું પરિચિત હોય છે. ક્યારેક તો વ્યવહારના ક્ષેત્રમાં ગયેલો, વ્યવહાર કરવા અને પતાવવા તેમ નોકરી કરવા, હટાણું કરવા બહાર ગયેલો હું જ હોઉં છું એ પરિચિત છતાં અપરિચિતને પૂછવું પડે, 'એ કોણ છે ?' અને 'એ તો હું છું' કહેનારો પોતે જ બહાર ગયેલો 'હું' હોય છે. એ મોટે ભાગે થાકેલો, પગનું વજન ઉપાડતો પાછો ફર્યો હોય 'અને એ તો હું છું' કહે ત્યારે વિશેષ પૂછવાનું રહેતું નથી. હું બહુરૂપી ન હોઉં તોયે મારાં બે રૂપ તો છે જ. બહારના માણસને 'પોતીકો' માનવાની શરૂઆત પોતાથી જ થતી નથી ? મારી બહાર હું એટલે બહારનો માણસ પણ તે અંદરનો માણસ પણ હોય છે અને બાર ચૌદ કલાકના વિચ્છેદ પછી ઘડીચપકે બંને મળે છે, ઝાઝી વાત થતી નથી, અધબોલ્યા બોલડે આખી વાત, અરે આખું રામાયણ, મહાભારત પણ સમજાય છે. અને એવી યે વેળા આવે છે : 'એ કોણ છે ?' એનો જવાબ જ મળતો નથી. એ ઉજમાળો હરખાતો, લાંબા પગલે આવે છે ત્યારે એને માટે ઘટના બની હોય છે, પણ અંદરના 'હું' ને કંઈક દુર્ઘટના બન્યાનો ધીમો અંદેશો આવે છે..

હજી સામે કબાટનો આદમકદ અરીસો છે અને ભીંતે લટકતી છબિ છે– ત્રણ હું છીએ.

દરેક ભાષાને પોતાનો દેશકાળ હોય જ છે. સામાજિક જરૂરિયાત અનુસાર ભાષા જન્મે છે અને જાણીતી થાય છે. ઉર્દૂ ભાષાના જન્મ સાથે પણ આ સત્ય સંકળાયેલું છે. ભારતીય સમાજના વિશિષ્ટ રાજકીય, સામાજિક અને ધાર્મિક પરિવેશમાં ઉર્દૂ ભાષાનો જન્મ થયો છે. આ રાજકીય, સામાજિક અને ધાર્મિક સંઘર્ષ, પછીથી પણ ઉર્દૂ સાહિત્યનું મહત્ત્વનું ચાલકબળ બની રહ્યો છે, તે ઈતિહાસ જોતાં કહી શકાય તેમ છે. એટલે જ અખંડ હિંદુસ્તાનના વિભાજનની કારમી ઘટનાની ગંભીર સર્જનાત્મક પ્રતિક્રિયા જેટલી પંજાબી અને ઉર્દૂ સાહિત્યમાં ઝિલાઈ એટલી અન્ય ભારતીય ભાષાઓમાં નથી ઝિલાઈ. (ગુજરાતીમાં તો સમખાવા પૂરતી પણ નહીં !) વિભાજન એ કંઈ નાનીસૂની ઘટના નો'તી. એની સમાંતરે મોટા પાયા પર ચાલેલી હિજરત કે કત્લેઆમને આલેખનાર સર્જક લોહીઝાણ વાસ્તવ સાથે પનારો પાડી રહ્યો હતો. અને એટલે જ એ સમયનું ઘણું બધું સાહિત્ય કાં તો ભાવુકતામાં સરી પડ્યું, કાં પ્રચારાત્મકતામાં સરી પડ્યું અથવા સાંપ્રદાયિકતાથી બચી ના શક્યું. બહુ થોડા સર્જકો તટસ્થ રહીને આ લોહીઝાણ સાંપ્રતને આલેખી શક્યા એમાં મંટો મુખ્ય છે.

ઉર્દૂ સાહિત્યમાં વિભાજન સમયે થયેલાં તોફાનો અને કત્લેઆમના પાયામાં રહેલી માનવીય સમસ્યાને વાચા આપતી સૌથી વધુ વાર્તાઓ આપણને સઆદત હસન મંટો પાસેથી મળે છે. એણે નિર્ભીકપણે, કોઈ પણ પ્રકારના રાજનૈતિક બોધથી ઉપર ઊઠીને, માત્ર માનવીય અભિગમથી આ સમયગાળામાં જે કંઈ લખ્યું એ કોઈ પણ સંવેદનશીલ જીવને અજંપ બનાવી દે એવું વેધક છે. મંટોએ મુખ્ય ત્રણ વિષયો પર લખ્યું : વિભાજન, વેશ્યાજીવન અને જાતીયજીવન... આ ત્રણેય વિષય પર મંટો પહેલાં પણ લખાયેલું અને પછી પણ લખાયું. પણ આ ત્રણેય વિષયને આલેખવામાં મંટોના અંદાઝને, એની શૈલીને, સમસ્યાનું આકલન કરી આલેખવાની એને તાકાતને કોઈ નથી પહોંચી શક્યું. આ ત્રણેય વિષય પર ભાવકને હચમચાવી મૂકતી વાર્તાઓ મંટો પાસેથી મળી છે. મંટોનો સાહિત્યકાળ એ ઉર્દૂ ગદ્યસાહિત્યનો સૌથી

ઉજ્જ્વળ તબક્કો છે. ઈસ્મત ચુગતાઈ, રાજેન્દ્રસિંહ બેદી, ઉપેન્દ્રનાથ 'અશ્ક', કૃષ્ણચંદર, અલી સરદાર જાફરી જેવાં મોટાં નામો મંટોના સમકાલીન છે પણ મંટો આ બધાથી પણ સાવ નિરાળો છે. માનવમનને અને ખાસ કરીને ભારતીય સમાજને સમજવાની એની દૃષ્ટિ આગવી અને વેધક હતી. હિંદુ-મુસ્લિમ સમસ્યાને જોવાની એની દૃષ્ટિ પૂરેપૂરી માનવીય અભિગમવાળી હતી. એટલે જ એનાં પાત્રોમાં સહન કરનાર કોઈ એક કોમનાં નથી. આમ પણ વિભાજનની ઝાળથી દાઝવામાં કઈ કોમ બચી શકેલી ? મંટોએ આ બધું માત્ર સાહિત્યિક ભૂમિકાએ રહીને નથી લખ્યું. એને તો માનવમનની સંકુલતાની સાથે ભારતીય સમાજની સંકુલતા પણ ઉકેલવી હતી.

સઆદત હસન મંટો નામની ઘટનાનો આરંભ ૧૨-૫-૧૯૧૨ના રોજ અખંડ હિંદુસ્તાનમાં થયો અને અંત આવ્યો ૧૮-૧-૧૯૫૫ના રોજ પાકિસ્તાનમાં. આ અંત માત્ર મંટોના શરીરનો હતો. અક્ષરદેહે તો એ હંમેશાં જીવવાનો જ છે. સાહિત્ય સાથે જરાક નાતો હોય એવી કોઈ વ્યક્તિ મંટોના નામથી ભાગ્યે જ બેખબર હોય. ભારતમાં જન્મેલા આ લેખકનું મોટા ભાગનું સર્જન અખંડ હિંદુસ્તાનમાં થયું. જિંદગીનાં ઉત્તમ વર્ષો એણે ભારતમાં ગાળ્યાં. 'હું હાલતુંચાલતું મુંબઈ છું' એવું કહેનાર આ સર્જકને '૪૮નો અમાનુષી માહોલ અને કમનસીબ ભેગાં થઈ, માત્ર કબર જેટલી જગ્યા માટે પાકિસ્તાન લઈ જાય છે. મંટો પાકિસ્તાન કેમ ગયાં એ બાબતે ઘણા મત છે... આજનો તંગ માહોલ અને અવિશ્વાસનું વાતાવરણ જોઈને એમના જવા વિશે અનુમાન કરી શકાય. ઈસ્મત ચુગતાઈએ અકળાઈને કાયર કહેલા. પણ મંટો ભીરુ માણસ હતા. એમણે કહેલું : 'હું બીકણ માણસ છું... મને જિંદગી માટે બહુ પ્રેમ છે. અહીં આ લેખ સંભળાવતાં સંભળાવતાં તમારા બધાનો માર ખાઈ લઈશ અને ઊફ પણ નહીં કરું પણ જો હિંદુ-મુસ્લિમ હુલ્લડમાં કોઈ મારું માથું ફોડશે તો મારા લોહીનું ટીપેટીપું રોશે. ....હું કળાકાર છું... આલતુફાલતુ જખમ મને પસંદ નથી...' જિંદગીની છેલ્લી ક્ષણ સુધી ભારતને ઝંખનાર આ સર્જક પર પાકિસ્તાનમાં 'ઉપર, નીચે ઔર દરમ્યાન' વાર્તા સંદર્ભે કેસ થયો ત્યારે જરઠ ઇન્સ્પેક્ટરે 'લાઇબ્રેરી ક્યાં છે ?' એવું તલાશી લેવા માટે પૂછેલું. મંટોના એ સમયના જવાબમાં ઘર-બાર-વતન છોડી નીકળી પડનારા

કરોડો લોકોની પીડા સમાવેલી છે. એણે જવાબ આપેલો : 'મારી લાઈબ્રેરી અહીં પાકિસ્તાનમાં ક્યાંથી હોવાની ?... જેટલાં પુસ્તકો હતાં એ બધાં તો મુંબઈમાં રહી ગયાં...' કરાંચીની રોનકે જેને કદી ન આકર્ષ્યો, ઊલટાની મુંબઈની યાદને તીવ્ર બનાવી એ મંટોનો પ્રશ્ન કહો કે પીડા કહો તે આ જ છે. ગઈ કાલ સુધી જે મારું હતું તે અચાનક પારકું કઈ રીતે થઈ જાય ? આ પ્રશ્ન એની વાર્તા 'આખરી સલામ'ના સૈનિકોને પણ થયો છે. આમાંના કોઈ પ્રશ્નોના જવાબ મંટો પાસે નથી. પણ એ જીવ્યો ત્યાં સુધી પ્રશ્નો પૂછતો જ રહ્યો છે. જિંદગીનાં ચંદ વર્ષો પાકિસ્તાનમાં ગાળનાર આ વાર્તાકાર સંપૂર્ણપણે ભારતીય લેખક છે. સર્જક રોજેરોજ બદલાતી રહેતી ભૂગોળથી બંધાય કે ઈતિહાસ અને સંસ્કૃતિથી ? મંટો ત્યાં ગયા ત્યારે પણ એ પાકિસ્તાનમાં પ્રસ્તુત નો'તા અને અત્યારે તો જરાક પણ પ્રસ્તુત નથી. ભારતીય સમાજની ભાતીગળ વિવિધતા, જટિલતા, સંકુલતા અને આંટીઘૂંટીમાં જ મંટો કાયમ પ્રસ્તુત રહેવાના.

૧૯૩૪થી વાર્તાઓ લખવાનું શરૂ કરનાર મંટોએ ૨૦૦ ઉપરાંત વાર્તાઓ, ૧૦૦ ઉપરાંત રેડિયોનાટકો, ૭૦ ઉપરાંત લેખ તથા ૮-૧૦ ઉત્તમ કહી શકાય એવાં ચરિત્રચિત્રણો લખ્યાં છે. ઘણા બધા અનુવાદ કરનાર આ લેખકે 'બગેર ઉનવાનકે' (શીર્ષક વગર) નામે નવલકથા પણ લખી છે. ફિલમોની પટકથા અને સંવાદો લખનાર મંટોએ 'આઠ દિન' ફિલમમાં અશોકકુમારના આગ્રહને વશ થઈ, મિત્ર દાવે પાગલનું પાત્ર પણ ભજવેલું. મંટોનાં પુસ્તકોની એક કાચી યાદી બનાવવા બેસીએ તોયે આશ્ચર્ય થાય એટલું એણે એની વીસ વર્ષની સાહિત્યિક જિંદગીમાં લખ્યું છે. જોકે એનો સર્જકયશ એની ટૂંકી વાર્તાઓ અને કેટલાંક ઉત્તમ ચરિત્રચિત્રણો પર ટકેલો છે.

મંટોના સાહિત્યિક જીવનના બે તબક્કા પાડી શકાય. ૧૯૩૪થી ૧૯૪૭ સુધીમાં એણે ૬૯ જેટલી વાર્તાઓ લખી. જેમાં 'નયા કાનૂન', 'હતક', 'ખુશિયા', 'ધુંઆ', 'નારા', 'બ્લાઉઝ', 'ડરપોક', 'બૂ', 'કાલી શલવાર', 'બાબુ ગોપીનાથ', 'પાંચ દિવસ', 'સ્વરાજ કે લિયે' જેવી અતિખ્યાત વાર્તાઓ લખાઈ. ૧૯૪૮થી ૧૯૫૫ વચ્ચે એણે લગભગ ૧૬૨ જેટલી વાર્તાઓ લખી. આ બીજા તબક્કામાં 'ઠંડા ગોશ્ત', 'ખોલ દો', 'શરીફન',

'ટોબા ટેકસિંહ', 'નંગી આવાઝે', 'ખાલિદમિયાં', 'લાઈસંસ'અને 'સિયાહ હાશિયે'ની ૩૨ લઘુકથાઓ લખાઈ. જિંદગીનાં અંતિમ વર્ષોમાં મંટોએ આંખ મીંચીને કલમ ઘસડી છે એવું કહીએ તો જરાય ખોટું નથી. ૨૦ રૂ.ની એક લેખે એ વાર્તા લખતો. 'તમે મને શબ્દ કે વાક્ય આપો ને હું તમને વાર્તા લખી આપું' એવા પડકારરૂપે લખાયેલી વાર્તાઓમાં એની શૈલીના આગવા ચમકારા ધરાવતી બે-ચાર સારી વાર્તાઓ નીકળે પણ મોટા ભાગની સરેરાશ વાર્તાઓ છે.

વીસ વર્ષના સાહિત્યિક જીવનમાં મંટોએ કેટકેટલાં તોફાનો અને સંઘર્ષોનો સામનો કર્યો છે ! પ્રિય સંતાનનું મૃત્યુ, ક્ષય, ભૂખમરો, અદાલતોનાં ચક્કર, ભારતમાંથી ભાગવું અને પાકિસ્તાનમાં ન ગોઠવાઈ શકવું...અર્ધવિક્ષિપ્ત મને પછી તો સાવ પાગલ જેવી અવસ્થા પણ આવી. લગભગ આત્મહત્યા કહી શકાય એ રીતે મંટોએ મોતને ગળે વળગાડ્યું છે. ખાધું ઓછું ને પીધું વધારે...એણે પોતે જ પોતાના જીવનને 'ઝિલ્લતોંકા સિલસિલા' ગણાવેલું. માનવીય ભૂમિકાએ રહીને લખનાર આ સર્જકની સાહિત્યિક ભૂમિકાને ધર્મ, પરંપરા અને ન્યાયપ્રણાલી બધાંએ ભેળા મળીને દંડને યોગ્ય ગણી. એની કુલ પાંચ વાર્તાઓ પર અશ્લીલતાના મુદ્દે કેસ થયા.

૧. કાલી શલવાર
૨. ધુંઆ
૩. બૂ
૪. ઠંડા ગોશ્ત
૫. ઉપર, નીચે ઔર દરમ્યાન.

પ્રથમ ત્રણ વાર્તા પર અખંડ હિંદુસ્તાનમાં અંગ્રેજ સરકારે કેસ ચલાવ્યા જેમાં મંટો નિર્દોષ છૂટ્યા. પછીની બે વાર્તા પર પાકિસ્તાન સરકારે કેસ ચલાવ્યા. બેઉમાં જેલની સજા અને દંડ થયા...મંટો દંડ આપીને છૂટ્યા...પાકિસ્તાન ગયા પછી લખાયેલી વાર્તા 'ખોલ દો' પર કેસ તો ના થયો (ઘણા આના પર કેસ થયો એવું માને છે એ ખોટું છે )પણ આ વાર્તા છાપનાર સામયિક 'નકૂશ'ના અંકો જપ્ત થયા અને એના પ્રકાશન પર છ મહિનાનો પ્રતિબંધ લદાયો. 'ઠંડા ગોશ્ત' છાપવા બદલ 'જાવેદ' સામયિક

દંડાયું...આજે મંટોની વાર્તાઓ આપણી સામે પ્રશ્નો ઊભા કરે છે. ખરેખર આ વાર્તાઓમાં એવું કોઈ અશ્લીલ તત્ત્વ છે ખરું જેના કારણે મંટોને આટઆટલાં અપમાનો વેઠવા પડ્યાં ? અલી સરદાર જાફરીએ 'બદઝબાન' શીર્ષક હેઠળ મંટો માટે લખ્યું છે : 'એ સંવેદનશીલ હતો એટલે બે વાર અદાલત સામે ઊભા થવું પડ્યું. તીખા સ્વભાવનો હતો એટલે દુશ્મનો ઊભા કરતો રહ્યો, સ્વાભિમાની હતો એટલે ભૂખ્યો મરતો રહ્યો. જન્મ્યો ત્યારનો તરસ્યો હતો એટલે દારૂ પીતો રહ્યો અને જીવતા રહેવાનું સામર્થ્ય નો'તું એટલે મરી ગયો... પણ કલાકાર હતો એટલે મરીને પણ જીવતો રહ્યો...' ને મંટો કદી નથી મરવાનો. 'સઆદત હસન' નામના ચરિત્રચિત્રણમાં મંટોએ હળવી રગે લખેલું:'અમે બેઉ સાથે જ જન્મ્યા હતા અને લાગે છે કે સાથે જ મરીશું...જો કે કદાચ એવું પણ બને કે સઆદત હસન મરી જાય અને મંટો ના મરે ...' ને ખરેખર એવું જ થયું છે ને ? સઆદત હસનને મર્યે ૫૦ વર્ષ થવા આવ્યાં...પણ મંટો હજીયે જીવે છે. એની દસવાર વાર્તાઓ અને પાંચ-સાત ચરિત્રચિત્રણ એને કદી મરવા નહીં દે.

મોટા ભાગે સહનશક્તિની હદ આવી ગઈ હશે ત્યારે જ મંટોએ વાર્તા લખી હશે એવું લાગે છે. એની અંદર જે કંઈ ચાલી રહ્યું છે તે બધું પીડાની ચીસરૂપે, એક વિસ્ફોટની જેમ બહાર આવી આપણને હલબલાવી મૂકે છે. વાતાવરણ, માહોલ, જમાનો...જે કહો તે, જ્યારે નાકાબિલે બર્દાશ્ત(અસહ્ય)થયો હશે ત્યારે જ એણે કલમ ઉપાડી હશે. જે કારણોસર જમાનો એને અસહ્ય લાગ્યો...એ કારણો પર આંગળી મૂકવાની એણે પોતાની નૈતિક ફરજ માની છે. સર્જકે માત્ર કળાકૃતિ નિપજાવીને સંતોષ મનાવવાનો હોય એવા મતનો એ હરગિઝ નથી. જ્યાં ક્યાંય માનવતાને હાનિ પહોંચતી દેખાઈ છે, માણસ હેવાન બન્યો છે, વ્યવસ્થાને જુલમગાર બનતી જોઈ છે ત્યાં મંટોની કલમ ચાબખાની જેમ વિંઝાઈ છે. એટલે જ એને કાળી કલમવાળો કહેનારા ઘણા નીકળ્યા પણ મંટોને એની પરવા નથી. એ કહે છે : 'જમાનાના જે દોરમાંથી આપણે અત્યારે પસાર થઈ રહ્યા છીએ, એનાથી જો તમે બેખબર હો તો મારી વાર્તાઓ વાંચો ! જો તમે આ વાર્તાઓને સહન ના કરી શકો તો માનજો કે આ જમાનો જ નાકાબિલે બર્દાશ્ત છે. મારામાં જે બુરાઈઓ દેખાય

છે એ ખરેખર તો આ સમયની મારા નામે ચડાવવામાં આવે છે તે હકીકતે તો આજની વ્યવસ્થાની ખામીઓ છે. મને વિવાદો ઊભા કરવામાં કોઈ રસ નથી. હું લોકોના મનમાં કોઈ જાતની અશાંતિ પેદા કરવા નથી માંગતો. હું સભ્યતા-સંસ્કૃતિ અને સમાજનાં કપડાં શું ખાક ઉતારવાનો ! એ તો પહેલેથી જ નગ્ન છે. હું એને કપડાં પહેરાવવાની કોશિશ પણ નથી કરતો. કારણ કે એ મારું કામ નથી, દરજીઓનું છે. લોકો મને કાળી કલમવાળો કહે છે પણ હું કાળા પાટિયા પર કાળા ચોકથી નથી લખતો : સફેદ ચોક વાપરું છું જેથી કાળા પાટિયાની કાળાશ વધુ સ્પષ્ટ દેખાય.'

છેલ્લા ઘણા સમયથી આપણે સમયના જે દોરમાંથી પસાર થઈ રહ્યા છીએ તે અસહ્ય નથી ? વેદનાથી છેદ ઉડાડવા માટે પણ મંટોની વાર્તાઓ પાસે જવું પડે. હિંદુ-મુસ્લિમ રાજનીતિ, કોમી હુલ્લડો, સમાજકારણની અંદર દૂધ સાકરની જેમ ભળી ગયેલું ધર્મકારણ અને રાજકારણ, ભારત-પાકિસ્તાન, કાશ્મીર...આ બધી સમસ્યાઓ પર નજર નાખ્યા પછી મંટોની વાર્તાઓ વાંચીશું તો આશ્ચર્ય થશે. આ વાર્તામાંની પીડાની ચીસ આપણને જરાય અજાણી નહીં લાગે. આજે ૫૦ વર્ષ પછી પણ આ વાર્તાઓ ત્યારે હતી એટલી જ પ્રસ્તુત રહી છે એની પીડા પણ થશે. આપણા યુગની આ માનવસર્જિત ટ્રેજેડીને મંટોએ ખુલ્લી આંખે જોઈ છે, અને તટસ્થપણે, નિર્મમ થઈને, સંપૂર્ણ માનવીય નિસબતથી આલેખી છે. માનવપ્રેમ વ્યક્ત કરવા માટે એણે ભાવુકતાનો, પ્રચારાત્મકતાનો, નિષ્પક્ષતાનો કે એવો તેવો કોઈ દેખાડો નથી કર્યો. એને તો માત્ર હેવાન બની બેઠેલા માણસની વાત કરવી છે. અને હેવાનને વળી ધર્મ કે સંપ્રદાય કેવા ?એટલે મંટોના આલેખનમાં આપણને બીભત્સતા, પીડા, ક્રોધ, નફરતની સાથે ક્યાંક ઠેકડી ઉડાવતો સૂર પણ સાંભળવા મળશે. પણ આ બધાની પાછળ છે કડવું સત્ય, હેબતાવી દે એવી નિર્મમ વાસ્તવિક્તા. આ સમયગાળામાં થયેલા પાશવી હત્યાકાંડોથી સંવેદનશીલ માણસોને અમાનવીકરણની જે લાગણી ઘેરી વળી હતી એને મંટોએ તીવ્રતાથી વાચા આપી હતી. મુહમ્મદ હસન અસકરી સાચા અર્થમાં જ વિભાજન વખતની મંટોની વાર્તાઓને 'માનવીય દસ્તાવેજ' કહે છે. 'ખોલ દો', 'ખુદાની કસમ', 'ટોબા ટેકસિંહ', 'ગુરુમુખ સિંહની વસિયત',

'ટેટવાલનો કૂતરો', 'છેલ્લી સલામ', 'યઝીદ', 'સિયાહ હાશિએ'...જેવી વાર્તાઓમાં વિભાજન સમયની સંકુલ પરિસ્થિતિનું, ભારતીય સમાજ અને માનવમન બેઉની જટિલતાનું તથા ઘાયલ ઈન્સાનિયતનું વાસ્તવિક આલેખન થયું છે. આ બધી એક એવા કારમા સમયમાં લખાયેલી વાર્તાઓ હતી જ્યારે માણસ હેવાન બની ગયો હતો. કમજોર, લાચાર, સ્ત્રી, બાળક કે વૃદ્ધને એ ધર્મને નામે મારી રહ્યો હતો. એને કેવળ ધર્મ-કોમ આધારિત રક્તપાતમાં જ રસ હતો. ને મંટોથી આ ધર્મકોમ આધારિત કત્લેઆમ જરાય સહન નથી થતી. મંટોની 'સહાય', 'શરીફન' જેવી વાર્તાઓ આપણને આજના માહોલની જ લાગશે. 'સહાય' વાર્તામાં વાત કંઈક આવી છે : જુગલના કાકાને લાહોરમાં તોફાનીઓએ મારી નાખ્યા છે. આ ખબરથી અકળાયેલો જુગલ એના પ્રિય મિત્ર મુમતાઝને કહે છે : 'જો આપણે ત્યાં કોમી તોફાનો ફાટી નીકળે તો શક્ય છે કે હું તને મારી નાખું' વાર્તાના આરંભે આવેશમાં આવી જઈને મુમતાઝ જે કહે છે તે કેટલું તો સાચું છે ? એ કહે છેઃ 'એવું ના કહો કે એક લાખ હિંદુ કે એક લાખ મુસલમાન મર્યા. એવું કહો કે બે લાખ માણસ મર્યા છે... એક લાખ હિંદુઓને મારીને મુસલમાનો એવું સમજ્યા હશે કે હિંદુ ધર્મ મરી ગયો...પણ હિંદુ ધર્મ તો જીવે છે અને જીવતો રહેવાનો છે. એવી જ રીતે એક લાખ મુસલમાનોની કતલ કરીને હિંદુ રાજીના રેડ થઈ ગયા હશે કે ચાલો ઈસ્લામ ખતમ થઈ ગયો... પણ હકીકત તમારી સામે છે કે ઈસ્લામને તો નાનોસરખો ઉઝરડો પણ નથી થયો... બંદૂકોથી મઝહબોનો શિકાર થઈ શકે છે એવું માનનારા સૌથી મોટા બેવકૂફો છે...મઝહબ, ધર્મ, ઈમાન, શ્રદ્ધા, આસ્થા... વગેરે જે કંઈ છે તે આપણા શરીરમાં નથી વસતું... એ તો આપણી રુહમાં, આપણા આત્મામાં વસે છે. છરી, ચાકુ અને બંદૂકોની ગોળીથી એનો નાશ કઈ રીતે થઈ શકે ?...' વિભાજનને વિષય બનાવતી વાર્તાઓમાંથી પસાર થનાર કોઈ પણ ભાવકને મંટોની અનોખી માનવીય નિસબત અને એની તટસ્થતા સ્પર્શવાની જ. અહીં કેન્દ્રમાં માણસ છે. પાયાનો પ્રશ્ન એ જ છે કે આ સામૂહિક પાગલપણના યુગમાં એક માણસ દ્વારા બીજા માણસ પર શું વીતી ? માણસ કઈ હદે હેવાન બન્યો એની વાત કરવામાં ધર્મ, સંપ્રદાય બધું ગૌણ થઈ જવું જોઈએ...ને મંટોમાં એવું થઈ શક્યું છે.

'શરીફન' વાર્તા ઓછી ને ભયાનક સપનું વધુ લાગશે. આપણે આજે જે માહોલ જોઈએ છીએ, જમાનાની બદલાતી તાસીર જોઈએ છીએ, લોકોની પલટાતી માનસિકતા જોઈએ છીએ, હિંસાનું તાંડવ અને બદલાનું વિષચક્ર જોઈએ છીએ ત્યારે આ વાર્તા આપણને વધુ દઝાડશે. ધર્મ-કોમ આધારિત રક્તપાતનું વિષચક્ર કઈ રીતે ચાલતું રહે એનો જવાબ અમુક અંશે 'શરીફન' વાર્તામાંથી મળશે. આ રક્તપાતમાં પોતાનું સઘળું ગુમાવી બેસતો માણસ હેવાન બની જાય છે, એના માટે જિંદગી બેમાની થઈ જાય છે. એ કાં તો મરવા માગે છે અથવા મારવા માગે છે. કાસિમે હુલ્લડમાં પત્ની ગુમાવી, યુવાન દીકરી પર થયેલા પાશવી બળાત્કાર વિશે જાણ્યા પછી એના પર બદલાનું ભૂત સવાર થાય છે. એના દિલોદિમાગના, વિવેકબુદ્ધિના, સારાસારની સમજના દરવાજા બંધ કરી એ પશુ બની જાય છે. આ હેવાન બનેલો માણસ પણ પોતાની કોમના માણસોને બક્ષી દે છે એ કડવી વાસ્તવિકતા પર મંટોએ પર્દો ઢાંકવાની કોશિશ નથી કરી. જે ક્ષણે શરીફન અને વિમળા એક થઈ જાય છે એ ક્ષણે આંખે વળેલી ખૂનની, બદલાની ઝાંખપ દૂર થાય છે. પણ ત્યારે વિમળાનો બાપ વળી બીજી કોઈ શરીફનની શોધમાં નીકળી પડ્યો છે. પલીતા ચાંપનારાઓ તો બીજી જ ક્ષણે ખસી જાય છે. પછી આ કત્લેઆમનું ચક્ર ચાલ્યા જ કરે છે. શરીફન કે વિમળાના બેલીઓ પછી એને ઠરવા નથી દેતા, ગઈ કાલ સુધી જે મિત્રો હતા, પડોશી હતા, સાથે ઊઠતા-બેસતા, એકબીજાના પ્રસંગો સાચવવા ખભો ધરતા એ બધા અચાનક જ એકબીજાના દુશ્મન કઈ રીતે થઈ જાય ? ગઈકાલ સુધી જે બહેન દીકરી લાગતી'તી એ આજે અચાનક બીજી કોમની કાફિર કઈ રીતે થઈ જાય ? આ પ્રશ્નોના જવાબ તો કોણ આપે ? સર્જક તો આમ પણ જવાબ આપવા ક્યાં બંધાયેલો છે ?

આપણે જાણીએ છીએ કે યુદ્ધ હોય કે કોમી તોફાનો, વિયેતનામ હોય અફઘાનિસ્તાન, ભારત હોય કે પાકિસ્તાન...સૌથી વધુ વેઠવાનું-શારીરિક અને માનસિક બેઉ સ્તરે-સ્ત્રીઓના ભાગે જ આવે છે. યુદ્ધ કે તોફાનોમાં સ્ત્રીઓનો ફાળો સૌથી ઓછો હોય છે અને છતાં સૌથી વધુ ભોગવવાનું સ્ત્રીઓના ભાગે જ આવે છે અત્યાચારો માટે તો ધર્મ-કોમ, ઉંમર બધું, ગૌણ

બની જાય છે. માત્ર સ્ત્રી દેહ અત્યાચાર માટેનું કારણ બની રહે છે. 'ખુદાની કસમ' વાર્તાની ડોશી કહે છે : 'મારી દીકરીને કોઈ મારી ન શકે કારણ કે એ બેહદ ખૂબસૂરત છે...'એ વાત જગતભરની સ્ત્રીઓ માટે સાચી છે. અત્યાચારનો ભોગ બનેલી સ્ત્રીઓ વિશે વિચારતા મંટો કહે છે:'હું એ છોકરીઓ અને સ્ત્રીઓ વિશે વિચારતો ત્યારે મારા મનમાં માત્ર ફૂલેલાં પેટ જ ઊભરાતાં...આ બધાં પેટનું શું થશે ? આ બધાં પેટમાં જે કંઈ ભર્યું છે એના માલિક કોણ છે ? પાકિસ્તાન કે પછી હિંદુસ્તાન ?''ખુદાની કસમ' વાર્તામાં રઝાકારો (સ્વયંસેવકો)ની પ્રશંસા કરતા મંટોએ 'ખોલ દો' વાર્તામાં આ સ્વયંસેવકોનું બીજું પાસું દેખાડ્યું છે. મારકાપ અને ભાગદોડમાં પત્નીની હત્યા જોઈ ચૂકેલો સિરાજુદીન દીકરીને લઈને ભાગ્યો તો ખરો પણ અંધાધૂંધીમાં દીકરી વિખૂટી પડી જાય છે. સ્વયંસેવકોને પોતાની રૂપાળી દીકરીનું રજેરજ વર્ણન કરી દેખાડતો બાપ રાહ જોયા કરે છે...પેલા યુવાનોને સકીના મળે તો છે પણ...ને એક દિવસ રાહતકેંપમાં બેઠેલો સિરાજુદીન ચાર માણસોને કશુંક ઊંચકીને લાવતાં જુવે છે. પેલા લોકો તો એ લાશને દવાખાનામાં મૂકીને જતા રહે છે. ખાલી ઓરડામાંની સ્ટ્રેચર પર એક લાશ જેવું કંઈક પડેલું છે. અંદર આવેલો દાક્તર બત્તી કરે છે ને સિરાજુદીન ઓળખી જાય છે. એ લાશ જેવું કંઈક એની દીકરી હતી. એ માંડ માંડ કહી શકે છે 'હું...હું...જી...હું એનો બાપ છું...''

દાક્તરે સ્ટ્રેચર પર પડેલી લાશ જોઈ...પછી લાશની નાડી ફંફોસી જોઈ અને એણે સિરાજુદીનને કહ્યું:''બારી ખોલી નાખ...''

મડદાલ શરીરમાં સળવળાટ થયો..

બેજાન હાથોએ ઈજારની નાડી ખોલી...

અને ઈજાર નીચે સરકાવી દીધી...

વૃદ્ધ સિરાજુદીન 'જીવે છે, મારી દીકરી જીવે છે.' કહી રાજી થઈ ઊઠે છે જ્યારે દાક્તર પગથી માથા સુધી પરસેવામાં નહાઈ ઊઠે છે... આ વાર્તા છાપવા બદલ 'નકૂશ' સામયિક પર છ મહિનાનો પ્રતિબંધ મુકાયેલો... પાકિસ્તાન સરકારને ડર હતો કે આ વાર્તાથી શાંતિ જોખમાશે... આ વાર્તાને અશ્લીલ કહેનારા પણ નીકળેલા. જે કંઈ બન્યું... પેલી છોકરી પર જે પાશવી

અત્યાચાર થયો તે હેબતાવી દે તેવી ઘટના છે... માનવજાત માટે કલંકરૂપ ઘટના છે... પણ એ ઘટનાને આલેખતી વાર્તા કઈ રીતે અશ્લીલ થઈ જાય? મંટોએ કહ્યું છે : 'મારી વાર્તાઓમાં જ્યાં તમને નગ્નતા દેખાય છે ત્યાં મને માનવતા દમ તોડતી દેખાય છે. માફ કરજો, પણ મને એ દમ તોડતી દેખાશે ત્યાં મારી કલમ પૂરી શક્તિથી ચાલશે.'

'ટોબા ટેકસિંહ' જેવી વાર્તા ભારતીય સાહિત્યમાં કદાચ એક જ હશે. 'ટોબા ટેકસિંહ' વાર્તાનો નાયક બિશનસિંહ હિંદુસ્તાનના વિભાજનને સ્વીકારવા તૈયાર નથી. સરહદના ગાંધી જેવા કરોડો લોકો હતા ત્યારે જેમને આ વિભાજન સ્વીકાર્ય નો'તું. બિશનસિંહ કે ટેટવાલના મોર્ચા પરનો મંટોનો પેલો કૂતરો એવા કરોડો લોકોના પ્રતિનિધિ હતા જેમને રાજનેતાઓની ચાલોના શિકાર બનવું પડ્યું. ઘર-બાર, મૂળિયાં છોડીને ત્યાંથી અહીં ને અહીંથી ત્યાં આવવું-જવું પડ્યું. No man's landનું પ્રતીક છે ટોબા ટેકસિંહ...મંટો પોતે જ છે ટોબા ટેકસિંહ. જિંદગીનાં છેલ્લાં વર્ષોમાં કબર જેટલી જગ્યા માટે નિયતિ જેને પાકિસ્તાન લઈ ગયેલી એ મંટોની વેદના જુવો : 'મારું નામ સઆદત હસન મંટો છે...અને હું જે સ્થળે જન્મ્યો હતો તે હિંદુસ્તાનમાં છે...ત્યાં મારાં મા-બાપ દફન થયેલાં છે. મારું પહેલું બાળક પણ ત્યાંની જમીનમાં પોઢી ગયું છે...પણ હવે એ મારું વતન રહ્યું નથી...'

'ઠંડા ગોશ્ત' મંટોની સૌથી વધુ વગોવાયેલી વાર્તા છે. એને અશ્લીલ કહી એના પર કેસ કરનાર પણ નીકળ્યા તો મંટોને ઉર્દૂનો સૌથી મહત્ત્વનો વાર્તાકાર ગણનાર મુમતાઝ શીરીન જેવા વિવેચક 'ઠંડા ગોશ્ત' વાર્તાને મંટોની કલાનો પૂર્ણતાનો નમૂનો કહે છે.'ઠંડા ગોશ્ત' વાર્તાની પૃષ્ઠભૂમિમાં પણ '૪૮નાં કોમી હુલ્લડો છે. આ વાર્તા સામેના કેસ દરમ્યાન અદાલતમાં અકળાઈને મંટો કહી ઊઠેલ:'જે લખાણ એવું દર્શાવે છે કે હેવાન બનીને પણ ઈશરસિંહ ઇન્સાનિયતથી નાતો નથી તોડી શકતો એ લખાણ અશ્લીલ કઈ રીત હોઈ શકે? આ વાર્તા વાંચનારનું મન નફરતથી ભરાઈ શકે, વાસનાથી નહીં...તમે એ કેમ નથી જોઈ શકતા કે આ વાર્તાનો લેખક હજી પણ માનવતા નામની ચીજથી નિરાશ નથી થયો...કોઈ પણ લખાણમાંથી બે-ચાર શબ્દોને ચીપિયાથી પકડીને અશ્લીલ પુરવાર કરી શકાય...જો એમ કરવા જઈએ તો

ગાલિબ, મીર તો ઠીક પણ ધાર્મિક ગ્રંથોને પણ અશ્લીલ પુરવાર કરી શકાય. ઉર્દૂ સાહિત્ય સાથે જરાતરા નાતો રાખનારા પણ જાણે છે કે સાહિત્યમાં મારું શું સ્થાન છે. આજ સુધીમાં મેં કદી પણ સસ્તી કે બઝારુ ચીજ નથી લખી. 'ઠંડા ગોશ્ત' પણ હરગીઝ અશ્લીલ નથી. આ વાર્તા વાંચીને જો કોઈની વાસના ભડકી ઊઠે તો એણે મનોચિકિત્સક પાસે જઈ પોતાનો ઈલાજ કરાવવો જોઈએ. એક બિમાર શરીર, માંદું મન જ એવી અસર ઝીલી શકે છે. મારી વાર્તાઓ સ્વસ્થ અને તંદુરસ્ત લોકો માટે છે. જે સ્વસ્થ માણસો સ્ત્રીની છાતીને સ્ત્રીની છાતી જ સમજે છે અને સ્ત્રીપુરુષ સંબંધને આશ્ચર્યભરી નજરે નથી જોતા એમના માટે હું વાર્તાઓ લખું છે.' મંટોની આ અને આ સિવાયની બીજી ઘણી બધી વાર્તાઓની સાહિત્યિકતા સામે ન જોનારને નૈતિકતા વિષયક પ્રશ્નો થવાના.

પાકિસ્તાન ગયા પછી પણ મંટો મૂંગો નથી રહ્યો. એમની 'મિલાવટ', 'શહીદસાજ', 'બે ખાડા', જેવી વાર્તાઓ આઝાદી પછી બેઉ દેશની હાલત કેવી હતી એનું ચિત્ર રજૂ કરે છે. 'કલ સવેરે જબ મેરી આંખ ખૂલી', 'દેખ કબીરા રોયા' માં વ્યક્ત થતા ધારદાર વ્યંગથી એ વ્યવસ્થા સામેનો આક્રોશ પ્રગટ કરતો જ રહેલો. શરણાર્થીઓની હાલત એની પાસે 'નંગી આવાઝે' વાર્તા લખાવે છે તો વિભાજનની કરુણાંતિકામાંથી 'સિયાહ હાશિએ', 'ટોબા ટેકસિંહ', 'ખોલ દો', 'ઠંડા ગોશ્ત' જેવી વાર્તાઓ પ્રગટે છે. આ બધા દ્વારા એણે વિભાજનને ધરાર નકાર્યું છે. વિભાજનની ઝાળમાં દાઝેલા લોકોને એટલે જ કદાચ મંટોની 'યઝીદ' વાર્તામાં વ્યક્ત થયેલો આશાવાદ ગમી જાય. મંટોને જાણે ખાતરી હતી કે જમીન પર લકીર ખેંચવાથી દિલ અલગ નથી થઈ જતાં. જે બે પ્રજાની માટી એક હતી, મૂળિયાં એક હતાં, જે પ્રજા આઝાદીનો જંગ ખભેખભા મિલાવીને લડી હતી એ પ્રજાને થોડાંક ફૂટકળિયા રાજકારણીઓએ વ્યક્તિગત સ્વાર્થ સંતોષવા એક રેખા દોરીને અલગ કરી દીધી. પછીથી ધર્મનું અફીણ પાઈ પાઈને એકબીજાની દુશ્મન બનાવી દીધી. માત્ર ૫૦ વર્ષના ટૂંકા ગાળામાં નફરતની તાકાત કેટલી હોય એ આપણા ધાર્મિક-રાજકીય નેતાઓએ સિદ્ધ કરી બતાવ્યું. આજે મંટોની 'યઝીદ' વાર્તાનો આશાવાદ ભલે ગળે ન ઊતરે પણ ઈતિહાસ સાક્ષી છે કે વિભાજન સમયે

અખંડ હિંદુસ્તાનના હિમાયતીઓની સંખ્યા ઘણી મોટી હતી. મંટોને આશા નહીં જાણે કે ખાતરી હતી બેઉ દેશના ભેળા થવા અંગે. એક યઝીદ હતો જેણે નદી બંધ કરાવેલી, નફરતનાં, વેરઝેરનાં વાવેતર કરેલાં...બની શકે બીજો કોઈ યઝીદ બાંધેલી નદીઓને ખોલે...પ્રેમનાં પાણી સીંચે. આ કોઈ રાજકારણીનો બોધ નથી.. આ તો એક અદના આદમીનો આશાવાદ છે, જેણે એની જિંદગીનાં બહેતરીન વર્ષો હિંદુસ્તાનમાં ગાળ્યાં હતાં. ઉત્તમ મિત્રો, ઉત્તમ ક્ષણો જેને હિંદુસ્તાનમાં મળી હતી. જેને વિભાજન જરાય મંજૂર નો'તું એવા સર્જકનું સપનું છે 'યઝીદ.' વિભાજનની કરુણાંતિકાને આલેખવામાં મંટોનો દૃષ્ટિકોણ 'યઝીદ' વાર્તાનાયક જેટલો જ તટસ્થ અને સ્વસ્થ રહ્યો છે. જેમનું સંગીત, સાહિત્ય, સ્થાપત્ય, સંસ્કૃતિ, ભાષા બધું જ એક હોય એ પ્રજાને એકબીજાના લોહીની તરસી કરી શકનાર ધાર્મિક નેતાઓ કે રાજકારણીઓ કરતાં આપણને મંટો જેવા સ્વપ્નદૃષ્ટા સર્જકો, કળાકારોની વધુ જરૂર છે એવું નથી લાગતું ? (આમ પણ જે રીતે પાકિસ્તાન વર્ષોથી આપણને હેરાન-પરેશાન કરી રહ્યું છે એ જોતાં મારી જેમ ઘણાના મનમાં એક તુક્કો આવતો હશે કે કાશ પાકિસ્તાન હોય જ નહીં તો ? અખંડ હિંદુસ્તાન કેટલી મોટી તાકાત થઈ શકે ? આજના માહોલમાં ભલે આ તઘલખી તુક્કો લાગે પણ જો બે જર્મની વચ્ચેની દીવાલ તૂટી શકતી હોય, બે કોરિયા એક ધ્વજ હેઠળ ચાલી શકતા હોય તો અખંડ હિંદુસ્તાન શક્ય ન જ બને એવું કોણે કહ્યું ? ઈતિહાસ સાક્ષી પૂરે છે કે ભૂગોળની લકીરો બદલાવા માટે જ ખેંચાતી હોય છે. આમેય આ પ્રશ્નનો કાયમી ઉકેલ અખંડ હિંદુસ્તાનમાં નથી પડ્યો. હા, બેઉ પ્રજાને અખંડ હિંદુસ્તાનમાં રહેતા શીખવું પડે !)

મંટોની 'નયા કાનૂન' વાર્તાનો મંગુ કોચવાન લાખ્ખો સ્વરાજપ્રેમીઓનો પ્રતિનિધિ છે. આ ઘોડાગાડીવાળાને દૃઢ વિશ્વાસ છે કે નવો કાયદો આવશે એટલે બધાં દુઃખ, બધી સમસ્યા ખતમ થઈ જશે. સ્વરાજ આવશે એટલે રામરાજ્ય આવશે, વ્યવસ્થાતંત્ર બદલાઈ જશે એવું માનનારાઓની સંખ્યા કેટલી વિશાળ હતી ? મંગુ કોચવાન બિચારો એ નથી જાણતો કે કાયદો બદલવાથી, સરકાર બદલવાથી આ દુનિયામાં કંઈ નથી બદલાતું. સ્વરાજ્ય આવ્યા પછી હાલત કેવીક સુધરી ? દેશનું વિભાજન, સાંપ્રદાયિકતાનું ઝનૂન,

સ્વાર્થી રાજનીતિ, ટૂંકી દૃષ્ટિવાળા નેતાઓ, લાંચ-રુશ્વત, માઝા મૂકતો ભ્રષ્ટાચાર, ગરીબી... આ બધું તો ઊલટાનું વકર્યું. કહેવાયું લોકતંત્ર પણ લોકોની બાદબાકી થતી ગઈ.. મંટોને આ નિર્ભ્રાન્તિ ઘણી વહેલી સ્પર્શી ગયેલી.

જ્યાં જ્યારે સામૂહિક જીવન વ્યક્તિના વ્યક્તિત્વનો હ્રાસ કરવા પ્રવૃત્ત થયું, એના વ્યકિતત્વનો છેદ ઉડાડવાને પ્રવૃત્ત થયું ત્યાં, ત્યારે મંટો વ્યકિતત્વનો પક્ષ લઈને લડવા ઊભો થયો જે . 'સ્વરાજ્ય કે લિયે' વાર્તામાં એક જરાક જુદી ભૂમિકાએ વ્યક્તિ પર લદાતા દબાણની વાત કરે છે. 'નંગી આવાઝે' વાર્તામાં સમાજને કારણે વ્યક્તિના મૂળભૂત અધિકારો પર તરાપ વાગી છે. આ બધાને શરણાર્થી કોણે બનાવ્યા ? એમણે ક્યાં ધર્મ કે રાષ્ટ્ર આધારિત કંઈ પણ માંગેલું ? રાજકારણીઓએ, કહેવાતા ધાર્મિક નેતાઓએ જે કંઈ કર્યું તેનો ભોગ બન્યો સામાન્ય માણસ. નિર્ણય લેનારાઓ મોટરોમાં ફર્યા અને બંગલામાં રહ્યા... પાયમાલ થયો આમ આદમી. મૂળિયાં પણ ઊખડ્યાં. ઘરબાર વગરનો પણ એ જ થયો. હંમેશાં આવું જ થતું આવ્યું છે. આ શરણાર્થીઓ પશુવત્ જિંદગી જીવવા લાચાર છે. આ પરિસ્થિતિને સ્વીકારી લેનારા ટકી જાય છે. આ વાર્તાનો નાયક ભોલુ જો ભાવુક ન હોત, વધુ પડતો સંવેદનશીલ ન હોત તો એ પણ બાકીના બધાની જેમ પોતાની પત્ની સાથે સૂઈ શક્યો હોત... પણ એનાથી એવું થઈ શકતું નથી. સમૂહે સ્વીકારી લીધું પણ વ્યક્તિને સમસ્યા થઈ. ટોળા વચ્ચે પોતાપણું ગુમાવી દો તો જીવી જવાય. પણ જો ન ગુમાવો તો આ વાર્તાનાયક જેમ ગાંડા થવું પડે...

ઉઘાડી આંખે દેખાતા સત્યથી મંટોએ કદી આંખ નથી ફેરવી. નથી તો કદી એ સત્યને આદર્શના વાઘા પહેરાવ્યા કે નથી તો એને સાકરમાં વીંટાળ્યું. ડી.એચ.લોરેન્સ કે ફ્રોઈડ ના કહે તો પણ એ સર્વસ્વીકાર્ય વાત છે કે માનવકાયા એ માનવઅસ્તિત્વની સૌથી મોટી સચ્ચાઈ છે. આપણે આ નૈસર્ગિક વૃત્તિઓને ખાનગીમાં પંપાળીને જાહેરમાં મોઢું ફેરવતા રહ્યા છીએ, એના અસ્તિત્વનો ઇનકાર કરતા આવ્યા છીએ. આપણી જિંદગીનું સૌથી મોટું જુઠાણું આ નકાર છે. મંટો હંમેશાં આ જૂઠાણાં સામે લડતો રહ્યો. એની 'બૂ', 'પાંચ દિન', 'સ્વરાજ કે લિયે', 'બ્લાઉઝ', 'ધુંઆ', 'ફાહા' જેવી વાર્તાઓમાં શારીરિક

સત્ય સાથે સંકળાયેલી સંવેદનાઓને, મૂંઝવણોને પૂરી પ્રામાણિકતાથી, નિખાલસપણે આલેખવાની કોશિશ થઈ છે. એવા પ્રામાણિક આલેખનમાં એને કોઈ નૈતિક, ધાર્મિક પ્રતિબંધો નથી નડ્યા. માનવ શરીરનો, માનવીય ભાવનાઓનો આદર કરવા માટે એ નીતિની પ્રચલિત વિભાવનાઓની દરકાર નથી કરતો. 'પાંચ દિવસ' વાર્તાનો પ્રોફેસર જુઓ. જિંદગી આખી એ કુદરતી ઇચ્છાઓને દબાવતો જ રહ્યો. જિંદગીના અંતિમ દિવસોમાં, એક સાવ અજાણી યુવતી પાસે એ નિખાલસપણે કબૂલી લે છે કે પોતે આખી જિંદગી ઢોંગ જ કર્યો હતો, જાતને છેતરી હતી. નૈસર્ગિક ઇચ્છાઓનું ખૂન કર્યું હતું. 'પાંચ દિવસ' કે 'સ્વરાજ્ય કે લિયે' માત્ર મંટો જ લખી શકે એવી વાર્તાઓ છે. 'સ્વરાજ્ય કે લિયે' વાર્તાની પૃષ્ઠભૂમાં આઝાદીનો જંગ. ગાંધીજીનાં બ્રહ્મચર્યના આદર્શો પડેલા છે.વાર્તાનાયક ગુલામઅલી ઉત્સાહમાં આવી જઈને 'ગુલામ દેશમાં બાળક પેદા નહીં કરું' એવી પ્રતિજ્ઞા તો લઈ લે છે પણ નૈસર્ગિક વૃત્તિનું શું ? વર્ષો પછી મંટો એને મળે છે ત્યારે ગુલામઅલી બે બાળકોનો બાપ છે. બેઉ વચ્ચેની વાતચીતમાં એક અદના આદમીની કબુલાત છે. ગુલામઅલી કહે છે : 'દુનિયામાં આટલા સુધારકો પેદા થયા છે. લોકો એમની કહેલી વાતો ભૂલી ચૂક્યા છે... મને એ નથી સમજાતું કે આજના સુધારકો કેમ નથી વિચારતા કે એ માણસનો ચહેરો બગાડી રહ્યા છે... કેટલીયે વાર મને રાડ પાડીને કહેવાની ઈચ્છા થાય છે કે ખુદાને ખાતર માણસને માણસ રહેવા દો... તમે એનો ચહેરો તો બગાડી જ ચૂક્યા છો... ઠીક છે...પણ હવે એના હાલ પર રહેમ કરો. તમે એને ખુદા બનાવવાની કોશિશ કરો છો પણ એ બિચારો તો એનું માણસપણું પણ ગુમાવી રહ્યો છે. હજારોમાં કોઈ એકાદ- બે માણસ કામને મારી શકે... બધા જો કામને ભસ્મ કરી દેશે તો એની રાખ શું કામમાં આવશે ?...' જે આદર્શના પગ ધરતી પર નથી એની વ્યર્થતાની વાત મંટો આ વાર્તામાં કરે છે. એ કહે છે આ વાર્તામાં : 'આઝાદી મેળવવા માણસ મરી શકે એ હું સમજી શકું છું પણ એના માટે થઈને એ બિચારાને ભાજીની જેમ ટાઢો કરી દેવામાં આવે એ મારી સમજની બહારની વસ્તુ છે... જેનામાં ખૂબસૂરતીની ચાહ ન હોય એ વળી માણસ કેવો ?' મંટોને કહેવું એટલું જ છે કે એક વ્યક્તિનું સત્ય, એનો પ્રયોગ હંમેશાં

સમૂહ માટે સત્ય ના ઠરે. અહીં વાત માત્ર ગાંધી કે ગાંધીવાદ પૂરતી મર્યાદિત નથી રહેતી. કોઈ પણ વ્યક્તિ કે વાદ... માણસને એના નૈસર્ગિક જીવનથી દૂર લઈ જાય એનો મંટો વિરોધ કરે છે. કોઈ પણ વ્યક્તિ, એના વ્યક્તિત્વના કરિશ્મા દ્વારા કે ધર્મની ટેકણલાકડી દ્વારા સમાજના મોટા સમૂહને દોરવાની કોશિશ કરે (અથવા સમૂહ આંધળું અનુકરણ કરે ) તો મંટો એનો અચૂક વિરોધ કરવાનો. એને એમાં વ્યક્તિની વ્યક્તિતા અને નિર્ણય લેવાની એની સ્વતંત્રતાનું અપમાન લાગે છે.

સમાજનાં જે પાસાંઓ પર પરદો નાખી રાખવામાં આવે છે, આંખ આડા કાન કરવામાં આવે છે એવાં પાસાંને મંટો ધરાર પ્રકાશમાં લાવે છે. એની વાર્તાસૃષ્ટિમાં એવાં પાત્રો વધારે જોવા મળશે જેને સમાજ તિરસ્કારની નજરે જુએ છે. પણ મંટો આવાં પાત્રોને સહાનુભૂતિથી, આત્માને સ્પર્શી જાય એવી રીતે નિરૂપે છે કે આપણે આ પાત્રોનું આંતરસૌન્દર્ય જોઈ શકીએ છીએ. મંટોએ આપણા ગળે ઉતાર્યું કે આ બધા પણ આપણી જેવી જ ભાવનાઓથી ધબકતા લોકો છે. એમને દુઃખ થાય છે, અપમાન લાગે છે, ડર લાગે છે... મંટોએ આપણા ગળે ઉતાર્યું કે કોઠા પર બેસી શરીર વેચનારી પહેલા સ્ત્રી છે પછી વેશ્યા છે. આ સ્ત્રીએ જીવવા માટે જે રસ્તો અપનાવ્યો એ એની પોતાની પસંદ હતી કે સમાજની વ્યવસ્થાએ એને આ વ્યવસાય માટે ફરજ પાડી ? મંટોને કહેવું માત્ર એટલું જ છે કે શરીરનો વેપાર હંમેશાં આત્માનો–અસ્તિત્વનો વેપાર નથી હોતો. એ કહે છે કે જો વેશ્યાનો ઉલ્લેખ અશ્લીલ ગણાતો હોય તો પછી એનું અસ્તિત્વ પણ અશ્લીલ ગણાવું જોઈએ. વેશ્યાના અસ્તિત્વને નાબૂદ કરી દો એટલે એનો ઉલ્લેખ આપોઆપ બંધ થઈ જશે. મંટો કહે છે : 'વેશ્યાનું મકાન એક એવો જનાજો છે જેને સમાજે પોતાની કાંધે ઉઠાવેલો છે. સમાજ જ્યાં સુધી આ જનાજાને ક્યાંય દફન નહીં કરે ત્યાં સુધી એના સંદર્ભે વાતો થતી જ રહેશે.' મંટોએ વેશ્યાજીવન પર 'શારદા', 'દસ રૂપિયા', 'બર્મી લડકી', 'કાળી શલવાર', 'ખુશિયા', 'ડરપોક'... જેવી ઘણી વાર્તાઓ લખી છે. 'લાઇસન્સ' વાર્તામાં એક સીધી સાદી સ્ત્રીને વેશ્યા બનાવાની ફરજ પાડતો સમાજ કેન્દ્રમાં છે. તો 'હતક' (અપમાનિતા) વાર્તામાં આક્રોશની સાથે ભારોભાર માનવીય સંવેદના પણ છે. 'હતક' વાર્તા એટલી તો જાણતી

થઈ કે 'શઉર' નામના સામયિકે ૧૯૮૦નો ચોથો અંક 'સુગંધી' વિશેષાંક તરીકે પ્રગટ કર્યો હતો. આપણે મહાન માણસો વિશે લખાયેલી કવિતાઓ સાંભળી છે પણ એક વેશ્યા માટે આટલા નામી સર્જકો કલમ ચલાવે? 'હતક' વાર્તામાં મંટો આખી વ્યવસ્થાને નિશાન બનાવે છે. જે ખરીદાર છે, પૈસા ચૂકવી શકે છે એની પાસે જ પસંદગીનો અધિકાર છે. નાપસંદ કરવાનો અધિકાર પણ માત્ર એમની જ પાસે જ છે. અને આ વર્ગ સામેની વ્યક્તિની લાગણી વિશે વિચાર્યા વગર જ પોતાની પસંદ-નાપસંદ જાહેર કરી દે છે, શોષકોના આ વર્ગ સામે બીજો વર્ગ શોષિતોનો છે એ વર્ગ જાણે કે અપમાનો સહન કરવા માટે જ જન્મેલો છે. અપમાન કરવાને આ વર્ગ કંઈ નથી કહી શકતો. એ 'હતક'ની સુગંધી હોય કે 'નારો' વાર્તાનો કેશોલાલ... એમના વાંઝિયા આક્રોશથી એમના હૈયાની ઝાળ નીકળવા સિવાય કંઈ નથી વળતું. એ આક્રોશ એટલો તો લાચાર છે કે શોષક સુધી તો પહોંચતો પણ નથી. માધો સામેનો સુગંધીનો આક્રોશ વ્યક્તિગત  ન રહેતા શોષિતોનો શોષકો સામેનો આક્રોશ બની રહે છે. જ્યાં સુધી સમાજ નહીં બદલાય, વ્યવસ્થામાં ફેરફાર નહીં થાય, સ્થાપિત થઈ ચૂકેલાં સમીકરણો નહીં પલટાય, ત્યાં સુધી સુગંધી જેવાઓની હાલત એવી ને એવી જ રહેવાની છે. કોઈને ભલે અહીં નિરાશાવાદ લાગે પણ આ કડવી વાસ્તવિકતા છે અને મંટોએ કદી પણ વાસ્તવથી મોઢું ફેરવ્યું નથી. એટલે જ એણે સુગંધીના હૈયાનો ભયાનક સૂનકાર કૂતરાને સાથે લઈ જઈ સૂવાથી વ્યક્ત કર્યો છે. આ વાર્તા સંદર્ભે વારિસ અલવીએ લખ્યું છે : 'એકલતાની પીડાની ક્ષણોમાં સુગંધી સાવ એકલી છે. માનવ સંબંધોથી સંપૂર્ણ વંચિત... જમીનથી લઈને આસમાન સુધી કોઈ નથી... સિવાય એની પોતાની જાત... આ ક્ષણે જ્યારે એ ઇન્સાની દુનિયાથી બહુ દૂર ચાલી ગઈ છે ત્યારે એના માટે માણસ અને ભ્રાન્તિ વચ્ચેનો ભેદ રહ્યો જ નથી. એ કૂતરાને પડખામાં લઈને સૂઈ જાય છે. ત્યાં કોઈ છે જ નહીં જે એના માટે કંઈ કરી શકે... એની જિંદગીમાં પણ કોઈ નથી. સિવાય મંટો... જેણે એના પર વાર્તા લખીને ઇન્સાની કર્જ અદા કર્યું છે...'

મંટોએ અને કૃષ્ણચંદરે માસ્ટર અબ્દુલ ગની પાસે સૂટ સિવડાવેલા. પણ સિલાઈના પૈસા નહીં આપી શકાયેલા. એક વાર રસ્તામાં મળી ગયેલ દરજી

મંટોનો કોલર પકડીને કહે છે : 'હતક' વાર્તા તેં લખી છે ?' મંટો ગુસ્સે થઈને કહે છે : 'હા, લખી છે, તો શું થઈ ગયું ? તારા પૈસા ઉધાર છે એનો એવો મતલબ નહીં કે તું મારી વાર્તાનો વિવેચક બની જાય. કોલર છોડી દે...' અબ્દુલ ગની વિચિત્ર રીતે મલકાઈને બોલ્યો : 'તેં 'હતક' લખી છે ને ? જા તારા ઉધાર પૈસા માફ કર્યા...' ને મંટો વધુ ગુસ્સે થઈ જાય છે. બબડે છે : 'સાલ્લો શું સમજે છે એના મનમાં ? હું એની પાઈને પાઈ ચૂકવી દઈશ. 'હતક' મારી સારી વાર્તા છે ? 'અરે 'હતક' તો મારી સૌથી ભંગાર વાર્તા છે...' મંટો જેમને 'ફ્રોડ' કહેતો એ દેવેન્દ્ર સત્યાર્થી અને મંટો વચ્ચેની કડવાશ વિશે ઉપેન્દ્રનાથ 'અશ્કે' 'મંટો : મેરા દુશમન'માં વિગતે લખ્યું છે. પણ આ જ સત્યાર્થી જ્યારે મંટો માટે નીચે પ્રમાણે લખે ત્યારે સત્યાર્થીની નિખાલસતા માટે તો આદર થાય જ... સાથે મંટોની વાર્તાકળાના વશીકરણ માટે પણ અહોભાવ થાય. દેવેન્દ્ર સત્યાર્થી લખે છે :

ખુદાએ મંટોના ખભા પર હાથ રાખીને કહ્યું : 'પેલી 'ટોબા ટેકસિંહ' તેં લખી છે ? ' મંટોએ કહ્યું 'હા લખી છે તો ? ૪૨ વર્ષ, આઠ મહિના અને સાત દિવસ તારી પાસેથી ઉધાર લીધા છે એનો મતલબ એ નહીં કે તું મારી વાર્તાનો વિવેચક બની બેસે... હાથ ખસેડ મારા ખભેથી...'

ખુદાના ચહેરા પર એક વિચિત્ર મલકાટ આવ્યો. એણે મંટોના ખભા પરથી હાથ હઠાવી લીધો અને એની તરફ વિચિત્ર નજરે જોતા કહ્યું : 'જા તારા બધા ગુના માફ કર્યા... અને ખુદા ચાલી ગયા.

મંટો જરા વાર માટે ખામોશ રહ્યો... એ આ વખાણથી એકદમ ગુસ્સે થઈ કહેવા લાગ્યો : 'સાલ્લો... એના મનમાં શું સમજે છે ? મને ડરાવે છે ? એણે મને માત્ર ૪૨ વર્ષ, આઠ મહિના અને સાત દિવસ ઉધાર આપેલા... અને મેં તો સુગંધીને સદીઓ આપી છે...! '

ને વાતેય સાચી છે... મંટોની સુગંધી કાયમ જીવવાની છે... દરજીથી લઈને મોટા ગજાના વિવેચકોને ગમી ગયેલી આ વાર્તા વેશ્યાજીવનને વિષય બનાવતી વાર્તાઓમાં શ્રેષ્ઠ છે એવું મોટા ભાગના વિવેચકો માને છે. મંટો પહેલાં સાહિત્યમાં વેશ્યાનું સ્થળ હતું જ નહીં એવું નથી પણ મોટા ભાગે એ તિરસ્કારને પાત્ર, સમાજના કલંકરૂપે આલેખાતી મંટો માને છે કે દરેક વેશ્યા

પહેલાં તો સ્ત્રી જ છે. એટલે જ એની 'શારદા' સરસ ગૃહિણી છે.

મંટો જાણતો હતો કે માણસ સૌથી મોટું સત્ય છે અને સત્ય હંમેશાં અતૂટ હોય છે. એટલે જ એણે માણસને ખાનાંઓમાં નથી વહેંચ્યો. મંટો માટે માણસની માત્ર બે જ જાત હતી. એક શોષકની અને બીજી શોષિતની. મંટો માનસિક, વૈચારિક, સામાજિક, ભાવનાત્મક, સાંસ્કૃતિક કે રાજનીતિક... કોઈ પણ પ્રકારની હદબંદી કબૂલ નો'તો કરતો. એની અભિવ્યક્તિ એકદમ ઉન્મુક્ત હતી. જોકે એટલે જ મોટા ભાગના લોકોને મંટો નથી પચતો. એ લોકોને મંટોની અસીમ સ્વતંત્રતામાં વૈચારિક અરાજકતા દેખાઈ છે. એ લોકોને મંટોમાં અશ્લીલતા, ગુમરાહી ને ન જાણે શું શું દેખાયું છે... એવું પણ કહેવાયું છે કે મંટોને માત્ર સમાજના હીન ચરિત્રો, બેશર્મ સ્ત્રી-પુરુષો વિશે જ લખવાનું ફાવ્યું છે. એની રચનાત્મકતા સામાજિક સ્તરે નકારાત્મક હતી, વિધ્વંસમૂલક હતી એવું કહેનારા પણ નીકળ્યા છે. અલી સરદાર જાફરી મંટોના આ પ્રકારના વલણને લિટરરી ટેરરીઝમ કહે છે. ...મંટોને નકારનારા, એને બદનામ કરનારા એક સામાજિક વાસ્તવનો, કડવા સત્યનો અસ્વીકાર કરતા હતા. એ લોકો એ વાત ભૂલી ગયા કે આ સત્ય મંટોના દિમાગની પેદાશ નથી, પણ સમાજનું સત્ય છે. મંટો તો માત્ર એ સત્ય પર પડેલા પર્દાને કલમથી ચીરી નાખે છે. મંટોની સૌથી મોટી ભૂલ તે આ જ કે એણે પર્દા પાછળની સચ્ચાઈને પૂરી તટસ્થતાથી આલેખી. એણે એક એવા સત્ય પરથી પર્દો ઉઠાવ્યો જે સત્યને જોવાની કે સ્વીકારવાની સમાજમાં હિંમત જ નો'તી. ને એટલે જ સમાજના, નીતિના રખેવાળોએ મંટોનો બહિષ્કાર કર્યો, એને કાયદાની અદાલતમાં પહોંચાડ્યો. એ લોકો એટલું ન સમજ્યા કે જે પાત્રો, જે સચ્ચાઈ મંટો દેખાડી રહ્યો છે તે આપણા સમાજનો જ એક હિસ્સો છે. મંટોના મતે તો સમાજ આખો ઉઘાડો જ છે. પોતે તો માત્ર એની આડે પડેલો પર્દો જ ખસેડે છે. ને મંટોએ આ બધું સમાજ સુધારી દેવાના આશયથી પણ નથી કર્યું. એ સુધારક નથી. એ જાણે છે કે સર્જકનું કામ સમસ્યા આલેખવાનું છે, ઉકેલવાનું નહીં. એણે લખ્યું છે : 'દુનિયા અમારા દૃષ્ટિકોણને સ્વીકારે એ માટે અમે સર્જકો દુનિયાને ફરજ નથી પાડતા.... અમે રોગ બતાવીએ છીએ પણ દવાખાનાં નથી ખોલતા...'

સર્જક એના પાત્રો કે વસ્તુથી તટસ્થ અંતર રાખે તો ઉત્તમ પરિણામ આવે. પણ મંટો વસ્તુ કે પાત્રથી એવું સૌન્દર્યપરક અંતર જાળવી શક્યા નથી. પાત્રચિત્તપ્રવેશ કરવાની એની રીત આગવી છે. એ લખે છે ત્યારે સ્વયં પાત્ર બની જાય છે. એટલે ધારો કે એની વાર્તાઓમાંથી એની વ્યક્તિતાને, એની શખ્સીયતને કાઢી નાખીશું તો એની વાર્તાઓની વાત નહીં કરી શકાય. 'સ્ત્રી વિશે લખવા માટે સ્ત્રી બનવું પડે' એવું કહેનાર મંટોને નૈસર્ગિક મનુષ્યો વધારે ગમે છે. એ પાત્રોની સ્વાભાવિક નેકી અને માનવતાને પ્રગટ કરશે તો કહેવાતા શરીફ લોકોની હલકટતા આડેથી પર્દો ખસેડવાને પોતાનો ધર્મ માનશે. દા.ત. 'નીલમ' વાર્તાનો રાજકિશોર... સફેદ કપડાં પહેરેલો આ માણસ વાતો મોટી કરે છે પણ મનમાં કંઈક સાપોલિયાં રમાડતો રહે છે. એની સામે વિલાસી, ચરિત્રહીન ગણાતા બાબુ ગોપીનાથનું માનવીય પાસું આપણને વધુ સ્પર્શવાનું. બાબુ, ગોપીનાથ, મમ્મી, મોઝેલ, જેવા પાત્રોને મંટો ચાહે છે તો રાજકિશોર જેવાં દંભી પાત્રોથી એને નફરત છે. ને છતાંય આપણો સમાજ રાજકિશોરને માન આપશે અને મમ્મી, મીઝોલ, કે ગોપીનાથને ધિક્કારશે. કારણ કે સમાજ માત્ર બાહ્ય ઝાકમઝોળ જુએ છે. આત્માની શુદ્ધતા, પારદર્શકતા કે પ્રામાણિકતાનું સમાજની દૃષ્ટિએ કોઈ મૂલ્ય નથી. પણ મંટો એનો પ્રેમ કે નફરત કશું છુપાવતો નથી. મંટોની પાત્રસૃષ્ટિમાં જમાનાના સતાવેલા લોકો વધારે છે. વેશ્યાઓ, દલાલો, ગુંડાઓ-બદમાશો... આ બધાં એમના વાસ્તવિક રંગો સાથે આપણી સામે આવે છે. આમ પણ મંટોને સાવ સીધા, સાદા આદર્શમૂર્તિ જેવાં, કોઈ જાતની આંટીઘૂંટી વગરનાં પાત્રોમાં કદી રસ નથી પડ્યો. એણે લખેલાં ચરિત્રચિત્રણો પણ આ વાતની પુષ્ટિ કરશે... એને 'ટેઢી લકીર' વાર્તાના નાયક જેવાં પાત્રો વધુ આકર્ષે છે. એટલે જ એણે એના પરમ મિત્ર અહમદ નદીમ કાસમી વિશે નો'તું લખ્યું. એ કહે છે : 'તમે એક શરીફ માણસ માટે શું લખી શકો ? ગમે તેટલાં કાગળ કાળા કરો તોય તમારે એક જ વાક્ય લખવાનું થાય કે એ બહુ શરીફ માણસ છે.' મંટોને કેવાં પાત્રો ગમે છે ? એ કહે છે : 'મારા પાડોશમાં જો કોઈ સ્ત્રી રોજ એના પતિનો માર ખાતી હોય અને પછી એના જોડા સાફ કરતી હોય તો એ સ્ત્રી માટે મારા દિલમાં જરાક પણ સહાનુભૂતિ પેદા નહીં થાય. પણ

'જો મારા પડોશમાં કોઈ સ્ત્રી એના પતિ સાથે લડીને, આત્મહત્યા કરવાની ધમકી આપીને સિનેમા જોવા જતી રહે અને એનો પતિ બે-ત્રણ કલાક હેરાન-પરેશાન થઈ આંટા મારતો રહે... તો મને એ બેઉ માટે વિચિત્ર પ્રકારની સહાનુભૂતિ થાય. કોઈ છોકરાને જો કોઈ છોકરી સાથે પ્રેમ થઈ જાય તો હું એને શરદી જેટલું મહત્ત્વ પણ ન આપું. પણ જો કોઈ છોકરો જાહેરમાં એવું કહેતો ફરતો હોય કે સેંકડો છોકરીઓ એના પર પ્રાણ પાથરે છે પણ હકીકતે એ પ્રેમનો એટલો જ ભૂખ્યો હોય જેટલો બંગાળનો દુકાળિયો રોટીનો... તો એ મારું ધ્યાન તરત ખેંચશે. આ પ્રેમીની રંગીન વાતોમાં જે કરુણતા આંસુ સારતી હશે એને હું મારા દિલના કાને સાંભળીશ અને બીજાઓને પણ સંભળાવીશ. દિવસભર કાળી મજૂરી કરીને રાતે શાંતિથી સૂઈ જનારી સ્ત્રીઓ મારી વાર્તાઓની નાયિકા કદી ન હોઈ શકે. મારી વાર્તાની નાયિકા ચકલે બેસતી પેલી વેશ્યા હશે જે રાતભર જાગે છે અને દિવસે ઊંઘમાં ઘડપણનું બિહામણું સપનું જોઈને ઝબકીને જાગી જાય છે... એનાં ભારેખમ પોપચાં પર જામેલી વર્ષોની બાકી ઊંઘ મારી વાર્તાની વિષય બની શકે છે. એની ગંદકી, એની બિમારીઓ, એનાં વડચકાં, એની ગાળો... આ બધામાં મને રસ છે... હું એ બધા વિશે લખું છું....' એની 'ચુગદ' (મૂરખ), 'બાંઝ', 'ઔરત જાત', 'શારદા', 'બાબુ ગોપીનાથ', 'હતક' જેવી વાર્તાઓમાં વાચક મંટોની આ વાતનો પુરાવો જોઈ શકે છે. 'ઔરત જાત' વાર્તા હળવી રગે સ્ત્રીઓની માનસિકતા છતી કરે છે. અશોક પત્નીને દેખાડવા બ્લ્યુ ફિલમ લઈ આવેલો... પણ પત્નીએ તો ભયાનક આઘાત લાગ્યો હોય એમ રોકકળ કરી મૂકી... અશોક સાથે બોલી નહીં... પારાવાર પસ્તાયેલો અશોક બીજા દિવસે ઓફિસેથી વહેલો આવે છે પત્નીને મનાવવા માટે...તો પત્ની એની બહેનપણીઓ સાથે પેલી રાતવાળી ફિલમ નિરાંતે જોઈ રહી હતી !... મંટોને આવી વિચિત્રતાઓમાં રસ છે. એની 'ટેઢી લકીર' વાર્તા વાંચનારને એ નાયકનું વાંકાપણું અને વાર્તાની હળવાશ બેઉ ગમી જશે... મંટો જ્યારે શોષિતો અને પીડિતોની વેદનાને વાચા આપે છે ત્યારે એક સંવેદનશીલ સર્જકની પ્રતિક્રિયારૂપે આલેખે છે, દાર્શનિકની ઢબે નહીં. એટલે ઘણી વાર એમાં નર્યો આક્રોશ કે વ્યંગ ઠલવાયેલો જોવા મળશે. આ એનો વિદ્રોહ

હતો. એની પીડાની ચીસોરૂપે વાર્તાઓ લખાઈ છે એટલે ધારો કે વાર્તાની કલાત્મકતા જોખમાતી લાગશે તોય મંટો એની બહુ પરવા નહીં કરે. આના કારણે જ એની ભાષા, લય, શબ્દોની પસંદગીમાં પણ એક ચોક્કસ આવેગ, આવેશ દેખાશે. એ સૌન્દર્યપરક અંતર જાળવીને નથી લખી શકતો એની પ્રતીતિ એની ભાષાનો વેગ, અને વાર્તામાં એની હાજરી બેઉ કરાવે છે. જો કે એની વાર્તાઓમાં કદાચ આ જ કારણે ભરપૂર નાટ્યાત્મકતા છે.

મંટોએ હંમેશાં લખ્યા વગર નથી રહેવાયું ત્યારે જ લખ્યું છે. એટલે વાર્તાકલાની પૂર્ણતાની દૃષ્ટિએ, કલાત્મકતાની દૃષ્ટિએ એની સારી વાર્તાઓમાં પણ અમુક કચાશ જોઈ શકાશે. એની કેટલી બધી વાર્તાઓ બિનજરૂરી લંબાણમાં સરી ગઈ છે... 'પાંચ દિવસ' વાર્તાનો આરંભ લંબાવ્યો છે તો 'હતક' અને 'સ્વરાજ્ય કે લિયે' વાર્તાનાં અંત લંબાઈ ગયા છે. વાર્તા જે જગ્યાએ છોડી દેવાથી ઉત્તમ પરિણામ આવી શકે ત્યાં મંટો નહીં છોડે. કલાત્મકતાની પરવા કર્યા વગર એને જે કહેવું છે એ ધરાર કહેશે જ. 'નંગી આવાઝે'નો ભોલુ ગાંડો થઈ જાય ત્યાં વાર્તા અટકવી જોઈતી હતી. પણ મંટોનો આક્રોશ તાલપત્રીના તારતાર ના કરી દે ત્યાં સુધી ન જંપે. સુગંધીના આક્રોશ પાસે 'હતક' પૂરી થાય છે. એની અંદર રહેલી અક્ષુણ્ણ નારીના આક્રોશ પાસે વાર્તા પૂરી થઈ હોત તો કલાત્મક બનત. (જોકે કૂતરાને સાથે લઈને સૂઈ જતી સુગંધીની ભેંકાર એકલતા સુધી ખેંચવાની વાર્તાને બહુ ફરક પડ્યો હોય એવું લાગે છે ખરું?) જોકે મંટોએ 'ખોલદો', 'શરીફન', 'લાઈસન્સ', 'ગોળી', 'ટોબા ટેકસિંહ' જેવી ધારદાર અંતવાળી વાર્તાઓ નથી જ આપી એવું પણ નથી. પરંતુ આ અનાયાસ થયું હશે... ઉપેન્દ્રનાથ 'અશ્ક'ના મંટોની વાર્તાઓ માટેના તારણ સાથે સંમત થઈ શકાય એવું છે : 'મંટો જીવિત રહેશે તો ટેકનિકની કમાલને કારણે નહીં પણ માનવપ્રેમને કારણે જે એની વાર્તાઓની રગેરગમાં સમાયેલો છે.' મંટોની કેટલી બધી વાર્તાઓમાં એ પાત્ર તરીકે એ હાજર છે! 'પાંચ દિવસ', 'સ્વરાજ્ય કે લિયે', 'મમ્મી', 'ટૂટૂ', 'મુશ્ટેનવાલા', 'મુહમ્મદભાઈ', 'બાબુ ગોપીનાથ' ... વગેરે વાર્તાઓમાં એની પ્રત્યક્ષ હાજરી છે. લેખકની સેકન્ડ સેલ્ફ કે એવું તેવું કંઈ નહીં ... લેખક પોતે જ. પોતાના આગવા દૃષ્ટિકોણ માન્યતા અને

અનુભવોના જગત સાથે... જોકે આવી શૈલીને કારણે એની વાર્તાઓ પ્રસ્તારી બની છે, વાર્તઓમાં બિનજરૂરી વિગતો પ્રવેશી છે, કેટલીક વાર્તાઓ કિસ્સા સ્તરે રહી ગઈ છે એ વાત કબૂલવી પડે. મૂળભૂત રીતે એ સ્ટોરીટેલીંગનો બાદશાહ છે પણ એની વાર્તાઓમાં શોઈંગનો અભાવ છે એવું કોઈ નહીં કહે. મંટો માત્ર નરી નજરે દેખાતું એ જ લખતો અને એની વાર્તાઓમાં મનોવૈજ્ઞાનિક ઊંડાણ નો'તું એવું કહેનારાઓએ મંટોની 'ડરપોક', 'ખાલિદમિંયા', 'બાંઝ', 'ઔરતજાત' જેવી વાર્તાઓ જોઈ જવી. હનીબ રામ નામના એક જનાબે લખ્યું છે કે : 'મંટોએ માત્ર ભૌતિક શરીરને મહત્ત્વ આપ્યું અને ચિંતન અને કલ્પનાનો સંપૂર્ણ ત્યાગ કર્યો. ભૂતકાળ અને વર્તમાનકાળના દાસ બની ગયા... ભવિષ્ય સાથે એમનો કોઈ નાતો નો'તો. એટલે એમના જીવનકાળ દરમ્યાન એમની વાર્તાઓમાં જેટલી રુચિ દાખવવામાં આવી, એવું એમના મૃત્યુ પછી નહીં બને...' પરંતુ આ વાત સાથે તો મંટોના દુશ્મનો પણ નહીં સંમત થાય. 'હતક', 'નારા', 'નવો કાયદો', 'સ્વરાજ્ય કે લિયે', 'પાંચ દિવસ', 'ટોબા ટેકસિંહ', 'યઝીદ' આ બધી સ્થળકાળથી પર વાર્તાઓ છે. ક્યાંક મૂળિયાં ઉખડવાની પીડા છે, ક્યાંક ભૂગોળની લકીરો બદલવાનો આશાવાદ છે, ક્યાંક અપમાનની પીડા અને શોષિતની લાચારી છે, ક્યાંક માણસની નૈસર્ગિક વૃત્તિઓનો સ્વીકાર છે... આ બધી એવી વાર્તાઓ છે જેમાં સ્થળ-કાળ ગૌણ થઈ જાય છે. એટલે મંટો પછી મંટોની વાર્તાઓમાં કોઈને રસ નહીં પડે એ વાત કોણ માનશે હનીફ સાહેબ ? હા, પ્રશ્ન કરી શકાય કે મંટોની આટલી સરળ,સીધી સાદી વાર્તાઓ આજ સુધી કેમ જીવી ? એની મોટા ભાગની વાર્તાઓમાં કૃત્રિમ, જટિલ શૈલી જોવા મળતી નથી. ચાર વિવેચકો દ્વારા ચાર અર્થઘટનો થાય એવી શક્યતાઓ એની વાર્તાઓમાં નથી તો પછી આજે પણ આ વાર્તાઓ એટલી જ પ્રસ્તુત છે એવું કેવી રીતે થયું ? એ વિભાજન વખતની વાર્તાઓ હોય કે વેશ્યાજીવનને આલેખતી વાર્તાઓ હોય, માનવમનની અવળચંડાઈને આલેખતી કે જાતીય સમસ્યા કે સંવેદનાને આલેખતી વાર્તાઓ કેમ કાળના પ્રવાહમાં પોતાનું વજૂદ ગુમાવી ન બેઠી એ પણ એક કોયડો જ છે. એનાથી બમણું સાહિત્યિક જીવન જીવનારાની બાજુમાં આજેય મંટોને મૂકવો જ પડે છે એ આશ્ચર્ય નથી ?

આપણને વિશ્વ સાહિત્યની પ્રશિષ્ટ કૃતિઓમાં અનુભવની જે વ્યાપકતા અને દર્શનનું જે ઊંડાણ જોવા મળે છે તેનો મંટોની વાર્તાઓમાં અભાવ વરતાશે. અને તે છતાં એ પોતાના સ્થળકાળને અતિક્રમી જઈને પ્રસ્તુત બની શક્યો છે. એની વાર્તાઓ કાલે, આજે જેટલી પ્રસ્તુત હતી, છે એટલી જ આવતીકાલે પણ રહેવાની છે. આપણે જેને મોટા સાહિત્યકાર કહીએ છીએ એમાંના મોટા ભાગના કાં તો પોતાના યુગના પથદર્શક બની જાય છે અથવા યુગનો આદેશ માથે ચડાવી લે છે. મંટો આ બાબતે પણ જુદો પડે છે : 'ન તો એણે નવી દુનિયા રચવાના મનસૂબા સેવ્યા કે ન એણે આસપાસની દુનિયાને એવી છૂટ આપી કે એ દુનિયા એને પોતાના ઢાળામાં ઢાળી લે.... અનુભવની સચ્ચાઈને અક્ષુણ્ણ રાખી એ વાસ્તવિકતા બયાન કરતો જ રહ્યો. એની વાર્તાઓની તીખી, કડવી શૈલી, નશતરની જેમ આરપાર ઊતરી જાય એવો વ્યંગ, વાર્તાને અંતે વાચકને પડતો તમાચો... પણ કૃષ્ણચંદર કહે છે તેમ : 'એની નફરતમાં મુહબ્બત હતી, નગ્નતામાં આવરણ, ચરિત્રહીન સ્ત્રીઓની કથાઓમાં એના સાહિત્યની સદ્ચરિત્રતા છુપાયેલી હતી. જિંદગીએ મંટો સાથે ભલે ન્યાય નથી કર્યો, પણ સમય જરૂર એને ન્યાય કરશે...' મંટોએ પોતે પણ પોતાનાં લખાણો વિશે કહેલું : 'મારાં લખાણ તમને કડવાં, તીખાં અને તુરાં લાગે છે પણ આજ દિવસ સુધી જે મીઠાશ તમારી સામે પીરસાતી રહી એનાથી ઇન્સાનિયતને શો ફાયદો થયો ? લીમડાનાં પાન ભલે કડવાં હોય પણ એ લોહી ચોક્કસ સાફ કરે છે...'

કૃષ્ણચંદરે મંટો માટે લખ્યું છે : 'એણે સમાજનાં તરછોડાયેલાં, છેવાડાનાં કચડાયેલાં, વિસરાયેલાં, સમાજ જેને હીન કે વિકૃત માને છે તેવાં પાત્રોની વાર્તાઓ લખી, જે કલાસિદ્ધિ અને વાસ્તવિક ચિત્રણની દૃષ્ટિએ ગોર્કીના લોઅર ડેપ્થ્સનાં પાત્રોની યાદ અપાવે છે. ફરક માત્ર એટલો જ છે કે એ લોકોએ ગોર્કી માટે મ્યુઝિયમ બનાવ્યાં, એનાં પૂતળાં મૂક્યાં, એના નામે નગર વસાવ્યાં જ્યારે આપણે મંટો પર કેસ ચલાવ્યા, એને ભૂખે માર્યો, એને પાગલખાને પહોંચાડ્યો, દવાખાનામાં સડાવ્યો અને છેવડે એને એટલો મજબૂર કરી દીધો કે એ માણસને નહીં પણ શરાબની બાટલીને પોતાની દોસ્ત માનવા લાચાર થઈ ગયો...' મંટો પોતે પણ આ બધા કેસથી વાજ આવી ગયેલો...

એની કેફિયત અને પત્રોમાંથી એ કઈ હદે ત્રસ્ત હતા એ જોઈ શકાય છે. મંટો પર નીતિના, ધર્મના કહેવાતા રખેવાડો ગુસ્સે થયા, એને કાયદાની અદાલતમાં ઊભો કર્યો એનું મુખ્ય કારણ એની સાચી પણ તીખી જીભ છે. એ માને છે કે 'જિંદગી જેવી છે એવી આલેખવી જોઇએ. નહીં કે એ જેવી હતી કે જેવી હશે કે જેવી હોવી જોઈએ...' આ વસ્તુ આપણે એની વાર્તાઓમાં પણ જોઈ શકીએ છીએ. અને એણે લખેલાં કેટલાંક ઉત્તમ ચરિત્રચિત્રણોમાં પણ જોઈ શકીએ. વેશ્યાઓ પવિત્ર હોય છે એવું કહેતા કહેતા આવું પણ કહી દે છે : 'બધા ચરસ કે ભાંગના વેપારી બંધાણી હોય એવું જરૂર નથી, તો એની સામે બધા મૌલવી કે બધા પંડિત પવિત્ર હોય છે એવું કોણે કહ્યું ?' 'બાબુ ગોપીનાથ' વાર્તાના નાયકની આ કબૂલાત જુઓ : 'રંડીનો કોઠો અને પીરની મઝાર... બસ આ બે જ જગા છે જ્યાં મારા મનને શાંતિ મળે છે. કારણ કે આ બે જ જગા એવી છે જ્યાં ફરસથી લઈને છત સુધી બસ દગો જ દગો હોય છે... કોણ નથી જાણતું કે રંડીના કોઠા પર મા-બાપ એમના સંતાનો પાસે ધંધો કરાવે છે અને મઝારો અને દરગાહોમાં લોકો એનાં ખુદા પાસે...' અશોકકુમાર, શ્યામ, નર્ગીસ, ઈસ્મત ચુગતાઈ, સિતારાદેવી વગેરેનાં ચરિત્રચિત્રણો વાંચનાર જોઈ શકશે કે એમાં પણ એણે ડર્યા વગર સ્પષ્ટકથન કર્યું છે. એ માનતો હતો કે માણસ જેવો છે તેવો આલેખવો જોઈએ. એ કહેતો : 'હું એવી દુનિયાને, એવા સભ્યને દેશને, એવા સભ્ય સમાજને ધિક્કારું છું જ્યાં એવો રિવાજ પ્રચલિત હોય કે મર્યા પછી દરેક વ્યક્તિના ચરિત્રને લોંડ્રીમાં મોકલી આપવામાં આવે જ્યાંથી ધોઈ-ધખોઈને આવે એટલે એને દેવતાઓની જેમ ખીલી પર લટકાવી દેવામાં આવે...' એટલે જ તો સિતારાદેવી મંટોને માર ખવડાવા તૈયાર થયેલાં ! ઈસ્મત ચુગતાઈએ જ્યારે એમના ભાઈના મૃત્યુ પછી 'નાટકીય' નામે ચરિત્રચિત્રણ લખ્યું ત્યારે અન્ય લોકોની જેમ મંટોની બહેન પણ ગુસ્સે થયેલ. મંટોએ કહેલું : 'તું જો મારા મર્યા પછી આવું લખવાની હોય તો હું આજે મરવા તૈયાર છું...'

મંટો પર મોમ, મોપાંસા, ચેખવ, ફ્રોઈડ... ને ન જાણે કોનો કોનો પ્રભાવ જોવાયો છે. પણ હકીકતે એની વાર્તાઓની વિશેષતા અને મર્યાદા બેઉ એની પોતીકી છે. એ પોતે પોતાની જાતને 'અભણ' કહે છે. એણે લખ્યું

છે પોતા માટે : 'એ અભણ એ દૃષ્ટિએ છે કે એણે કદી માર્કસનો અભ્યાસ નથી કર્યો, ફ્રોઈડના કોઈ પુસ્તકને હાથ નથી લગાડ્યો, હેગલનું એ માત્ર નામ જાણે છે. પણ મઝાની વાત એ છે કે લોકો...ને ખાસ કરીને વિવેચકો એવું માને છે કે એ આ બધાથી પ્રભાવિત છે. જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી મંટો કોઈ બીજાથી પ્રભાવિત થતો જ નથી...' કોઈને કદાચ આમાં આત્મશ્લાઘા લાગે તો લાગે પણ એની વાત જરાય ખોટી નથી. એટલે જ મંટોના અકાળ મૃત્યુ પર કૃષ્ણચંદરે લખેલું : 'દુઃખ મંટોના મોતનું નથી. મોત તો અફર છે. દુઃખ એ બધી વણલખાયેલી ઉત્તમ કૃતિઓનું છે જેને માત્ર મંટો જ લખી શકે એમ હતો. ઉર્દૂ સાહિત્યમાં સારામાં સારા વાર્તાકારો પેદા થયા પણ મંટો બીજી વાર નહીં જન્મે, કોઈ એનું સ્થાન નહીં લઈ શકે. અબ્બાસ, અશ્ક, ઈસ્મત અને કૃષ્ણચંદરની નકલ કરનારા તમને ઘણા મળી રહેશે પણ મંટો અને કંઈક અંશે બેદીની શૈલીને આજ સુધી કોઈ નથી અપનાવી શક્યું. ઉર્દૂ સાહિત્યમાં એક બેદી છે અને એક જ મંટો છે...' મંટોની વાર્તા પર કેસ ચાલતો હોય ત્યારે મેજિસ્ટ્રેટ મહેંદી અલી સિદ્દીકી એવું કહી શકે : 'મંટો સાહેબ, હું તમને આ સમયગાળાના સૌથી મોટા વાર્તાકાર ગણું છું.' મંટોનો સૂટ સીવી આપનાર દરજી અબ્દુલ ગની : 'તેં 'હતક' લખી છે ને ! જા તારી ઉધાર સિલાઈ માફ કરી' એવું કહી શકે. મંટોની સુગંધી પર કોઈ સામયિક વિશેષાંક કાઢી શકે અને નામી સર્જકો એક વેશ્યા પર કલમ પણ ચલાવે ! ઉર્દૂ સાહિત્યનાં મોટા ગણાતાં નામો પણ મંટોની વાર્તાકળાનાં ચાહક રહ્યાં છે. હસન અસકરી મંટો માટે કહે છે : 'મંટો ઉર્દૂ ભાષાનો સૌથી મોટો વાર્તાકાર છે અને યુરોપના શ્રેષ્ઠ વાર્તાકારોની સરખામણીમાં એને મૂકી શકાય એમ છે. જો મંટો મોપાસાં સમકક્ષ ન થઈ શક્યો તો એમાં વાંક મંટોનો નથી, પણ ઉર્દૂની એ સાહિત્યિક પરંપરાનો છે જેમાં મંટોએ જન્મ લીધો હતો...' સામાન્ય ભાવકથી લઈને વિવેચકો સુધી એકસરખો લોકપ્રિય રહેનારો આ સર્જક પોતા વિશે ઘણો ઊંચો ખ્યાલ ધરાવતો હતો. એણે એક કરતાં વધુ વાર પોતે ઉર્દૂ સાહિત્યનો મોટો લેખક છે એવું કહ્યું છે. પોતાની કબર પર લખવા માટે એણે ૧૮-૮-૧૯૫૪ના રોજ નીચે પ્રમાણે લખી રાખેલું : 'અહીં સઆદત હસન મંટો દફન થયેલ છે. એની સાથે વાર્તાકળાની બધી યુક્તિ-પ્રયુક્તિ પણ દફન

થયેલી છે. આજે પણ એ કબરમાં પડ્યો વિચારી રહ્યો છે કે એ પોતે મોટો સર્જક છે કે પછી ખુદા ! ' આપવખાણની આદત સામે વાંધો હોય તો પણ મંટો ભારતીય સાહિત્યની પૂંજી છે એટલું તો સ્વીકારવું જ રહ્યું.

કહેવું હોય તો મંટો એક વ્યક્તિ હતો. પણ આ નામ દ્વારા એક યુગ, જીવન અને કલાની એક શૈલી, એક માનસિક, સામાજિક અને રાજકીય દૃષ્ટિકોણ, એક નૈતિક મૂલ્ય અને એક માનવીય ધારણા... આ બધાંની ઓળખ આ નામથી થાય છે. એની વાર્તાઓ પરથી જોઈ શકાય છે કે મંટોએ આ કે તે કોઈ કોમને નથી બક્ષી. એની તીખી જીભ, સ્પષ્ટ કથન કદાચ કોઈથી સહન ન પણ થાય, એનો વ્યંગ તમાચા જેવો લાગે પણ સમજુ, સહૃદય ભાવક સ્વીકારશે કે મંટો નાત-જાત, ધર્મ-કોમ, રાષ્ટ્ર આ બધાંથી ઉપર ઊઠીને ઘા કરે છે. જો પૂર્વગ્રહના ચશ્મા નહીં પહેર્યા હોય તો મંટોની નિર્મમતા પાછળની ઊંડી માનવીય નિસબતને પ્રમાણી શકશે.

જીવ્યો ત્યાં સુધી ખાદી પહેરનાર આ સર્જકને રાજનીતિ સાથે સીધી લેવાદેવા નો'તી. (એણે લખ્યું છે : 'મને રાજકારણમાં એટલો રસ છે જેટલો ગાંધીજીને સિનેમામાં ...એ સિનેમા નથી જોતા, હું છાપું નથી વાંચતો...') પરંતુ રાજનીતિને નિષિદ્ધ ચીજ માની એણે એનો પરહેજ પણ નથી કર્યો તો એને પોતાના માથા પર સવાર પણ નથી થવા દીધી. એની વાર્તાઓ પોલીટીકલ કે સોશ્યલ બની શકી છે એનું કારણ પણ એની આ તટસ્થતાજ છે. એક માણસ તરીકે પૂરી નિસબતથી એ વિભાજન વિશે, સમાજની સંકુલ પરિસ્થિતિ વિશે, ખાડે ગયેલી વ્યવસ્થા વિશે, નેતાઓ વિશે કહેતો જ રહેલો. રાજનીતિ સંદર્ભે વક્રવાણીમાં વ્યક્ત થયેલી એની વિશિષ્ટ દૃષ્ટિ એના લેખો તથા પત્રોમાં જોઈ શકાશે. 'સભ્ય કબ્રસ્તાન', 'કાલે સવારે મારી આંખ ખૂલી', 'બે ખાડા', 'દેખ કબીરા રોયા' વગેરેમાં એના વ્યંગની છરી જેવી ધાર અનુભવી શકાય છે. ૧૯૫૧થી ૧૯૫૪ સુધીમાં એણે 'ચાચા સામ કે નામ ' કુલ નવ પત્રો લખ્યા હતા. જેમાં અમેરિકાની ગંદી રાજનીતિ અને ભારત-પાકિસ્તાનની ત્યારની હાલત પર એનો તીખો, તૂરો વ્યંગ માણવા જેવો છે. મંટો લખે છે : 'મારી નિશાળમાં ભણતી ભત્રીજીએ મને દુનિયાનો નકશો દોરી આપવા કહ્યું. મેં એને કહ્યું કે હમણાં નહીં, પહેલાં મને ચાચાજાન

સાથે વાત કરી લેવા દે, એને પૂછી લેવા દે... ક્યો દેશ રહેવાનો છે અને ક્યો નથી રહેવાનો... પછી નકશો બનાવી દઈશ...' આશ્ચર્ય એ છે કે ૫૦ વર્ષ પછી પણ અમેરિકાની દાદાગીરી મંટો કહે છે તેવી જ છે. ભારત-પાકિસ્તાનની ત્યારની આર્થિક બેહાલી વિશે એ લખે છે : 'ચાચાજાન, એટલા તો ખરાબ દિવસો આવ્યા છે કે હું સારા દિવસો માટે દુવા માગવાનું જ ભૂલી ગયો છું. એવું સમજો ને કે શરીર પર વેલ પાંદડાં ઝુલાવવાનો વખત આવ્યો છે. કપડું એટલું તો મોંઘું થઈ ગયું છે કે ગરીબોને બિચારાને મર્યા પછી કફન પણ નથી મળતું. જે જીવતા છે તે બધા પણ તારતાર થઈ ગયેલાં કપડાંમાં નજરે ચડે છે. હું તો કંટાળીને એક 'નાગાકલબ' ખોલવા વિચારું છું. પણ વળી વિચાર આવે છે કે આ નાગાઓ ખાશે શું ? એકબીજાનું ઉઘાડાપણું ?'

મંટોની વાર્તાઓની સરળતાથી છેતરાઈ જનાર ભાવક એ વાર્તાઓની ઉઘાડી સંકુલતાને નહીં પામી શકે. આમ પણ મંટોને પામવા ઈચ્છનારે ભારતીય સમાજને એની તમામ્ સંકુલતા સાથે પામવો પડે. ભારતીય સમાજની જટિલતા, સામાજિક,રાજકીય અને ધાર્મિક સ્તરે ગુંચવાયેલા માનવીય મનની આંટીઘૂંટી સમજનાર મંટોની વાર્તાનાં વિવિધ પરિમાણોને પામી શકશે, એની વેદનામાં ભાગીદાર બની શકશે. જ્યાં સુધી શોષક અને શોષિતોના બે વર્ગ રહેવાના, જ્યાં સુધી માણસ ઈતિહાસમાથી પાઠ ભણવાને બદલે એનું પુનરાર્વતન કરતો રહેવાનો, જ્યાં સુધી માણસની અંદર વસતો હેવાન જાગતો રહેવાનો, જ્યાં સુધી માણસ માણસાઈ સિવાયના ધર્મો, સંપ્રદાયોના દાયરાઓમાં અટવાતો રહેવાનો ... ત્યાં સુધી મંટોની વાર્તાઓ અપ્રસ્તુત નથી થવાની. મંટોની સર્વકાલીનતા પ્રસ્તુત કરતા બલરાજ મેનરા અને શરદ દત્ત લખે છે તે સાવ સાચું છે :

વહુ આજ ભી હમારે સાથ હૈ
ઔર કલ ભી
વે જો હમારે બાદ આયેંગે
ઉસે અપને સાથ પાયેંગે.

અને છેલ્લે એકાદ-બે વાત આ અનુવાદ સંદર્ભે... મેં પ્રાદેશિક ભાષા સાથે પહેલી વાર કામ પાડ્યું છે. ઉર્દૂ સાથેનો મારો નાતો માત્ર જૂની ફિલ્મો

તથા ઓલ ઈન્ડિયા રેડિયો સાંભળવા જેટલો જ... પણ મને આ ભાષાની મીઠાશ, એની નઝાકતનું ભારે આકર્ષણ... મંટોના હિન્દી-ગુજરાતી અનુવાદોને જ્યારે ઉર્દૂની બાજુમાં મૂકીને તપાસ્યા ત્યારે ઉર્દૂમાંથી જ અનુવાદ કરવાની ગાંઠવાળી. હિન્દી અનુવાદોએ દાટ વાળેલો છે. મન ફાવે તે શીર્ષક આપનારાએ મૂળ શીર્ષક આપવાની તસ્દી લીધી નથી. મન ફાવે ત્યાં શબ્દો, વાક્યો, ફકરાં સુદ્ધાં ઉડાડી દેવાયા છે. સ્વાભાવિક રીતે જ ગુજરાતી અનુવાદક હિન્દીવાળાની ભૂલોને અનુસર્યો છે... વળી ભાષા સંદર્ભે પાત્ર અને પરિવેશ પ્રત્યેની વફાદારી અનુવાદપ્રક્રિયાનો જ એક ભાગ છે. વાર્તાનાં પાત્રો જો મુસ્લિમ હોય તો કબ્રસ્તાન = સ્મશાન, ખુદા = ભગવાન, દુવા = આશીર્વાદ, ફાતિયો પડવો = પ્રાર્થના કરવી, ખુદા ખેર કરે = રામ કરે તે ખરું, અબ્બા, અમ્મી = પિતાજી, માતાજી એવું ન કરાય. પાત્રનુસાર, પરિવેશઅનુસાર ભાષાના સ્તર જાળવા ન જોઈએ... મૂળ લેખકે હિંદુ, મુસ્લિમ પરિવેશને પૂરી ન્યાય આપ્યો હોય ત્યારે અનુવાદકો આવી છૂટ ના લઈ શકે...પણ લેવાઈ છે.. મંટોએ વાપરેલા અંગ્રેજી શબ્દોને મેં જેમના તેમ રહેવા દીધાં છે. પરંતુ આ ભાષા ફિલમો અને રેડિયો દ્વારા બધાને મારા જેટલી પરિચિત તો છે જ એવું ધારીને મેં રહ, જન્નત, નિકાહ, દુલ્હન, કયામત, દુઆ, રહેમ, મુબારકબાદ, અહેસાસ, મહેસૂસ, દિલોદિમાગ, ખ્વાહિશ, ફરિસ્તો, શુક્રિયા, આદાબઅર્ઝ જેવા અતિપરિચિત શબ્દોને મૂળની ભાષાની મીઠાશ જાળવવા જેમના તેમ રહેવા દીધા છે.

આ લેખ તૈયાર કરવા માટે નીચેનાં પુસ્તકોની સીધી મદદ લીધી છે.


૧. દસ્તાવેજ ભાગ ૧થી ૫ : સંપાદક : બલરાજ મેનરા, શરદ દત્ત, રાજકમલ પ્રકાશન, દિલ્હી
૨. 'મંટો : મેરા દુશ્મન' : લે.ઉપેન્દ્રનાથ 'અશ્ક', પ્ર.આ.૧૯૫૬
૩. મન્ટોનામા : સં. દેવેન્દ્ર ઈસ્સર, ઇન્દ્રપ્રસ્થ પ્રકાશન, દિલ્હી, ૧૯૮૧
૪. મંટોની ૩૦ વાર્તાઓ : સં.નીલાભ, નીલાભ પ્રકાશન, અલ્હાબાદ


ઈમેજ દ્વારા પ્રકાશિત થનાર મંટોની વીસ વાર્તાઓની પ્રસ્તાવના

## પરભૂતે હિતે રતા / મૌલિક બોરિજા

હુંઅઅ, બસ કચેરીમાં જવાની તૈયારી જ કરતો હતો.

'ભાઈ, માંને સારુ નથી'

નાના ભાઈ જિગરની વાતે, તેમની સાથે રહેતી માં પાસે ગયો, આંખો ચકળ-વકળ હતી, ભયગ્રસ્ત.

સવારના નવેકનો સમય, ગામમાં રહેતાં ડોકટર બહેનને બોલાવ્યાં-વળી માં છૂટક-ક્યારેક તેમને ત્યાંથી દવા લાવતા હતા.

'અરે ! મણી માંને શું થઈ ગયું, ચક્કર તો આવ્યાં નહોતાં ?'

ઈંજેકશનની સોય ભરતાં-ભરતાં બોલેલા.

તેમની સાથે જ ફરતાં રતનમાં સોય સાથે જતાં પ્રવાહી અને પોતાની આંખમાંનાં પ્રવાહીને રેલાવતાં બોલેલાં, 'હા, હું આઈ તારઅ મણિ નીચે પડેલી હતી.'

આજુબાજુથી બીજા ભાઈઓ-પત્નીઓ, ભાડૂઆતો આ બધી ક્રિયા સાંભળી-નિહાળી રહ્યાં હતાં.

હવે પછી શું કરવું તેના વિચારમાંજ હતો કે ડોકટરે સૂચના આપેલી.

'તેમનું શરીર વૃદ્ધ છે. હોસ્પીટલ જેમ બને તેમ જલ્દી પ્હોંચાડજો.' કહેતાં ગયેલાં.

ગામની જ રિક્ષામાં ડો. પટેલને ત્યાં તેમને પહોંચાડ્યા. તેમને ત્યાં પણ ઘણી વાર દવા કરાવેલી તેથી તેમની હાઇ બી.પીની બિમારીથી તેઓ અવગત હતા.

તાત્કાલિક ગ્લૂકોઝ સાથે શક્તિનું ઈંજેક્શન તથા ઊલટી ન થવાની ટેબલેટ આપેલી. બ્લડરિપોર્ટ આવતા તેમની વેદના વધી ગઈ હતી. 'પગમાંથી જીવ જાય છે' સતત તેમની રટણા હતી.

હું વિચારી રહ્યો હતો, 'માનવ જાણે હું કરું કરતલ બીજો હોય. આદર્યા અધવચ રહે, હરિ કરે સો હી કોણ જાણે રિપોર્ટ જાણ્યો કે બ્લડ ચડાવવું પડશે. અડધું જ દવા ઈંજેક્શન છે. વળી એજેડ છે, એટલે ... છતાંય આ બ્લડ લઈ આવો.'

બીજે લોહીની બોટલ લઈ રહ્યો હતો કે ડૉ. પટેલ સા. નો ફોન આવ્યો કે મિસ્ટર મનુભાઈ પાછા આવો; બા સિરિયસ છે.'

દવાખાનામાં બાના હાથ-પગ ઠંડા થઈ ગયા હતા. એકટક મારી સામે જોતાં હતાં. સવારથી જ મારા ધર્મપત્ની હસુ સેવામાં રત હતાં. છેલ્લે કોણ જાણે તેમની આંખોની ભાષા હું સમજી ગયો હતો. 'માં, તારા આદર્યા અધૂરાં નહીં રહે.'

મોટાભાઈ ભોલેશંકરને ફોન કર્યો હતો. નાના ભાઈઓને પન ઘરે ફોન કરી દીધા હતાં. હવે મને લાગી રહ્યું હતું કે 'માઁ...?.. પરંતુ ભાઈઓને પણ જાણ કરવી 'બાંધવ હોય બોલક્ણો, તોય પોતાની બાંય'

નાના ભાઈઓ આવતાં મને થોડી હળવાશ થઈ હતી. ભોલેશંકરને ફરી ઓફિસમાં ફોન કર્યો, જવાબ હતો 'રજા પર છે.'

માઁના તૂટતા શ્વાસમાં 'ઘરનું ઢાંકણ નાર' દેખાઈ રહી હતી.. છેલ્લા ક્રમશ ઘટતા શ્વાસો અને છેલ્લો શ્વાસ.

તુર્ત જ શબને ઘરે લાવવામાં આવેલું. ગાંધીનગરના રળિયામણા સંસ્કારિત સેક્ટરમાં રહેતાં મોટાભાઈને સમાચાર જણાવ્યા કે 'માં હવે આ દુનિયામાં નથી રહ્યાં.'

તેમનો કોઈ જ પ્રત્યુત્તર ન મળતાં તે પાછા વળી ગયેલા. મેં એસ.ટી બુથ પરથી જ સબંધીઓને જાણ કરી કે જેથી સમય ન બગડે. નાનો ભાઈ બહારગામથી આવી ગયો.

પેથાપુર ગામથી ખાંપણનો સામાન આવી જતાં વસ્તીના માણસો તે બાબતે ચણભણ કરી રહ્યા હતાં. 'તમારા કુટુંબના કોઈ...'

'તમે બધા જ જાણો છો કે,...'

એક ડાહ્યા માણસે વાત વાળી લીધી હતી કે 'મરણે આમંત્રણ ન હોય. તેનું માહાત્મ્ય હોય.'

'એ તો સમજે તેને ને' કહેતા વાંસ સરખા ગોઠવવા માંડેલાં.

'હા ભઈ, હોં સજ્જનની એક ઘડી અને મૂરખના જનમારાં' આપણે પણ કાલ એ જ રસ્તે જવાનું છે.' કહેતાં... છેલ્લે પૂળા ગેઠવી ચાર દીકરાએ કેડ પર ટુવાલ બાંધી માંના દેહને ઘરમાંથી ભોંયશરણ કરેલો તે બહાર લાવી વાંસની સેજ પર મૂક્યાં.

હું મનેમન વિચારી રહ્યો હતો કે, 'પહાડે-પહાડે મણિ નહીં, ચંદન વને વને ના હોય,. મણિ દેશ કોતરિયો, જાણે દરેક ધારે મણિ હોય.'

એકં ઘીનો દીપક સળગતો હતો. એક દેહમાંથી દેહાતીત થયો હતો.

અમદાવાદ-કલોલ-ગાંધીનગરથી સંબંધીઓ આવતાં નનામી બંધાયેલી ચાર ભાઈઓ તથા વસ્તીના યુવાન-વૃદ્ધ માણસો દ્વારા નદીના કિનારે (સ્મશાનઘાટે) રાત્રિના ટોર્ચ અજવાળે પ્હોંચી ગયા હતા.

'રામ બોલો ભાઈ રામ ?'

'રામ.'

અને લાશ કેટલી જગ્યામાં સમાશે તે પ્રમાણે ઘોર ખોદાઈ હતી. વસ્તીનો સહકાર લાજવાબ હતો.

જતાં-વળતાં વચ્ચે નિશ્ચિત જગ્યાએ વિસામો લેવાય છે.

ઘરે આવતાં મોંમાં પાણીનો કોગળો લઈ માથેથી ટુવાલ કે કપડું ખસેડાય છે.

નેનગડીયા છોકરાઓને સલાહસૂચન અપાય છે.

'ભાઈઓ, ડોશી ઉમરલાયક હતાં, એમાં શોક જેવું કાંઈ ન રાખવું.'

'અનઅ.... નામ ઈનો નાશ.'

'આ આપણઅ બધાંય બેઠા એ બધાયનાં પણ ?'

'હા, ઈમનો, આપણો અને કુટુંબના નથી આવ્યા . ઈમનો પણ ખરો. ભાઈ પછી જેને જે સૂઝે તે ખરું. એમનો સગો દીકરો ભોલેશંકર નથી આવ્યા. ત્યાં કુટુંબની પત્તર ક્યાં ઝીંકવી.'

આ વાતો દરમ્યાન ગામમાંથી હજામને નાનો ભાઈ બોલાવી લાવ્યો હતો અને બ્રાહ્મણને બોલાવવા ગયો હતો.

'છોકરાવ પિંડનું આજ પતાવી દેજો. કાલથી મંગળવાર બેસે છે. કોઈ કામ ના થાય.' તેમની દાઢી પર હાથ પસવારતાં જતાં-જતાં તેઓ શિખ આપી ગયેલાં.

બ્રાહ્મણ આવતાં રાત્રે જ વિધિ પતતાં છેલ્લે જાણે શોક વધ્યો હતો.

સવારમાં ચક્કર આવી બેસી જવું મારું આવવું  અને છેલ્લે. તેમની પાછળના દિવસોમાં શું ગોઠવવું તેની ગડમથલમાં અમે ચારે ભાઇઓ થાક્યા-પાક્યાં સૂઈ ગયાં કે સવાર પડી ગઈ.

સામાજિક રિવાજ પ્રમાણે બીજા ઘેરથી ચા-પાણી કે શાક-રોટલાં માટે અમે સ્વયમ કમર કસી હતી. બારમાએ છેલ્લે નાનાં છોકરાવને દાળ-ભાત-લાડવાનું જમણ બાદ રહ્યો રાત્રે માનસિક ખોરાક પાંચેય ભજનો અને વિશ્રાંતિ.

કાંણે આવતાં જનોમાં સામાજિક-ઓળખાણવાળા અને ઓફિસયલ દરેક માણસો પ્રમાણે અમે ટ્રીટમેન્ટ આપી હતી.

દર વખતે આવનારની સ્વાભાવિક એક જ વાત હોય 'કેમ કરતાં આમ બન્યું, સાજા-નરવા તો હતાં. રવિવારે તો અમે મળવાનાં હતાં.'

પ્રથમ હું કહેતો હતો કે 'આમ બન્યું.... અને છેલ્લે આમ બનેલું. હાઈ બી.પીમાંથી લો થઈ ગયેલું.

આગંતુકને અમે ક્રમિક જવાબો આપવા માંડેલાં.

પરંતુ એક આગંતુકે કહેલું 'તમારા મોટાભાઈ વગર ચાલે જ કેમ ?'

'કાપ્યું-ફાટ્યું હોય, તાણો લઈને તુણીએ.

કાળજ ફાટ્યું હોય, કોઈ કાળે સંધાય નહીં.'

માંએ ખોળા-પાઘડી કરી હતી છતાં ભોલેશંકર મનાયા નહોતા. પોતાના ઘરનો સડો તેમને દેખાતો નહોતો. અને મરેલી માં માટે પણ પોતાની હઠ પકડી બેઠા હતાં. બેસનારા કહેતા હતા ધિક છે તેમના ભાઈબંધોને કે આવો મિત્ર રાખે. જે પોતાની માંનો ના થયો તે બીજાનો કેવી રીતે થાય. છતાંય માંએ શીતળતાથી તેમને ખમ્યા હતા.

'તમારા કુટુંબના કેમ....?'

'કાકા, એ વાત કરવા જેવી નથી. મારા બાપા વખતે પણ તેમને જ દાળ-રોટલામાંથી ઊગારી અમને આભારી બનાવ્યા હતાં.

'અને આ વખતે ?'

'તેનો વેલો, સામાન્ય ચા-પાણીમાંથી પણ ઊગારી લીધાં. રતન પાકે તો આવા કે જેને પાણી છાંટવાથીજ મૂછ ઊગે.

ક્રમિક આવનારાઓ સમજી જતા હતાં. અને તેમની આડખીલીથી બગડનાર કાર્યો જ અવળચંડાઈથી સુધરી જતાં હતાં.

એક બ્રાહ્મણે દક્ષિણા લઈ કહ્યું હતું,

'ભૂંડા માણસથી ભાગીએ ન દઈએ દિલની વાત.
કાં છેતરીને શર પડે, કાં ઘરમાં આણે ઘાત.'

માંના બારમા વખતે પણ તેઓ નહોતા આવ્યાં, અને બીજા ભાઈને ચડાવી, ઝઘડાવી પેરવી કરી હતી. પરંતુ 'હવે આપણે ભાઈઓ-ભાગ કરી લેવા જોઈએ.' એવી મારી વહેતી વાતમાં તેમના ઘરે કુટુંબીઓના સ્કૂટરો વહેતાં થઈ ગયાં હતાં.

રાત્રે ભાઈઓ ભેગા મળી બેસતાં વહુઓ માસી-બ્હેન અને નાનાં બાળકોમાં, મણિમાં કિલ્લોલતાં નજરે પડતાં હતાં 'પરભૂતે હિતે રતા.'

# કંકાવટી

માર્ચ, ૨૦૦૩

આદિલ મન્સૂરી
રતિલાલ 'અનિલ'
સઆદત હસન મન્ટો
શરીફા વીજળીવાળા
સુદર્શન
ઉર્વશી પંડ્યા
રાજેન્દ્ર શાહ
શિરીષ પંચાલ

# કંકાવટી


માર્ચ, ૨૦૦૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૫૧૫

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ ૫૦, બે વર્ષના રૂ ૯૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ ૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

**કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :**
**ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,**
**અમદાવાદ-૩૮૦ ૦૦૬**

**કંકાવટી ઇન્ટરનેટ પર**

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ 'અનિલ'

માલિક : આર.આર.રૂપાવાળા

કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બામરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૮૬૭૦૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
સુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭ ફોન : ૨૩૧ ૨૩ ૪૦

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૭૪૨૮ ૯૪૧



## બે ગઝલ / આદિલ મન્સૂરી

૧

તડામાર તૂટી પડે છે બધું
ને ડગલે ને પગલે નડે છે બધું

પડે છે ઢળે છે દડે છે બધું
બધું આજ આડેધડે છે બધું

રહી નાં શકે સ્થિર દરિયો હવે
આ જળ મત્સ્યવિણ તરફડે છે બધું

જે ખોવાયું ક્યારેક અવકાશમાં
હવે ભોમભીતર જડે છે બધું

પ્રયત્નો વગર કોઈ ઇચ્છા વગર
અચાનક સ્વયં સાંપડે છે બધું

બધા ઘાટ આખર ઘડાઈ જશે
ચડાવ્યું જુઓ ચાકડે છે બધું

નથી જીરવાતી હવે  ગંધ આ
સકળમાં સમાયું સડે છે બધું

કહો શી રીતે ફેરવી તોળશે
કે એણે લખ્યું ચોપડે છે બધું

હસો તો હસી પડતું બ્રહ્માંડ ને
તમે જો રડો તો રડે છે બધું

ને પંડિત બબડતો –
'મને એકને આવડે

લ
વડે

૨

જિંદગીની સફરનો એટલો બોધ
ડગલે ને પગલે આવતા અવરોધ

લોહીની આવજા નથી કેવળ
ઉછળે દિલમાં લાગણીનો ધોધ

આંગળા ખોસી કાનમાં, ઊભા
સૌ નગરશ્રેષ્ઠીઓ, હવે સંબોધ

બસ અમસ્તા જ રાજી થાય અને
કોઈ કારણ વગર કરે પણ ક્રોધ

ખાંખાખોળા બધે રહેવા દે
શોધ કરવી જ હો ભીતર શોધ

જે કહો તે બધુંય છે મંજૂર
અને કશી વાતનો હવે ન વિરોધ

એક દિવસ મળ્યા'તા ન્યૂયોર્કે
મુંબઈ ગામના પરીખ પ્રબોધ

બોબડી બંધ રાખજે આદિલ
મૌન ઈક શસ્ત્ર છે, ને શસ્ત્ર અમોઘ

## મુક્તક,ગઝલ / રતિલાલ 'અનિલ'

તારા પડછાયે હું છુપાયો છું,
એમ,'તારાથી ઓળખાયો છું !
'કોઈ',જાણે તો શી રીતે જાણે ?
'પોતીકાં'માં જ હું જણાયો છું.

*

આમ છે ઠીક, પણ ઘવાયો છું,
ક્યાંક, કોઈથી ભોળવાયો છું.

મારે માટે જ હું પરાયો છું,
મારી વ્હારે હું ક્યારે ધાયો છું ?

કોઈ 'બીજું' વસે છે મારામાં,
છું 'સંબંધી' ને 'ઓરમાયો' છું!
એક ધારા વહે છે મારામાં,
તાણ, એવી છે કે તણાયો છું

એક પાગલ વસે છે મારામાં,
આમ દેખાવે, સાવ ડાયો છું !

અડધો, અડધો તો થૈ ગયો છું હું,
કોણ ક્હે છે કે હું સવાયો છું ?

એક જ્યોતિનું એ જ હોય છે જીવન,
હું ઝગ્યો છું, ને ઓલવાયો છું.

ના થઈ પણ, કબીરની ચાદર,
શ્વાસની સાળ પર વણાયો છું.

હું હજી છું ઉમેદવાર 'અનિલ',
એના દફતરમાં ક્યાં નિમાયો છું !

## ઊંઘ ! / રતિલાલ 'અનિલ'

સ્વાનુભવરસિક કવિતા હોય છે, સ્વાનુભવરસિક આત્મકથા હોય છે, તો સ્વાનુભવરસિક એકાદ નિબંધ તો કુંભકર્ણે લખવા જોઈતો હતો. સૌથી સારો સ્વાનુભવ ઊંઘ હોય છે. તે રસસમાધિની કક્ષાએ પહોંચે છે અને છતાં કળાકાર કે સ્થિતપ્રજ્ઞને જ સહજ એવી તટસ્થતાયે હોય છે. એનો સૌથી વધારે નિજાનંદી અનુભવ ( ઊંઘમાં સ્વપ્ન આવે તે સિવાય અનુભૂતિ ન હોય !) કુંભકરણને હતો પણ તેણે જાગીને તે વિશે નિબંધ લખવાને બદલે ઊંઘવાનું વધારે પસંદ કર્યું; એનું એક આડ કારણ એ હોઈ શકે કે તે જમ્યા વિના સતત ઊંઘી શકતો હતો. માણસ તરીકેની લગભગ આપણા સૌની સ્વાનુભૂતિ એવી કે અપવાસના દિવસે ઊંઘ ઊડી જાય છે અને ક્યારે સવાર પડે કે પારણાં કરીએ. હવે વિચારીએ કે જમ્યા વિના છ માસ સુધી ઊંઘી શકે તે શું પેલું ઊંટ લાંબી રણસવારીએ ઊપડતાં પહેલાં હોજરીમાં પુષ્કળ પાણી ભરી લે છે એમ કુંભકર્ણ પેટમાં પાણી ભરી લેતો હતો ? કુંભકર્ણ વિશે રામના આસક્તોને એટલો તો પૂર્વગ્રહ કે ચન્દ્રગ્રહે જતા માણસને ખાસ ખપ લાગે એવી કુંભકર્ણની પ્રાપ્તિ કે સિદ્ધિ વિશે શોધ જ ન કરી. જોકે ચન્દ્રયાત્રી ઊંઘવા માટે એ ગ્રહ પર નથી જતો પણ ત્યાં પાણી ન હોવાથી એણે જ્યાં હવા ન હોવાથી અધ્ધર ચાલવું પડે ત્યાં તેને સાથે વૉટરબૅગનો ભાર તો ન ઊંચકવો પડે ! બીજી વૈજ્ઞાનિક શોધ એ ન થઈ કે એ જમ્યા વિના છ માસ ઊંઘી શક્તો હતો ! તે એણે કઈ વિટામિનની ગોળીઓ ગળી હશે તે વિશે જાણ થઈ હોત તો અમેરિકાના કોઈ જાયન્ટ કંપનીએ એના પેટન્ટ હક મેળવી લીધા હોત !

આપણે રસિક પ્રવૃત્તિની વાતો તે રસિક પ્રવૃત્તિ હોવાથી કરીએ જ પણ રસિક નિવૃત્તિ વિશે આ એકવીસમી સદી સુધી કશી શોધ થઈ નથી ! સાધુઓ નિવૃત્તિ લે છે ખરા પણ સાધુને સૌથી પ્રથમ રસિકતાનો જ ત્યાગ કરવો પડે છે ! આ જગતમાં સૌથી વધારે રસ પડે, અલબત્ત પુરુષ પ્રાણીને તેનો તો સાધુ તો ત્યાગ કરે જ છે અને ઊંઘમાં રસિકતા દેખાતી હશે એટલે ઊંઘતા નથી પણ કોઈ કોઈ વાર સમાધિ લે છે. તે લાંબી ચાલે તોયે પોતે સાધુ છે, કુંભકર્ણ નથી એટલે કાયા લંબાવ્યા વિના બેઠાં બેઠાં આંખો બંધ રાખે છે. ઊંઘના પ્રકારો અને ઊંઘનારની શરીરસ્થિતિ વિશે પણ કોઈને સંશોધનલેખનનો ઉમળકો થયો નહીં, એ પણ આશ્ચર્યની વાત છે. એ દિશામાં આંખો બંધ રખાય તેને સાંસ્કૃતિક ઊંઘ નહીં તો યે સમાધિ ન કહી શકાય ? વિચારવા જેવું તો છે જ ! 'નિષ્કામયોગ' વિશે ઘણું કહેવાયું છે પણ ઊંઘ જેવી નિષ્કામ સ્થિતિ બીજી કઈ ? અને યોગ માટે સાધના કરવી પડે છે તો શું છ છ માસની ઊંઘ માટે કુંભકર્ણે સાધના નહીં કરી હોય ? તે પછી જ એને છ માસની ઊંઘ સાધ્ય થઈ હશે ! અનિદ્રાના રોગીઓ માટે કુંભકર્ણની લાંબી ઊંઘ વિશે શોધ થઈ હોત તો તે કેટલી કામ લાગતે ? ઊંઘની ગોળી લેનારને ભારે સાવચેતી રાખવી પડે છે કે બહુ તો તે આઠ કલાક ઊંઘાડે એટલી જ લેવી, કારણકે તે પેલા ડૉક્ટરો કહે છે કે કોમામાં રાખે છે એમાં રહેવું પડે અને એમાં બારોબાર ચાલ્યા જવાનો ભય રહે છે. છ માસ ઊંઘ્યા પછી ઊઠી શકાય છે. કુંભકર્ણની એ શોધ શું આજના આયુર્વિજ્ઞાનને ઓછી ઉપયોગી થઈ હોત ?

કુંભકર્ણ સ્વપ્નદ્રષ્ટા ન હતો એવી અમારી મૌલિક શોધ છે ! છ માસ ચાલે એવા સ્વપ્નની શોધ કોઈએ હજી સુધી કરી નથી ! અમને પોતાને પણ લાગે છે કે વહેલી સવારે ઊઠવા માટે પણ સ્વપ્ન આવવું જોઈએ ! ટાઇમપીસના ત્રાસદાયક અવાજથી ઊઠવું એના કરતાં સ્વપ્નભંગથી ઊઠવું એ ખરેખર સારું હોવાનું સ્વાનુભવે કહી શકાય છે ! સ્વપ્નમાં સ્વપ્ન પોતે જ સ્વનિર્ભર હોય છે. તે સ્વપ્ન જોનાર પર નિર્ભર નથી હોતું. બંધારણ બહારની સ્વતંત્રતા હોય તો તે સ્વપ્નને હોય છે. આવજા-ની એવી સ્વતંત્રતા કોઈ રાહદારી કે મહેમાનને હોતી જ નથી: એના માર્ગમાં ટ્રાફિક કન્ટ્રોલર હોતો જ નથી ! છ માસ ઊંઘતો કુંભકર્ણ સ્વપ્નદ્રષ્ટા નહોતો એવી અમારી શોધ સાથે સૌ સંમત થશે જ.

આપણો એટલે કે માણસોનો સૌથી પ્રિય અને સિદ્ધ પ્રયોગ હોય તો પ્રકાશ હોય તોયે તેને બહાર રાખવાનો છે ! કુંભકર્ણ છ છ માસ સુધી પ્રકાશને બહાર રાખી શકતો હતો, પંખો ચાલુ રાખીને બંધ બારણે એ ઊંઘતો હોવાનો ઉલ્લેખ રામાયણમાં મળતો નથી.

મધુર અને સરસ સ્વપ્ન મોટે ભાગે શાયરોને આવતું લાગે છે તેનો રસાનંદ માણવાને બદલે સ્વપ્નભંગ થઈને સ્વપ્નની શાયરી કરે છે. કુંભકર્ણે કવિતા નથી કરી એ સૂચવે છે કે એણે નિર્બંધ અને વિશુદ્ધ ઊંઘ લીધી હશે. આ 'લીધી' શબ્દપ્રયોગ ખોટો થયો ! એમાં પરાવલમ્બનનો ભાવ છે. વાસ્તવમાં કુંભકર્ણ સ્વાવલમ્બી હોવાનું બરાબર સમજાય છે. આપણને પોતાને ઊંઘ પ્રિય, અતિપ્રિય છે. એ આવે છે ત્યારે સુવર્ણમુહૂર્ત પણ હવે પછી હું જાગું ત્યારે એવું કહેવાયે રોકાતા નથી, મારી ઊંઘને જોઈને શાણો હશે તે પોતે જ ચાલ્યો જશે. પરણેલાના શ્રીમતી એટલાં સુજ્ઞ હોઈ શકે નહીં ! તેઓ જાગ્રત હોય ત્યારે અન્ય ઊંઘી શકે નહીં, તે ભલે મારું કર્મ જોયા કરવાનું કામ જ કરે તો તે સહ્ય છે પણ ઊંઘતાં રહીને એનો અનાદર કરી શકે નહીં. કુંભકર્ણના શ્રીમતી જેવી ઉદાર પરણેલી મહિલા આ જગતમાં બીજી કોઈ જન્મી નથી એમ કહેવાનો નક્કર આધાર ખુદ રામાયણ છે. પ્રેમાનંદ કહે છે કે કુંભકર્ણને જગાડવા માટે તેના શ્રીમતી નહીં પણ અનુચરો જતા તે પણ રાવણને એની જરૂર પડે ત્યારે. 'બંધવ હોય અબોલ કે તોય એની બાંય!' એ ગુજરાતી કહેવત મૂળ નહીં પણ અનુવાદ લાગે છે. કારણ કે કુંભકર્ણ અબોલડે એટલે ઊંઘમાં હતો અને રાવણ લડવામાં હતો ત્યારે એણે ઉઠાડવાં માટે અનુચરને મોકલ્યા હતા, તેઓ શું કરતાં એનું રસિક વર્ણન માત્ર કવિ પ્રેમાનંદે કર્યું છે. ધ્રુવપ્રદેશમાં છ માસની રાત હોય છે એને ને કુંભકર્ણને કશો સંબંધ ખરો કે નહીં એ વિશે ચુંધી કરનારા ઇતિહાસકારોએ પણ કશી ખણખોદ કરી નથી એ આશ્ચર્યની વાત છે ! કુંભકર્ણ ઊંઘવા માટે ધ્રુવપ્રદેશમાં જતો કે પછી પોતાપૂરતા ધ્રુવપ્રદેશની પોતાના આવાસ પૂરતી આયાત કરતો એ વિશે રામાયણમાં કશો ઉલ્લેખ નથી ! આ તે કેવું મહદ્ આશ્ચર્ય છે ! રાવણે શિવ પાસે પોતાના ભાઈ માટે એના શયનખંડમાં ધ્રુવપ્રદેશનો ટુકડો આવે કે એ નિર્ભંગ એકધારી ઊંઘ પામે એવું વરદાન માગેલું કે કેમ તે વિશે પણ કશી

સ્પષ્ટતા નથી. રાવણ કરતાં કુંભકર્ણ વધારે સ્વાવલમ્બી હતો, કેમ કે એણે ઊંઘવાનું વરદાન માંગવા માટે તપ કર્યું ન હોતું:

'અકર્મક ક્રિયાપદ'નો અર્થ જાણવા માટે કુંભકર્ણ પાસે જવું પડે, આપણે ઊંઘીએ ત્યારે પોતે અકર્મક ક્રિયાપદ થઈ જઈએ – એનો અર્થ જાણવાની પરવાહ જ ન કરીએ એટલે જાગતા રહીને જે અકર્મક ક્રિયાપદ બન્યો હોય તેનું નિરીક્ષણ કરવું પડે અને માટે કુંભકર્ણની ગેરહાજરીમાં રામાયણના એના પાત્ર પાસે જવું પડે. ગીતામાં યોગાનુયોગ કર્મની વાત આવે છે, નિષ્કામ કર્મયોગની વાત આવે છે એમાં કામ કરવા છતાં નિષ્કામના જાદુનાં રહસ્યોનો સ્ફોટ આવે છે, પુરુષ સાધુ શી રીતે થઈ શકે સાંપ્રદાયિક, ભગવા ધારણ કર્યા વિના, કડવા લીમડાનાં લાકડાં બાળીને તેની રાખ શરીરે ચોળ્યા વિના ! પણ ભજન આરતી કરવા સાથે ઘીએ બનેલા પ્રાસાદિક પ્રસાદ ખાધા વિના એનું સોલ્યુસન છે, પણ વાસ્તવમાં તો ઊંઘતો માણસ અકર્મક ક્રિયાપદ હોય છે. હું કર્મ કરતો નથી, પણ કવિતા અને પ્રેમ થઈ જ જાય છે તેમ શ્વાસ લેવાનું, ઉચ્છ્વાસ છોડવાનું કર્મ થઈ જ જાય છે અને હું અકર્મક ઊંઘું છું એમ કુંભકર્ણ કહી શકે અને અમને ઊંઘતા જોઈ એ પડ્યા  પથારીમાં અકર્મક ક્રિયાપદ ! ક્રિયાપદ નાન્યતર જાતિનાં પણ હું એક એમને માટે માનાર્થે બહુવચન થઈ જાઉં છું તેમ નપુંસકલિંગી શબ્દ 'એ પડ્યા' માનાર્થે બહુવચન થઈ જાય છે! માત્ર ઊંઘ જ રસિક નથી હોતી, એને લગતા સંદર્ભો પણ રસિક હોય છે ! ઊંઘતો માણસ કશું કર્મ કરતો નથી પણ શ્વાસોચ્છ્વાસ 'ચાલ્યા કરે છે' એ શબ્દોમાં જ ક્રિયાપદ છે. અને ઊંઘનારો એટલો નિરહંકારી હોય છે કે તે મારા વડે ચાલે છે એવું તે કહેતો જ નથી, એટલું કર્મ પણ એ કરતો નથી. આ જગત ચાલે છે પણ તેનો કર્તા દેખાતો નથી, એવી ઊંચી ભૂમિકાએ ઊંઘ અને શ્વાસોચ્છ્વાસ ચાલે છે. વળી ઊંઘની ભૂમિકા તો કૃષ્ણ કરતાં ઊંચી છે ! કૃષ્ણ કહે છે :'હે અર્જુન ! તું મારા શરણે આવ !' પણ ઊંઘ માણસને કહેતી નથી કે હે રતિલાલ, તું મારા શરણે આવ ! ઊંઘ પોતે જ શ્રેષ્ઠ કવિતા છે અને એ ઉપનામ પસંદ કરતી નથી, વળી નામ જ દેતી નથી તો પૂછડિયું ઉપનામ તે શા માટે લ્યે !

નરસિંહ મહેતા વૈષ્ણવ હતા અને વૈષ્ણવો કૃષ્ણ કિંવા લાલજીને 'ભોગ'

ધરાવે છે, વળી બેસતા કાર્તિક(શિવના પુત્ર કાર્તિકેયને એ સાથે કશો સંબંધ નથી કેમ કે ભોગ તો રિદ્ધિ સિદ્ધિ જેની પાસે હોય તેને માટે હોય! ) પડવે કાનુડાને અન્નકૂટ, યાદવો છપ્પન કરોડ હતા (ડૂબી ગયેલી દ્વારિકા ભારત કરતાં મોટી હતી !) એટલે છપ્પન ભોગ ધરાવે છે એટલે નરસૈંયાએ 'ઊંઘમાં અટપટા ભોગ ભાસે !' એવું કહેવાને બદલ (કદાચ કરતાલ સાથે !) ગાયું. બાકી એક મુશાયરામાં નિમંત્રણ અને મુશાયરો ઇસા કી નમાઝ કે બાદ જ હોય ત્યારે વિના નિમંત્રણે આવેલી નિદ્રાનો ભોગ હું થઈ પડ્યો(પથારીમાં!) ત્યારે નિદ્રામાં પડેલી પ્રજાને જગાડવા માટે પયગમ્બર કે ઈશ્વરનો અવતાર આવે તેમ મુશાયરાના યોજકો આવ્યા. પયગમ્બર અને ઈશ્વરાવતારે, સ્વાનુભવે કહું તો જાગી કે નહીં, તે હું જાણતો નથી, પણ મારે જાગી જવું પડેલું, પણ મને લાગે છે કે પ્રજામાં મારોયે સમાવેશ થાય એટલે પથારીએથી કપડાં બદલવા જાગેલો કે ઊઠેલો તે ચોક્કસપણે કહી શકું નહીં, પણ 'મારા ભોગ લાગ્યા કે તમે મને જગાડ્યો !' એવું બબડેલો ખરો.' આમ પણ ઊંઘ અને કવિતાના સ્વભાવ કે ચાલચલગત એવી કે બંને આવી જ જાય !

ઊંઘ પોતે જ એકાંત હોય છે, એકાંતમાં ઊંઘતો માણસ સ્થૂળ કે વ્યાપક એકાંતમાં હોતો જ નથી, માત્ર ઊંઘ હોય છે. સભામાં માત્ર પ્રમુખ અને વક્તા જ આવે એવો કોઈ નિયમ ન હોવાથી શ્રોતા આવે છે અને અફીણ જેવા વકતવ્યનો પ્રભાવ હોય કે ન હોય પણ મારા પાડોશીએ મને કાંખમાં કોણી મારીને મને જગાડેલો, મેં જોયું કે હું કોઈ મહાપુરુષ નથી, વળી હું જાગી ગયો હતો છતાં કેટલાક શ્રોતા ઝોકાં ખાતાં હતા. આમ ઊંઘ માત્ર એકાંત ચાહે છે, તે તૂટી ખાટ નથી જોતી એવું નથી, તે એટલી મર્યાદિત નથી હોતી. સમૂહમાં અને મોટા હોલમાં આખી પ્રજાને માણસના પ્રાણને જગાડતું ઓજસ્વી વકતવ્ય ચાલતું હોય ત્યારે ઊંઘ માણસને, શ્રોતાને પોતાના અંધકારમાં, તેયે વળી માણસને જ્યાંનો ત્યાં રાખીને, લઈ જઈ શકે છે.

ઊંઘને પગરવ નથી હોતો, પાંખોનો ફફડાટ નથી હોતો, અધૂરી ઊંઘે ઊઠ્યો હોઈશ એટલે તે આવે છે અને ઊંઘ વિશેનો આ લેખ અધૂરો રહે છે....

## નગ્ન અવાજો / સઆદત હસન મન્ટો
## અનુ.શરીફા વીજળીવાળા

ભોલુ અને ગામા બેઉ ભાઈ ભારે મહેનતુ હતા. ભોલુ કલઈ કરતો હતો. સવાર સવારમાં માથા પર ફૂંકણી રાખીને નીકળી પડતો અને દિવસ આખ્ખો શહેરની ગલીઓમાં ''ભાઈ.. કલઈ કરાવી લો..'' એવી બૂમો પાડ્યા કરતો. સાંજે ઘરે પાછો આવતો ત્યારે એની લુંગીની આંટીમાં ત્રણ-ચાર રૂપિયાનું પરચૂરણ તો ચોક્કસ હોય.

ગામા ખૂમચો ફેરવતો હતો. એને પણ દિવસ આખ્ખો માથે ખૂમચો ઉપાડીને ફર્યા કરવું પડતું. ત્રણ-ચાર રૂપિયા તો એય કમાઈ લેતો પણ એને દારૂની લત હતી. સાંજે વાળુ કરતાં પહેલાં દીનાના ભઠિયારખાનેથી એને નવટાંક દારૂ જોઈએ એટલે જોઈએ જ. પીધા પછી એ એકદમ મોજમાં આવી જતો. બધાને ખબર હતી કે ગામા દારૂ પીવે છે અને દારૂના સથવારે જ જીવે છે.

ગામાથી બે વર્ષ નાના ભોલુએ ગામાને બહુ સમજાવ્યો: ''જો ભાઈ , આ દારૂની લત બહુ ખરાબ છે. તું ઘર માંડીને બેઠેલો માણસ છે, પછી શું કામ ખોટા પૈસા બરબાદ કરે છે... આ તું રોજ ઊઠીને જેટલા પૈસા દારૂ પર વેડફે છે એ જો બચાવતો હોય તો ભાભી ઠાઠથી ના રહે ? તને તારી ઘરવાળી આમ પહેર્યા ઓઢ્યા વગરની રહે તે સારું લાગે છે ?..:''

ગામાએ એક કાને સાંભળ્યું, બીજા.કાનેથી કાઢી નાંખ્યું.

ભોલુએ થાકી-હારીને પછીથી કહેવાનું જ છોડી દીધું. બેઉ શરણાર્થી હતા. એક મોટી બિલ્ડિંગમાં નોકરોની ઓરડીઓ પર બીજા ઘણા બધાએ કબજો જમાવેલો. આ બેઉ ભાઈઓએ પણ રહેવા માટે, બીજા માળે આવેલ એક ઓરડી પર કબજો જમાવી દીધેલો.

શિયાળો તો આરામથી પસાર થઈ ગયો. ઉનાળો આવ્યો..તો ગામાને બહુ તકલીફ થઈ. ભોલું તો ઉપર લાંબી-પહોળી છત પર ખાટલો ઢાળીને સૂઈ જતો'તો.. પણ ગામા શું કરે ? એને પત્ની હતી અને ઉપર આડશની કોઈ સગવડ નો'તી. એકલા ગામાને જ આ તકલીફ હતી એવું થોડું હતું ? એ

ઓરડીઓમાં જેટલા પણ પરણેલા હતા.. બધાના આ જ હાલ હતા.

કલ્લનને એક વાત સૂઝી. એણે છત પર એના ને એની પત્નીના ખાટલાની આસપાસ તાલપત્રી તાણીને બાંધી દીધી અને આમ આડશની સગવડ થઈ ગઈ.

કલ્લનનું જોઈને બીજાઓએ પણ આ જ તરકીબ અજમાવી... ભોલુએ ભાઈને મદદ કરી અને થોડા જ દિવસોમાં વાંસ ખોડી, તાલપત્રી અને ચટ્ટાઈને જોડીને આડશ ઊભી કરી દીધી. આમ કરવાથી પવન રોકાઈ જતો હતો પણ નીચે ઓરડીના નરક કરતાં આ જગ્યા બધી રીતે સારી જ હતી.

આ વ્યવસ્થા પછી થોડા જ દિવસોમાં ભોલુના ચિત્તમાં એક વિચિત્ર પરિવર્તન આવ્યું...એ લગનબગનમાં જરાય માનતો ન હતો. એણે મનમાં નક્કી કરી રાખેલું કે આ જંજાળમાં કદી નહીં પડે. જ્યારે જ્યારે ગામા એના લગ્નની વાત કાઢતો ત્યારે એ કહેતો :'' ના ભાઈ ના, હું મારા સાજાનરવા પગ પર જળો બેસાડવા નથી માગતો...'' પણ ઉનાળો બેઠા પછી અને ખાસ તો છત પર તાલપત્રીની દીવાલો ઊભી થયા પછી દસ-પંદર દિવસમાં જ એના વિચારો બદલાઈ ગયા.

એક સાંજે દીનાના ભઠિયારખાને જઈને એણે એના ભાઈને કહ્યું : 'મને પરણાવી દે, નહીંતર હું ગાંડો થઈ જઈશ.''

ગામાએ એની વાત સાંભળીને કહ્યું :''આ શું મઝાક સૂઝી છે તને ?''

ભોલુ એકદમ ગંભીર થઈ ગયો :'' તું શું જાણે ... પંદર રાત થઈ ગઈ મને ઊંઘ આવ્યે.. પંદર રાતથી જાગું છું...''

ગામાએ પૂછયું : ''કેમ, એવું તે શું થયું ?''

'' કંઈ નહીં યાર...ડાબે-જમણે... જ્યાં પણ નજર નાખો.. કંઈને કંઈ થતું જ રહે છે..ચિત્ર-વિચિત્ર અવાજો આવે છે... ઊંઘ શું રાખ આવે !''

ગામા જોર જોરથી હસી પડ્યો..

ભોલુ શરમાઈ ગયો :'' પેલો કલ્લન છે ને,.. એણે તો હદ જ કરી દીધી છે. સાલો આખી રાત બકવાસ કર્યે રાખે છે..અને એની વહુ..એની સાલીની જીભ પણ જરાય નથી જંપતી.. છોકરાંવ પડ્યાં પડ્યાં રોતાં હોય ને એ બેઉ....''

ગામા હંમેશની જેમ નશામાં હતો. ભોલુ ત્યાંથી જતો રહ્યો પછી ગામાએ, દીનાના ભઠિયારખાનાનાં પોતાના બધા ઓળખીતા-પાળખીતાને મોજમાં આવી જઈને કહ્યું કે એના ભાઈને આજકાલ ઊંઘ નથી આવતી. એના ભાઈને ઊંઘ નહીં આવવાનું કારણ ગામાએ જ્યારે પોતાના વિશિષ્ટ અંદાજમાં બધાને કહી સંભળાવ્યું તો સાંભળનારાઓ હસી હસીને બેવડ વળી ગયા.

જ્યારે એ લોકો ભોલુને મળ્યા ત્યારે બધાએ એની ભરપૂર મઝાક ઉડાવી. કોઈ એને પૂછતું :'' હાં ભાઈ ભોલુ, કલ્લન એની વહુ સાથે શું વાતો કરે છે ?'

કોઈ કહેતું :'' કેમ મિયાં, મફતમાં જ જલસા કરો છો ને... આખી રાત ફિલમ જોયે રાખો છો ને ! એય પાછી સો ટકા ગાતી, બોલતી ને સાચી...!''

કેટલાકે ગંદી ગંદી મઝાક કરી.

ભોલુ ચિડાઈ ગયો.

એક દિવસ ગામા જ્યારે નશાની હાલતમાં નો'તો ત્યારે ભોલુએ એને કહ્યું :'' તેં તો યાર, મને ખરો મજાક રૂપ બનાવી દીધો છે. પણ સાંભળ મેં તને જે કંઈ કહેલું એ ખોટું નથી. હું પણ માણસ છું. ખુદાની કસમ મને ઊંઘ નથી આવતી. આજે વીસ દિવસ થઈ ગયા જાગતી આંખે...તું મારા લગનનો બંદોબસ્ત કર નહીંતર ખુદાપાકની કસમ, હું ક્યાંયનો નહીં રહું,... ભાભી પાસે મારા પાંચસો રૂપિયા જમા છે. બસ તું જલ્દીથી લગનનો બંદોબસ્ત કર...!''

ગામાએ મૂછે વળ દઈને પહેલાં કંઈક વિચાર્યું, પછી કહ્યું :''સારું, ચાલ થઈ જશે બંદોબસ્ત... તારી ભાભીને આજે જ વાત કરીશ કે એ એની ઓળખીતીપાળખીતીઓને પૂછે.''

દોઢ મહિનાની અંદર તો વાત પાકી થઈ પણ ગઈ.

સમદ કલઈવાળાની દીકરી આયશા, ગામાની વહુને બહુ ગમી. એ દેખાવડી હતી. વળી ઘરના કામકાજમાં પણ માહિર હતી. વળી સમદ પણ પ્રામાણિક માણસ હતો અને મહોલ્લાવાળા બધા એનો આદર કરતા હતા.

ભોલુ મહેનતુ હતો. હટ્ટોકટ્ટો હતો. જૂનની મધ્યે લગનની તારીખ નક્કી થઈ ગઈ.

સમદે ઘણું કહ્યું કે એ આવા કાળા ઉનાળે એની છોકરીને પરણાવવા નથી

માગતો.. પણ ગામાએ જિદ કરી એટલે પછી એ માની ગયો.

લગ્નના ચારેક દિવસ પહેલાં જ ભોલુએ એની દુલ્હન માટે છત પર તાલપત્રી બાંધી આડશનો બંદોબસ્ત કર્યો. જરાય હલે નહીં એમ વાંસ ખોડ્યા, એકદમ તાણીને તાલપત્રી બાંધી, ખાટલાઓ પર નાખવા નવી ચાદરો ખરીદી, નવી સુરાહી(કુંજો) ખરીદી, અરીસો ખરીદ્યો...:આ બધાં કામ એણે વ્યવસ્થિત ઢબે કર્યો.

રાતે જ્યારે એ તાલપત્રીની આડશ વચ્ચે ઘેરાઈને સૂતો ત્યારે એને બહુ વિચિત્ર લાગ્યું. એ ખુલ્લી હવામાં સૂવા ટેવાયેલો હતો. પણ હવે એણે આ પર્દાઓ વચ્ચે સૂવાની ટેવ પાડવાની હતી. આ જ કારણથી લગ્નના ચાર દિવસ પહેલાંથી જ એણે તાલપત્રીની આડશમાં સૂવાનું શરૂ કરી દીધું.

પહેલી રાતે જ્યારે એ આડશ વચ્ચે સૂતો અને પોતાની પત્ની વિશે વિચાર્યું તો એ પરસેવાથી નીતરી ગયો. એના કાનમાં પેલા અવાજો ગુંજવા માંડ્યા જે એને સૂવા નો'તા દેતા, જે એના દિમાગમાં જાતભાતના વ્યાકુળ કરી મૂકતા વિચારો પેદા કરતા હતા.

શું એ પણ એવા અવાજો કરશે? શું આસપાસ સૂતેલા લોકો એના અવાજો પણ સાંભળશે ? શું એ લોકો પણ પોતાની જેમ જાગી જાગીને રાત કાઢશે ? ધારોકે કોઈ ડોકિયું કરીને જોઈ લે તો શું થાય ?

એ પહેલાં કરતાં પણ વધુ પરેશાન થઈ ગયો. દરેક પળે એને એક જ વાત સતાવતી હતી..કે તાલપત્રીની આડશ કંઈ આડશ થોડી જ કહેવાય ? ચારે બાજુ લોકો સૂતેલા છે. રાતની ખામોશીમાં સાવ ધીમેથી બોલો તોય વાત બીજાના કાન સુધી પહોંચી જ જાય... લોકો કેવી રીતે આવી ઉઘાડી જિંદગી જીવે છે ! એક છત છે, આ ખાટલા પર પત્ની સૂતી છે અને પેલા ખાટલા પર પતિ પડેલો છે. આસપાસ સેંકડો આંખ-કાન ખુલ્લાં છે. કંઈ નજરે ન પડવા છતાંય માણસ બધું જોઈ લે છે. જરાક અમસ્તો અવાજ પણ સમગ્ર ચિત્ર રજૂ કરી જાય છે. આ તાલપત્રીની આડશ તે કંઈ આડશ છે ? સવાર થતાં જ અજવાળું થાય છે અને બધી ચીજો ઉઘાડી થઈ જાય છે... ત્યાં સામે કલ્લન એની વહુની છાતિયો દબાવી રહ્યો છે, ત્યાં પેલા ખૂણામાં એનો ભાઈ ગામા સૂતેલો છે અને એની લુંગી એક બાજુ પડી છે. પેલી બાજુ ઇંદુ

કંદોઈની કુંવારી દીકરી શાદાંનું પેટ જર્જરિત તાલપત્રીમાંથી ડોકિયાં કરીને જોઈ રહ્યું છે.

લગ્નનો દિવસ આવ્યો ત્યારે ભોલુને મન થયું કે એ કશેક નાસી જાય, પણ નાસીને એ જાય ક્યાં ? હવે તો એ સપડાઈ ચૂક્યો હતો. જો એ ભાગી જાત તો સમદ ચોક્કસ જ આપઘાત કરી લેત અને એની છોકરી પર ન જાણે શું વીતી હોત... અને જે તોફાન મચત એ વળી અલગ...

''ઠીક છે.. જે થવાનું છે એને થઈ જવા દો... મારી જેવા બીજા કેટલાંય છે જ ને ? ... ધીરે ધીરે મને પણ ટેવ પડી જશે...'' એણે પોતાની જાતને આશ્વાસન આપ્યું અને એની નવી દુલ્હનની ડોલી ઘરે લઈ આવ્યો.

ઓરડીઓમાં રોનક છવાઈ ગઈ. લોકોએ ભોલુ અને ગામાને ખૂબ ખૂબ મુબારકબાદ આપી. ભોલુના ખાસ દોસ્તારોએ એને ખાસ્સો ચીડવ્યો અને પહેલી રાત માટે કેટલીયે સફળ યુક્તિઓ બતાવી. ભોલુ ચુપચાપ સાંભળતો રહ્યો.

એની ભાભીએ છત પર તાલપત્રીની આડશ વચ્ચે પથારી પાથરી આપી. એના ભાઈએ મોગરાના ચાર મોટા હાર ઓશીકા પાસે મૂકી દીધા. એક દોસ્તાર એના માટે જલેબીવાળા દૂધનો ગ્લાસ લઈ આવ્યો.

મોડે સુધી ભોલુ નીચે ઓરડીમાં એની દુલ્હન પાસે બેઠો રહ્યો. એ બિચારી શરમની મારી નીચા મોઢે, લાજ કાઢીને, પોટલાની જેમ બેઠી હતી.

સખત ગર્મી હતી. ... ભોલુનું નવું પહેરણ એના શરીર સાથે ચોંટી ગયું હતું. હાથ હલાવીને એ પંખો નાખવા મથી રહ્યો હતો પણ હવા પણ જાણે કે સાવ ગાયબ હતી.

એણે વિચાર્યું હતું કે એ છત પર નહીં જાય અને નીચે ઓરડીમાં જ રાત ગાળશે. પણ હદ બહારની ગરમી જોઈને એ ઊઠ્યો અને એણે એની દુલ્હનને ઉપર જવા કહ્યું.

રાત અર્ધીથી વધુ વીતી ચૂકી હતી. બધી જ ઓરડીઓ પર ખામોશી છવાયેલી હતી. ભોલુને એક વાતની ધરપત હતી કે બધા લોકો સૂઈ ગયા હશે, કોઈ એને જોશે નહીં, એ એની દુલ્હન સાથે ચુપચાપ તાલપત્રીની આડશમાં દાખલ થઈ જશે અને સવારે અજવાળું થાય એ પહેલાં નીચે ઊતરી જશે.

જ્યારે એ છત પર પહોંચ્યો તો એકદમ જ ખામોશી હતી.

એની દુલ્હને શરમાતાં શરમાતાં એની પાછળ ડગલાં ભર્યાં તો એના ઝાંઝરની ચાંદની ઘૂઘરીઓ રણઝણી ઊઠી. ... ભોલુએ અચાનક મહેસૂસ કર્યું કે ચારેબાજુ વિખરાયેલી ઊંઘ અચાનક ચોંકીને જાગી ઊઠી છે. ... ખાટલાઓ પર લોકો પડખાં ફેરવવા માંડયા. એ તપ્ત વાતાવરણમાં હળવે હળવે થતી કાનાફૂસી તરવા માંડી... એણે ગભરાઈને એની દુલ્હનનો હાથ પકડ્યો અને ઝટ ઝટ તાલપત્રીની આડશ પાછળ જતો રહ્યો.

હજી તો એ ખાટલા પર બેઠો જ હતો કે કોઈ મોં દાબીને હસતું હોય એવો અવાજ એના કાને પડ્યો. એના ગભરાટમાં એના કારણે વધારો થયો. એણે સાવ ધીમેથી પત્ની સાથે વાત કરી તો અહીં-તહીં બધે જ ખુસરપુસર શરૂ થઈ ગઈ.

સામે કલ્લનનો ખાટલો ચરચું-ચરચું અવાજ કરવા માંડયો. કલ્લનનો ખાટલો ધીમો પડ્યો તો ખૂણામાં એના ભાઈ ગામાનો લોઢાનો ખાટલો બોલવા માંડયો. પછી ઇંદુ કંદોઈની કુંવારી દીકરી શાદાં ઊભી થઈને પાણી પીવા લાગી તો એનો ગ્લાસ કેટલીયે વાર ઘડા સાથે અથડાયો અને રણકારનો અવાજ થતો રહ્યો. પેલી બાજુ ખેરા કસાઈના છોકરાના ખાટલા પર વારંવાર દિવાસળી સળગી ને ઓલવાઈ.

ભોલુ એની પત્ની સાથે કંઈ વાત ના કરી શક્યો... એ ડરવા માંડ્યો કે આસપાસના ઉઘાડા કાન એની વાતને તરત જ ગળી જશે અને પછી બધા જ ખાટલા અવાજ કરવા માંડશે.

એ અધ્ધર શ્વાસે ગુપચુપ પડી રહ્યો... થોડી થોડી વારે ભયભીત નજરે એ પોતાની દુલ્હન તરફ જોઈ લેતો .. જે કુકડું વળીને બીજા ખાટલા પર પડી હતી.

એ થોડીક વાર સુધી જાગી, પછી સૂઈ ગઈ. ભોલુએ ઇચ્છ્યું કે એ પોતે પણ સૂઈ એ વારે એના કાનમાં અવાજો આવતા હતા. આ અવાજો તરત જ તસ્વીરમાં પલટાઈ જતા... અને એની આંખો સામેથી એ તસવીરો પસાર થતી રહેતી....

એના દિલમાં બહુ બધી ઇચ્છાઓ હતી, ઉત્સાહ હતો... જ્યારે એણે

પરણવાનો વિચાર કર્યો હતો ત્યારે પોતે જેનાથી અપરિચિત હતો એ બધા આનંદ, એ લિજ્જત એના દિલોદિમાગમાં ચકરાવા લેતા રહેતા.એ અપરિચિત આનંદની ગર્મી મહેસૂસ કરતો હતો. એને એ ગર્મી હુંફાળી લાગતી હતી. પણ આ પહેલી રાતે એ ડરી ગયો હતો. એણે કેટલીયે વાર પોતાનો ડર દૂર કરવાની કોશિશ કરી પણ પેલા અવાજો... એ ચિત્રો ઊભાં કરી આપતા અવાજો બધું છિન્નભિન્ન કરી દેતા હતા. પોતે સાવ ઉઘાડો હોય,સાવ જ નગ્ન... એવું એ મહેસૂસ કરતો હતો. સાવ જ નગ્ન... જેને ચારે તરફથી આંખો ફાડીને લોકો જોઈ રહ્યા હતા અને હસી રહ્યા હતા.

સવારે ચાર વાગ્યાની આસપાસ એ ઊઠ્યો. તાલપત્રીની બહાર નીકળીને ઠંડા પાણીનો એક ગ્લાસ પીધો, કશુંક વિચાર્યું અને એના દિલમાં પેસી ગયેલા ડરનો, સંકોચને માંડ માંડ દૂર કર્યો અને દૃઢ પગલે પોતાની આડશ તરફ આગળ વધ્યો.

ટાઢોબોળ પવન એકદમ જોરમાં વાઈ રહ્યો હતો. ભોલુની નજર સામેના ખૂણે પડી.

કલ્લનની જાળાવાળા થઈ ગયેલી તાલપત્રી આમતેમ હલી રહી હતી અને કલ્લન એની વહુ સાથે સાવ જ ઉઘાડો પડ્યો હતો.

ભોલુને એકદમ જ ઘૃણા થઈ આવી. એને ગુસ્સો પણ આવ્યો કે પવન આવી છત પર શા માટે ફૂંકાય છે? ધારો કે ફૂંકાય છે તો પણ તે આ આડશોને શા માટે હલળલાવે છે ?.... એને મન થઈ આવ્યું કે છત પર જેટલી પણ તાલપત્રી બાંધી છે એ બધીને તોડીફોડીને ફેંકી દે અને નાગો થઈને નાચવા માંડે...

એ પોતાની પથારીમાં જવાને બદલે નીચે ઊતરી પડ્યો.

જ્યારે એ કામ પર નીકળ્યો તો એના કેટલાય દોસ્તારો મળ્યા. એ બધાએ એને પહેલી રાત કેવી વીતી એના વિશે પૂછ્યું.

ફૌજા દરજીએ એને આઘેથી જ બૂમ મારી :''કેમ ઉસ્તાદ ભોલુ, કેવી રહી? ક્યાંક તેં અમારાં નામ તો નથી બોળ્યાંને ?'' છાગા ટીનવાળાએ તો એકદમ રહસ્યભર્યા અવાજે કહ્યું :''જોજે હં..કંઈ ગરબડ હોય તો કહી દેજે... મારી પાસે એક સરસ ઉપાય છે.''

બાલાએ એના ખભા પર જોરથી ધબ્બો માર્યો : ''કેમ પહેલવાન, કેવી રહી કુસ્તી ?''

ભોલુ ચુપચાપ સાંભળતો રહ્યો.

રાત આવી તો એને વળી પાછી એની એ જ મુસીબતનો સામનો કરવો પડ્યો.... છત પર સૂવાવાળા તો જાણે એના આવવાની રાહ જ જોતાં હતા !

જેવો એ પત્ની સાથે ઉપર સૂવા આવ્યો અને આડશ પાછળ પહોંચ્યો કે પાછી એની એજ ખુસરપુસર, ખાટલાના એ જ અવાજો, એ જ ઉધરસ અને ખોંખારા, એ જ ઘડા સાથે ગ્લાસ અથડાવાના રણકાર, એના એ જ પડખાં બદલવાના અવાજો... એનું એ જ દબાયેલું હાસ્ય...

એ આખી રાત પોતાના ખાટલા પર પડ્યો પડ્યો આસમાન તરફ જોતો રહ્યો. ક્યારેક ક્યારેક એ ઠંડો નિઃશ્વાસ નાખી પત્ની સામું જોઈ લેતો અને મનોમન અકળાતો : 'મને આ શું થઈ ગયું છે ? આ મને શું થઈ ગયું છે ?... આ મને શું થઈ ગયું છે ?...'

સાતસાત રાત સુધી આવું જ થતું રહ્યું. આખરે ત્રાસી જઈને એણે એની પત્નીને પિયર મોકલી દીધી.

પત્નીને ગયે વીસ-પચ્ચીસ દિવસ વીતી ગયા તો ગામાએ એને કહ્યું : ''યાર, તું ખરો વિચિત્ર માણસ છે.... તારાં નવાં નવાં લગન થયાં છે અને તું વહુને પિયર મોકલીને બેઠો છે... કેટલા દિવસ થઈ ગયા વહુને ગયે... તું એકલો સૂવે છે કઈ રીતે ?''

ભોલુ માત્ર આટલું કહી શક્યો : ''બધું બરાબર છે.''

ગામાએ પૂછ્યું : ''શું બરાબર છે ? જે વાત હોય એ કહી નાખ... શું તને આયશા નથી ગમતી ?...''

ભોલુએ કહ્યું : ''ના,ના..એવું કંઈ નથી.''

''એવું કંઈ નથી તો પછી છે શું ?''

ભોલુએ વાતને ઉડાડી દીધી.

થોડા દિવસો પછી એના ભાઈએ ફરી એ જ વાત કાઢી. ભોલુ ખિજવાઈને ઊભો થયો અને ઓરડીની બહાર નીકળી સાંકડી ઓંસરીમાં પડેલા ખાટલા પર જઈને બેસી ગયો.

અંદરથી એને એની ભાભીનો અવાજ સંભળાયો, ભાભી એના ભાઇને કહી રહી હતી : "તમે કહો છો ને કે ભોલુને આયશા પસંદ નથી.. એ વાત ખોટી છે."

ભોલુએ ભાઈનો અવાજ સાંભળ્યો : "તો પછી બીજી શું વાત હોઈ શકે? ભોલુને તો આયશામાં કોઈ રસ જ નથી..."

"રસ કેમનો હોય?"

"કેમ?"

ભોલુ એની ભાભીનો જવાબ ન સાંભળી શક્યો.....એને લાગ્યું કે એના સમગ્ર અસ્તિત્વને કોઈએ તહસનહસ કરી નાખ્યું છે.

એકદમ જ એણે એના ભાઈનો બરાડો સાંભળ્યો : "ના,ના, એવું શક્ય જ નથી... તને કોણે કહ્યું?"

એની ભાભીનો અવાજ આવ્યો : "આયશાએ એની કોઈ બહેનપણીને કહ્યું અને વાત ઊડતી ઊડતી મારા સુધી પહોંચી..."

"આ તો બહુ ખરાબ થયું... બહુ ખોટું થયું..." એના ભાઈના અવાજમાં સખત આઘાત અને દર્દ હતાં..

ભોલુના દિલમાં જાણે છરી ઊતરી ગઈ.

એનું દિમાગી સંતુલન બગડી ગયું.

એ એકદમ જ ઊભો થયો અને છત પર પહોંચીને એણે બધી તાલપત્રીઓ ઉખાડવાની શરૂ કરી દીધી.ખટ-ખટાખટ-ફટ-ફટ સાંભળીને બિલ્ડિંગના રહેવાસીઓ બધા ભેગા થઈ ગયા.

એ બધાએ ભોલુને રોકવાની કોશિશ કરી તો એ લડવા લાગ્યો અને વાત એકદમ વધી ગઈ.

કલ્લને એક વાંસ ઉઠાવીને એના માથામાં ઝીંક્યો.

એ ચક્કર ખાઈને પડ્યો અને બેભાન થઈ ગયો.

જ્યારે એણે આંખો ઉઘાડી... ત્યારે એ નરાતાળ ગાંડો થઈ ચૂક્યો હતો. હવે એ સાવ નાગો બજારોમાં ફર્યે રાખે છે અને જ્યાં ક્યાંય તાલપત્રી લટકતી જુવે કે તરત જ એના ટુકડેટુકડા કરી દે છે.

જ્યાં, જ્યારે સામૂહિક જીવન વ્યક્તિના વ્યક્તિત્વનો હ્રાસ કરવા પ્રવૃત્ત

થયું, એની વ્યક્તિતાનો છેદ ઉડાડવાની કોશિશ કરી, ત્યાં ત્યારે મંટો વ્યક્તિનો પક્ષ લઈને લડવા ઊભો થયો જ.. 'સ્વરાજ કે લિએ'માં જરાક જુદી ભૂમિકાએ વ્યક્તિ પર લદાતા દબાણની જ વાત કરે છે. આ વાર્તામાં પણ સમાજને કારણે વ્યક્તિના મૂળભૂત અધિકારો પર તરાપ વાગી છે. આ બધાને શરણાર્થી કોણે બનાવ્યા ? એમણે ક્યાં ધર્મ કે રાષ્ટ્ર આધારિત કંઈ પણ માગેલું ? રાજકારણીઓએ, કહેવાતા ધાર્મિક નેતાઓએ જે કંઈ કર્યું તેનો ભોગ બન્યો સામાન્ય માણસ... નિર્ણય લેનારાઓ મોટરોમાં ફર્યા ને બંગલામાં રહ્યા... પાયમાલ થયો આમ આદમી... મૂળિયાં પણ એનાં જ ઊખડ્યાં...ઘરબાર વગરનો પણ એ જ થયો. હંમેશથી આવું જ થતું આવ્યું છે. આ શરણાર્થીઓ પશુવત્ જિંદગી જીવવા લાચાર છે... આ પરિસ્થિતિને સ્વીકારી લેનારા ટકી જાય છે... આ વાર્તાનો નાયક જો ભાવુક ન હોત, વધુ પડતો સંવેદનશીલ ન હોત તો એ પણ બાકીના બધાની જેમ પોતાની પત્ની સાથે સૂઈ શક્યો હોત ... પણ એનાથી એવું નથી થઈ શક્તું.. પોતે સ્ત્રી માટે નકામો છે એવું સાંભળવું પડે છે. સમૂહે સ્વીકારી લીધું પણ વ્યક્તિને સમસ્યા થઈ. ટોળાં વચ્ચે પોતાપણું ગુમાવી દે તો જીવી જાવ....પણ ન ગુમાવો તો ગાંડા થવું પડે. એટલે જ મન્ટો તાલપત્રીની આડશ સામે ભોળા જેટલો જ આક્રોશ ઠાલવે છે.

## 'ક'ને કંઈ નહીં ક :
## એક એકા એક / રતિલાલ 'અનિલ'

કોઈ એકડે મીંડે ૧૦ કહે છે એ કરતાં બે મીંડે ૧૦૦ કહે છે તે સાથે જ જાણે આળસુ ચેતના સફાળી કેમ જાગી જતી હશે ? એક એકા એક, એક એકા એક... ઓહ કેટલી વાર આ શબ્દો ગોખ્યા છે ! અરે ગોખવા પડ્યા છે ! તે સાથે નિશાળ છૂટતાં (છૂટે તો પોરિયા પણ ત્યારે નિશાળ છૂટતી !) કોઈ દિવસ સોંસરો અને એકલો શું ગયો હતો ખરો ? કોઈએ પકડેલો હાથ કે ખભે (સ્કંધે નહીં !) હાથ નાખી કે કોઈ વાર ચીચોડું પકડી કે પકડાવીને દોલતા ઝૂમતા ઘરે ગયા હોઈશું – તેમાં યે પહેલું ઘર પોતાનું કે સાથીનું આવે તે ગમે નહીં, બંને સાથે એક જ ઘરમાં દોડતા ઘૂસે અને પેન-પાટી પડતા મૂકી એક બીજાને ખેંચતા-ખેંચાતા રસોડે પહોંચીએ એવું કેમ નહીં ? એ પહેલો ઘરે જાય અને આપણે એક એકા એક થઈ જઈએ ! એક, એકા એક વર્ગમાં તો માત્ર ગોખાય, પણ સાથીનું ઘર પહેલાં આવે, એ દોડતો મારી સામે હસતો હસતો ઘરમાં ઘૂસી જાય અને પોતે 'એક, એકા, એક !' બની જાય ! અને આ સ્વાભાવિક લાગતી ઘટના એકાએક બની જાય ! અઠવાડિયાના છ દિવસે બને તોયે એકાએક શી રીતે બની જાય ? એમ લાગે છે કે માણસ અને તેના સંબંધો ગણિતની બહાર છે અને છતાં ગણિત શે છૂટે ? 'એક, એકા એક' થઈને એકલા ઘરમાં ઘૂસવાનું. કંઈ નહીં, જરા ઝાપટી લઉં કે સીધો ત્યાં જઈશ, અરે તે પણ આવે અને એકાએક 'એક, એકા એક !'ને બદલે બે એકડે બે થઈ જઈશું ? સાળા 'ક'ને કંઈ નહીં કે પણ 'ર'ને એક બીજો 'બ' – બલ્લુ !

એક મીંડે ૧૦ એ ગોખવામાં મઝા જ ન આવે. એકડે મીંડે દસ થાય જ શી રીતે ? મારી સાથે મીંડું હોય તો હુંયે ૦ મીંડું થઈ જાઉં અને બે મીંડે ૦૦ શું થાય, કહો ? અરે એક મીંડે ૧૦ દસ થાય કે બે મીંડે સો થાય – જેના સાથી શૂન્ય હોય તે એકડો પણ શૂન્ય થઈ જાય. ના, ત્યારે આવું બોલી શકાતું નહીં, જેના અક્ષર ન પાડી શકાય એવું અનુભવાતું ! અને લ્યો, આ નફ્ફટ માણસ લેખક થઈને નથી અનુભવાતું. તે પણ અક્ષરના છંદે ચઢીને લખે છે ! સાળો મરવાનો થયો લાગે છે !

એક, એકા એક ન ગમે તો, 'ક'ને કંઈ નહીં 'ક' પણ ન ગમે ! ક્નુને પણ દોસ્તારો હતા ! એક 'ક' સાથે 'નું' ક્યાં જોડાયેલો હતો ? એની પૂંઠે અમે દોડતા કે અમારી પૂંઠે એ દોડતો. ઘરે પેનપાટી નાખવા (ત્યારે એને 'મૂકવા'નું શિખ્યા જ નહોતા – શીખવાડાય તોયે !) અને તરત બહાર આવે, કંઈ નહીં ક, અબક થઈ જાય ! ત્યારે 'ક' ને ત્રણમાં છેલ્લે રહેવામાં પણ કશો ક્ષોભ નહીં ! 'ક'ને એક કાનો 'કા' એવું નહીં ! દફતર વળી શેનું ? પાટીપેન છોડ્યા પછી નહીં કાનો, નહીં માતર... બસ અ... બ... ક... સાવ સ્વતંત્ર ! શહેરમાં પેલું શું કહેવાય – સાવ એકાંતમાં આવેલું તળાવ ? ના, ના, ચોખ્ખા પાણીની ખાડી... ત્યાં અમે ત્રણે શરીર પરના કાના માતર અનુસ્વાર બધું ઉતારીને અબક બનીને પાણીમાં ડૂબાડૂબ કરેલી... એકબીજાને છાંટા ઉડાડવાનું તો અજાણ્યે મોટા થયા ત્યારે મોટાની સોબતે શીખ્યા હોઈશું, ત્યારે તો અમે સાવ નરવા. અબક – એ એકબીજાને છલ્... છલ્... છલ્... થતાં છાલક મારેલી... જળ જળ જળ જીભ અમળાય એવું બોલતાં જ કોને આવડતું હતું... એઈ, બીજા કોઈ નહીં જોઈએ, આપણે અબક સાળો ચોથો હોય ને ઘરે ચાડી ખાય તો માર પડે, એનું તો કંઈ નહીં, આપણા શરીરે ઘૂંસા પડે તોયે ક્યાં ગોબા પડે છે ? કાના માતર વિના પાણીમાં પડેલા અ બ ક 'ક'ને કંઈ નહીં ક... એમ શા માટે ગોખાવાય ? બને કંઈ નહીં 'બ', 'અ'ને કંઈ નહીં એમ કેમ નહીં ? ક્નુ આગળ રહે કે વચ્ચે કે છેવાડે ને પાછો મોખરે આવે એમાં અમને તો કંઈ અવળસવળ થઈ જતું લાગતું નહીં... પણ કક્કામાં આ 'ક' બધાનો બાપ થઈ બેઠો છે ! આ બારાખડી શું એના બાપની છે ? ના, ના... ક્નુને માથે ધબ્બો મારીએ તોયે એના માથેથી માત્રા ખરી પડતી નથી

અને 'ર'ને માથે ધબ્બો પડે તોયે, એ ઉઘાડમથ્થાએ ટોપી પહેરેલી હોય તો ખરી પડે ને? 'ક'ને કંઈ નહીં ક, તો 'ર' ને કંઈ નહીં ર અને 'બ'ને પણ કંઈ નહીં 'બ' ! અમારે તો અ-બ-ક ! ક છેલ્લો આવે 'અ'પહેલો અને 'બ' વચેટ. કનુ મોખરે હોય તો વાંધો નહીં, ને ત્રીજે જાય તોયે એને વાંધો નહીં. આમેય અમારો કનુ કક્કાવારીનો હતો જ નહીં!

સાળું, પહેલાં જ શીખવાડાય 'ક'ને કંઈ નહીં 'ક' અને મોટા થઈને એકાંત અને એકલતાનાં રોદણાં રડે ! 'વરવું એકાંત...', 'નરવું એકાંત...' એવા કવિતડાં કરે...

'ક'ને એક માત્રા 'કે'. અમે ઉઘાડમથ્થાને માથે વળી માત્રા હોય? માકે બહેન ક્યાંક જવા માટે કોકાવાઘામાં શરીરને ઠાંસી માથે ટોપી મૂકે... અને ચોટલી બહાર ન નીકળે એવી ચોંપભરી સજાવટ થાય અને બહાર પવન ટોપી ઉડાડી મૂકે અને તે પકડવા દોડીએ ત્યારે ય હાથમાં રાખવા, માથે મૂકવા નહીં ! અને સાથે બહેન હોય તેને શું કાનો 'ા' કહેવાય? મને ચીઢવે છે? 'કરું છું તારી વલે' કહે ત્યારે એનો સંકેત તો 'અલ્યા ભાગ !' એવો જ હોય... અને માથે મીંડું તો કોઈ પરલોકની જાતરાએ જાય અને વાળંદ આવી ચોટલીને અખંડ રાખી બોડકો બનાવી જાય ત્યારે શું માથે ૦ અનુસ્વાર હોય છે? અનુસ્વાર, તે પણ પોલાં ૦૦ અનુસ્વાર નહીં, નક્કર બે અનુસ્વાર અમારી આંખોએ વહેંચી લીધાં હોય... અને છેલ્લું અનુસ્વાર વળી પૂર્ણવિરામ શેનું? છાના રહ્યા પછી પણ રડવાનું નહીં? એકડે મીંડે ૧૦ દસ થાય? અમારી સંજ્ઞા સાથે આંસુની સંખ્યા જોડાય તો અમે કરોડપતિ બની જઈએ ! આ એક '૧'ની સાથે ૦૦૦૦ આંસુ જોડાય છે ત્યારે જ તો એકડો વિસ્તરે છે...

રડતી વખતે અંઉ, અંઉ... અને અ : અહા ! બસ અહા ! અહીં કયા કાકાને વિસર્ગના ઉચ્ચાર આવડે વળી ! બે કાન પકડીને ઊંચકવામાં આવેલો તે અવતરણી '   ' ચિહ્ન ! પણ એ બધું તો અત્યારે સમજાય છે, ત્યારે તો બસ, 'ર' ને કંઈ નહીં ર પણ ના, પેલા અ.બ. તો ખરા જ, અને આ 'ર' તે 'ક' ! પાછળ, વચ્ચે હોય તોય ક ! કોઈ વાર 'ક'નો કક્કો ચાલે તો કોઈ વાર 'બ'નો બંને કક્કો યે ચાલે અને 'અ'નો કક્કોયે ચાલે ! 'પહેલાં હું'નો અધિકાર ત્રણેય ને ! ઘરેથી લાવવાનું હોય ચોરીને તો 'તું' પહેલો આવે અને

ચોરેલું ભોગવવાનું આવે ત્યારે પહેલો 'હું' આવે ! ત્રણ 'હું' એક સાથે આવે – મઝા પડે ! અમે વળી ખાતાં, જમતાં ક્યાં ? 'ઓહિયાં !' કરતા.

'ક'ને કંઈ નહીં ક, 'બ'ને કંઈ નહીં બ, 'અ'નેં કંઈ નહીં અ... ત્રણને એ છૂટા પાડે તો માસ્તર ? માસ્તરના 'મ'ને કાનો હોય તોયે ત 'મ' જ હોય, પણ એ કહે 'હું'. આ સાળો કક્કામાં છેલ્લો આવે પણ દરેક માણસમાં પહેલો આવે ! પહેલાં હું, પછી બીજા – એટલે કે અ-બ-ક શું હ સિવાયંની અગિયારી (પારસીની નહીં !) હોય તોયે શું ! હું કંઈ ઉર્દૂ લિપિ શીખ્યો નથી, ડાબેરી થયો જ નહીં, કોમરેડોનાં ધાડાં આવી ગયા ત્યારે પણ ! એ બધાએ 'હ'થી બારાખડી શરૂ થાય એવા પ્રયોગો કરેલા.

પગ લંબાવીએ તો ૂ દીર્ઘ વરડુ થાય ને એક પગે તૂંટિયું વાળીએ ત્યારે થોડુંક ુ હ્રસ્વ વરડુ થાય. સાતડે સાત પણ સાંભરે !

'ક'ને કંઈ ન ક... પછી તે કે, કા, કુ, કૂ, કં : થઈ જાય અને શિયાળે ઊની ટોપી પહેરી હોય એમ કૈ પણ થઈ જાય – લલાટે ચાંદલો કરવાને બદલે માથે ચાંદલો કરી કં થઈ જાય અને છતાં ભણાવાય 'ક'ને કંઈ નહીં ક ! બાળક અવસ્ત્ર, પછી કોકાવાધા, માથે ટોપી પગમાં યે પગરખા જેવું પણ ખરું અને બે એકડે ૧૧ અક્ષર સાથે, મોખરે ખડી થઈ જવાનું પણ બોલવાનું હ... હં... હું !

'ક'ને કંઈ નહીં ક એને બદલે કને ડીંગો ! – એમ કેમ નહીં, 'ખ'ને પણ ડીંગો, હ સુધીનાને પહેલો ડીંગો પછી... સાપને કાંચળી ઉતારવાની સગવડ એવી સગવડ ફ્રેન્ચ બાથ લેનારને પણ... બહારથી કોઈ 'એઈ !' કહીને બોલાવે, તો કોઈ અ કહીને બોલાવે. 'ક'ને કંઈ નહીં એમ.તે ચાલે ? ખાસ્સું કુટુમ્બ, સમાજ અને છેવટે ક હોય તો એને કંઈ નહીં હોય ને ? છેલ્લે 'ક' જ ગાયબ અને એનું જે કંઈ હોય, માત્રા, બે માત્રા, માત્રા પર ૦ મીંડું હોય, ુ હ્રસ્વ વરડુ અને દીર્ઘ વરડુયે અહીં 'ક' વિના પડી રહે... એ તો એઇને, બે દીર્ઘ વરડુ જેવા બે પગ લંબાવી મૂગો પડ્યો હોય, કંઈ નહીં, કંઈ નહીં પણ કંઈ કહેવામાંયે 'ક' તો હોય જ ! કારતકથી શરૂ થઈ બાર, બારા ચુમ્માલસો કહેતા આસોએ પહોંચો એ વળી બીજી બારાખડી, અને નિશાળ છોડ્યા પછી યે 'ક' કારતકનો 'ક' ગોખવાનો ! આસોના 'અ' સ્વરમાં પહેલો તોયે

આસોમાં છેલ્લો ! 'હું', એક 'હું' બારાખડીથી તે બારમાસી વર્ષ સુધી પહોંચે અને 'એક'ને બદલે 'ડઝન' ગોખતો થઈ જાય, વનવાસ પણ ડઝનના હિસાબે !

'ક'ને વર્ગમાં કંઈ નહીં, પણ વર્ગની બહાર બધ્ધું : એકલો 'ક' ટોળાંમાં ફરે અને ક એકલો, ક એકલો, 'ક'ને કંઈ નહીં, કંઈ નહીં, – એકલો ગોખે ! એક, એકા એક !

## આલબમ / સુદર્શન

*અનુવાદ : ઉર્વશી પંડ્યા*

શાદીરામે ટાઢોબોળ નિસાસો નાંખતા વિચાર્યું, 'શું આ કરજ ક્યારેય માથેથી નહીં ઊતરે ?'

નિર્ધન હોવા છતાં એમનાં હૃદયમાં કદી હીન ભાવના જન્મી નહતી. તેઓ કોઈપણ રીતે પોતાના યજમાન લાલા સદારામનું દેવું ચુકતે કરવા ઇચ્છતાં હોવાથી તેમને માટે એકેએક પાઈ સોનામ્હોર જેવી હતી. પોતાનું પેટ કાપીનેય બચત કરવા છતાં જ્યારે જ્યારે થોડી બચત થાય ત્યારે કોઈને કોઈ એવો અણધાર્યો ખર્ચ આવી પડતો કે બધી બચત એમાં ફુંકાઈ જતી અને શાદીરામના હૈયા પર જાણે તીક્ષ્ણ ધારવાળી છરી ફરી વળતી. ખૂબ હાથપગ હલાવવાનો શ્રમ કરી આરે પહોંચેલા મનુષ્યની આરો જ તૂટી જવાથી જેવી કરુણાજનક અને હૃદયદ્રાવક દશા થાય અને તે ભાગ્યને જ દોષ દેવા માંડે તેવી જ હાલત શાદીરામની થતી.

કેટલાંક વર્ષો આમ ને આમ જ પસાર થઈ ગયાં. એકેક પૈસો બચાવી શાદીરામે એંશી રૂપિયા ભેગાં કરી લીધાં. સદાનન્દના કરજના પાંચસો રૂપિયા ચૂકવવાની ઘડી આ એંશી રૂપિયાને કારણે શાદીરામને નજીક આવતી જણાઈ. પણ એમની આશા હંમેશા દગો જ આપતી આવી હતી. એકાએક જ એમનો નાનો દીકરો માંદો પડ્યો અને એનો મંદવાડ ચાર મહિના ચાલ્યો.પાઈપાઈ કરી એકત્ર કરેલી પૂંજી દવાદારૂમાં જ ખર્ચાઈ ગઈ. પંડિત શાદીરામે કપાળ કૂટ્યું. હવે ચારેતરફ ફરીથી અંધકાર છવાયેલો લાગ્યો, એમાં પ્રકાશનું નાનું સરખું કિરણ પણ તેઓ શોધી ન શક્યા. એમણે ટાઢોબોળ નિસાસો નાંખતા વિચાર્યું, 'શું આ કરજ ક્યારેય માથેથી નહીં ઊતરે ?'

લાલા સદાનન્દ પોતાના કુળ પુરોહિતની લાચારી જાણતા હતા અને એ આ જ પ્રયત્નોમાં લાગ્યા રહે એવું જરાય નહતા ઇચ્છતા. પોતાનાં લેણાંની એમને રજમાત્ર પરવા ન્હોતી. એમણે ક્યારેય પોતાનાં રૂપિયાની ઉઘરાણી કરી નહોતી કે શાદીરામ પાસે એનો ઉલ્લેખ પણ નહોતો કર્યો. આ વાતમાં તેઓ એટલાં બ્હીતાં કે જાણે દેવાદાર પોતે જ હોય. આમ છતાંય શાદીરામના

મનમાં શાન્તિ ન્હોતી. તે વિચાર્યા જ કરતાં 'કેવો ભલો માણસ છે જે પોતાના લેણાની વાત સુધ્ધાંય મને કરતો નથી. ઠીક છે, એ વાત ન કરે, પણ એનો અર્થ એ થોડો છે કે હું એ વિશે નિશ્ચિંત થઈ જાઉં ?'

શાદીરામમાં લાલા સદાનન્દ સામે આંખ ઉઠાવી જોવાની હિંમત નહોતી, એ કરજના ભારથી જ ઢળી ગઈ હતી. જો લાલા સદાનન્દે આવું સૌજન્ય દાખવ્યા વગર જ વારંવાર ઉઘરાણી કરી નાકે દમ આણ્યો હોત તો તેમને આટલો માનસિક પરિતાપ ક્યારેય ન થયો હોત. આપણે અત્યાચારની સામે માથુ ઊંચકીએ છીએ પણ ભલમનસાઈ સામે આપણી નજર આપોઆપ જ ઝૂકી જાય છે.

એક દિવસ કોઈક કામસર જ લાલા સદાનન્દ પંડિત શાદીરામના ઘરે પહોંચ્યા.એમનાં કબાટમાં ઘણી મોટી સંખ્યામાં બાંગ્લા, હિન્દી, અંગ્રેજી વિગેરે ભાષાઓનાં સામયિક જોઈ બોલ્યા, ''આ બધું શું છે ?''

પંડિત શાદીરામે પગના અંગૂઠાથી જમીન ખોતરતાં જવાબ આપ્યો 'જૂનાં સામયિકો છે. મોટાભાઈ વાંચનરસિયા હતા, તેઓ હંમેશા મંગાવતા. જીવતે જીવ કોઈને હાથ પણ અડાડવા દેતાં નહી એ પુસ્તકોને હવે કીડાં ફોલી ખાય છે.'

'એને પસ્તીમાં કેમ વેચી નથી દેતાં ?'

'એમાં ઘણાં ચિત્રો છે, જ્યારે બાળકો રડે છે ત્યારે એમાંથી એકાદું ચિત્ર એના હાથમાં પકડાવી દઉં છું, એ ચૂપ થઈ જાય છે.'

લાલા સદાનન્દે કબાટ તરફ વધીને કહ્યું ' બે–ચાર કાગળ બતાવો જરા.

પંડિત શાદીરામે કેટલાંક કાગળ બતાવ્યાં. દરેકમાં સુંદર ચિત્રો હતાં. લાલા સદાનન્દ એને આમ તેમ ફેરવી ફેરવીને જોતાં રહ્યાં. પછી અચાનક જ તેમના મનમાં એક વિચિત્ર વિચાર આવ્યો. આશ્ચર્યથી બોલી ઊઠયા 'પંડિતજી'!

'કહો'!

'આ ચિત્રો કળાસૌન્દર્યના અજોડ નમૂના છે. જો કોઈ શોખીન માણસને ગમી જાય તો તમે હજાર બે હજાર રૂપિયા કમાઈ શકો.'

પંડિત શાદીરામે ઠંડો શ્વાસ લઈ કહ્યું 'એવું જ ભાગ્ય હોત તો આમ ધક્કા ખાતો ન ફરતો હોત.'

લાલા સદાનન્દે કહ્યું ‘એક કામ કરો.’

‘શું ?’

આજે નિરાંતે બેસીને આ સામયિકોમાં જેટલાં સુંદર ચિત્રો છે તે વીણી-ચૂંટીને જુદાં કરો.

‘સારું.’

‘જ્યારે એ કામ થઈ જાય ત્યારે મને કહેજો.’

‘તમે શું કરશો ?’

‘હું એનું આલબમ બનાવીશ. અને તમારા તરફથી એની જાહેરાત આપીશ. શક્ય છે એ જાહેરાત કોઈ શોખીનની નજરે ચઢી જાય તો તમે થોડા પૈસા કમાઈ શકો.’

પંડિત શાદીરામને કોલસામાંથી રત્ન મળશે એવી આશા નહતી. સદાયની ઘોર નિરાશા એ ચોફેરથી આશાનાં દ્વાર બંધ કરી દીધાં હતાં. તેઓ સંસારના એવા માનવીઓમાંના એક હતા જે માત્ર અસફળ રહેવા જ જન્મે છે અને સુવર્ણને સ્પર્શે તો એ પણ ધૂળ બની જાય છે. એમને શંકા જ નહીં, પાકી ખાત્રી હતી કે આ પ્રયાસ ક્યારેય સફળ નહીં બને પરંતુ માત્ર લાલા સદાનન્દનું મન રાખવા જ આખો દિવસ ઇચ્છા ન હતી પણ તેઓ લાલા સદાનન્દની વાત નકારી ન શક્યા. પણ આ ઉત્તમ ચિત્રો જોતાં જ પોતેય આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયા અને તેમના ચહેરા પર નૂર ચમકવા લાગ્યું. જેમ પોતે નપાસ થવાના દુર્ભાગ્ય પર કેટલાંય આંસુ સારી બેઠેલા વિદ્યાર્થીને અચાનક ઉત્તીર્ણ થયાનો તાર મળે અને પ્રસન્નતાથી ચારેબાજુ વિસ્મયી અને પુલકિત નજરે જોવા માંડે. બરાબર તેવી જ પરિસ્થિતિ શાદીરામની થઈ. એ આ ચિત્રો જ જાણે દશ દશની નોટ હોય તેમ તેને જોઈ રહ્યા. હવે તો બાળકોને એ ચિત્રો તરફ જોવાય નહતા દેતાં. તેઓ ભાવિની સફળતાને એ રીતે જોતા હતા જાણે તેઓ સફળ જ થઈ ગયા ન હોય ! પણ આ સફળતા હજી જોજનો દૂર હતી. લાલા સદાનન્દની ધારણાએ તેમના મગજમાં નિશ્ચિત ભાવિનું રૂપ આંકી દીધું હતું.

લાલા સદાનન્દે બધાં જ ચિત્રોનું એક આલબમ બનાવી પ્રતિષ્ઠિત અખબારોમાં જાહેરાત આપી દીધી. હવે શાદીરામ રોજ જાહેરાતના પ્રતિભાવરૂપે કોક પત્રની રાહ જોયા કરતા. આખો દિવસ પૂરો થવા છતાંય

એક પણ જવાબ ન આવતો. શાદીરામની આશા જે રાતે સૂની સડક ઉપર ધૂળ બની વિખરાઈ જતી એ દિવસે લાલા સદાનન્દની વાતોથી પાછી આકારિત થઈ જતી. જેમ કોઈ વાહન ચાલતાં પહેલાં દિવસભર જામી ગયેલ ધૂળને ઉડાડે છે તેમ આવી આશા જ ફરી પોતાનું ઉજ્જવળ રૂપ શાદીરામને દેખાડી એને દરવાજા પર કાગળની રાહ જોતો ઊભો રાખતી, અને ટપાલનો સમય હોય તો બજાર સુધી અને પછી ત્યાંથી પોસ્ટઓફિસે ખેંચી જતી. આમને આમ એક માસ વીતી જવા છતાં કોઈ કાગળ ન આવ્યો તે ન જ આવ્યો. શાદીરામ સંપૂર્ણ હતાશ થઈ ગયા છતાં પણ ક્યારેક ઘોર અંધકારમાં પણ આગિયા ઝબૂકી જાય છે, તેવી સફળતાની આશા ક્ષણ બે ક્ષણ માટે તેમના ઉદાસ મનમાં ડોકિયું કરી જતી. આગિયાનો ક્ષણિક પ્રકાશ નિરાશ હૃદય માટે જીવન સિંચનાર અને મનોહર હોય છે, એના આધારે ભૂલો પડેલો વટેમાર્ગુ પોતાના મુકામે પહોંચવાનો પ્રયત્ન કરે છે અને ભટકી પડવાનું દુઃખ પણ ભૂલી જાય છે. ભલે આવી ઠગારી આશામાં સત્યનો પ્રકાશ નથી હોતો પરંતુ તે ક્યાંક દૂરથી આવતાં સંગીતના ધ્વનિ જેવી મનને વશ કરનારે જરૂર હોય છે. ભલે એમાં સાચા વરસાદની ભીનાશ ન હોય પણ એથી એમાં સમાયેલો વરસાદ પહેલાં બંધાયેલાં કાળાં ડિબાંગ વાદળોનો જાદુ ઝૂંટવી શકે તેમ નથી.

આખરે એક દિવસ શાદીરામનું નસીબ જાગ્યું. કલકત્તાના શેઠે આલબમ મોકલી દેવા જણાવ્યું અને એ સાથે પોતાને ગમશે તો ખરીદી લેશે એવું વચન પણ આપ્યું. ગમે તેવું કિમતી હોય શ્રેષ્ઠ હોવું જોઈએ એવો એમનો આગ્રહ હતો. સૂતેલો માણસ ઊઠતાં પહેલાં પાસું ફરે અને પછી ઊઠીને સીધો પથારીમાં બેસી જાય એવા ફરેલા પડખા જેવો આ કાગળ હતો. પણ આ કોઈ માણસે પાસું નહોતું બદલ્યું. આ તો ભાગ્યનું પડખું ફર્યુ હતું. પંડિત શાદીરામ દોડતા લાલા સદાનન્દને ત્યાં પહોંચ્યા, કાગળ બતાવીને પૂછ્યું 'મોકલી દઉં ?'

લાલા સદાનન્દે પત્ર બરાબર વાંચી સલાહ આપી, 'રજિસ્ટર્ડ કરીને તરત મોકલી જ આપો. શોખીન માણસ છે, ખરીદી લેશે.'

'અને કિંમત ?'

'લખી દો, એક હજારથી એક પણ ઓછી પાઈ નહીં ચાલે.'

કેટલાક દિવસ પછી એના જવાબમાં એક વીમાનું પરબીડિયું મળ્યું. પંડિત

શાદીરામના હાથપગ ધ્રૂજવા માંડ્યાં પણ એથી અધિક એમનું હૃદય કંપતું હતું. એમણે જલ્દી પરબીડિયું ખોલ્યું ને ઊછળી પડ્યા. સોસોની દશ-નોટ એમ હજાર રૂપિયા એમાં હતા. પહેલાં એમના ભાગ્યે પાસું બદલ્યું હતું, હવે એ સંપૂર્ણ જાગી ગયું. ઊભેલા પંડિત શાદીરામ બેસી ગયા અને વિચારવા લાગ્યા કે બે હજાર માંગ્યા હોત તો પણ મળી જાત. આ વિચારે એમનો બધી જ આનંદ ધૂળ-ધાણી થઈ ગયો.

સંધ્યાકાળે તેઓ લાલા સદાનન્દ પાસે જઈ પાંચસો રૂપિયા એમની સામે બોલ્યા '' ઈશ્વરનો પાડ માનું છું કે મને આ ભારથી મુક્તિ મળી. તમારા રૂપિયા સંભાળો. તમે આજ લગી જે દયા સજ્જનતા મારી પ્રત્યે રાખી તે હું મરતાં સુધી ભૂલીશ નહીં.''

લાલા સદાનન્દે આશ્ચર્યથી પૂછ્યું, 'પંડિત, શેઠે આલબમ ખરીદી લીધું?'

'જી હા, અને એની કિંમત પણ આવી ગઈ.'

'એક હજાર?'

'જીહા, અન્યથા મારા જેવા નિર્ધન બ્રાહ્મણ પાસે છે જ શું તે આપનું દેવું ચૂક્તે કરુ? આખરે ભગવાને મારી પ્રાર્થના સાંભળી લીધી.'

'હું પહેલેથી જ કહેવાનો હતો પણ સંકોચ થતો હતો કે કદાચ તમારા મનને ઠેસ પહોંચશે. પણ હવે જ્યારે રૂપિયા તમારા હાથમાં છે ત્યારે મને એ ભય નથી. આ રૂપિયા તમે જ રાખો એવું હું ઈચ્છું છું. તમે તો મારા પુરોહિત છો અને તમારી સેવા કરવી એ મારો ધર્મ છે.' પંડિતજીની આખમાં ઝળઝળિયાં આવી ગયાં, ખેસથી લૂછતાં લૂછતાં તે બોલ્યાં,' તમારા જેવા સજ્જન વિશ્વમાં ખૂબ ઓછા હશે, ઈશ્વર તમને દીર્ઘાયુ બક્ષે, પણ હવે આ રૂપિયા હું લઈશ નહીં, આટલાં વરસ તમે ન માગ્યા એ ઉપકાર ઘણો છે. મને ઋણમુક્ત થવા દો, આ પાંચસો રૂપિયાથી હું મનની શાન્તિ ખરીદી લઈશ.'

નિર્ધન બ્રાહ્મણની આવી ઉદારતા અને ચરિત્રની સચ્ચાઈ જોઈ લાલા સદાનન્દનું મન પુલકિત થઈ ગયું એમણે રૂપિયા લઈ લીધા. માણસ પૈસા આપીને પણ આટલો આનંદિત થઈ શકે છે એનો અનુભવ એમને પહેલી વાર થયો. શાદીરામના ગયા પછી એ આંખો બંધ કરી કંઈક વિચારમાં લીન થઈ ગયા ત્યારે તેમના ચહેરા પર જાણે સદ્ આત્માનું તેજ ઊપસી આવ્યું હતું.

છ મહિના પસાર થઈ ગયા.

લાલા સદાનન્દ આખી જિન્દગીમાં ન પડ્યા હોય તેવા માંદા પડી ગયા. પંડિત શાદીરામ રાત-દિવસ તેમને માટે મંત્ર જપવા લાગ્યા. તે વૈદ કે ડૉક્ટર ન હતા, આ બ્રાહ્મણનું ઔષધ તો પ્રાર્થના હતી, અને એ કાર્ય તે દિવસ રાત પોતાના આત્માની તમામ શક્તિ અને મનની સંપૂર્ણ આસ્થાથી કરતા હતા. એમને દવા-દારૂ કરતાં આશીર્વાદ અને પ્રાર્થના પર વધારે વિશ્વાસ હતો.

એક દિવસ લાલા સદાનન્દ ખાટલામાં સૂતા હતા. તેમની પઅસે તેમની અશકત અને વૃદ્ધમા તેમના ફિક્કા પડેલા ચહેરાને જોઈ અંદરથી જ દુઃખી થયા કરતી હતી. એક ખૂણામાં થોડે દૂર ઊભા રહી તેમની નવોઢા સ્ત્રી લાજ કાઢી ઊભી હતી અને કોઈ કામ બાકી તો નથી રહ્યું ને તેની ચકાસણી કરતી હતી. પાસે પડેલી એક પાટલા પર બેસી પંડિત શાદીરામ દરદીને ભગવત્‌ગીતા સંભળાવતા હતા.

અચાનક લાલા સદાનન્દ બેભાન થઈ ગયા.

પંડિતજી ગીતા પડતી મૂકી એમના માથા આગળ ઓશીકા પાસે બેસી ગયા.પત્ની ગરમ દૂધ લેવા બહાર દોડી ગઈ અને મા ગભરાઈને પોતાના દીકરાને ભાનમાં આણવા બૂમો પાડવા લાગી. આ વખતે પંડિતજીને દરદીના માથા નીચેના ઓશીકા નીચે કોઈ સખત વસ્તુ હોય તેમ લાગ્યું. એમણે ઓશીકા નીચે હાથ નાખ્યો તો એમના આશ્ચર્યની અવધિ ન રહી. આ કડક વસ્તુ તે પેલું આલબમ હતી જે કોઈ શેઠે નહીં પરંતુ લાલા સદાનન્દે જાતે ખરીદી લીધું હતું.

પંડિત પોતે યજમાનનું દેવું ચૂક્તે કર્યું છે એ વિચારે ખુબ ખુશ હતા, પણ (હવે)દેવું ચૂક્તે નથી થયું પણ બમણું થઈ ગયું છે એ વિચારે એમના હૃદયને આઘાત લાગ્યો.

થોડી વારે લાલા સદાનન્દને ભાન આવ્યું. એમણે પંડિતજીના હાથમાંથી આલબમ લઈ લીધું અને ધીમે સ્વરે કહેવા લાગ્યા ‘આ આલબમ શેઠ સાહેબ પાસેથી મે મંગાવી લીધું છે.’

યજમાન જૂઠું બોલે છે તે પંડિતજી બહુ સારી પેઠે જાણતા હતા, પણ હવે તેમને પહેલાં કરતાંયે વિશેષ સજ્જન, પરોપકારી અને ઉદાત્ત સમજતા હતા.

રાજેન્દ્ર શાહકૃત
## સુધામય રાગિણી : એક વિશિષ્ટ સૉનેટયુગ્મ / શિરીષ પંચાલ

૧

કલ-મધુર વાણીનો વ્રીડા-ઝીણો સ્વર રેલતી
ઉરઊમળકે ધીમે ધીમે વહી જતી વાત્રક.
પુલિન પર તે સાંજે તું હું પ્રિયે બની યાત્રિક.
કરથી કર ગૂંથી બેઠાં જ્યાં હવા હતી ખેલતી.

અચર તરુનાં પાણી માંહી વસ્યાં પ્રતિબિંબ તે
તરલિત હતાં, જાણે માણી રહ્યાં સ્થિતિ સ્વપ્નની
પલક વિસર્યાં નેત્રે, એવી પ્રશાન્તિ મહીં ત્યહીં
મનની મનષાને ચાંચલ્યે તરંગિત આપણે.

પટ પર પછી કોનું યે તે પગેરું રહ્યું નહીં,
ગત સમયની આળી મીઠી ભુલાઈ સહુ સ્મૃતિ;
બહુવિધ રૂપે રંગાયેલું શમ્યું જગ, ત્યાં શ્રુતિ
ઉરધડકની અંધારાંને પ્રસન્ન કરી રહી.

અયુત દ્યુતિની આભા જાગી અનંતન વ્યોમમાં
વનવિહગની વેણુ વાગી અહીં વ્રજભોમમાં.

૨

અયુત દ્યુતિની આભા જાગી અનંતન વ્યોમમાં
વનવિહગની વેણુ વાગી અહીં વ્રજભોમમાં.
હૃદયસરમાં કોઈ મીને કરી સહસા ગતિ,
અકળ સુખનો વ્યાપ્યો આનંદ રોમ વિલોમમાં

અધિક સરક્યાં પાસે, ને જ્યાં પ્રિયે ! મુજ બાહુથી
તવ કટિ ગ્રહી ને તું મારે ઉછંગ જરા ઢળી;
સ્પરશ મહીં તે જાદૂ એવું નિગૂઢ હતું કશું ?
ડયન કરતાં બન્ને શ્વેતાંગ હંસ રહ્યાં બની.

ઊછળી ઊછળી નીચે ગર્જંત ક્ષીરસમુદ્ર ને
વિધુ નહિ છતાં યે શી જ્યોત્સ્ના છવાઈ રહી બધે,
શીકર વિલસે, તે તો મોતી જ મધ્ય વિતાનમાં,
ઉભય ચૂગવા જાંતાં; જોયા મળ્યા જીવ ચુંબને.

મિલન તણી તે પ્હેલી માણી પ્રિયે ! શુભ યામિની,
ચિરસ્મરણને વાદ્યે રેલે સુધામય રાગિણી.

રાજેન્દ્ર શાહ અધ્યાત્મ માર્ગના પ્રવાસી અને છતાં એ માર્ગે જવા માટે એમની પાસે શરીર, શરીર દ્વારા થતી નિબિડ અનુભૂતિ સિવાય કયો માર્ગ, કદાચ કોઈનીય પાસે કયો માર્ગ ? ઇન્દ્રિયાનુભૂતિ દ્વારા જ ઇન્દ્રિયાતીત સુધી, અવ્યક્ત-અરૂપમાંથી રૂપ અને કવિ કહે છે તેમ રૂપમાંથી અરૂપ તરફની આ ગતિનો અનુભવ યોગીને થાય, કવિને થાય અને સાચા પ્રેમીને ય થાય. 'સુધામય રાગિણી' યુગ્મ પ્રેમનો વિષય લઈને આવે છે, અહીં દાંપત્યજીવનના આરંભના દિવસોનું નહિ પણ નર્યા આરંભનું, પહેલવહેલી મિલન-અનુભૂતિનું આલેખન કરવામાં આવ્યું છે. શરીરના પ્રબળ રાગવાળાં કાવ્યો કાન્તે, રાં.વિ.પાઠકે, સુંદરમે, નિરંજન ભગતે આલેખ્યાં છે. જેને રાજેન્દ્ર શાહનો ઉપલકિયો પરિચય હોય તે તો આવા વિષય પર આ કવિ કાવ્ય રચે એ વાત માનીય ન શકે..

'નિરુદ્દેશે'માં એક યાત્રા હતી, 'સુધામય રાગિણી'માંયે યાત્રા છે, એ પ્રણયયાત્રા છે. નાયકે પોતાને અને પ્રિયતમાને યાત્રિક ગણ્યા છે, પણ એ કોઈ નાંનાલાલીય અર્થમાં.- એટલે કે અશરીરી પ્રેમના યાત્રિકો - નથી. એક અચરજ થાય કે પ્રેમની પ્રથમ અનુભૂતિનું આ કાવ્ય હોવા છતાં નાયિકાના

રતિરૂપની એકેય ઝલક કવિએ પ્રગટ કરી નથી–આ કાવ્યમાં ભલે એ ન હોય પણ કવિની સૃષ્ટિમાં તો છે, 'રજનિ થકીયે' નામનું કાવ્ય જુઓ :

રજની થકીયે કાળા તારા સુકોમલ કુંતલ,
તરલ દ્યુતિથી સોહે ચિત્રા ચ સ્વાતિ સમાં દૃગ,
ઉરધડકને ઝીલે પીન સ્તનો તવ તે પર
રજતપટનું ઓઢ્યું ઝીણું મુલાયમ અંચલ.
સુરતી અશી ! માધુર્યે જેની પ્રસન્ન બહાર આ !
તવ ચરણને ઘેરીને શાં મરાલ રમી રહ્યાં !

આ કાવ્યમાં પણ હરિણી છન્દ, એ જ સૉનેટ પ્રકાર, બંનેમાં હંસનું કલ્પન, બંનેમાં રતિરાગમાંથી પ્રગટતી વ્યક્તિ–સમષ્ટિના પ્રેમની લીલા. અહીં પાર્થિવ નાયિકાની અપાર્થિવતા પ્રગટ કરવા એ નેત્રોને ચિત્રા–સ્વાતિ સાથે સરખાવ્યાં છે, વક્ષઃસ્થળ માત્ર શરીરસૌંદર્ય પ્રગટ કરનારા અંગને બદલે હૃદયની ધડકનો પ્રગટ કરતું આલેખાયું છે. વળી સાથે નાયિકા પંચેન્દ્રિયોના ઉત્સવની નિમિત્ત બની છે. પહેલી પંક્તિથી જ વ્યાપકતા(રજની) અને સીમિતતા(કુંતલ)-એમ બે નિરાળાં પરિમાણો વચ્ચે સમતુલા સ્થપાતી જાય છે, છેવટે તો વ્યક્તિમાં જ સમષ્ટિ અને સમષ્ટિનું સર્વ કંઈ વ્યક્તિમાં અને આને મૂર્ત કરતી પંક્તિ જુઓ :

'પ્રિય! સકલનું તારે અંગે લહું શું વિવર્તન.'

આપણે 'સુધામય રાગિણી' પાસે આવીએ. રાગિણી માત્ર શ્રુતિમધુર નથી, એ અમૃતમયી છે, અર્થાત્ નિત્યયૌવનશ્રી અર્પનારી છે. કાવ્યનો વિષય પ્રેમ અને છતાં પ્રેમમીમાંસા નથી, સ્ત્રીપુરુષના દાંપત્યજીવનની સૌથી વિશેષ સ્મરણીય એવી પ્રથમ રાત્રિ. આ અનુભૂતિને કેવી રીતે, કયા સ્તરે, કયા રૂપે ઢાળે છે એ જોવામાં આપણને રસ પડે. ગુજરાતીમાં આવી કેટલીક રચનાઓ છે : દા.ત. કાન્તની 'આપણી રાત', સુંદરમ્‌ની 'તે રમ્ય રાત્રે'. રાજેન્દ્ર શાહની આ રચના બહુ વિલક્ષણ છે. સ્ત્રીપુરુષનો પ્રેમ અને એમાંથી પ્રગટતો પૂર્ણત્વનો ભાવ તેમની અન્ય રચનાઓમાંયે જોવા મળે છે. રાજેન્દ્ર શાહ

કાવ્ય વિશે વાત કરતા હોય ત્યારે પણ પ્રેમની ભાષા પ્રયોજે છે : 'કાવ્યના સૌન્દર્યને અને રસને પામવાની પ્રક્રિયા મને તો પ્રેયસીના અવગુંઠનની ઓથે રહેલા વદનના સૌન્દર્યને અને ઓષ્ઠના રસને પામવા સમી લાગી છે. કોમળ સ્પર્શથી મહીન આવરણને જરા આઘું કરી મુખની સુરખી અને નેત્રની દ્યુતિ ઝીલી શકાય.' ('સંકલિત કવિતા'નું નિવેદન) પરમ તત્ત્વને નિવેદન અને કાવ્યપ્રકૃતિની વાત કરતી વખતે શૃંગારિક ભાષાનો ઉપયોગ કરવાની પરંપરા જૂની છે. અહીં એક ઋગ્વેદ સૂક્ત યાદ આવે : હે ઉષા, શરીરને સ્પષ્ટ દેખાડતી કન્યાની જેમ ઈષ્ટ સુખ આપનારા પતિ પાસે તું જાય છે. યુવતી હસતાં હસતાં પતિ સમક્ષ પોતાની ચમકતી છાતી બતાવે છે.' (ઋગ્વેદ, પ્રથમ મંડળ, ૧૩૯૫)

કવિએ પ્રથમ મિલન માટેનું સ્થળ કયું પસંદ કર્યું ? આ દુન્યવી નાયક નથી એટલે ચાર દીવાલોની વચ્ચે ઘેરાઈને આ અનુભવ લેવા માગતો નથી. આમેય મનુષ્ય સ્વભાવે જ રોમેન્ટિક છે, એટલે પ્રેમની અનુભૂતિ - વૈયક્તિક અનુભૂતિ સમષ્ટિની પડછે કરવા માગે છે.*

પ્રકૃતિની સાખે પ્રેમનું રૂપ પ્રગટાવવા માગતો નાયક આ રીતે વિસ્તૃતિ, વ્યાપ માટેની પોતાની ઝંખનાય પ્રગટાવે છે. કાવ્યનો આરંભ આ રીતે થાય છે :

> કલમધુર વાણીનો વ્રીડા-ઝીણો સ્વર રેલતી
> ઉરઊમળકે ધીમે ધીમે વહી જતી વાત્રક.

આ કંડિકાના કેન્દ્રમાં ભલે વાત્રક રહી પરંતુ નદીને માટેનું આ વર્ણન નાયિકાને પણ પ્રયોજી શકાય. 'પૂર્ણિમા નિત્ય રમ્ય' ની નાયિકાના વર્ણનને

---

* પ્રેમીઓનાં મિલનસ્થાનો એટલે જ તો લતાગૃહો, કુંજગૃહો, નદીતટો રહ્યાં છે. 'ઈંધણા વીણવા ગઈ'તી મોરી સૈયર'ની નાયિકા પણ વાત્રક વહેણમાં નહાય છે અને વ્હાલમની સાથે વેળ વીતાવે છે, મોપાસાંની 'ઇન ધ વૂડ' વાર્તાની નાયિકા તો છેક પ્રૌઢાવસ્થામાંય ખુલ્લા આકાશ નીચે પ્રેમ કરવા માગતી હતી. જયંત ખત્રીની વાર્તા 'તેજ, ગતિ અને ધ્વનિ'ની નાયિકા કસ્તુર પણ એ જ ગોત્રની.

બહુ જ સરળતાથી વાત્રકના વર્ણન સાથે સરખાવી શકાય :

ને વાયુની લહરી મહીં વેરાય શી મંદમંદ
તારી વેણી થકી પ્રગટતી કુંદ કેરી સુગંધ !
વ્રીડા-ઝીણી તવ મધુર વાણી અહો જાદુ પૂર્ણ
હૈયાં-વ્યોમે રણઝણી છવાઈ રહી, થૈ બુલંદ.

નાયિકાના સ્પર્શે નાયકના હૈયાનો વ્યોમ સુધી વિસ્તાર થયો, એને કારણે ત્રીસેત્રીસ દિવસ જાણે પૂર્ણિમા બની ગયા. આ બંને રચનાને સાથે સાથે મૂકીશું તો નદી અને નાયિકા એકાકાર બને છે, આમેય બંને પ્રકૃતિની જ બંકિમતા ધરાવતી અદ્દ્ભુત રૂપસૃષ્ટિ છે. 'સુધામય રાગિણી'ની વાત્રક અને નાયિકામાં એક વિરોધ છે ખરો.

ધીમે ધીમે વહેતી વાત્રક અતિ તીવ્ર ઢોળાવો-પર્વતીય વિસ્તારો ત્યજીને મેદાનમાં પ્રવેશે છે, આ યૌવનનો ઉઘાડ નથી, જ્યારે 'સુધામય રાગિણી'માં તો યૌવનનો ઉઘાડ છે, એની છબિ આગળ ટાંકેલી 'રજની થકીયે'માં જોઈ શકાય છે.

વળી આ અનુભૂતિ વર્તમાનની નથી, દૂરના ભૂતકાળની સ્મૃતિ છે, આલેખન એવી રીતે કરવામાં આવ્યું છે કે તે વર્તમાનની ઘટના બની રહે છે. બીજી રીતે જોઈએ તો ભૂતકાળની ઉત્કટ અને મધુરતમ સ્મૃતિ નાટ્યાત્મક રીતે આલેખાઈ છે.* વ્રીડાઝીણા સ્વરની સાથે ઉરઊમળકો ધીમેધીમે વરતતા કવિ આગળ જાય છે, તેઓ પ્રિયાની સાથે છે, વાત્રક અને પ્રિયા વચ્ચે સાયુજ્યભાવ છે, અને એ બંને યાત્રિક બનીને નીકળ્યા છે, અહીં માત્ર પ્રાસના લોભે જ વાત્રકની પાછળ પાછળ યાત્રિક નથી, પ્રિયતમા સાથે આદરેલી સ્થૂળમાંથી સૂક્ષ્મ પ્રત્યેની યાત્રા હોઈ તે કવિ-કાવ્યનાયકની નિરુદ્દેશ યાત્રાનો જ એક ભાગ બની રહે છે. એ પ્રિયતમાની સાથે છે અર્થાત્ 'પ્રેમને સન્નિવેશે ' છે.

---

* ભૂતકાળની આવી સ્મૃતિઓનાં આલેખન સુંદરમ્‌ની 'તે રમ્ય રાત્રે' માં અને રમેશ પારેખની 'ધીમે ધીમે ઢાળ ઊતરતી ટેકરીઓની સાખે તમને ફૂલ દીધાનું યાદ.'

'આજે' નામની રચનામાં પણ કવિ ભૂતકાળ અને વર્તમાનની વાત મૂકે છે :

લાધ્યો'તો રે સઘન જલથી જિન્દગીને અષાઢ
નીલું ધારી વસન અભિસારે યદા તું મળેલ...

....
આજે તું ના, તવ રતિ રહી, પાંખહીણો અપંગ
શ્રદ્ધા સાથે ડગલું ભરતો ઝંખનાને અનંત.

કવિ ભલે યાત્રિક હોય પણ 'કરથી કર ગૂંથીને ' ચાલતા યાત્રિક છે. બીજી કંડિકામાં અગતિ-ગતિનું એક ચિત્ર કવિ આલેખે છે.

અચર તરુના પાણી માંહી વસ્યાં પ્રતિબિંબ તે
તરલિત હતાં, જાણે માણી રહ્યાં સ્થિતિ સ્વપ્નની
પલક વિસર્યાં નેત્રે...

અગતિશીલ વૃક્ષોનાં પ્રતિબિંબ પાણીમાં પડવાને કારણે તેઓની સ્થિતિનું રૂપાંતર ગતિમાં થયું, સાથે સાથે સ્વપ્ન અને જાગૃતિ અવસ્થાઓ સૂચવાઈ ગઈ, તરુઓ અપલક નેત્રે જો સ્વપ્નની સ્થિતિને માણી રહ્યાં હોય તો એવી પ્રશાન્તિની પળોના વિરોધે નાયકનાયિકાના સંદર્ભે કવિ કહે છેઃ'મનની મનષાને ચાંચલ્યે તરંગિત આપણે'. પ્રકૃતિના અને એકબીજાના સાન્નિધ્યે કઈ અનુભૂતિ છે ?

પટ પર પછી કોનું યે તે પગેરું રહ્યું નહીં,
ગત સમયની આળી મીઠી ભુલાઈ સહુ સ્મૃતિ;
બહુવિધ રૂપે રંગાયેલું શમ્યું જગ, ત્યાં શ્રુતિ
ઉર ધડકની અંધારાને પ્રસન્ન કરી રહી.

નાયકનાયિકા જ્યારે પહેલી વાર મળી રહ્યા છે ત્યારે એ અપરોક્ષાનુભૂતિ બની રહે છે, કોઈ પણ અંતરાય વિનાની અનુભૂતિ -કેટલાક આને pure State of Being તરીકે ઓળખાવતા હોય છે. પાર્થિવ જગત અને ચિત્તમાં સંઘરાયેલું જગત-બધું જ શમી ગયું, જગતનો જાણે લોપ થયો. સંધ્યામાંથી

ધીમે ધીમે રાત્રિ તરફની સમયની ગતિએ સ્થળનાં રૂપ બદલી નાખ્યાં, માત્ર બદલ્યાં કહેવું પૂરતું નથી, એ જગત જ શમી ગયું, ત્યાં માત્ર નાયકનાયિકા રહ્યાં. (બ.ક. ઠાકોરની 'પ્રેમની ઉષા'માં પણ આમ જ જગતના લોપનું વર્ણન છે : 'ન્હૈં ત્યાં ચાંદા સૂરજ હજિ એ પ્રેમ કેરી ઉષા*માં.' આ નાયકનાયિકાની પરસ્પરની રતિ, પરસ્પરની પ્રીતિ કેવી છે ? ચારે બાજુ નિસ્તબ્ધતા એટલી બધી છે કે ઉરધડક સાંભળી શકાઈ, કવિ એવી કશી સ્પષ્ટતા કરતા નથી કે આ ઉરધડક કોની હતી ? એટલે આપણે બંનેની ઉરધડકને સ્વીકારીએ. નાયકનાયિકાની રતિ એવી હોય કે પરસ્પર તો પ્રભાવિત કરે જ, સાથે સાથે એ અંધકાર જેવા આદિમ તત્ત્વનેય પ્રભાવિત કરે. એમના પ્રેમની ઉત્કટતા આ દ્વારા સૂચવાઈ, આદિકાળથી ચાલી આવતો અંધકાર આમ કેટકેટલાના પ્રેમથી પ્રસન્ન થતો રહ્યો હશે ?

અને જુઓ ફરી એક ચમત્કાર થયો. સૉનેટ સ્વરૂપની અનિવાર્યતા પ્રમાણે બે પંક્તિઓની કંડિકા એક વિલક્ષણ પરિવર્તન લઈને આવે છે.

અચુત દ્યુતિની આભા જાગી અનંતન વ્યોમમાં
વનવિહગની વેણુ વાગી અહીં વ્રજભોમમાં.

કેટકેટલાં રૂપાન્તરણો થઈ ગયાં ? પ્રેમીઓની ઉરધડકે અંધકારનં પરિમાણ બદલ્યું, અંધકારના પરિવર્તિત રૂપે આકાશને ઝળાંહળાં કરી દીધું અને તેને કારણે આ વાત્રક વિસ્તાર વ્રજભોમમાં રૂપાંતરિત થઈ ગયો. આમ વિશિષ્ટ એવા પ્રેમીઓથી આરંભાતી વાત સમષ્ટિ સુધી વ્યાપક બની. આ વ્યાપ્તિ પ્રેમીઓને અનન્નતા અર્પે છે, બીજો ચમત્કાર એ કે વાત્રકભોમ વ્રજભોમમાં રૂપાંતરિત થઈ ગઈ. સ્ત્રીપુરુષનો પ્રેમ આ રીતે વિકસિત થઈને શૈલશિખર સુધી (કૈલાસને બદલે વૃંદાવન/ વ્રજ) જઈ પહોંચ્યો. આમ વ્યાપ્તિ અને ઊર્ધ્વગામિતા પ્રગટ્યાં.

---

* સરખાવો : કોસનાં તે પાણીના ઢાળિયાનું વ્હેણ મને
લાગે કાલિંદરી જેવું,
આંબલીની છાંય તે કદંબની જણાય માર
મનનું તોફાન કોને કે'વું ?

બીજા સૉનેટનો આરંભ આગલા સૉનેટની અંતિમ કડીના પુનરાવર્તનથી કરીને અંતમાંથી આરંભ એવી વિલક્ષણતા સાધવામાં આવી. પરંતુ ઊર્ધ્વગામિતા તરફની ગતિ નાયકનાયિકાને કંઈ નર્યા આધ્યાત્મિક બનાવી દેતી નથી. બંનેની નિકટતા કામનાનો વેગ તો પ્રગટાવે છે, એ માટે કવિએ પરંપરાગત ચિત્ર આલેખ્યું.નિશ્ચલ બનેલા હૃદયરૂપી સરોવરમાં એકાએક મત્સ્યની ગતિથી ચંચળતા પ્રગટી ઊઠી. કવિએ સ્પષ્ટતા નથી કરી કે કોના હૃદયમાં કામના વ્યાપી-બંનેના હૃદયમાં સમાન્તરે કામાવેગ પ્રગટ્યો, સહસા વ્યાપેલી આ કામનાએ આનંદાનુભૂતિ કરાવી અને એની ઉત્કટતા સૂચવવા રોમવિલોમ સુધી એ વ્યાપ્યો એમ કવિ કહે છે. પ્રેમની અનુભૂતિ સ્પર્શ વિના પૂરી થતી નથી. કવિ અહીં શૃંગારપૂર્ણ ચિત્ર યોજે છે, પણ એ ચિત્રને આગળ વિસ્તારતા નથી, એને ત્યાં જ અટકાવી દે છે. આનો અર્થ એ નથી કે એ ચિત્ર સ્થિતિને પામે છે, પણ સાથે સાથે એ ચિત્ર બીજી એક ગતિ ધારણ કરે છે. એ માનુષી સ્પર્શ માનુષી નથી રહેતો, એ અગોચર, નિગૂઢ બની જાય છે. જો જ્ઞાનમાર્ગીઓની ભાષામાં કહેવું હોય તો સગુણમાંથી નિર્ગુણ તરફની આ ગતિ છે, એ ગતિ સાથે સાથે સ્થૂળમાંથી સૂક્ષ્મ તરફની છે – ધરતીમાંથી આકાશ પ્રત્યેની.

ડયન કરતાં બંને શ્વેતાંગ હંસ રહ્યાં બની.

વાત્રકના પરિસરમાંથી આરંભાયેલી આ યાત્રા ક્યાં જઈ પહોંચે છે ? પ્રકૃતિનાં વિરાટ તત્ત્વોના સાન્નિધ્યે આ બે જીવની ગતિ છે. નીચે 'ક્ષીરસમુદ્ર' છે. પૌરાણિક સંદર્ભો ધરાવતો શબ્દપ્રયોગ, ધ્યાન ખેંચે છે. સાગરની ક્ષીર-તા, હંસયુગલની ધવલતા – આ બંનેના સંવાદમાંથી એક જ્યોત્સ્ના પ્રગટી, એ જ્યોત્સ્નાનો સ્રોત ક્યો ? કવિએ તો સ્પષ્ટપણે કહ્યું-'વિધુ નહિ છતાં યે'; ચંદ્ર વિનાજ, આ બંનેના સંવાદમાંથી, ઉપર આકાશ અને નીચે સમુદ્ર- એમના સંવાદમાંથી, સ્પર્શના નિગૂઢ જાદુમાંથી-એ જ્યોત્સ્ના પ્રગટી-કદાચ પેલી સ્થૂળ કૌમુદી કરતાં વધુ પ્રભાવક. વૈયક્તિક ચેતનાનાં પરિમાણ સર્વત્ર વ્યાપી ગયાં, એક રીતે કહીએ તો રાજેન્દ્ર શાહ ભૂમાના કવિ બની ગયા.

હજુ એક ચિત્ર છે. આકાશ અને ધરતીના મિલનમાંથી મોતી બંધાય છે.

એવો કવિસમય ધ્યાનમાં રાખીએ. આ બંને-હંસહંસી-કેટલે ઊંચે ઊડી રહ્યાં છે ?

સમુદ્રમાંથી ઊઠતાં શીકરનો સ્પર્શ થાય એટલા નજીક.

શીકર વિલસે, તે તો મોતી જ મધ્ય વિતાનમાં,
ઉભય ચૂગવા જાતાં; જોયા મળ્યા જીવ ચુંબને.

સમુદ્રમાંથી ઊઠતાં શીકર મોતી બની ગયાં, અથવા સૂર્યપ્રકાશને લીધે તે એવા લાગ્યા, એ મોતીનો ચારો હંસયુગલ ચરવા લાગ્યું, આ વિગતોને કારણે હંસયુગલ સામાન્ય ન રહેતાં માનસરોવરના હંસ બની ગયા. પણ ફરી બીજી એક ચમત્કૃતિ. મોતીનો ચારો ચરવા જતાં બંને જીવ ચુંબનરત બની ગયા, બંનેને અન્યોન્યની પ્રાપ્તિ થઈ. કવિનાયક આને અંતે કહે છે :

મિલન તણી તે પ્હેલી માણી પ્રિયે ! શુભ યામિની,
ચિરસ્મરણને વાદ્યે રેલે સુધામય રાગિણી.

મિલનનું આ એક રૂપ છે, એની એક બીજા કળા નિહાળવી હોય તો રાગિણી કાવ્યગુચ્છ પાસે જવું પડે. એમાં દિવસના જુદા જુદા ભાગમાં ગવાતા રાગની સમાન્તરે પ્રિયાની બદલાતી જુદી જુદી છબિઓ આલેખાતી જાય છે.

# સમાચાર

- ઉત્તર પ્રદેશના મુદ્દે સંસદનાં બંને ગૃહોમાં ધાંધલ ધમાલ.
- અયોધ્યા મુદ્દે સરકારની વિનંતી અંગે સુપ્રીમનો ચૂકાદો અનામત.
- રેલવેની સલામતી બાબતે ટૂંક સમયમાં જં શ્વેતપત્ર બહાર પડાશે એવી જાણ આજે લોકસભામાં રેલવે મંત્રી નિતીશ કુમારે જણાવી હતી.
- ગીરના જંગલમાં આગ : ૩૦૦ હેક્ટરમાં વન્ય સંપતિ ભસ્મીભૂત.
- પ્રમુખ બુશની યુદ્ધ છેડવાની ઘોષણાએ વિશ્વભરના શેરબજારોમાં મંદીનો કડાકો.
- મેન ઓફ ધ મેચ ગાંગુલીની અણનમ સદીને સથવારે ભારતે કેન્યાને ૬ વિકેટે હરાવ્યું.

રસ્તો
રતિલાલ 'અનિલ'
ગઝલ સંગ્રહ : મૂલ્ય રૂા. ૮૦/-

ચાંદરણાં
રતિલાલ 'અનિલ'
વ્યંગોક્તિ, ઉક્તિ, સૂત્રો : મૂલ્ય રૂા. ૧૦૧/-

મસ્તીની પળોમાં
રતિલાલ 'અનિલ'
બસો ઉપર મુક્તકોનો સંગ્રહ, મૂલ્ય ૨૫ રૂપિયા

આટાનો સૂરજ
રતિલાલ 'અનિલ'
સર્જનાત્મક નિબંધસંગ્રહ મૂલ્ય રૂ. ૧૫૦/-

રાત ચાલી ગઈ
અમીન આઝાદ
ગઝલસંગ્રહ : મૂલ્ય ૨૫ રૂપિયા

અજંપોત્સવ
અંજુમ વાલોડી
ગઝલસંગ્રહ : મૂલ્ય ૭૦ રૂપિયા

બધાં પ્રકાશનો માટે લખો
કંકાવટી પ્રકાશન, ૨૪, રીવર બેંક સોસાયટી,
અડાજણ ટાંકી, સુરત-૯
રન્નાદે પ્રકાશન, ૫૮/૨, દેરાસર સામે,
ગાંધી માર્ગ, અમદાવાદ-૯

# કંકાવટી

એપ્રિલ, ૨૦૦૩

ઇન્દુ ગોસ્વામી
રાધેશ્યામ શર્મા
રવીન્દ્ર પારેખ
રતિલાલ 'અનિલ'
વાજિદા તબસ્સુમ
શરીફા વીજળીવાળા
ઇબ્ને ઇન્શા
નીના ભાવનગરી
હરબન્સ પટેલ
કૃષ્ણ પંડિત
ખલિલ જિબ્રાન
જયેશ જરીવાલા

કહો કે કાનોમાતર નવરંગ નાટકિયા
ધૂળરાખઢેફાં પર દારોમદાર
એવું જીવતર તે ચ્યાંનો રંગમહેલ છે
નાઠાબારીની નવટંકી શોધમાં
સાહ્યબો કડડભૂસ ખેલ છે
કાળી પછડાટને તાક્યા કરે છે આમ
ભીંતનો આધારસ્તંભ છાયા

છત્તરપુર નામે ગેબી આકાર
એની ધાણીફૂટ ધાણીફૂટ રચના
નવલખ નેજવાંને ટેકે ખડી છે કોઈ
આસમાની સુલતાની ઘટના
ઊથલાના વેશમાં પલટાતી જાય રાજ
મારુ ગૂર્જરની ભાખા
ન મૌન ન વાણી
ન પાણી ન પાણીદાર કાંકરી
માત્ર રેત રેત રણમાં અજાયબઘર ઊંટનાં
પ........... ... ગ... ... .... લાં
રાતોરાત
થવા કરે છે :
તાડ
તરસ
તંબૂ
અઢારે અંગ ઉખાણાં

કદાચ
મૃગજળ ફાડીને મધદરિયે ડોકાય
ખોબે ખોબે મીઠી વીરડી

૨ : ૨૦૦૩, સેરિટ

કેક્ટસ

વાસ્તવમાં
વા વા વંટોળિયાની ડમરાતી લાયમાં
કોઠે પડેલી કોઠે પડેલી  વણજારી લાયમાં
છાંટો તો ઠીક
ઊડી ગઈ  મૂળગી સરવાણી
ને
સમય સમયની સરહદને પેલે પાર
બુકાનીબંધ બાતમીદાર –
ક્યાંક તત્સમ ચ્યાંક તદ્ભવ
ક્યાંક મૌનથી ભરી ભરી વાણી
ક્યાંક કમળગંધી અમીનો કુપ્પો નાભિ
અર્થાત્
બાર બાર ગાઉ માથે જડમૂળથી પલટાતી
બહુરૂપી ભાતીગળ બોલી

અદકામાં
ફરતા મેવાડાને માળવાનો છંદ
એની બેઠી છલ્લાંગ ગુજરાતી
ગુજરાતી ક્હેતાં
ઊડતી ઇમારતને બાવનબારી છે બુલંદી

તો પછી
તો પછી
ઊઘલશે તો ક્યારે ઊઘલશે
અક્ષરપુરુષોત્તમ અંતરીક્ષનું
ઉઘાડેછોગ અવતરણ ક્યારે અવતરશે
પડઘામાં
પરંપરાને ટોડલે બેઠા ઝીણા મોર બોલે છે

લીલી નાઘેરના ખોળિયામાં સિંહનાદ ડણકે છે :
નિરખને ગગનમાં
અખિલ બ્રહ્માંડમાં
જ્યાં લગી આત્માતત્ત્વ ચિન્યો નહિ
માગું જનમોજનમ અવતાર
જાગને જાદવા

ને
સપનામાં એક સપના જેવું
ભરનીંદરમાં
દર્પણદર્પણ રમતાં રમતાં
સૂર્યચંદ્રથી વાંકું પડતાં
નદી તળાવ કૂવાને કાંઠે
તડાક તૂટ્યા
લયલીલાના ઘડા

નકશી તિરાડ ટુકડેટુકડા
અબ તો
અરથ વગરનાં તોલમાપના ઘડા
જાણે
રાતરાણીની છાતીમાં ધરબાતી સોળે કળા

આમેય અંતરંગમાં
આભેદીધી ઉલ્કા છે ને ધરતીદીધો કંપ
ભરતીઓટમાં સમથળ રમતો મનવો મહેરામણ

કદાચકદાચ એટલે તો
સાતથરી માટીમાં માનવીનાં મન :

ખન્‌ન્‌ ખન્‌ન્‌ ઉત્ખનન
તણખા પર તણખા
ઊંડાણ પર ઊંડાણ
અટકળ પર
અવળસવળ અવળસવળ અવચેતન ચાલના
ઉઝરડા અજ્ઞાત –

ઢગલાંબંધ ઠીકરાં
પકાવેલી હારબંધ કથ્થઈ કથ્થઈ ઈંટો
મરજાદી ઉંબરા ઓરડા ઝરૂખા રાચરચીલું રમકડાં
ધાતુકામ માટીકામ ચિત્રશિલ્પચર્મકામ
ધમણ ચાકડા રથચકો ઓજારો
સોનરૂપલ સિક્કા ઘરેણાં હાથીદાંતની બંગડીઓ
છરીઓ ચાવીઓના ઝૂડા પ્રસાધનો
રાજસિંહાસન વાઘનખ ઘોડાની નાળ આખલાછાપ
રાઈના દાણા નીકો રોનકદાર વિશાળ રાજમાર્ગો
તામ્રપત્રો બરૂની કલમો કોડિયાં વ્યાસપીઠ
નાદબ્રહ્મની વીંટીઓ માણભટ્ટની ઘેલી
વાંસળી મંજીરાં માળા એકતારો કાળો કામળો
મોરમુકુટ શૂળી ઉપર સેજ ઝેરનું મારણ પ્રેમકટોરા
ઘૂંઘરુ
હાડપિંજર રંગમંચ ભૂંગળ અઢળકઢળિયાં ખંડેરો
ભીનાશ આદમકદ મૂંજારી હાથવગી હવા કવિતા

ભૂતળના ભેદ સમી
સરકી ગઈ ક્યાંથી ક્યાં
મોહેં - જો - ડેરોની માયા.

## સકલ સ્તબ્ધ / રાધેશ્યામ શર્મા

માર્જારની ચબરાક કીકી સમું
સૂર્યકિરણ
ખુલ્લા અવકાશને
ઉંદરદરમાં પલટી દે
ને
ચૂંચૂં કરતાં ભાસે
પંખીગણ પણ
ઊડી ના શકે
પાંખ વિણ કેમેય
લહેરાતી ડાળ આંખ મિચકાવી
બોલાવે માળો રચવા
અચલ આકાશપટ પર
ગોરજ ઊડે
ઘૂંઘટ કાઢી
ઘંટડીઓના
ગહન રવકારથી
પડઘો
ના પડે
મૂષક પિંજરમધ્યે
જરીકે
સળિયા સકલ
સ્તબ્ધ

## હરિ-ગીત / રવીન્દ્ર પારેખ

હરિ, અમારા આખા ભવમાં
તમે મચાવ્યો શોર,
તમે દોરતા ટહુકા તેનો
અમે ચીતરતા મોર...

હરિ, અકળ રહી અમને રાખ્યા
કાયમ આકળવિકળ
તમે તરસ પ્રગટાવી બોલ્યા,
લાવો ચપટીક જળ.
તમે લીધો દરિયો ને અમને
રણ કોરુંધાકોર...

હરિ, તમારા કાગળમાં કંઈ
હવે અમે ના માશું,
તમે વિરહ દોર્યો તો સામે
અમે બનાવ્યાં આંસુ,
અમને ક્યાંથી તમે રોકશો
અમે તો ચારેકોર.

પૃથ્વિનો તો ગોટો જોયો,
પોતાને પરપોટો જોયો.

ચાલી ગયો વપરાશી સિક્કો,
છાનોમાનો, – ખોટો જોયો.

ઘર જેવું ઘર ના જોયું,
તોય, બેસવા ઓટો જોયો.

મીંડાનો શો ટોટલ માંડું ?
અક્ષરમાં એ ટોટો જોયો.

મળી ગયાં એ સામે ત્યારે –
દર્પણમાં મેં ફોટો જોયો !

પોતાને પણ મળ્યો પાયો,
અંક નંગનો જોટો જોયો :

નામ હતું એનું 'નીતિ' પણ,
નારી રૂપમાં સોટો જોયો થ

નામ લીધું ગોપાળનું એણે,
પણ, માણસને દ્હોતો જોયો :

હોય શું આવી ફોટોગ્રાફી ?
ખોટાને તેં ખોટો જોયો !

## શુકન જોઈને સંચર્યા / રતિલાલ 'અનિલ'

'શુકન જોઈને સંચરજો !' એ કહેનાર ડોસા તો ગયા કેમ કે તેમને બિમારીના અપશુકન પહેલાં થયા, તે પછી યમરાજાના કે દેવદૂતના અપશુકન થયા તે ગયા. પુણ્ય કર્યાં હોય કે ન કર્યાં હોય પણ આપ્તજન અધવચ્ચેથી જાય કે છેડેથી જાય પણ તે સ્વર્ગે જ જાય એવી અમારી અચળ શ્રદ્ધા છે અને અખબારોમાં સ્વર્ગસ્થોને અપાતી અંજલિની જાહેરખબરોના નિત્ય વાંચનથી એ શ્રદ્ધા વધારે પુખ્ત થઈ છે કે આપણી નજીકનું જે જાય તે સ્વર્ગે જ જાય - બીજાને જ્યાં જવું હોય ત્યાં જાય, આપણા હોય તો તેઓ સ્વર્ગે જ જાય એવી દૃઢ નિષ્ઠા અમે રાખી છે. પણ અમારો હાથ – અમે નહીં હોં ! – ભીડમાં હતો તેમાં વળી વડીલની માંદગીએ નહીં પણ વિઝિટે આવતા, એ પછી ડોસાને ક્લિનિકમાં દાખલ કરાવેલા એ ડોકટરે અમારા હાથને માગનારાઓની ભીડમાં રાખેલો, એવી અપશુકનિયાળ દશામાં ડોસા ગયેલા. એમની નિષ્ઠા તો શુકન જોઈને સારી હાલત અને દિવાળીના સારા દિવસે નહીં પણ કોઈ તહેવાર ન હોય, ઘરમાં સાંસ્કૃતિક દંગલ જેવો અવસર ન હોય એવા આડા દિવસે મંગળ પ્રસ્થાનનો વિચાર રાખેલો અને ટાણે-કટાણે બહાર ન નીકળવું એ ડોસા મધરાતે ગયેલા !'મોતને ટાણું ન હોય' એવું અમે ત્યારે શીખેલા. રડનારા રિવાજ પ્રમાણે રડ્યા અને ખરાખોટાના પારખુઓએ કહ્યું પણ ખરું કે ખોટું થયું – વળી જેવી હરિની ઇચ્છા એવી પૂરક યાદી પણ જોડી.

એક વાર તો વિચાર આવ્યો કે આપણા સ્વજનો ટાણે, કટાણે, ઇચ્છા,

અનિચ્છા વિના જાય અને વળી અમારા ઇષ્ટદેવ વિષ્ણુ એટલે વૈકુંઠે જ જાય એની ખાતરી એટલે વિચાર આવે કે વૈકુંઠથી જીવને લેવા આવે તે દેવદૂતો તો શુકનિયાળ જ હોય છતાં 'ખોટું થયું' કહેનારના મતે વૈકુંઠથી ડોસાના સાભાર પરત લેવા આવેલા તેઓ ખોટું કરે ? તેઓ અપશુકનિયાળ હોય ? આ ભૃગુસંહિતા અને શુકનાવળી રચનારે ભારે સંશય પેદા કર્યો છે. સામે વિધવા આવતી દેખાય કે ડોસા ઘરમાં પાછા ફરે કારણ કે તેઓ શુકન જોઈને જ સંચરે, ગમે ત્યારે બહાર જનારા એ ડોસા રાજા કેમ ન થયા ? થવા જ જોઈતા હતા. રાજાવાસની આસપાસ કોઈ વિધવા ન જ રહે, કાણું કૂતરુંય નહીં અને બિલાડી તો નહીં, નહીં ને નહીં જ ! ડોસા નીકળવાના હોય ત્યારે માથે નામનું પાણીભર્યું હોય એવી હેલ્ય લઈને પસાયતાની છોડી સામેથી આવે અને ડોસા શુકન જોઈને જ સંચરે એવી વ્યવસ્થા આપોઆપ થઈ ગઈ હોત ! સામાન્ય કુટુંબમાં જન્મવાના ગેરલાભો ઘણા છે તેમાં શુકન જોઈને સંચરવાનો નિયમ પાળવા ઓટલે નીકળ્યા હોય, આસપાસ જોતા હોય કે કોઈ અપશુકનિયાળ દેખાતું તો નથી ને ? એ માટે એમને બે દિશામાં જોવું પડતું - કારણ કે અમારી શેરીને જવા માટે બે જ દિશા હતી, દશ દિશા તો જેમણે દિશા રૂપી વસ્ત્રો પહેર્યાં હોય તેમને હોય. તેઓ કોઈને ત્યાં ગોચરી વહોરવા જાય તો યે એમને દશે દિશા જ હોય. કારણ કે એ જ તેમણે વસ્ત્રોરૂપે ધારણ કરી હોય ! વળી તેઓ પધારે, આપણને નડતા અપશુકન જેવા અપશુકને તોયે, એમને પહેલાંથી આગમનના શુભ સમાચાર અદૃશ્ય સાધને પહોંચી ગયા હોય એટલે સારી વાનગીની ગોચરી મળી જ જાય.

ડોસાને પોતાને વૈકુંઠ કરતાંયે ઘર વધારે વહાલું હતું પણ વાતે વાતે 'જેવી હરિની ઇચ્છા' કહેતા હતા એટલે ગયા. એ ગયા તે શુભ ચોઘડિયું હતું કે અશુભ ચોઘડિયું તે જોવા જેટલી ફુરસદ શું, ધીરજ પણ અમારામાં નહોતી, પણ સગાં કહેતા કે અશુભ થયું એટલે ચોઘડિયું સારું ન હોય, પણ વૈકુંઠે જવું એ તો નોતરે જવા જેવું ! વળી ડોસાને ઇચ્છા થાય ત્યારે એમના હમ બિરાદરને મળવા બોલાવે ને સામેથી જાય એવો ઘરવટનો સંબંધ એમને વૈકુંઠ સાથે હશે - બીજું શું ? બાકી ડોસાને શેરીમાં જેમના શ્રીમતી હયાત હોય તે મરે જ નહીં અને જાય તો શ્રીમતીને આંસુ ઝરતી આંખે એવી તેમની ભાવના રહેતી.

પુરુષ મરે – અરે સ્વર્ગસ્થ તો ઓછામાં ઓછા થાય જ તે ગમે જ નહીં ! કારણ કે તે ૮૦ વર્ષની વયના હોય તો યે તે 'અકાળે ગયા' કહેવાય છતાં જાય તો તેમના ધર્મપત્નીની વિદાય પછી, કેમ કે પુરુષ વિધુર થાય તોયે તે સામે અપશુકન થાય જ નહીં, પણ વિધવા થાય અને ઘરમાં ખૂણો પાળવાને બદલે હરવાફરવાની ગેરવ્યાજબી સ્વતંત્રતા ભોગવતી હોય અને ડોસા ઘરબહાર નીકળે ત્યારે તે પણ ઘર બહાર નીકળી હોય તો ડોસાને અપશુકન થાય. એટલે ડોસાની શુભેચ્છા એ કે સ્ત્રી જ ચૂડી ચાંદલાભેર અખંડ સૌભાગ્યવતી સ્વરૂપે જ સ્વર્ગે, કૈલાસે કે વૈકુંઠે – પસંદ હોય તે દેવલોક જાય, પણ કુંવારો હોય તે સિવાય કોઈએ એટલે કે પુરૂસે પરલોકે જવું નહીં એવો ડોસાનો સદાગ્રહ અને તે શેરી પૂરતો તો પળાવો જોઈએ.

ટાણે કટાણે, અધરાત મધરાતે ઘર બહાર જવું નહીં એવો આગ્રહ રાખનારા ડોસા મધરાતે જ ગયા ! ઊંઘતાને ઉઠાડવા નહીં, ભલે સ્વામી વિવેકાનંદે કહ્યું હોય, 'ઊઠ,જાગ !' એ તો દિવસે પણ જેમને સૂવા ઊંઘવાની ટેવ હોય તેમને સ્વામી વિવેકાનંદે કહેલું એવો ખુલાસો ડોસા કરતા, પણ મધરાતે મહાપ્રસ્થાન કરેલા ડોસાએ નહીં પણ ઘરમાં પોક મૂકનારાઓએ પાડોશીઓ અને નજીકનાં ઘરોમાં રહેનારાઓને જગાડેલા અને એ બધાં મધરાતે ડોસાનું મોઢું જોવા આવેલા. કુંવારા દીકરા માટે કન્યા જોવાની સુ-ટેવવાળા ડોસાનું ચીમળાયેલું અવાક મોઢું જોવા આવ્યા એ એમની ઉદારતા અને આત્મીયતા નહીં તો બીજું શું ?

'સામે નજર રાખીને સંચરવું' એવું પણ ડોસા કહેતા અને ઘરમાં સામે જોઈને ચાલતા ત્યારે વચ્ચે કંઈ પડેલું હોય તેની સાથે તેઓ નહીં, એમનો એક પગ અથડાતો ! આમ છતાં તેઓ 'જોઈ, વિચારીને ચાલવું' એમ પણ કહેતા. 'કેમ ચાલે છે ?' એમ કોઈ પૂછે તો 'ચાલે છે' એટલું કહે, એનો કર્તા કોણ છે તે અધ્યાહાર રાખતા ! ડોસાનું સારું ચાલે છે એવું કોઈ જુએ અને વળી એમને કહે પણ ખરા ત્યારે 'બધું ઉપરવાળો ચલાવે છે' એમ કહે. ડોસા ભોંયતળિયે બેઠા હોય અને છોકરા માળ પર ધમાચકડી કરતા હોય, એનો ધબકારા ડોસાના હૃદયના ધબકારાને વધારી દે છતાં ઉપરના ધબકારાને નાના બલકે નગારખાનામાં તાપૂડી જેવા બનાવી દે ત્યારે ડોસા ઘાંટો પાડે : 'આ

ઉપર શું ચાલે છે !' ઉપર ચાલે છે તે કંઈ ઉપરવાળો ચલાવતો નથી એવું તત્પૂરતું એમને લાગ્યું હોય એટલે કહે તો ખરા ને ! આમાં છતાં લાગે તે કંઈ બધું કહી દેવાનું હોય, મનમાં સમજી લેવાનું અને સમય જોઈને બોલવાનું ! એમ પણ કહે. એ 'સમય'ની વ્યાખ્યા વળી જુદી. ત્યારે કંઈ શુભ મુહૂર્ત કે ચોઘડિયું ન જોવાનું : રામનું નામ ગમે ત્યારે લેવાય. શુભ અશુભ કરતાં એ નામ વધારે શુભ છે, એવું માનતા ડોસા ઊઠે ત્યારે રામ બોલે અને બેસે ત્યારે પણ 'રામ' બોલે અને કોઈને વિદાય આપે તે 'રામ રામ !' કર્યું માને.

શુકનાવલિ અજબ કરી મૂકે એવી છે ! તમે જતા હો ત્યારે કોઈની નનામી પસાર થતી હોય તે શુકન થયા કહેવાય ! કેટલાક શાણાઓએ કહ્યું કે ડોસાની નનામી લઈ જવા માટે મ્યુ કોર્પોરેશનમાંથી એમ્બ્યુલન્સ મંગાવો ! આ એમ્બ્યુલન્સ પણ આલમની અજાયબી છે ! માંદા પડો તો એ હોસ્પિટલે લઈ જાય અને ડોક્ટર નહીં પણ દર્દી નિષ્ફળ જાય ત્યારે એ જ એમ્બ્યુલન્સ દેહ છોડનારને મસાણે છોડી આવવાનું કામ પણ કરે : અમને શુકનાવલિનું માર્ગદર્શન યાદ આવ્યું. એમ્બ્યુલન્સમાં લઈ જઈએ તો નનામીના શુકન કોને થાય ? અમારા જેવાને થઈ ચૂકેલા હોય, માત્ર તેમને. અમે ચાર સ્કંધે ચઢીને જ ડોસાને અવલ મંજલે જાય. રસ્તામાં ભારે ટ્રાફિક હોય અને ઘરથી તે કબ્રસ્તાનનો માર્ગ ભલે ટૂંકો હોય, પણ તાપી નદીના કાંઠે આવેલું મસાણ તો ઘરથી માઈલો દૂર છે. એ લાંબા માર્ગે શબયાત્રા કરે તો માર્ગમાં હજારો માણસો સામે મળે, આસપાસ પણ હોય અને ઉપેક્ષા કરવાની વિશેષતા જેમનામાં હોય તેઓ પણ 'રામનામ સત્ય છે' એ સાંભળી શબવાહકો અને ઠાઠડી પર લાલ કે સફેદ કપડું ઓઢી પોઢેલાને જુએ. એ સૌને શુકન થાય એવા શુભ વિચારે કહો કે મંગળ દર્શને અમે ઠાઠડીને ચાર સ્કંધ ઉપડાવીને અવલ મંજલે લઈ ગયેલા. એના દર્શનના શુભ શુકને જોનારાઓનો દિવસ સારો જ ગયો હશે ! પણ અમે તો ડોસાના સ્વજન, એટલે અમારે માટે એ દિવસ માઠો હતો. ઉપરવાળાની જેવી ઇચ્છા ! કંઈ સમજાય નહીં ત્યારે રામનું નામ લેવું એમ ડોસા કહેતા. લ્યો ત્યારે રામરામ !

## વપરાયેલ / મૂ.લેખક : વાજિદા તબસ્સુમ

*અનુવાદ : શરીફા વીજળીવાળા*

'ના રે ના અલ્લા, મને તો બોવ શરમ આવે છે.'

'લે વળી, એમાં શરમની શી વાત છે ? મેં નથી ઉતાર્યાં મારાં કપડાં ?'

'ઓય મા !' ચમકી શરમાઈ ગઈ.

'હવે તું કપડાં ઉતારે છે કે પછી હું અન્ના બીને કહી દઉં ?' જેની રગેરગમાં હુકમ ચલાવવાની આદત હતી એવી શાહજાદી પાશાએ રાડ નાખી. ચમકીએ જરાક ડરતા, જરાક શરમાતા શરમાતા એના નાજુક હાથથી પહેલાં કૂરતું ઉતાર્યું, પછી પાયજામો ઉતાર્યો અને પછી શાહજાદી પાશાના હુકમથી એની સાથે ફીણથી ભરેલા ટબમાં કૂદી પડી.

બેઉ નાહી રહી એટલે શાહજાદી પાશા જેમાં અભિમાન અને માલિકીનો ભાવ છલકાતો હોય એવા પ્રેમથી હસીને બોલી : ' હવે તું એ બોલ કે તું કપડાં કયાં પેરવાની છે ?'

'કપડાં ?'

શાહજાદી પાશા નવાઈની મારી નાકનું ટીચકું ચડાવતાં બોલી : તું આવા ગંધારાં કપડાં પેરવાની ? તો પછી નાવાનો ફાયદો શું ?'

ચમકીએ જવાબ દેવાને બદલે સામો સવાલ ફટકાર્યો :' અને તમે શું પેરવાના છો પાશા ?'

'હું ?' ભારોભાર સંતોષ અને ગર્વથી શાહજાદી પાશા બોલી.' મારી બિસ્મિલ્લાહ[1] વખતે મારા દાદીમાએ ચમક ચમક થતી જે જોડ સીવડાવેલી

ને ? એ જ પેરવાની વળી...પણ તું વળી શાની પંચાત કરે છે ?'

ચમકી જરાક વાર વિચારમાં પડી ગઈ. પછી હસીને બોલી : 'હું વિચારતી હતી કે ...' શાહજાદી પાશાએ નવાઈ પામીને પૂછ્યું 'શું વિચારતી હતી ? ' ચમકી કંઈ બોલે એ પહેલાં જ પેલી બાજુથી અન્ના બીની ગુસ્સાભરી ત્રાડ સંભળાઈ. ' અરે ઓ પાશા ! મને હમામઘર[૨]માંથી બહાર કાઢીને તમે આ મૂઈ ચોટ્ટી સાથે શાની પંચાત કરવા બેઠાં ? ચાલો નીકળો જલદી બહાર નંઈ તો હમણાં જઈને બી પાશાને કઉ છું બધું...' આ ત્રાડ સાંભળીને ચમકીએ પોતે વિચારેલી વાત ઉતાવળે કહી નાખી :' પાશા, હું વિચારતી'તી કે કો'કદી જો તમે ને હું બેઉ 'ઓઢણીબદલ' બેનો બની જઈએ તો તમારાં કપડાં હું પણ પેરી શકું ને ?' 'મારા કપડાં ? તારો મતલબ મારા એ કપડાં જે પેટીઓમાં ઠાંસી ઠાંસીને ભર્યાં છે ?' જવાબમાં ચમકીએ જરાક ડરીને માથું હલાવ્યું. શાહજાદી પાશા હસી હસીને ઊંધી થઈ ગઈ.' અરેરે ! કેટલી બેવકૂફ છોકરી છે તું ! ... અરે તું તો નોકરાણી છે. તું તો મારાં ઊતરેલાં કપડાં પહેરે છે અને જિંદગી આખી તું તો ઊતરેલું જ પેરવાની.'

પછી શાહજાદી પાશાએ નહાતા પહેલાં ઉતારેલી પોતાની કપડાની જોડ ચમકી તરફ ફેંકતા પ્રેમથી કહ્યું :'લે આ લઈ લે, પહેરી લે મારા કપડાં ...મારી પાસે તો બઉ બધાં કપડાં છે.' એના બોલવામાં ભલે દેખીતો પ્રેમ છલકાતો હોય પણ એમાં અભિમાન વધારે હતું અને ભોળપણ તો રત્તીભાર જ હતું.

ચમકી ગુસ્સે થઈ ગઈ :'હું શું કામ પેરું તમારાં કપડાં ? તમે પેરોને મારાં કપડાં .' એણે એની મેલી જોડ તરફ ઈશારો કર્યો એ સાથે જ શાહજાદી પાશાએ ગુસ્સેથી લાલપીળી થઈને રાડ નાખી :'અન્ના બી, ઓ ..અન્ના બી...!'

અન્ના બીએ જોરથી બારણાં ખખડાવ્યાં. અમસ્તા જ વાસેલાં બારણાંમાં બેઉ બારણાં તરત ઊઘડી ગયાં.'ઓહો ! તો તમે બેઉ મેમસાબ હજી ઉઘાડી જ ઊભી છો નંઈ ?' અન્ના બી નાક પર આંગળી મૂકી બનાવટી ગુસ્સાથી બોલી.

શાહજાદી પાશાએ ઝટ ઝટ સ્ટેન્ડ પર લટકાવેલો સુંવાળો, ગુલાબી ટુવાલ ઉઠાવ્યો અને પોતાના શરીર ફરતો વીંટી લીધો. ચમકી એમની એમ જ ઊભી

રહી. અન્ના બીએ પોતાની દીકરી તરફ જરાક ગુસ્સાથી જોયું : 'અને તું પાશા લોકોના હમામખાનામાં નાવા માટે કેમની મરી ?'

'તે આ શાહજાદી પાશાએ જ પરાણે કહ્યું કે તુંમારી સાથે ના.'

કોઈ જો'તું તો નથી ને એની ખાતરી કરવા અન્ના બી એ ડરતા ડરતાં આમ તેમ જોયું. પછી ઉતાવળે એને હમામઘરની બહાર ખેંચીને બોલી :'જા, જલ્દી નોકરખાનામાં... નંઈ તો વળી શરદી બરદી થઈ જશે તો મરીશ... ને કપડાં તો પેર મૂઈ...' ચમકી જરાક લજવાઈ. 'હવે આ ચીકણાં લાખ જેવા ગંધાતાં કપડાં ના પેરીશ. બેદા'ડા પેલા શાહજાદી પાશાએ એના કૂરતો-પાયજામો દીધો'તો ને ? એ પેલી લાલ પેટીમાં છે, જા જઈને પેરી લે ...'

હતી ત્યાં ને ત્યાં ઊભી ઊભી એ સાત વર્ષની નાનકડી છોકરી ઊંડા વિચારમાં પડી ગઈ ને પછી જરાક થોથવાતા થોથવાતા બોલી 'અમ્મી, જો હું શાહજાદી પાશા એકસરખા છીએ તો પછી એ કેમ મારાં ઊતરેલાં કપડાં નથી પેરતાં ?'

'તું જરા ઊભી રેજે, હું હમણાં જ જઈને મમ્માને કઉં છું કે ચમકીએ મને આવું કહ્યું...'

પણ અન્ના બીએ ડરીને એને તેડી લીધી.'અરે પાશા, એ મૂઈ છિનાળ તો ગાંડી થઈ ગઈ છે. એવી ગાંડી ની વાતો વળી મમ્માને શું કેવાની ? તમે એની સાથે રમતાય નંઈ ને વાતેય ના કરતા બસ... એના નામ પર તમે જૂતી મારી દો બસ...'

શાહજાદી પાશાને કપડાં પહેરાવી, મોવાળા ઓળાવી, ખવડાવી, પીવડાવી, બધાં કામોથી પરવારીને અન્ના બી નિરાંતજીવે એની ઓરડીમાં પહોંચી તો જોયું કે ચમકી હજીયે એમની એમ ઉઘાડી જ ઊભી છે. અન્ના બીને એવી તો દાઝ ચડી કે કંઈ વિચાર્યા વગર એ ચમકીને ઝૂડવા જ માંડી.

'રાંડ છિનાળ ! જેનું ખાય છે એની સાથે જ લડવા બેસે છે ! આમ ને આમ લડતી રહીશ ને જો કો'ક દી માલિક કાઢી મૂકશે તો જઈશું ક્યાં એ ખબર પડે છે ? આટલા બધા વળી નખરા શાના ?'

અન્ના બીના હિસાબે તો શાહજાદી પાશાને ધવડાવવા માટે એને રખાઈ એ જ બહુ મોટી, નસીબની વાત હતી. વળી ભાઈ એ નવાબસાહેબની એકની

એક દીકરીને ધવડાવતી હતી એટલે એનું ખાવાપીવાનું અદલ બેગમો જેવું જ હતું. લૂગડાંલત્તાનો કોઈ પાર જ નો'તો કારણ ધવડાવનારનાં લૂગડાં ગંદાં હોય એ તો કેમનું ચાલે ? અને સૌથી મઝાની વાત તો એ હતી કે એની પોતાની છોકરીને શાહજાદી પાશાનું ગણ્યું ન ગણાય એટલું ઊતરેલું મળતું હતું. લૂગડાંલત્તા મળવાની વાત તો થયેલી જ હતી, પણ ક્યારેક તો ચાંદીનાં ઘરેણાં અને રમકડાં પણ જરાક વાપરીને આપી દેવાતાં. અને તોય આ ચૂડેલ હતી કે જરાક સમજણી થઈ ત્યારથી બસ એક જ જિદ પર અડેલી હતી કે હું બી પાશાનાં ઊતરેલાં કપડાં શું કામ પેરું ? ક્યારેક ક્યારેક તો અરીસામાં જોઈને એકદમ ડાહીડમરી થઈને કહેતી પણ ખરી, 'અમ્મી, હું બી પાશાથી પણ દેખાવડી છું ને ? તો પછી તું એને મારી ઊતરેલી ચીજો પેરાવને ?'

અન્ના બી વારેઘડીએ એને ટોકતી, 'જો ભાઈ, એ બધા રહ્યા મોટા માણસો. જો કોઈએ ભૂલમાં પણ સાંભળી લીધું કે અન્ના બીની છોકરી ગમે તેમ બોલે છે તો નાક ચોટી કાપીને ઘરની બારા નંઈ ફેંકી દે ?' પરંપરા હતી કે આવા નોકરોને જીવે ત્યાં સુધી ઘરમાં આશરો મળતો. પણ એ તો પછી ભૂલ પણ માફીને યોગ્ય હોય તો જ માફી મળે ને ? ને વળી આવા તે શાના નખરા ? અન્ના બીએ ચમકીના કાન આમળીને સમજાવ્યું, 'ખબરદાર ! હવે પછી જો હરફ પણ કાઢ્યો છે તો તારી વાત છે ! તારે તો જીવે ત્યાં સુધી બી પાશાનું ઊતરેલું પહેરવાનું છે, સમજી કે નહીં ગધીની ઔલાદ ! '

ગધીની ઔલાદે એ સમયે તો જીભ સીવી લીધી પણ એના મનમાં લાવા ખદબદતો જ રહ્યો.

તેર વર્ષની થઈ ત્યારે શાહજાદી પાશાની પહેલી વાર નમાજે કઝા[3] થઈ. આઠમા દિવસે ગુલપાશી[4] થઈ ત્યારે એની મમ્માએ આંખ અંજાઈ જાય એવેં જરીની ચમકતી જોડ સીવડાવી હતી. એમાં કેટલીય જગ્યાએ સોનાની ઘૂઘરીઓ ટંકાવી હતી. એટલે જ્યારે પણ શાહજાદી પાશા ચાલતી ત્યારે ઝાંઝરીની જેમ છમ્મ છમ્મ અવાજ આવતો હતો. હવેલીની પરંપરા અનુસાર એ અતિ કિંમતી જોડી પણ એક વાર પહેરીને આપી દેવાઈ. અન્ના બી એ બધી ભેટ સોગાદો લઈને હરખાતી હરખાતી ઓરડીએ પહોંચી ત્યારે પોતાની ઉંમર કરતાં ઘણી વધારે સમજુ અને સ્વાભિમાની થઈ ચૂકેલી ચમકીએ દુઃખી

થઈને કહ્યું : 'અમ્મી, મજબૂરીને કારણે લઈએ તે એક વાત છે અને આમ...તમે આવી બધી ચીજો લઈને ખુશ તો ના થાવ...'

'અરે બેટા !' એ ધીમેકથી, કાનમાં કહેતી હોય એમ બોલી, 'લૂગડાંની આ જોડને જો વેચવા પણ કાઢે ને તો નાખી દેતાય બસ્સો રૂપિયા તો આવે જ આવે. આપડે બેઉ નસીબદાર છીએ કે આવી હવેલીના પનારે પડ્યા છીએ.'

'અમ્મી...' ચમકીએ અરમાનભર્યા અવાજે કહ્યું : 'અમ્મી, મને એવું બોવ મન થાય છે કે હું પણ કો'ક દી' બી પાશાને મારું વાપરેલું કંઈક દઉં.'

અન્ના બીએ કપાળ કૂટ્યું. 'અરે છોકરી, હવે તો જુવાન થઈ. હવે તો જરાક અક્કલથી કામ લે. તારી આવી ઘેલી વાતો કોઈ સાંભળી જશે તો હું શું કરીશ ? મારી મા, જરાક મારા બુઢાપા પર તો રહેમ ખા ...'

માને રોતી જોઈને ચમકી ચૂપ થઈ ગઈ.

મૌલવી સાહેબે બેઉને એક સાથે જ કુરાન શરીફ અને ઉર્દૂ કાયદા પ. શીખવાડવાના શરૂ કર્યા હતા. ભણવામાં બી પાશા ઓછી ને ચમકી વધુ તેજ નીકળી. બેઉએ જ્યારે પહેલી વાર કુરાન શરીફ ખતમ કર્યું ત્યારે મોટી પાશાએ ઉપકાર કરતા હોય એમ ચમકીને પણ સસ્તાં કપડાંની નવી જોડ સીવડાવી દીધેલી. પછીથી જો કે ચમકીને બી પાશાની કિંમતી જોડ પણ મળી જ ગયેલી. પણ ચમકીને તો પોતાને મળેલી પેલી હલકી પણ નવી જોડ જીવથી પણ વધુ વહાલી હતી. આ નવી જોડથી એને જરાક પણ હિણપત નો'તી લાગતી. આછા કેસરી રંગની એ જોડ... આ જોડ એના માટે કેટલાંય ઝગમગતા, ચમકતાં કપડાંથી વધુ કિંમતી હતી.

હવે શાહજાદી પાશા જરૂર જેટલું ભણી ચૂકી હતી, યુવાન પણ થઈ ગઈ હતી એટલે એને પરણાવવાની ચિંતા થઈ રહી હતી. હવેલી સોનીઓ, દરજીઓ, વેપારીઓનો અડ્ડો બની ચૂકી હતી. ચમકી એક જ વિચાર કર્યે જતી'તી કે શાદીના આટલા મોટા જલસાના દિવસે પણ એ તો પેલી આછી કેસરી જોડ જ પહેરશે. કારણ કે એ જોડ કોઈની પહેરેલી, વપરાયેલી, ઊતરેલી નો'તી.

મોટી પાશા બહુ દયાળુ બાઈ હતી. એ કાયમ નોકરોનું ઘરના છોકરા જેટલું જ ધ્યાન રાખતી. એટલે શાહજીદી પાશાની સાથે એ ચમકીના લગ્ન

માટે પણ એટલી જ ચિંતાતુર હતી. આખરે નવાબસાહેબનું માથું ખાઈ ખાઈને એણે ચમકી માટે પણ એક છોકરો શોધી જ કાઢ્યો. એણે વિચાર્યું કે શાહજાદી પાશાની શાદી પછી એ જ લૂગડાંલત્તા ને ઘરેણામાં ચમકીના નિકાહ પણ પઢાવી દેવાશે.

શાહજાદી પાશાના નિકાહ આડે માત્ર એક જ દિવસ બાકી હતો અને હવેલી મહેમાનોથી ઊભરાતી હતી. છોકરીઓના તીડ જેવા ટોળાએ આખી જ હવેલીને માથે લીધી હતી. બહેનપણીઓના ટોળા વચ્ચે બેસીને પગે મેંદી મુકાવતી શાહજાદી પાશા ચમકીને કહેવા લાગી ;'તું સાસરે જઈશ ત્યારે તારા પગમાં હું મેંદી મૂકીશ.' 'અરે, અરે, એવું ખુદા ના કરે ...એના પગને અડે તમારા દુશ્મન...' અન્ના બીએ પ્રેમથી કહ્યું. 'તમે આવું કો એ જ બઉ થઈ ગયું અમારા માટે તો ...બસ પાશા એટલી દુઆ કરજો કે આનો વર પણ તમારા દુલ્હામિયાં જેવો શરીફ નીકળે...'

'પણ એની શાદી થવાની છે ક્યારે ?' એકાદ બટકબોલી પૂછી બેઠી.

શાહજાદી પાશા નાનપણ જેવું જ અભિમાનથી છલકાતું હાસ્ય વેરીને બોલી :'મારાં વપરાયેલાં આટલાં બધાં લૂગડાંલત્તાં નીકળશે, એટલે એનો દહેજ તો તૈયાર જ સમજો...'

વપરાયેલ...ઊતરેલ...વપરાયેલ...ચમકીના દિલને જાણે હજારો સોઈઓની અણીઓ વીંધી ગઈ. ઊભરાતાં આંસુને પીતી એ ચુપચાપ પોતાની ઓરડીમાં જતી રહી. સાંજ પડતાં જ છોકરીઓએ ફરીથી ઢોલક સંભાળ્યું. એકથી એક ચડે એવાં વાહિયાત ગીતો ગવાઈ રહ્યાં હતાં. આગલી રાતે રાતજાગો (જાગરણ) હતો. આજની રાતે ફરી જાગવાનું છે. પેલી તરફ ચોકમાં હારબંધ ચૂલાઓ સળગાવી રસોયા જાતભાતનાં પકવાનો તૈયાર કરવામાં વ્યસ્ત હતા. હવેલીમાં રાતે જાણે કે દિવસ ઊગ્યો હોય એવું લાગતું હતું.

ચમકીની રોતલ સુંદરતા એની કેસરી જોડીમાં ઓર નીખરી ઊઠી.આ પેલી કેસરી જોડ હતી જે ચમકીને હીનભાવનાના પાતાળમાંથી ઉઠાવીને આસમાનની ઊંચાઈ પર બેસાડી આપતી હતી. આ જોડી કોઈની વાપરેલી નો'તી, નવાં કપડાંમાંથી સીવેલી આ નવી જોડી...જીવનમાં એક જ વાર એને આ નવી જોડે નસીબ થઊ'તી. બાકી તો આટલી જિંદગી શાહજાદી

પાશાની વપરાયેલાં, ઊતરેલાં કપડાં પહેરીને જ પસાર થઈ'તી. અને કારણકે દહેજ પણ આખ્ખે આખ્ખો શાહજાદી પાશાની વપરાયેલી ચીજોનો જ બન્યો હતો એટલે બાકીની જિંદગી પણ એના ભાગે તો બધું વપરાયેલું જ લખેલું હતું પણ બી પાશા એક સૈયદજાદી કઈ હદે જઈ શકે છે એ હવે તું પણ જોઈ લેજે તેં આજ સુધી મને એકે એક વપરાયેલી ચીજ પહેરવા આપી છે ને ! હવે તું પણ જોઈ લેજે... મલીદા'નો થાળ ઉઠાવીને ચમકી વરપક્ષની કોઠીમાં પ્રવેશી. બધી બાજુ દીવા બળતા હતા. ... અહીં પણ દુલ્હનના મહેલ જેવી જ રોનક છવાયેલી હતી. ને કેમ ના હોય રોનક ? સવારે તો નિકાહ હતા.

આટલી મોટી કોઠી અને આટલા બધા કોલાહલમાં કોઈએ એના તરફ ધ્યાન ન આપ્યું. પૂછતી-પૂછતી એ સીધી દુલ્હામિયાંના ઓરડામાં જઈ પહોંચી. પીઠી ને મેંદી ને એવી બધી રીતરસમોથી થાકીપાકીને દુલ્હામિયાં એના પલંગ પર મચ્છરદાનીમાં આડા પડ્યા હતા. પરદો હલ્યો એટલે એમણે જરાક ડોક ફેરવીને જાયું અને બસ જોતા જ રહી ગયા.

ઘૂંટણ સુધીનો કેસરી કૂરતો, કસાયેલી પીંડીઓ પરનો તંગ પાયજામો, સતારાના વેલબુટ્ટા ભરેલો કેસરી દુપટ્ટો, રડેલી, ભીની ભીની ગુલાબી આંખો, ટૂંકી બાંયના કૂરતામાંથી દેખાતા કોમળ-માંસલ બાવડા, માથામાં મોગરાના ગજરા, હોઠો પર મારકણું સ્મિત...! આ બધું નવું નો'તું. ...પણ જેની પાછલી કેટલીય રાતો સ્ત્રીની કલ્પનામાં વીતી હોય એવો પુરુષ ગમે તેટલો શરીફ હોય તોય શાદીની એક રાત પહેલાં બહુ ખતરનાક થઈ જાય છે.

આમેય, રાત, જે ગુનાને નિમંત્રે છે...

એકલતા ગુનાની હિંમત વધારે છે... ચમકીએ એની તરફ એ રીતે જોયું કે તે ઘાયલ થઈ ગયો. ચમકી જાણી જોઈને મોઢું ફેરવીને ઊભી રહી ગઈ. પેલો અકળાઈને પોતાની જગ્યાએથી ઊઠ્યો અને બરાબર ચમકીની સામે ઊભો રહી ગયો. આંખના ખૂણેથી ચમકીએ એને એ રીતે જોયો કે એ ઢગલો જ થઈ ગયો.

'તારું નામ ?' એણે ગળા હેઠે થૂંક ઉતારતાં પૂછ્યું.

'ચમકી !' અને એક ચમકતી મુસ્કાને એના સુંદર ચહેરાને ઓર સુંદર બનાવી દીધો.

'સાચ્ચે જ તારામાં જે ચમક છે એના કારણે તારું નામ ચમકી જ હોવું જોઈએ.' એણે ડરતાં ડરતાં ચમકીના ખભે હાથ મૂક્યા. કોઈ છોકરીને પટાવતા પહેલાં સાવ નકામી અહીંતહીંની ફેંકતા પુરુષની અદામાં નહીં પણ કાંપતા હાથ એના ખભેથી હટાવી એનો હાથ પકડતાં ગેણે કહ્યું :'આ થાળમાં શું છે ?'

ચમકીએ જાણી જોઈને એની હિંમત વધારી. 'તમારા માટે મલીદો લાવી છું. રાતજાગો હતોને, કાલે રાતે...' અને વગર તલવારે પેલાને ઘાયલ કરી દેતા બોલી, 'મોઢું મીઠું કરવા માટે...' અને હસી.

'અમે મલીદા-બલીદાથી મોઢું મીઠું કરીએ એમાંના નથી. અમે તો...હું...' અને એમણે હોઠના મધુથી મોં મીઠું કરવા માટે હોઠ ધર્યા કે ચમકી એની બાથમાં ઢગલો થઈ ગઈ. એમની પવિત્રતા લૂંટવા માટે... પોતાની લૂંટાવવા માટે... પેલાને લૂટવા માટે...

વિદાયના બીજા દીવસે હવેલીના રિવાજ અનુસાર શાહજાદી પાશા પોતાના સુહાગની જોડી એની ધાવ અન્ના બીની દીકરીને આપવા ગઈ ત્યારે ચમકીએ હસીને કહ્યું :પાશા,જિંદગીભર હું તમારું વાપરેલું વાપરતી આવી. પણ હવે તમેય તે...!' અને એ ગાંડાની જેમ હસવા માંડી.' હવે તમેય તે મારી વાપરેલી ચીજ જિંદગીભર...' એનું હસવાનું બંધ જ નો'તું થાતું.

બધા લોકો એવું સમજ્યા કે નાનપણથી સાથે રમેલી સખીની જુદાઈના દુઃખે ચમકીને જરાક વાર માટે પાગલ કરી દીધી છે !

**મૂળશીર્ષક : ઉતરન**

૧. બિસ્મિલ્લાહ : કોઈ પણ કાર્યની મંગલમય શરૂઆત માટે બોલાતો શબ્દ છે. ધનિક પરિવારોમાં બાળક બોલતું થાય કે ભણતું થાય ત્યારે થતી ઉજવણીના અર્થમાં આ શબ્દ અહીં વપરાયો હોય એવું લાગે છે.

૨. હમામઘર : સ્નાનઘર

૩. નમાજે કઝા : નમાજનો સમય ચૂકી ગયા પછી પઢાતી નમાજને નમાજે કઝા કહેવાય. અહીં માસિકપાળીને કારણે ચુકાયેલી નમાજનો સંકેત છે.

૪. ગુલપાશી : શબ્દનો અર્થ થાય ફૂલોની વર્ષા, પુખ્તાવસ્થામાં પ્રવેશ કરતી વખતે ફૂલહાર પહેરાવીને કોઈ વિધિ થતી હોય એવું અનુમાન કરી શકાય.

૫. ઉર્દૂ કાયદા : ઉર્દૂનો કક્કો બારાખડી શીખવતાં પુસ્તકો
૬. મલીદો : ચૂરમાના લાડુ બનાવવા માટે ગોળ-ઘી નાખીને તૈયાર કરેલ ખાદ્ય પદાર્થ.

સ્ત્રી બદલો લેવા માટે આ હદે પણ જઈ શકે ! જાત ગુમાવીને પણ ચમકી નાનેથી કનડતી વાતનો બદલો લીધે પાર કરે છે. મુસ્લિમ પરિવેશ જાળવી રાખવા ઘણા શબ્દો જેમના તેમ રહેવા દીધા છે ને છતાં કુરાન પડવુંની જગ્યાએ ભણી ગણીને જેવી છૂટ પણ લીધી છે.

આ વાર્તાના લેખિકા વાજેદા તબસ્સુમનો જન્મ ૧૯૩૫માં થયો હતો. બહુ જ નાની વયે મા-બાપ ગુમાવનાર વાજેદાનું બાળપણ અતિ સંઘર્ષમય રહ્યું. અમીર-ગરીબ વર્ગ વચ્ચેના અંતરથી મનમાં ઘૂંટાતી આવતી નફરત એમની ઘણી વાર્તાઓનું વિષયવસ્તુ બની છે . દખ્ખણી ઉર્દૂમાં લખાયેલી એમની વાર્તાઓની અસલ લિજ્જત તો મૂળ ભાષામાં વાંચનાર જ માણી શકે. વાર્તાકાર તરીકે જાણીતાં વાજેદાને એમની નવલકથાઓએ પણ એટલો જ યશ અપાવ્યો છે.

## આપણો દેશ / મૂ. લેખક : ઈબ્ને ઈન્શા

*અનુવાદ : શરીફા વીજળીવાળા*

'ઈરાનમાં કોણ રહે છે ?'
'ઈરાનમાં ઈરાનીઓ રહે છે .'
'ઈંગ્લેન્ડમાં કોણ રહે છે ?'
'ઈંગ્લેન્ડમાં અંગ્રેજો રહે છે.'
'ફ્રાન્સમાં કોણ રહે છે ?'
'ફ્રાન્સમાં ફ્રેન્ચ રહે છે.'
'તો આ વળી કયો દેશ છે ?'
'આ પાકિસ્તાન છે.'
'અહીં પાકિસ્તાનીઓ રહેતા'હશેને ?

'ના, અહીં પાકિસ્તાનીઓ નથી રહેતા. અહીં સિંધીઓ રહે છે. અહીં પંજાબીઓ રહે છે. અહીં બંગાળીઓ રહે છે. અહીં ફલાણી કોમ રહે છે, ઢીંકણી કોમ રહે છે.'

'પણ પંજાબીઓ તો હિંદુસ્તાનમાં પણ રહે છે. સિંધીઓ પણ હિંદુસ્તાનમાં રહે છે. તો પછી જુદો દેશ બનાવવાની શી જરૂર પડી ?'

'માફ કરજો, ખરેખર ભૂલ થઈ ગઈ. અમે એવી ભૂલ ફરી કદી નહીં કરીએ.'

* * *

### પાકિસ્તાન

ભૌગોલિક સ્થળ : CEATO સીટો પાકિસ્તાન પૂર્વ દિશામાં આવેલ છે અને CENTO સન્ટો પશ્ચિમ દિશામાં; ઉત્તરે તાસ્કંદ છે અને દક્ષિણમાં સમુદ્ર છે. એનો અર્થ એવો થાય કે આ દેશમાંથી કોઈ નાસી ન શકે ?

પાકિસ્તાન બે ભાગમાં વિભાજિત છે. - પૂર્વ અને પશ્ચિમ પાકિસ્તાન. એ બેઉ વચ્ચેનું અંતર બહુ લાંબું છે. એ બેઉ વચ્ચે કેટલું લાં...બું અંતર છે એ તો છેક આજે સમજતા થયા. બેઉને પોતપોતાની સરહદો છે.

પશ્ચિમ પાકિસ્તાનની ઉત્તરે પંજાબ આવેલ છે અને દક્ષિણે સિંધ, પૂર્વમાં ભારત છે અને પશ્ચિમે સરહદ પ્રાંત અને બલુચિસ્તાન છે. મિયાં આમાં પાકિસ્તાનનું પોતાનું શું ? આમાં પાકિસ્તાન ક્યાં આવ્યું ? પાકિસ્તાન ખરેખર છે કે નહીં એ પ્રશ્ન પર હાલમાં સંશોધન ચાલી રહ્યું છે.

પૂર્વ પાકિસ્તાન એની બધી બાજુએ હાલમાં પૂર્વ પાકિસ્તાનથી જ ઘેરાયેલું છે !

### વાર્તા અને વાર્તાકાર

૧૯૨૭માં લુધિયાણામાં જન્મેલા Ibne Insha ૧૯૪૭માં પાકિસ્તાન ગયા અને મૃત્યુ પર્યન્ત (1978) કરાંચીમાં રહ્યા. ઉર્દૂના બહુ સારા કવિ, વ્યંગકાર અને વાર્તાકાર ઈન્શાની 'ઉર્દૂ કી આખરી કિતાબ ' નામના પુસ્તકમાંથી એ નાનકડા વ્યંગ લેવામાં આવ્યા છે. પુસ્તકનું શીર્ષક એ સંસ્કૃતિના મૃત્યુનો નિર્દેશ કરે છે જેમાં ઉર્દૂ ભાષા અને એની સમૃદ્ધ સાહિત્ય પરંપરાનો જન્મ થયેલો. અને જે પરંપરાને સમૃદ્ધ કરવામાં હિંદુ-મુસ્લિમ સર્જકોનો સરખો ફાળો હતો. ઈબ્ને ઈન્શાએ કરેલી ઇતિહાસ અને રાજકીય વિચારસરણીની પેરડી પાકિસ્તાનના મુસ્લિમ રાષ્ટ્ર હોવાના દંભને તથા મુસ્લિમ પરંપરાના એકમાત્ર વારસ હોવાના દંભને નકારે છે. સાથે સાથે પોતે આ ભવ્ય પરંપરાના વારસદાર નથી એવું પુરવાર કરવાના હિંદુ રાષ્ટ્રવાદીઓના પ્રયત્નોને પણ ઈન્શા નકારે છે. એમની વ્યંગકથાઓમાં ઈન્શા મુસ્લિમ કે હિંદુ રાષ્ટ્ર સર્જવા પાછળ રહેલી અસંગતિ(Absurdity) ને આલેખે છે. એક બાજુ હિન્દુ રાષ્ટ્રની વાત કરનારાઓએ 'હિન્દી, હિન્દુ, હિન્દુસ્તાન' એવો નારો ચલાવ્યો તો બીજી બાજુ માર્ચ ૨૧,૧૯૪૮ નાં રોજ જનાબ જિન્નાહે ઢાકામાં બંગાળી બોલતા વિશાળ ટોળાને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે 'પાકિસ્તાનની રાષ્ટ્રભાષા ઉર્દૂ જ હશે, બીજી કોઈ ભાષા નહીં.' ભાષાના નામે ભારતમાં થયેલા રમખાણો અને પાકિસ્તાનમાંથી બાંગલાદેશનું છૂટા પડવું પુરવાર કરે છે કે લોકોને તમે

ધર્મની સાંકડી વ્યાખ્યામાં બાંધવા કોશિશ કરો તો મોટા ભાગે નિષ્ફળ જ રહેવાના. વર્ષોથી આ ઉપખંડમાં વસતી પ્રજા પોતાને ભાષા દ્વારા જ ઓળખાવતી આવી છે, ધર્મ દ્વારા નહીં. એ પોતાને કાં મુસ્લિમ કહેશે અથવા બંગાળી કહેશે, હિન્દુ કહેશે અથવા સિંધી કહેશે, મરાઠી, ગુજરાતી પહેલાં કહેશે અને હિંદુ-મુસ્લિમ પછી કહેશે. ઈન્શાને કહેવું એ જ છે કે જ્યાં પ્રજા આવા ધાર્મિક, ભાષિક, પ્રાદેશિક જૂથોમાં વહેંચાયેલી હોય ત્યાં માત્ર બિનસાંપ્રદાયિક રાષ્ટ્ર જ કોઈ જાતના સંઘર્ષ વગર બધાને પોતાનામાં સમાવી શકે. જે જિન્નાહ ધર્મ આધારિત પાકિસ્તાન લેવા છેલ્લે પાટલે બેઠા એ જ જિન્નાહ ૧૧-૮-૧૯૪૭ના રોજ કરાંચીમાં આપેલા ભાષણમાં બિનસાંપ્રદાયિક રાષ્ટ્ર અને લઘુમતિના હક્કોના રક્ષણની વાત કરે એ કેવી વક્રતા છે ! જ્યાં સુધી ઈબ્ને ઈન્શાનો સંબંધ છે ત્યાં સુધી એમના મતે પાકિસ્તાનનું સર્જન બહુ મોટી ભૂલ હતી. એવી ભૂલ કે જેનાં ભયાનક પરિણામોને કોઈ રીતે સુધારી ન શકાય.

## મનની વાડ / નીના ભાવનગરી

અમારાં બા (મારાં નાનીમા) પાંચ ભાઈબહેનોમાં સૌથી મોટાં. જ્ઞાતિમાં તો હજુ આજે પણ ભણતરનું પ્રમાણ ઓછું પરન્તુ બાનું બાળપણ જ્યોતીન્દ્ર દવે જેવા શિક્ષિત નાગરોના મહોલ્લામાં વીતેલું અને સામે જ સૂર્યપુર સંસ્કૃત પાઠશાળા. એટલે એ જમાનામાં પણ બા સાત ચોપડી ભણેલાં. એમના બાપાને ત્યાં દોમદોમ સાહ્યબી. ચાર માળની મોટી હવેલી અને ખાધેપીધે સુખી ઘર. તબેલામાં ઘોડાગાડી. પાણી માગે ત્યાં દૂધ મળે. ચૌદ વર્ષની ઉંમરે બાનાં લગ્ન પણ એવી જ જાહોજલાલીવાળા ધર્મપરાયણ ભગત પરિવારમાં થયેલાં. મોજમાં હોય ત્યારે બા ટટ્ટાર ડોકે કહેતાં, 'તારા દાદા મને પરણવા ચાર ઘોડા જોડેલી બગીમાં બેસીને આવેલા અને ઘોડાને તો મોતીની માળાઓથી શણગારેલા.' જો કે દાદા તો સાવ અભણ પણ ઘોડાની રેસ રમવાના શોખીન. એક વાર હવેલીમાં મોટી આગ લાગી અને 'સર્વસ્' બળીને ખાખ. કહે છે ને એક સરખા દિવસો તો કોઈના જાતા નથી. પછી શરૂ થઈ બાની કરમકઠણાઈ. હજુ તો ઘરમાં જેઠનાં ક્રિયાકરમ ચાલતાં'તાં ને નવા મકાનમાલિકે મકાનના કબજા માટે તકાજો કર્યો. ઘર છોડીને રસ્તા પર આવી ગયાં. કારમા આઘાતથી દાદાની માનસિક સમતુલા જતી રહી. સાચું-ખોટું કોણ જાણે પણ બા કહેતાં કે તારા દાદા અજાણતાંમાં પીરની નજીક લઘુશંકા કરવા બેઠેલા તેથી એમનો એક પગ વાંકો થઈ ગયો ને મગજની સ્થિરતા પણ જતી રહી. ગમેતેમ પણ અમારાં બાની વિટંબણાઓની ત્યાંથી શરૂઆત. આવકના દરવાજા બંધ. ત્રણ સંતાનો. મગજ જાય ત્યારે ગાળો ભાંડતા, છુટ્ટાં વાસણો ફેંકતા, ધોલધપાટ

કરી પાડતા પતિ. ઘાટીલી કંચનવરણી કાયા. કુળની આબરૂ એવી કે મહેનતમજૂરીનાં કામ કરવા ઘરની બહાર ન જવાય. જોકે દાદાના તાપથી કોઈ બા સામે કે ઘર સામે ઊંચી નજર કરી ન શકતું. ભરતગૂંથણ, સીવવું-સાંધવું, પાપડ-અથાણાં જેવાં ઘરેલુ કામો કરીને બા જેમ-તેમ ગાડું ગબડાવતાં. એવો કપરો કાળ પણ આવ્યો કે ચેરીટીફંડનાં અનાજ-પાણી પર નભાવવું પડ્યું. બે મોટાં સંતાનો-મારી મમ્મી અને મામા-ને મોસાળમાં મૂક્યાં. 'સમો વરતે તે માણસ' એવી આંતર-પ્રતીતિથી બા સંજોગો સામે અડીખમ રહી શક્યાં. બાળપણના ધર્મ-સંસ્કારને લીધે વિધિના લેખ ને કર્મફળમાં આસ્થા પણ ખરી અને સૌથી વધુ તો ચાલમાં રહેતાં ગરીબ, શ્રમજીવી પણ ભલાં પાડોશીઓનો રાતદિવસનો સાથ. દાદાના માનસિક સ્વાસ્થ્ય માટે બા કેટલાંય વરત-વરતૂલાં ને જપતપ કરતાં. એમનાં ધૈર્ય અને સહનશીલતા આકરી કસોટીએ ચડ્યાં હોય એવો એક પ્રસંગ મમ્મીએ એમનાં અવસાન પછી કહેલો. દાદાનું ગાંડપણ માઝા મૂકી જતું અને બહુ ગાળાગાળી કરતા તેથી પાડોશીઓએ બાને વિશ્વાસમાં લીધાં. થોડા દિવસ પોલીસની ધાકમાં રાખવાથી એમની હાલત કદાચ સુધરશે એવો સધિયારો આપ્યો. કાળજે પથ્થર મૂકીને લાચારીથી બાએ સંમતિ તો આપી પણ પોલીસ અધિકારી પાસે દાદાને ઘરનું ખાવાનું આપવાની પરવાનગીયે માગી :'અસ્સલ સૂરતી ને ખાવાના શોખીન છે, એમને જેલનું ભાણું કેમ ગળે ઊતરશે ?' પોલીસ અધિકારીએ બાને કાળજે ઘા વાગે એવો જવાબ આપ્યો, 'બધું ખરું. પણ બે'ન, ગાંડા સમજીને તમે એમને કંઈ ભળતું ખવડાવી દો તો ?' આંસુ પર ધીરજનો બંધ વાળીને બાએ કહેલું, 'ભઈલા, ગાંડું તોયે મારું માણસ. તમારી નજર સામે ટિફિનમાંથી હું ને એ બેય ખાઈશું, પછી તો વાંધો નહિ ને ?' પરવાનગી મળી. પણ કંઈક પોલીસની ધાકે ને બાની માન્યતા પ્રમાણે તો એમનાં ધરમ-ધ્યાનના પરતાપે દાદાનો સ્વભાવ શાંત થઈ ગયેલો.

ભણતર માટે બાને એવો પ્રેમ કે આવા સંજોગોમાં પણ એમણે સંતાનોને ભણાવ્યાં. મમ્મી ફાઇનલ સુધી ભણેલી. મુનશી ને મેઘાણી, ધૂમકેતુ ને શરદબાબુ એના પ્રિય લેખકો. નિબંધની હરીફાઈઓમાં ઈનામ જીતી લાવતી. આજેય વાંચેલી ચોપડીઓ ને આઝાદીની ચળવળ, ધર્મ ને શ્રદ્ધા-ને એવી

વાતો ઉમળકાથી કરે છે, માસીને તો બાએ મેટ્રિક સુધી ભણાવેલાં, સીવણના વર્ગો કરાવેલા અને પ્રૌઢશિક્ષણના વર્ગોમાં ભણાવવા માટેય મોકલતાં. વિચારવાની ને નિર્ણયો લેવાની સ્વતંત્રતાથી બંનેમાં આત્મવિશ્વાસ ને ખુદ્દારી આપમેળે કેળવાયાં. માસીની દીકરી 'મોટી ડાક્ટર' થઈ એનું ગૌરવ બા વારંવાર જાહેરમાં લેતાં. ચારિત્ર્ય, આબરૂ અને નીતિમત્તા બાને મન મોટી મિરાત. ગરીબ માબાપે ને ફાટેલા લૂગડે એબ નહીં પણ કોઈ આંગળી ચીંધે એના કરતાં મરવું બહેતર. લોભ-લાલચમાં ન ફસાય ને સાદાઈથી રહે તેનું ચારિત્ર્ય સચવાય એ વાત એમણે પોતાના આચારથી જ શીખવી. પિયરમાં ને સાસરામાં બહોળા કુટુંબ વચ્ચે રહેવાનું એટલે ગૂંચો તો ઊભી થવાની જ. પણ બધી ગૂંચોનો વ્યવહારુ ઉકેલ લાવવાની કોઠાસૂઝ અને કુનેહ બા પાસે. ભરજુવાનીમાં વિધવા થયેલાં માસીબા( બાનાં નાનાં બહેન) ને સાવકાં-સહિયારાં સાસરિયાં મહેણાંટોણાં કરતાં ત્યારે એ તો પોસપોસ આંસુએ રડતાં પણ બા સાથે સરખું ઓઢીને, સામાંનું માન જળવાય, ઉદ્ધતાઈ પણ ન લાગે એવી ઠાવકાઈ અને મક્કમતાથી મોકાસરનો જવાબ વાળતાં. એમની આ ગરવાઈને કારણે એમના બોલનું વજન પડતું; ને સારે-માઠે પ્રસંગે કુટુંબમાં સૌને એમની હૂંફ રહેતી. ભૂતકાળમાં પોતાના પર ઘા કર્યો હોય એવાં સગાંવહાલાંના વિકટ સંજોગોમાં પણ બા અચૂક એમની પડખે ઊભા રહેતાં. સંતાનો એનો વિરોધ કરે ત્યારે જવાબ દેતાં, 'મનની વાડ કરીએ, કાંટાની નહિ તો જ માણસનો વહેવાર નભે.' દુખિયારાંને માટે એમની નાની ખોલી મનનો વિસામો બની રહેતી. આવ્યા-ગયા વહેવાર એમની જ કહેવાય એવી ત્રેવડથી સાચવતાં, શુભ પ્રસંગોએ એમની હાજરી ખરી પણ પતિને મૂકીને ક્યાંય ભાણું ન માંડતાં. દાદા તો બીડી લેવા ઘરનાં ઠામ-વાસણ વેચી આવતા પણ બાએ હરફેય કાઢ્યા વિના એમને જીવની જેમ જાળવ્યા. સુવર્ણનિયન્ત્રણધારો આવ્યો પછી મામાની આર્થિક હાલત સાવ કથળી ગઈ. સંજોગવશ બાને એક સંપન્ન પરિવારમાં નોકરી સ્વીકારવી પડી. સ્વમાન જાળવીને 'નીતિએ નારાયણ વસે' મંત્રથી બા એ દંપતીનાં પણ સ્નેહભાજન બની ગયાં. પુત્રવધૂને સગી માના વાત્સલ્યથી જાળવી. દીકરીઓ અને વહુ વચ્ચે ક્યારેય ભેદ ન કર્યો. જોકે દીકરી-જમાઈઓને પોતે કશું આપી શક્તાં

નથી એનો રંજ એમને કાયમ પીડતો. એનું જાણે સાટું વાળતાં હોય એમ અગવડ-સગવડે, માંદગી કે પ્રસૂતિના પ્રસંગે અમારે ત્યાં આવીને જાત ઘસી નાખતાં. માસાજીએ નાનપણમાં પોતાનાં માને ગુમાવેલાં. એમને અસાધ્ય રોગ લાગુ પડ્યો. સોરાયસીસની અસહ્ય પીડા, જાતજાતનાં દવાદારૂ ને પરેજીઓથી માસી ક્યારેય અકળાતાં પણ બાની હાજરીથી માસાજીને માનસિક સાંત્વન મળતું અને માસીને સધિયારો. માંદગીમાં કોઈની પણ કોઈ પણ પ્રકારની ચાકરી કરવામાં બાને છોછ નહિ, એવું જ મરણપ્રસંગોમાં. ભરજુવાનીમાં વિધવા થયેલી નાની બહેનને ખાતર બા પણ સારા પ્રસંગોમાં કપડાં-ઘરેણાં પહેરીને જવાનું ટાળતાં. એનાં સંતાનોને પાંખમાં લઈને વહેવારની કેળવણી આપવાની જવાબદારી બાએ જ નભાવી. 'મોટીમાસી'નો એ ગુણ સાંભરીને અમારાં નીલામાસી આજે ય આંખ ભીંજવે છે.

જેણે પાઈ-પાઈ માટે તનતોડ મહેનત કરી હોય એનો સ્વભાવ કરકસરિયો થઈ જાય. બા અમારે ત્યાં આવે ને અમે હોંશેહોંશે નવાં કપડાં-ઘરેણાં બતાવીએ ત્યારે હરખ તો કરે પણ પછી ધીરે રહીને ટપારે, 'બધા જ પૈસાં આમ ખરચી નહિ નાખીએ. જરા બચત પણ કરવાની. અટકે-સટકે કામ લાગે. લખમીને દાબમાં રાખીએ. મમ્મી બદલવા માટે સારું લૂગડું આપે તો કહે, 'આ કંઈ ઘરમાં પહેરાય ? ખાવામાં જબરો સંયમ, થોડા-સા ખાના ને બડા-સા રહેના. બા પોતે પુષ્ટિમાર્ગે વળેલાં. મોટા મહારાજ પાસે બ્રહ્મસંબંધ લીધેલું ને મમ્મીને અપાવેલું. મમ્મી ગુરુ-પરંપરામાં મંત્રદીક્ષા પામેલી તેથી સફેદ પહેરે. બાને મનમાં તો કચવાટ થાય. રૂઢિગત બાબતોમાં બાંધછોડ કરવી એમને આકરી લાગે, પણ ઉગ્ર વિરોધ ક્યારેય નહિ. બાની 'ગઈ રહી' કરવાની વૃત્તિ, પરગજુ સ્વભાવ અને વૈષ્ણવ માર્ગમાંની શ્રદ્ધા મામાને બહુ અખરતાં. લોકો બાને બનાવી જાય છે એવી માન્યતાને લીધે મામા બહુ ખિજાતા. પણ બાને મન એનું કાંઈ નહિ. 'છેલ્લે છોકરાને ખભે ચડીને જવાનું એમને મન ઘણું માહાત્મ્ય. છતાં પોતે કરેલાં દાનધરમ જ સાથે આવવાનાં છે એવી એમની દૃઢ માન્યતા. ધાર્મિક વાચનના શોખને કારણે ધ્રુવ-આખ્યાન, શ્રવણ-આખ્યાન, ઓખાહરણ, બારમહિના, મામેરું-ને એવું તો કંઈ કેટલુંય એમને મોઢે. અમારે ત્યાં ચારપાંચ દિવસ રોકાય ત્યારે એ બધું સાંભળવા મળતું

સવારે મીઠી હલકથી કેટલાય શ્લોકો ગાય : 'ગંગે ચ યમુને ચૈવ...જલેસ્મિન સિધિદ્કુરુ...બ્રહ્મયાનંદં પરમસુખદં...એકંનિત્યંવિમલ. ચલલં...,' હું સુધારું તો કહે, 'અમારું અભણનું તો ભગવાન જાતે જ સુધારીને સાંભળે...' સર્વોત્તમસ્તોત્ર, ગોપીગીત, વેણુગીત, મધુરાષ્ટક, યમુનાષ્ટક ને જમનાજીની આરતી ગાવાનો અતૂટ નિયમ. ક્યારેક માસીબા અને એ બેય ભેગાં થયાં હોય ત્યારે અમારે જલસા,. એમની પાસે સૂવા માટે અમે ઝગડીએ તો મોટેથી ભજન ગવડાવવાનું શરૂ કરે...'શ્રીજી બાવા તો છેલ...છબીલા... શ્રી ગોવરધન ગિરધારી રે...' ચોર્યાસી વૈષ્ણવો ને એમના ચમત્કારોની વાતો કરે. માસીબા ઘોઘરા અવાજે ગાય, 'મારા શ્રીનાથજીની સોનાની ઘંટી...' તો બા તીણા-મીઠા અવાજે લલકારે, 'મારું માણેકડું રિસાયું રે, શામળિયા...' અમે ઊંઘમાં સરી પડીએ...

કોઈની સામે હાથ ન લંબાવ્યો હોય તો ઊંચે માથે જિવાય, નીતિ ન છોડી હોય તો સાચું બોલાય, લોભ-લાલચ ન રાખ્યાં હોય તો જાતને બચાવી શકાય, નિર્ભયતા એ જ મોટું કવચ. જીવનના આ મંત્રો બાએ જીવીને બતાવ્યા. અમારી સામાજિક વિટંબણાઓમાં અમારી પડખે રહ્યાં પણ અમારા વ્યક્તિગત નિર્ણયોમાં કદી દખલગીરી ન કરી. પોતે વેઠેલાં બંધનો બીજા પર ન લાદ્યાં. પંચ્યાશી વર્ષની લાંબી જિન્દગીમાં સુખની છાંયડી ન ભાળી છતાં કોઈની સામે ફરિયાદ ન કરી. તક મળી ત્યારે જિન્દગીને માણીયે ખરી. હાલતાંચાલતાં કોઈની ચાકરી લીધા વિના ભગવાન ઉપાડી લે એવી એમની મનોકામના અને પૂરી પણ થઈ. જે દિવસે એ 'શ્રીજીચરણ' થયાં તે દિવસે તો એક સ્વજનને ત્યાં બેસણે જઈ આવેલાં, પાડોશીનું શાક સુધારી આપેલું. સંધ્યાટાણે જરાક અમસ્તી ગભરામણ અને મામીના ખોળામાં જયશ્રીકૃષ્ણ... એમના બેસણામાં આવનારાની ભીડ જોઈને મનમાં થયું હતું : 'બાની 'મનની વાડ'ને આટલા બધા વેલાઓ વીંટળાયેલા હતા !'

એક ટાલિયો કાંસકાવાળાની દુકાન આગળ ઊભો હતો. ધીરે ધીરે એ દુકાનની નજીક ગયો. પછી કહે : કાંસકા બતાવો ને ! દુકાનદારને રમૂજ થઈ. પછી ટાલિયાની ટાલ ભણી જોઈ પૂછી બેઠો : કેવા જોઈએ, સાહેબ ! સાદા કે મોંઘા ? ને પછી એક પછી એક વેરાઈટી બતાવતો ગયો. વચ્ચે વચ્ચે ચોરી છૂપીથી ટાલિયાની ટાલ ભણી નજર કરી લેતો હતો ને થોડું થોડું મલકી જવાતું હતું.

ટાલિયો મિત્રોમાં 'ટકલુ' તરીકે જાણીતો હતો. શરૂઆતમાં 'ટકલુ' એનું વિશેષણ હતું પણ પછી તો એ જ નામ થઈ ગયેલું. કોઈ કોઈ માત્ર 'ટાલ' કહી એને ઉલ્લેખ કરતા.

ટાલિયાને એક્કેય કાંસકો પસંદ ન પડ્યો તે દુકાન છોડી આગળ વધ્યો. વચ્ચે કાંસકા જોવા ઊભો રહ્યો હતો એટલું જ, બાકી ઘરેથી તો નીકળ્યો હતો વાળ કપાવવા. થોડે દૂર ચાલ્યા પછી જ્યાં હંમેશાં વાળ કપાવવા જતો એ સલૂન આવી ગયું.

ટાલિયો સલૂનમાં પેઠો. એને ખબર હતી કે આ ટાઈમે વાળંદ નવરો જ હોય. જઈને સીધો ખુરશીમાં ગોઠવાયો. એણે થયું : એની ટાલ પર દૃષ્ટિ ટેકવી પાછળ ઊભો ઊભો ઘાંયજો મુસ્કુરાતો હતો. !

'આવી ગયા સાહેબ !' એવા શબ્દો વાળંદના એને કાને પડ્યા. પાછળ ફરી એની સામે જોયું તો સાચ્ચેજ એ મલકાતો હતો ને એની દૃષ્ટિ એના માથા પર હતી. પછી હંમેશની જેમ વાળંદે પૂછ્યું : From where should I begin ? ...

પોતાનેય અંગ્રેજી આવડે છે એ જતલાવવા ઘાંયજો એને અંગ્રેજીમાં પૂછતો હતો. પછી પાછો મલકાતો હતો ને દૃષ્ટિ તો મસ્તક પર જ !

એણે નફિકરાઈથી જવાબ આપ્યો : *From anywhere you like !...*

ને પછી એ મોટેથી ઉપેક્ષાભર્યું હસી પડ્યો. એને થયું : વાળંદ છોભીલો પડી ગયો છે !

આ દુકાને એ વાળ કપાવવા ત્રણચાર મહિને એકાદ વાર આવતો, કેમકે

માથા પર વાળને નામે ખાસ કશું બચ્યું ન્હોતું. બેઉ કાનને અડીને થોડા વાળ બેઉ બાજુ બચ્યા હતા.

વાળનો વિચાર આવતાં જ એને કાંસકો યાદ આવ્યો. એને પેલો બ્રાઉન કલરનો ચળકતો કાંસકો ગમ્યો હતો પણ કોણ જાણે કેમ એણે ખરીદ્યો જ નહિ. ને સીધો સલૂનમાં આવી વાળ કપાવવા બેસી ગયો !

વાળંદે થોડું કાપી પછી બીડી સળગાવી. ટાલિયાને થયું : બીડીના બેચાર દમ મારી ફરી શરૂ કરશે ત્યારે સાલો ટાલ પર બેચાર ટકોરા મારી લેશે ! ને બન્યું ય એમજ. તબલાની જેમ એની ટાલ પર આંગળાઓ વગાડી પછી ઘાંયજો કહે : 'તમે કયું તેલ વાપરો છો ?'

એને થયું : પ્રશ્ન પૂછ્યા પછી ફરી પાછો મુસ્કુરાઈ રહ્યો છે ! પણ એણે સ્વસ્થતાથી ઉત્તર વાળ્યો : 'ભૃંગરાજ.'

'માકાનું ને ? પણ બજારમાંથી લાવતા હશો. તૈયાર. એ તો બંડલ આવે. નકલી એનાથી કાંઈ ફેર નો પડે. મેં બનાવ્યું છે. અસ્સલ માકાનું. વાપરી જુઓ. કદાચ ફેર પડે.'

ટાલિયાને થયું છેલ્લું વાક્ય બોલ્યા પછી ઘાંયજો ફરી પાછો મુસ્કુરાઈ રહ્યો છે.

એણે સ્વસ્થતા ધારણ કરી કહ્યું : 'એક શીશી આપજો.' ત્યાં તો ઘાંયજાની કાતર એના માથા પર ઝડપથી ફરવા માંડી ને પછી થોડું પાણી છાંટી ફરી એના માથા પર ટકોરા વગાડી એ બોલ્યો : 'ફીનીશ. લ્યો પતી ગયું સાહેબ. તમારું મૂડતાં કેટલી વાર ?'

પછી અરીસો પાછળ ધરી બતાવતાં પુછયું : 'બરોબર છે ને ?'

એને થયું : ચોક્કસ અરીસો બતાવતાં ઘાંયજો મુસ્કુરાઈ રહ્યો છે !

'બરોબર છે' એમ ડોકું ધુણાવી એ ઊભો થયો.

હજામતના અને તેલની શીશીના પૈસા ચૂકવ્યા. ઘાંયજાએ રેડીઓ ચાલુ કર્યો. ગીત વાગતું હતું : 'યાર ઝુલ્ફોંવાલે...' એ ઝડપભેર સલૂનની બહાર નીકળી ગયો.

ઘરમાં પેસતાં જ દીવાલ પર ટીંગાતા પોતાના ફોટા ભણી જોઈ રહ્યો. દેવાનંદની હેરસ્ટાઇલમાં એણે પડાવેલો જવાનીના દિવસોનો ફોટો એને બહુ

ગમતો હતો. એ ફોટામાં પોતાને જોતો હતો ત્યાં એની પત્ની અંદરના રૂમમાંથી આવી બોલી પડી : 'જુઓ તો જરા, આ કાંસકા વેચવાવાળો આવ્યો હતો તે કાંસકા લીધા છે. કેવા છે ?'

પત્નીએ સામે ધરેલા ત્રણ કાંસકા એ હાથમાં પકડી જોઈ રહ્યો. પછી કહે : 'કેટલામાં લીધા ? સારા છે.'

'દસના ત્રણ' કહી પત્નીએ આગળ ચલાવ્યું : 'આ બે મોટા છે તે મારા અને છોકરાં માટે અને આ નાનો છે એ તમારે માટે.'

એને થયું : નાનો કાંસકો એની સામે ધરી કદાચ પત્ની છૂપું છૂપું -હોઠોમાં, મલકાતી હતી. એણે પત્ની સામે જોયું તો એવું કશું નહોતું. એ તો સ્વાભાવિકપણે જ બોલતી હતી.

એણે નાનો કાંસકો હાથમાં લીધો. સીટી વગાડી. અરીસા નજીક જઈ ઊભો રહ્યો.

સીટી વગાડતાં વગાડતાં નાના કાંસકા વડે વાળ ઓળવા જેવું કર્યુ ને પછી બાથરૂમમાં ઘૂસી ગયો.

ખરું થયું ! ઘેર બેઠાં કાંસકો મળી ગયો. નાનપણથી એને કાંસકાનો શોખ. બા એને 'વરણાગિયો' કહેતી. નાનો હતો ત્યારે કલાકો સુધી અરીસા સામે ઊભો રહી માથું ઓળ્યા કરતો. બિલકુલ દેવાનંદ જેવો 'ગુચ્છો' પડે પછી જ અરીસા આગળથી ખસતો. ઘરનાં બધાં કોમેન્ટ કરતાં : 'ક્યારનોય પટિયાં પાડે છે તે ખસ હવે અરીસા આગળથી.' 'ક્યારનોય શું ભજિયાં પાડ્યા કરે છે ? આઘો ખસ !'

બાથરૂમમાં એ ફિલસૂફની અદાથી વિચારી રહ્યો : વાળ હતા ત્યારે કાંસકો ન્હોતો ને કાંસકો છે ત્યારે વાળ નથી !

ન્હાતાં ન્હાતાં ગરમ પાણીનું છેલ્લું ડબલું માથા પર રેડ્યું ને એના હાથમાં ઊતરેલા વાળનું એક મોટું ઝૂમખું આવી પડ્યું. 'ઓહ્ નો' એવી તીણી ચિચિયારી એના મોંમાંથી નીકળી ગઈ.

હજુ એની પાસે ત્રણ ઓપ્શન બચ્યા હતા : હેટ પહેરવી, દાઢી વધારવી કે વીગ આણવી.

બિપીન ભાવસાર નામની અજાણી વ્યક્તિનું :
હાસ્યલેખક મહોદયશ્રી....કૃષ્ણ પંડિત; એવા નામે કવર આવ્યું. કવરનું વજન વધારે હોવાથી કવર ઉપર 'DUE' લખ્યું હતું. વાચાળ ને હસમુખા એવા મારા જાણીતા ટપાલી પોપટભાઈએ કવર માલિકને હાથોહાથ DUE હોઈ (મને) સુપ્રદ કરતાં કહ્યું : 'પંડિત સાહેબ, ચારેક રૂપિયા આપો.'

મેં પૂછ્યું : 'આટલા જ ?' જરૂર પડે પોપટભાઈ, પાંચ, પચાસ ઉછીના માગતા ને પાછા સમયસર આપતા, તેથી મેં પૂછ્યું હતું. તે વધ્યા : 'ઓછા લાગતા હોય તો આઠ આપો.'

મેં પૂછ્યું, 'શાના ?'

તે વધ્યા : 'આ ટપાલ મોકલનાર જરૂરી ટિકિટ લગાડવી ભૂલી'ગયા છે. બાય ઓથોરિટી એટલે અધિકારની રૂએ; મારે તેના દંડ પેટે રૂ. ૮, જો લેવા હોય તો લઈ શકાય. પરંતુ વર્ષ દરમિયાન આવી ઓછી ટિકિટવાળી આપની ઘણી ટપાલો આવે છે. વળી દેશમાં છાશવારે જે રીતે પેટ્રોલ તથા ગેસના ભાવ સરકારી કાયદા, રેલભાડાં ને વસ્તુના ભાવો બદલાય છે, વધે છે તેમ અમારા પોસ્ટ ખાતાના દરો બદલાય છે. આ રીતે હું ગ્રાહકની અજ્ઞાનતાને દંડું; તેથી એ પૈસા છેવટે જવાના તો છે પ્રજાની સરકારી તિજોરીમાં જ ને ? અંતે આપ તો કવિ છે ! આમ કવિ પાસેથી હું દંડ લેવાનું ટાળું છું.. કવિ દંડને પાત્ર નથી પણ ફંડને (ફંડફાળાને) પાત્ર છે, મને દંડ્યા સિવાય પોપટભાઈ ટપાલ આપી જતા રહ્યા ને કવિ પણ ગણ્યો.

મારે ત્યાં જાણીતા મોકલનારની અને અજાણ્યા મોકલનારની - એમ બે પ્રકારની ટપાલો આવે છે. જે રીતે સાસુ વહુ તથા દીકરી માટે અલગ ધોરણ અપનાવે છે તેમ મારા ઘરના સભ્યો, મારી ટપાલો પૂરતું અલગ ધોરણ અપનાવે છે. આ દેશની સાસુઓ જેમ ઘરના સભ્યોનાં આવાં બેવડાં ધોરણ થકી; મને લાગે છે આ સહુ મારા ઘરને બદલે સચિવાલયમાં મંત્રી મહોદયના સ્થાને બેસતા હોત તો ગુજરાતની શિકલ બદલી નાખત ને સિલક શૂન્ય કરી, ઓવરડ્રાફટની પ્રથાને રેગ્યુલરાઇઝ કરી નાખત.

આમ તો વાચક પૂરતી નકામી છતાંય આ લેખ પૂરતી મારી ખાનગી વાત અગત્યની હોઈ, તે પ્રલંબપણે કહેવા હું સમર્થ છું છતાં તે લાઘવથી કહીશ. મારા એક મુરબ્બી નાનાં છોકરાં આગળ નકામી મોટાઈ દેખાડવા તેમણે લખેલી અદ્દ્ભુત કવિતાઓની પ્રલંબ વાત મમળાવીને કરતા; ત્યારે છોકરાં એક પછી એક ભાગી છૂટતાં પરિણામે ઘણી અગત્યની એ વાત તે માંડી વાળતા તે રીતે ઘણા મિત્રો – ઓળખીતા ને પાળખીતા સામે મારી હાસ્યલેખક તરીકેની કારકિર્દીની યશગાથા મોટાઈ દેખાડવા મેં ગાઈ છે, પણ સાંભળનારાએ વ્યક્ત કરેલ કંટાળાથી મેં તે માંડી વાળી છે. કારણ કે ઘણુંખરું એ સાંભળનારાઓના દિલેદિમાગમાં અન્ય કોઈ ભાવ જાગૃત થાય તે પહેલાં કંટાળાનો પ્રમુખ ભાવ મારી કૃપા થકી જાગૃત થતો, આમ હું કાંઈ કહીશ તે નર્યું ને ખર્યું સત્ય કહીશ ને સત્ય સિવાય બીજું કાંઈ (ભાવ ખાવા) નહીં કહું.

વાસ્તવમાં હું પાર્ટટાઈમ લખનારો ને ફૂલટાઈમ નહીં લખનારો; સહુથી નાનો (!) હાસ્યલેખક છું. નાનો એટલે ઊંચાઈની રીતે પણ ૫-૩'' (સુધારેલ ફૂટપટી આધારિત ઊંચાઈ પ્રમાણે -) છું, હું જે કોઈ હાસ્યલેખકોને મળ્યો છું તથા મળ્યા પછી જેમને ઓળખ્યા છે તે સઘળા મારાથી મોટા (ઊંચા) છે, એમાંય મુ. રતિલાલ બોરીસાગર મને ઘણા ઊંચા ( છએક ફૂટ) લાગ્યા છે. મળ્યા સિવાય જેમને હું ઓળખું છું તેવા મુ.શ્રી જ્યોતીન્દ્ર દવે મારી જેમ જ ૫'-૦''ની આસપાસ હતા. આમ ઓછી ઊંચાઈ હોવા છતાં તે મારી જેમ મોટા લેખક બન્યા હતા. તેથી તેમની જેમ હું મોટો લેખક છું અથવા બનવા માંગું છું, કારણ ઓછી ઊંચાઈનો લાભ, ઈશ્વરે મને પણ આપવો જોઈએ. મારાં ધર્મપત્નીનું તો કહેવું છે કે : 'ઈશ્વરને ત્યાં દેર છે પણ અંધેર નથી: માટે તમતમારે દીધે રાખો.. (લખે રાખો ને મોકલે રાખો )....તેમનો આ વ્યંગ હું સમજી શક્યો ન હોઈ; મારી પ્રતિભાસાધનાનો સમય હમણાં નિવૃત્ત હોઈ, તથા પ્રામાણિક પત્નીની અપ્રામાણિક સલાહ પ્રમાણે વધાર્યો હોઈ, ઘરનાં કેટલાંક કામ રવડ્યાં છે. ખાસ તો સુપુત્રની સગાઈનું કામ રવડ્યું છે તે થકી એકદા ગુસ્સાથી તેમણે કહ્યું છે કે :' તમારે સાહિત્યપરિષદના પ્રથમ પારિતોષિકની જરૂર છે જ્યારે મારાથી ઘરનું કામ થતું ન હોઈ, મારે પુત્રવધૂની જરૂર છે. અડોશી-પડોશી. નાતીલા,ને સગાંવ્હાલાં સહુ આપણે ત્યાં 'ઢોલ

વગાડવાની' પ્રતીક્ષા કરે છે ત્યારે તમે પારિતોષિકની રાહ જુઓ છો. તમે જે પારિતોષિકને કોહીનૂર ગણો છો તેને એ સહુ 'ભાજીપાલો' ગણે છે માટે એ સાધના આટોપી લો, મારા નામની પેલી ટપાલની વાત ચલાવું છું..

અક્ષરો બે જાતના હોય છે; ખરાબ અક્ષર ને સારા અક્ષર...ખરાબ કાઢીને પણ કેટલાક લોકોએ સારાં કામ કર્યાં છે. દા.ત.ગાંધીજી. તે રીતે બિપીનભાઈએ ખરાબ અક્ષર કાઢીને એક સરસ કામ કર્યું છે. વાત જાણે એમ છે કે સાહિત્ય ક્ષેત્રે મારું આવડું પ્રદાન હોવા છતાં હજુ સુધી મને એક પણ પ્રશંસાપત્ર કે પ્રશંસક મળ્યો નથી. બિપીનભાઈ મારા પ્રથમ પ્રશંસક છે અને આ મારો પ્રથમ પ્રશંસાપત્ર છે. સાહિત્ય ક્ષેત્રે મને ઓફ પ્રીન્ટ મળી છે, પુરસ્કાર મળ્યો છે. લેખ સ્વીકૃતિપત્ર મળ્યો છે તથા લખેલ લેખ પાછો પણ મળ્યો છે. પણ પ્રશંસકનો પત્ર કે પ્રશંસક મળ્યો નથી. મારા એક નાતીલાના મહત્ત્વાકાંક્ષી સુવર(!)દીકરાને પીસ્તાલીસમું જાય છે. પણ સુકન્યા મળી નથી. ને હવે સાધારણ કન્યા મળવાની શક્યતા પણ દૃષ્ટિગોચર થતી નથી. એ રીતે મને પણ પ્રશંસાપત્ર કે પ્રશંસક મળવાની ક્યાં શક્યતા દેખાતી નહોતી ત્યાં સાઠવર્ષે આ પત્ર મળ્યો છે. મારે માટે બિપીનભાઈ ને તેમની ટપાલ સાત ખોટના ગણાય. જે રીતે પૂંછડિયો બેટસમેન એક રન કરી ખાતું ખોલાવે, એમ મેં ખાતું ખોલાવ્યું છે. મારા શૈશવમાં મને ત્રીજા-ચોથા ધોરણમાં ભણાવનારા મારે મન પૂજનીય એવા મારા ઘરભંગ ગુરુજી શંકરભાઈ સાહેબ નિવૃત્ત થયા પછી કમ્પેનિયન તો પાછલી ઉંમરે આ ઘડપણમાં જોઈએ એવી શુભ-સાત્ત્વિક ને વ્યવહારુ તથા દૂરંદેશભરી ભૂમિકા બાંધી તે પરણ્યા ફલસ્વરૂપે ઘેર પારણું બંધાયું. તે થકી જવાબદારી વધી ને ભારે મૂંઝવણમાં મૂકાયા. જોકે બંધાયેલું પારણું વિખૂટું પાડી શકાય તેમ ન હોઈ તેમણે બાંધેલી ભૂમિકા છૂટી કરી નાખી, આ રીતે મારે ત્યાં નિવૃત્ત થયા પછી શેર માટીની ખોટ જેવો આ પ્રશંસાપત્ર પ્રગટ્યો છે. આ ખોટ મેં નહીં, પણ ઈશ્વરે તથા બિપીનભાઈએ સહિયારા પ્રવાસથી પૂરી કરી છે. જોકે પ્રશંસાપત્ર મોકલવા ઈશ્વર ઇચ્છે પણ જો બિપીનભાઈ તે લખવા ન ઇચ્છે અથવા ન લખે તો... મારે ત્યાં ટપાલ કેવી રીતે આવે ? આથી થેન્કસ ટુ બિપીનભાઈ !...ઈશ્વર કરતાં હું બિપીનભાઈનો વધારે ઋણી છું. ટપાલ લખનાર બિપીનભાઈને : ટપાલ

લખવામાં સ્હેજે મુશ્કેલી ભલે પડી ન હોય; પરંતુ મને જ નહીં પણ મારી ખાતર એ ટપાલ; મિત્રઋણ કે સગાઋણ અદા કરવા જનાર પ્રત્યેકને ટપાલ વાંચવા જતાં ભારે મુશ્કેલી પડી છે. એક મિત્રનો તે ટપાલ ન વાંચી શકવા બદલ આંખે મોતિયાની શરૂઆત થઈ છે; તે મતલબનો સંશય ઊભો થયો, પરિણામે એ સંશય દૂર કરવા ખર્ચના ખાડામાં ઊતરવું પડ્યું છે. વાત જાણે એમ બની કે તેઓશ્રી તાબડતોબ આંખને મોતિયાની શંકા લઈ, આંખના ડૉક્ટર પાસે ગયા, ને કહ્યું કે 'સાહેબ, ટપાલો બરાબર મને વંચાતી નથી તેથી મોતિયાની શરૂઆત લાગે છે.' તે નેત્રચિકિત્સકે બરાબર તપાસી કહ્યું કે : 'મુરબ્બીશ્રી તમારી આંખમાં મોતિયો નહીં પણ મને તો ઝામર દેખાય છે. માટે મોટી હોસ્પિટલમાં જઈ ટોટલ ચેકઅપ કરાવો.' ત્યાર બાદ ખૂબ ખર્ચ ને પારાવાર પરેશાની ને અને મોટા ડૉક્ટરે કહ્યું :'મુરબ્બી આપની આંખ ખરાબ નથી પણ પેલી ટપાલ ખરાબ (અક્ષરવાળી ) હોવી જોઈએ. માટે ચિંતા છોડી ઘેર જતા રહો. છેવટે તે ટપાલનો પૂર્વાર્ધ વાંચી ચૂક્યા પછી ઉત્તરાર્ધ વાંચવો મેં શરૂ કર્યો. જે મારે માટે વજ્રઘાત સમો નીવડ્યો. બિપીનભાઈએ મારા માટે ઉત્તરાર્ધમાં લખ્યું હતું કે ;

આપનું 'હાસ્યલીલા ' (પુસ્તક) સુરતની અમારી લાયબ્રેરીમાંથી લાવી વાંચી ગયા પછી મને એક લઘુ સંશય ઊભો થયો છે, તેથી તે લઘુશંકા નિવારણાર્થે આપને હું ટપાલ લખી રહ્યો છું...મુરબ્બીશ્રી, શું તમારું અસલ નામ કૃષ્ણ પંડિત છે ? અને ઉપનામ પોંગા પંડિત છે ? આમ આપશ્રી પોંગા પંડિતના નામે સંદેશમાં શું કટાર પણ લખો છે ?...આ સ્પષ્ટતા એટલા માટે જરૂરી છે કે પોંગા પંડિત મારા પ્રિય લેખક છે. હું તેમનો 'ફેન' પણ છું ને મારી જાણ પ્રમાણે તેઓ અમારી બાજુના છે જો એમ જ હોય તો વળતી ટપાલે ખુલાસો મોકલશો. જેથી આપનું 'હાસ્યલીલા' લાયબ્રેરીમાંથી ફરીથી આણી હું ઝીણવટથી વાંચી જાઉં ! પહેલી વખત આણ્યું ત્યારે બે એક લેખ વાંચ્યા ત્યાં પંદર દિ પૂરા થઈ જતાં દંડથી બચવા પરત કરવું પડ્યું હતું કારણ અમારી લાયબ્રેરીવાળા દંડ બાબતે કડક છે. આપનો બિપીન ભાવસાર.

## ગરુડ અને સ્કાયલાર્ક / ખલિલ જિબ્રાન

અનુ. જયેશ જરીવાલા

ઊંચી ટેકરી પર આવેલા એક ખડક પર સ્કાયલાર્ક અને ગરુડ મળી ગયા. 'શુભ સવાર, સાહેબ,' સ્કાયલાર્કે અભિવાદન કરતાં કહ્યું. ઉદાસીનતાથી ગરુડે પ્રતિભાવ પાઠવ્યો, 'શુભ સવાર.'

'બધુ ક્ષેમકુશળ તો છે ને, સાહેબ ? ' સ્કાયલાર્કે ખબરઅંતર પૂછ્યાં.

'એય,' ગરુડ ચિલ્લાઈ ઊઠ્યું, 'મારું તો બધું ક્ષેમકુશળ જ છે, પણ તું નથી જાણતું કે અમે પક્ષીઓના રાજા છીએ, અને અમે જ્યાં સુધી તારી સાથે બોલીએ નહીં ત્યાં સુધી તારે અમને સંબોધવા જોઈએ નહીં ?'

'હું તો માનતો હતો કે આપણે એક જ કુટુંબના છીએ.' સ્કાયલાર્કે કહ્યું.

'કોણે કહ્યું કે તું અને હું એક જ કુટુંબના છે ?' ગરુડનો મગરૂરીભર્યો સવાલ.

સ્કાયલાર્કે પ્રતિભાવ આપતાં કહ્યું, 'હું પણ તમારી જેમ જ ઊંચે ઊડી શકું છું, અને પૃથ્વીના બીજા જીવોને આનંદ આપે તેમ ગીતો પણ ગાઉં છું તે તમારે ભૂલવું ન જોઈએ. અને તમે નથી આનંદ આપી શકતા કે નથી સુખ.'

હવે ગરુડ ગુસ્સે ભરાયું, અને કહ્યું, 'સુખ અને આનંદ ! બેઅદબ નાનકડા જીવ, છોટા મુંહ બડી બાત ! તને તો હું મારી ચાંચના એક જ ઘાએ ખતમ કરી શકું છું. તું મારા પગ કરતાં પણ નાના કદનો છે.'

સ્કાયલાર્ક ઊડ્યું અને ગરુડની પીઠ પર બેસી ગયું. અને તે ગરુડનાં પીંછાંની સાથે રમત કરવા લાગ્યું. ગરુડ બરાબરનું ગિન્નાયું હતું, અને આ નાનકડા

લખવામાં સ્હેજે મુશ્કેલી ભલે પડી ન હોય; પરંતુ મને જ નહીં પણ મારી ખાતર એ ટપાલ; મિત્રઋણ કે સગાઋણ અદા કરવા જનાર પ્રત્યેકને ટપાલ વાંચવા જતાં ભારે મુશ્કેલી પડી છે. એક મિત્રનો તે ટપાલ ન વાંચી શકવા બદલ આંખે મોતિયાની શરૂઆત થઈ છે; તે મતલબનો સંશય ઊભો થયો, પરિણામે એ સંશય દૂર કરવા ખર્ચના ખાડામાં ઊતરવું પડ્યું છે. વાત જાણે એમ બની કે તેઓશ્રી તાબડતોબ આંખને મોતિયાની શંકા લઈ, આંખના ડૉક્ટર પાસે ગયા, ને કહ્યું કે 'સાહેબ, ટપાલો બરાબર મને વંચાતી નથી તેથી મોતિયાની શરૂઆત લાગે છે.' તે નેત્રચિકિત્સકે બરાબર તપાસી કહ્યું કે : 'મુરબ્બીશ્રી તમારી આંખમાં મોતિયો નહીં પણ મને તો ઝામર દેખાય છે. માટે મોટી હોસ્પિટલમાં જઈ ટોટલ ચેકઅપ કરાવો.' ત્યાર બાદ ખૂબ ખર્ચ ને પારાવાર પરેશાની ને અને મોટા ડૉક્ટરે કહ્યું :'મુરબ્બી આપની આંખ ખરાબ નથી પણ પેલી ટપાલ ખરાબ (અક્ષરવાળી ) હોવી જોઈએ. માટે ચિંતા છોડી ઘેર જતા રહો. છેવટે તે ટપાલનો પૂર્વાર્ધ વાંચી ચૂક્યા પછી ઉત્તરાર્ધ વાંચવો મેં શરૂ કર્યો. જે મારે માટે વજ્રઘાત સમો નીવડ્યો. બિપીનભાઈએ મારા માટે ઉત્તરાર્ધમાં લખ્યું હતું કે ;

આપનું 'હાસ્યલીલા ' (પુસ્તક) સુરતની અમારી લાયબ્રેરીમાંથી લાવી વાંચી ગયા પછી મને એક લઘુ સંશય ઊભો થયો છે, તેથી તે લઘુશંકા નિવારણાર્થે આપને હું ટપાલ લખી રહ્યો છું...મુરબ્બીશ્રી, શું તમારું અસલ નામ કૃષ્ણ પંડિત છે ? અને ઉપનામ પોંગા પંડિત છે ? આમ આપશ્રી પોંગા પંડિતના નામે સંદેશમાં શું કટાર પણ લખો છે ?...આ સ્પષ્ટતા એટલા માટે જરૂરી છે કે પોંગા પંડિત મારા પ્રિય લેખક છે. હું તેમનો 'ફેન' પણ છું ને મારી જાણ પ્રમાણે તેઓ અમારી બાજુના છે જો એમ જ હોય તો વળતી ટપાલે ખુલાસો મોકલશો. જેથી આપનું 'હાસ્યલીલા' લાયબ્રેરીમાંથી ફરીથી આણી હું ઝીણવટથી વાંચી જાઉં ! પહેલી વખત આણ્યું ત્યારે બે એક લેખ વાંચ્યા ત્યાં પંદર દિ પૂરા થઈ જતાં દંડથી બચવા પરત કરવું પડ્યું હતું કારણ અમારી લાયબ્રેરીવાળા દંડ બાબતે કડક છે. આપનો બિપીન ભાવસાર.

## ગરુડ અને સ્કાયલાર્ક / ખલિલ જિબ્રાન

અનુ. જયેશ જરીવાલા

ઊંચી ટેકરી પર આવેલા એક ખડક પર સ્કાયલાર્ક અને ગરુડ મળી ગયા. 'શુભ સવાર, સાહેબ,' સ્કાયલાર્કે અભિવાદન કરતાં કહ્યું. ઉદાસીનતાથી ગરુડે પ્રતિભાવ પાઠવ્યો, 'શુભ સવાર.'

'બધુ ક્ષેમકુશળ તો છે ને, સાહેબ ? ' સ્કાયલાર્કે ખબરઅંતર પૂછ્યાં.

'એય,' ગરુડ ચિલ્લાઈ ઊઠ્યું,'મારું તો બધું ક્ષેમકુશળ જ છે, પણ તું નથી જાણતું કે અમે પક્ષીઓના રાજા છીએ, અને અમે જ્યાં સુધી તારી સાથે બોલીએ નહીં ત્યાં સુધી તારે અમને સંબોધવા જોઈએ નહીં ?'

'હું તો માનતો હતો કે આપણે એક જ કુટુંબના છીએ.' સ્કાયલાર્કે કહ્યું.

'કોણે કહ્યું કે તું અને હું એક જ કુટુંબના છે ?' ગરુડનો મગરૂરીભર્યો સવાલ.

સ્કાયલાર્કે પ્રતિભાવ આપતાં કહ્યું, 'હું પણ તમારી જેમ જ ઊંચે ઊડી શકું છું, અને પૃથ્વીના બીજા જીવોને આનંદ આપે તેમ ગીતો પણ ગાઉ છું તે તમારે ભૂલવું ન જોઈએ. અને તમે નથી આનંદ આપી શકતા કે નથી સુખ.'

હવે ગરુડ ગુસ્સે ભરાયું, અને કહ્યું, 'સુખ અને આનંદ ! બેઅદબ નાનકડા જીવ, છોટા મુંહ બડી બાત ! તને તો હું મારી ચાંચના એક જ ઘાએ ખતમ કરી શકું છું. તું મારા પગ કરતાં પણ નાના કદનો છે.'

સ્કાયલાર્ક ઊડ્યું અને ગરુડની પીઠ પર બેસી ગયું. અને તે ગરુડનાં પીંછાંની સાથે રમત કરવા લાગ્યું. ગરુડ બરાબરનું ગિન્નાયું હતું, અને આ નાનકડા

પક્ષીથી છૂટવા તે ઝડપથી અને ચપળતાથી ખૂબ ઊંચે ઊડવા લાગ્યું. પણ અસફળ. તેણે હારીને થાકીને ફરી એક ઊંચી ટેકરી પર ઊતરાણ કર્યું, ભારે થાક, હજુ પણ પેલું નાનકડું પક્ષી તેની મજાક ઊડાવતું એની પીઠ પર હતું. ગરુડ તેના આ છેલ્લા કલાકના નસીબને કોસવા સિવાય બીજું કશું કરી શક્યું નહીં.

આ સમયે એ સ્થળેથી પસાર થતો એક કાચબો આ વિચિત્ર દૃશ્ય જોઈ પોતાનું હાસ્ય રોકી શક્યો નહીં.અને હસી હસીને બેવડ વળી ગયો.

'પૃથ્વી પરના એક ઢીલાઢફ સરકતા જીવ, તું શાને હસે છે ?' ગરુડે એ કાચબાની સામે જોતાં કહ્યું.

કાચબો બોલ્યો, 'કેમ હું તને ઘોડામાં પરિવર્તિત થતો જોઈ રહ્યો છું, અને એક નાનકડું પક્ષી તારા પર સવારી કરી રહ્યું છે પણ એ નાનકડું પક્ષી તારાથી ચઢિયાતું છે.'

અને ગરુડે કહ્યું, 'તું તારું કામ કર ને. આ મારા ભાઈ અને મારી કૌટુંબિક બાબત છે, સ્કાયલાર્ક અને મારી વચ્ચે.'

---

## જાહેર અપીલ

તાજેતરમાં સ્વર્ગસ્થ થયેલા જાણીતા શાયર શ્રી અમૃત ઘાયલે ગુજરાતભરમાં તેમ મુંબઈ, મદ્રાસ તેમ વિદેશોમાં પણ મુશાયરાઓમાં તેમ વ્યક્તિગતરૂપે નિજી અભિવ્યક્તિએ ગઝલો રજૂ કરી હતી. ઘણી સંસ્થાઓ તેમ ચાહકોએ દૃશ્ય શ્રાવ્ય કેસેટો કર્યાનું બન્યું છે. એમનું કુટુંબ એ સામગ્રીનો સદ્‌ગતની જીવંત સ્મૃતિ માટે સંચય કરવા ઇચ્છે જ. આથી એવી દૃશ્ય, શ્રાવ્ય સામગ્રી જેમની પાસે હોય તે સાથેના સરનામે મોકલી આપે. એ કેસેટોની નકલ કરી મૂળ માલિકને પરત કરવામાં આવશે. સરનામું :

ગિરીશ અમૃતલાલ ભટ્ટ
'દેવઅમી,' ભક્તિનગર સોસાયટી, રાજકોટ-૩૬૦૦૦૨
ફોન : (૦૨૮૧)૨૩૬૪૦૮૯

## કંકાવટી માસિક : નિયમ મુજબ ફોર્મ નં ૮

૧. પ્રકાશન સ્થાન : ૩/ આનંદ નગર સોસાયટી, સગરામપુરા, સુરત-૩૯૫ ૦૦૨

૨. મુદ્રકનું નામ : રતિલાલ મુ. અનિલ
નાગરિકતા : ભારતીય
સરનામું : ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બમરોલી રોડ, ઉધના, સુરત-૩૯૫ ૨૧૦

૩. પ્રકાશકનું નામ, નાગરિકતા, સરનામું : નં.૨ મુજબ

૪. સંપાદકનું નામ : રતિલાલ મુ. અનિલ, સરનામું : નં.૨ મુજબ

૫. માલિકનું નામ : રજનીકાન્ત આર. રૂપાવાળા
સરનામું : ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બમરોલી રોડ, ઉધના, સુરત-૩૯૫ ૨૧૦

હું રતિલાલ અનિલ આથી જાહેર કરું છું કે ઉપરની વિગત મારી જાણ અને સમજ પ્રમાણે સાચી છે.

સહી : રતિલાલ મુ. અનિલ (પ્રકાશક)

# સમાચાર

- ૧૯ દિવસના યુદ્ધ બાદ સદ્દામના મુખ્ય મહેલ પર અમેરિકાનો કબ્જો. બગદાદ-કરબલાની લડાઈમાં ઈરાકનાં ૩,૦૦૦ સૈનિકોનાં મોત.
- સ્વિસ બેંકોમાં ભારતીયોનાં પાંચ લાખ કરોડ રૂપિયા જમા છે.
- હરેન પંડ્યા હત્યા પ્રકરણમાં નરેન્દ્ર મોદી સામે ગૂનો દાખલ કરી રીમાન્ડ માંગવા જોઈએ.
- ઈરાક પર હુમલાની યોજના ત્રણ વર્ષ પૂર્વે બનાવાઈ હતી.
- અખાત યુદ્ધમાં અમેરિકાની વ્યૂહરચના સામે ખુદ અમેરિકી દળોની ફરિયાદ.
- વેસ્ટ ઈન્ડીઝમાં શરૂ થઈ રહેલી આગામી વિશ્વકપની તૈયારીઓ.
- ગુજરાતનું હવામાન ક્રમશઃ વધુ ને વધુ ગરમ થતું જાય છે.
- ૧૬ મહિનામાં ૧૫ વખત પેટ્રોલ અને ડીઝલના ભાવોમાં વધારો.

## ગઝલ/ રતિલાલ 'અનિલ'

જીવવું ન આવડ્યું, અને મરવું ન આવડ્યું,
ખીલવું ન આવડ્યું, અને ખરવું ન આવડ્યું.

ઊઠે છે રણની રેતમાં મોજાંઓ કેટલાં !
કોઈ ઉમંગ ના થયો, તરવું ન આવડ્યું.

ચપટીક કાળી રેતને લીધી ન હાથમાં,
નાનકડી કાળશીશીમાં ભરવું ન આવડ્યું.

કોઈ જ આકૃતિ વિના પડછાયા કેટલા !
બાળક બની શક્યો નહી, ડરવું ન આવડ્યું !

નેપથ્યમાં રહીને બસ સંવાદ સાંભળ્યા,
પણ કોણ જાણે, મંચ પર ફરવું ન આવડ્યું !

ભીના કિનારે એક પણ કિલ્લો ચણ્યો નહીં.
ચાહ્યું જ ના કશું, અને કરવું ન આવડ્યું.

સરતી રહી સરિતા અહીં કેટલી બધી !
પગલાં થયાં ન નાવ, ને સરવું ન આવડ્યું.

નીચે પડી ગયા છતાં ઊંચે રહી શકાય,
ઝરણાની જેમ કંઈ મને ઝરવું ન આવડ્યું.

આલપ્સના પહાડ વિશે સાંભળ્યું હતું,
પણ ક્યાંય જીવને થોભવું, ઠરવું ન આવડ્યું.

વણઝારીઓ આ જીવ નહીં 'ઘર' કરી શક્યો,
કે, નાવમાં પાણી ભરી, તરવું, ન આવડ્યું !

_૨ : ૨૦૦૩, મે

## મેં / મનહર જાની

હાથમાં ખાલી ગ્લાસ રાખી મેં
આ તમારી મરઝાદ રાખી મેં.

કેટલાં આંસુ ફ્રીજમાં મૂકી
સોળમી જૂન સુવાંગ રાખી મેં !

સાંજના તડકાની કસમ દોસ્તો,
રોઈને રાતી આંખ રાખી મેં !

આ તમારી ખુશી ને નાખુશી
જિંદગી સાટોસાટ રાખી મેં.

મારી અસ્ક્યામત સમજીને મનહર
પાનખર મુઠ્ઠીમાં જ રાખી મેં.

## તમે ક્યાં છો ? / કિસન સોસા

ઝરૂખે, આંગણે, પરસાળ, ઊંબરમાં, તમે ક્યાં છો ?
અરવરવ કોણ છાયું ધુમ્મસે ઘરમાં, તમે ક્યાં છો ?

નીસરતો અગ્નિરથ ઝૂકી રહ્યો છે સીમ સન્નાટે,
અજબ શી તાઝગી થરકે તરુવરમાં, તમે ક્યાં છો ?

હજી છે બંધ બારી, ફૂલની ક્યારી હજી કોરી,
કિરણનાં ઓસ-ફૂલો મ્હેકે બિસ્તરમાં, તમે ક્યાં છો ?

બધાયે અર્થ ઓળંગી તમે ચાલી ગયાં છો ક્યાં ?
અહીં રઝળી રહ્યો છું હું શબ્દ-અક્ષરમાં, તમે ક્યાં છો ?

પવનમાં વિસ્તરી વ્હેતા કે લીલાં પાંદડે ડૂબ્યાં,
જરા બોલો, ફૂલોમાં છો કે અત્તરમાં, તમે ક્યાં છો ?

ઠરીને ઠામ બેઠાં છો, ખબર છે, સાત સાગર પાર,
વહું પાણીએ હું આજે ય પથ્થરમાં તમે ક્યાં છો ?

કૂલીની જેમ માથે ઊંચકીને ખાલીપો ખુદનો,
મુસાફર હું, હજી ઊભો મુસાફરમાં, તમે ક્યાં છો ?

૪ : ૨૦૦૩, મે

## એમ પણ નથી / 'રાઝ' નવસારવી

જીવનમાં અંતરાય નથી, એમ પણ નથી,
તો પણ, એના ઉપાય નથી, એમ પણ નથી.

અલ્લાહનો આભાર, નથી કોઈને ખબર,
નહિતર, હું નિઃસહાય નથી, એમ પણ નથી.

ગફલતમાં એ તરફ કદી નાખી નથી નજર,
દુઃખ આસપાસ ક્યાંય નથી, એમ પણ નથી.

તોળાય ના એક ત્રાજવે સૌના અનુભવો,
દુનિયામાં ક્યાંય ન્યાય નથી, એમ પણ નથી.

તડકા ને તાપનો યે અનુભવ જરા કરું,
રસ્તામાં 'રાઝ', છાંય નથી, એમ પણ નથી.

બે રચના / હસમુખ કે. રાવલ

## ફણગાવી વાંચું

આંખો ફાડી ફાડી વાંચું,
સૂડી ને સોપારી વાંચું.

તેતર, ખેતર ને વન વગડા
કૂકરમાંથી કાઢી વાંચું.

ભીંતોથી બાકોરાં મોટાં
ક્યાં લગી તાળા વાસી વાંચું.

બાડો, બ્હેરો ને બૂચો પણ
માણસ છે, ફણગાવી વાંચું.

આંખો ગીરવી તારે ત્યાં છે
ને નાટક ગાંધારી વાંચું.

૬ : ૨૦૦૩, મે

## વાંચું

પંખી સૌ અલગારી વાંચું
અક્ષરમાં અવતારી વાંચું.

વાદળ-વીજળી લાવ્યાં ઝરણાં
હૈયે રાગ મલ્હારી વાંચું.

સૂરજ આખો, કટકી ચાંદો
કોનું પલ્લું ભારી વાંચું ?

દરિયો તો દરિયો ર્‌હેવાનો
અડિયલને બુચકારી વાંચું.

જીદ્દી તારા ક્યાં સૂવા દે..?
થાકી રાજકુમારી વાંચું.

ગઝલ / સાહિલ

આ રેતની ત્વચા તળે વહેતાં ઝરણ તો છે,
બેઠો છું કિન્તુ આંખની સામે હરણ તો છે.

વિખરાઈ હું ગયો એ નર્યું સત્ય છે છતાં,
લોહીમાં કામનાનું હજીયે ભ્રમણ તો છે.

બળબળતી રેત પર છો નિરંતર સફર રહે,
આંખોમાં મારી પલળેલાં વાતાવરણ તો છે.

ભીનપને પણ ભીંજાઈ જવાની મજા મળે,
આંખોમાં મારી એક-બે એવાંય રણ તો છે.

અશ્વો ગરક થવાના છે 'સાહિલ' હયાતિનાં,
જ્યાં પણ હું ડગ મૂકું છું ત્યાં ઊંડાં કળણ તો છે.

– સાહિલ.

## પ્રેમ, મહાન પ્રેમ ! / અનુ. ડૉ.આઇ. કે. વીજળીવાળા

ઘણાં વખત પહેલાંની વાત છે. એક અતિ સુંદર ટાપુ પર બધી લાગણીઓ અને ગુણો સરસ મઝાનાં ઘરોમાં રહેતાં હતાં. સુંદરતા, આનંદ, ઉદાસીનતા આદિ બધાં આસપાસ, પાડોશમાં રહેતાં હતાં. એ બધાંથી દૂર, છેવાડાના ઘરમાં પ્રેમ રહેતો હતો.

એક દિવસ સવારે એક પરીએ આવીને બધા ટાપુવાસીઓને કહ્યું કે આજે સાંજ સુધીમાં ટાપુ ડૂબી જશે, દરિયાના તળિયે પહોંચી જશે. તમામ લાગણીઓ અને ગુણોએ, પોતપોતાની હોડીઓમાં બેસી બચવા માટે ટાપુ છોડી પ્રયાણ શરૂ કરવા માંડ્યું માત્ર પ્રેમ સ્વસ્થપણે ટાપુ પર ફરતો હતો, જાણે એને ટાપુ છોડી જવાની કશી ઉતાવળ નહોતી. સૌને નવાઈ લાગી, પણ બધા પોતપોતાની રીતે ભાગવાની ઉતાવળમાં હતાં ત્યાં વળી પ્રેમનું શું ? એવો વિચાર કરવાની ફુરસદ પણ કોને હોય ? વાસ્તવમાં પ્રેમને આ ટાપુ બહુ જ વ્હાલો હતો. છેલ્લી ક્ષણ સુધી ટાપુ સાથે રહેવા માગતો હતો.

સાંજ પડવા લાગી તેમ તેમ. ધીમે ધીમે ટાપુ દરિયામાં ડૂબવા લાગ્યો, વિદાયની ક્ષણો જ હતી, પ્રેમે ટાપુને ખૂબ જ વહાલ કરી ટાપુની ધરતીના કણે કણને ભીંજવી દીધા. આખો ટાપુ પ્રેમમય થઈ ગયો. ટાપુ ડૂબવા લાગ્યો, ઘૂંટણ સુધી પાણી ચઢ્યાં ત્યારે તેને લાગ્યું કે હવે તો સદાને માટે ટાપુ છોડવો જ પડશે; પણ, પ્રેમ પાસે પોતાની હોડી જ નહોતી ! એને થયું મદદ માટે કોને હાંક મારું ? તે જ વખતે ત્યાંથી સમૃદ્ધિની હોડી ઉપડતી હતી. પ્રેમે કહ્યું, બહેન સમૃદ્ધિ ! તું મને તારી હોડીમાં લઈ જઈશ ? ડૂબવાની ઘડી સાવ ઢૂંકડે છે... હું ડૂબી જઈશ...'

હોડીએ પોતાની હોડી પર નજર નાખીને કહ્યું, 'પ્રેમ ! માફ કરજે ! મારી આખી હોડી સોનાચાંદી, હીરા-ઝવેરાતથી ભરેલી છે. તારે માટે ક્યાંય જગ્યા નથી...' એટલું કહી પ્રેમ સામેથી મોઢું ફેરવી લઈને સમૃદ્ધિએ હોડીને હંકારી મૂકી.

સમૃદ્ધિની હોડી લઈ સુંદરતા આવતી હતી. પ્રેમે હાથ હલાવીને બૂમ પાડી કહ્યું : 'હે સુંદરતા ! તું મને તારી હોડીમાં લઈ જઈશ ?' પોતાની જાત અને પોતાની હોડી પર મગરૂર એવી સુંદરતાએ કહ્યું : 'માફ કરજે પ્રેમ ! તું એટલો ભીનો છે કે તું મારી હોડીને બગાડી નાખશે. આમેય મને બધું સુંદર અને સ્વચ્છ જ ગમે છે, એ તો તું જાણે જ છે ! મને આ રીતે મને કે હોડીને ભીનાં કરવાનું નહીં જ ગમે !' અને એ પણ આગળ ચાલી ગઈ.

પાણી હવે કેડ સમાણું થઈ ગયું હતું, ટાપુ ધીરે ધીરે ડૂબતો જતો હતો. ત્યાં જ પ્રેમે ઉદાસીનતાની હોડીને પસાર થતાં, નજીક આવતી જોઈ. પ્રેમે એને બૂમ મારી : 'ઓ ઉદાસીનતા ! મહેરબાની કરીને મને બચાવી લે !' ઉદાસીનતાએ કહ્યું : 'તારી માફી માગું છું ચાહું છું પ્રેમ ! હું એટલી ઉદાસ છું કે તું મને એકલી જ રહેવા દે !'... એ પણ હોડી હંકારતી ચાલી ગઈ. ત્યાંથી પસાર થઈ રહેલો આનંદ તો નાચગાનમાં એટલો મસ્ત, મશગુલ હતો કે એણે તો પ્રેમને જોયોય નહીં, એનો સાદ પણ સાંભળ્યો નહીં.

હવે તો પાણી પ્રેમના ગળા સુધી આવી ગયું હતું, પ્રેમને લાગ્યું કે, હવે હું સદાને માટે ડૂબી જવાનો, એના ગળે ડૂમો ભરાઈ આવ્યો... ત્યાં હેતાળ સાદ આવ્યો : 'પ્રેમ ! વ્યાકુળ ન થા, શાંત થા, ચાલ, હું તને મારી હોડીમાં લઈ જઈશ !'

પ્રેમે જોયું તો પાછળ એક ખખડધજ વૃદ્ધ માણસ તેની નજીક પોતાની નજીક થોભ્યો હતો. એકાએક, અણધાર્યા આવેલા મદદના તેડાથી તે ક્ષણેક હતપ્રભ થઈ ગયો – એ એટલો આભારવશ ગદ્‌ગદ્‌ થઈ ગયો ને હોડીમાં બેસી ગયો... હોડી પાણીમાં સરવા લાગી. પેલા વૃદ્ધે તેને એક કિનારે ઉતાર્યો ત્યારે પણ એ કંઈ બોલી શક્યો નહીં, મૂંગો મૂગો આભાર માન્યો. પેલા વૃદ્ધ માણસે તો પ્રેમને કિનારે ઉતારી હોડી હંકારવા માંડી, આગળ ને આગળ. આભાર અને આશ્ચર્યનો ભાવ શાંત થતાં પ્રેમને એકાએક યાદ આવ્યું કે,

ડૂબી જવાની બીક અને બચી જવાની ખુશીમાં હું મને બચાવનાર વૃદ્ધને તેમનું નામ પૂછવાનું તો ભૂલી જ ગયો ! આભાર માનવાનો શિષ્ટાચાર પણ હું કરી ન શક્યો... એને પારાવાર ખેદ, અફસોસ થયો. એ કિનારે જ જ્ઞાનનું ઘર હતું. એ દોડતો દોડતો ત્યાં પહોંચ્યો, બારણું ખખડાવ્યું, જ્ઞાન બારણે આવ્યું. પ્રેમે એને બધી વાત કરી. એણે જ્ઞાનને પૂછ્યું : 'એ ભલા વયોવૃદ્ધ કોણ હોઈ શકે ?' જ્ઞાને વિચારમાં આંખ બીડી. થોડી વારે આંખ ઉઘાડી જ્ઞાને કહ્યું : 'તને બચાવનાર એ સમય હતો.'

પ્રેમને આશ્ચર્ય થયું. એનાથી પૂછ્યા વિના રહી શકાયું નહીં : 'હે જ્ઞાન ! મને મદદ કરવા માટે કોઈ જ તત્પર નહોતું ત્યારે સમયે જ મને શા માટે મદદ કરી ?'

જ્ઞાને ગંભીરતાપૂર્વક, સદીઓના સાર જેવો જવાબ આપ્યો, કારણ કે માત્ર સમય જ જાણે છે, સમજે છે અને સમજાવી શકે છે કે, પ્રેમ કેટલો મહાન છે અને તેનું મહત્ત્વ શું છે !'

(ઇન્ટરનેટ પરથી)

## ગુલે નગ્મા / જીલાની બાનો

*અનુવાદ : રતિલાલ 'અનિલ'*

આફતાબ અહમદ ગાતા હતા –

ન ગુલે નગ્મા હું, ને પર્દએ-સાઝ !

મેં હું અપની શિકસ્તકી આવાઝ.

મમ્મી, ગુલે નગ્મા કોને કહે છે ? અનેક વાર પૂછલો સવાલ એણે ફરી પૂછ્યો. મમ્મીની ઝૂકેલી આંખોમાં એ ઢૂંઢતી, મમ્મીની વ્યાકુળ આંગળીઓ સાથે રમતી.... તાનપૂરાના તાર પર કોણ જાણે ક્યા રાગને ટટોલવા જાય છે એ આંગળી...

'હું શું જાણું ! આફતાબ અહમદ કહેતા હતા કે આપણે રાગને સાજ પર પોતીકો કરવા શોધીએ છીએ તે જ ગુલે નગ્મા હોય છે.' ઉષા ક્યાંક દૂર જોવા લાગી.

'તો પછી તમે મારું નામ ગુલે નગ્મા કેમ રાખ્યું ?' નગ્ગી વારંવાર આ પ્રશ્ન પૂછતી. ઉષાએ એનો જવાબ આપવાનો ન હોય. એ તાનપૂરાને માથા સાથે અડાડી ધીરે ધીરે તાર પર આંગળી ફેરવવા લાગતી.

'મોહને તારા જન્મની જાણ આફતાબને કરી ત્યારે એ બહુ રાજી થયા, એમણે મોહનને કહ્યું, એ છોકરીનું નામ ગુલે નગમા રાખો.'

'કેમ ? આફતાબ અંકલે મને ગુલે નગ્મા કેમ બનાવી દીધી ?' ઉષાએ ગભરાઈને તાનપૂરાને મૂકી દીધો અને દીકરીને બાથમાં ભીડી દીધી, આંખો બંધ કરી દીધી. એ ક્યાંક દૂર ખોવાઈ ગઈ હતી.

'કદાચ એ જાણતા હતા કે તું સાજ અને અવાજને એક કરવાની શોધ છે. એ મને વારંવાર કહેતા : ઢૂંઢો, પકડો...'

ઉષાની વાત સાંભળી નગ્ગીની મૂંઝવણ ઓર વધી જતી... એની સામે કેટલાય ગૂંચવાયેલા કેટલાયે તાર... ધાગા... પ્રશ્ન ચારે તરફ વિખરાઈ જતા.... એટલે મમ્મીને હું દેખાતી નહીં.... એ વારંવાર મારું નામ બોલતી, મને બોલાવતી: હું ઘરમાં છું પણ મને આખા ઘરમાં શોધતી ફરે છે.... પછી તાનપૂરો લઈને બેસી જાય છે, આંખ મીંચી દે છે.

નગ્ગી પોતાના રૂમમાં કોઈ પુસ્તક લઈને બેસી જતી.

કદાચ , સાંજનો સમય છે:

મારે મંદિર અજહૂ ન આયે, કૌન ચૂક ભઈ માસે આલી !'

સાંજના ગાઢ થતા પડછાયા ઉષાને ચારેબાજુએથી ઘેરી લેતા, એ જયજયવંતીના સૂર ગણગણવા લાગતી. નગ્ગીના ડેડીને પણ ઉષાના આ મૂડ પર હસવું આવતું.

એ નગ્ગીને કહેતા, બધા કળાકારો કોઈ ને કોઈ રાગ શોધતા રહે છે. એમની એ શોધ કોઈ રાગની પિછાન બની જાય છે.... કોઈ દેવની વાણી, કોઈ શાયરનો શે'ર.

નગ્ગીને પિતા પર વ્હાલ ઉપજતું બિચારા ડેડી ! એ ક્યારેય એનો વિચાર કરતા નથી લે મમ્મી પોતાની લાંબી તાનો સાથે કેટલી દૂર ચાલી જાય છે.... જાણે કોઈનો પીછો ના કરતી હોય .... એ ક્યારે પાછી ફરશે ?

ઉષા કહેતી હતી કે, 'નગ્ગી, એ કોમળ સૂર છે.... અધૂરા સૂર.... હું કોમળ સૂરની આગળ નથી ગઈ.... ' પણ નગ્ગીને એવું લાગતું કે મમ્મી એક સૂર પર થોભીને કોઈને બોલાવે છે.

'મમ્મી, તમે કોઈ રાગને કેવી રીતે ઢૂંઢો છે, મને તાનપૂરો શિખવોને !' અને એ મમ્મીની પાસે બેસી જતી.

'હટ, ગાંડી ! હું હજી કોઈ રાગની ગહેરાઈ સુધી પહોંચી શકી નથી, આમતેમ ભટકું છું, હું તને આફતાબ અહમદની ગઝલ સંભળાવું, સાંભળ. એનો રાગ કાફી છે.' ઉષાને આફતાબ અહમદની કેસેટ શરૂ કરવાનું બહાનું જોઈએ. અને આફતાબનો અવાજ સાંભળીને મોહન પણ છાપું બાજુ પર મૂકી દેતો..

રાગ કાફી શું છે ? નગ્ગી આફતાબ અહમદની ગઝલ સાંભળવાને બદલે મમ્મીના ચહેરા પર વાંચવા લાગતી....

*દેખ, દિલકી જમીં લરઝતી હૈ,*
*યાદે જાની, કદમ સંભાલ અપના.*

મોહન ક્યારેક આંખ મીંચી ગહેરાઈમાં ડૂબી જતો, કદી મમ્મી સામે જોઈને ધીમું હસતો. 'ઉષા, તું આફતાબ પાસે કંઈ નથી શીખી. આમ તેમ ભટકતી રહે છે.'

ઉષા જાણે સુધબુધ ખોઈ દેતી હતી. એ આફતાબ અહમદની સાથે ગાવા માંડતી. એના પ્રત્યેક એકશનને સાથ દેતી એ જોઈ મોહનને હસવું આવતું. નગ્ગી ગુસ્સે થતી. એ ત્યાંથી ચાલી જતી. 'અગર હું કોઈ સૂરને પકડી લેતી તો...તો...' ઉષા વિચારતી. કીચનમાં શાક સમારતા ગણગણવા માંડતી : યાદે જાની કદમ સંભાલ અપના !

રાતે મોહન ઉષાના હાથમાંથી તાનપૂરો છીનવી બાજુ પર મૂકી દેતો. પછી એની ગોદમાં ઉષાને પિછાણવાનો પ્રયત્ન કરતો હોય એમ એની સામે જોઈ રહેતો. નગ્ગી પોતાના ઓરડાની બારીમાંથી એમને જોતી અને મમ્મી, ડેડી માટે ક્યું પ્રેમભર્યું ગીતગાય છે એની રાહ જોતી. પણ ડેડીના હાથ મમ્મીના હાથમાં છે અને મમ્મી જાણે કયા રાગની શોધમાં ક્યાંક દૂર ચાલી ગઈ છે.

'મમ્મી, દરેક વખતે આટલી ચૂપ, ગુમશુમ કેમ રહે છે ? ' નગ્ગી પૂછી બેસતી.

'તારી મમ્મી કળાકાર છે. કાયમ સંગીતની દુનિયામાં ખોવાયેલી રહે છે.'

નગ્ગી ધ્યાનપૂર્વક પિતાને જોતી. એમણે પોતાની પત્નીને કેટલા ઊંચા સ્થાને બેસાડી દીધી છે. ડેડી મમ્મીની ગોદમાં માથું નાખી સૂતા છે અને મમ્મી તાનપૂરા પર કોઈ રાગ શોધી રહી છે.

મમ્મી કયા રાગ પાછળ જાય છે ? નગ્ગી આંખો મીંચી દેતી.... બિલાવલ.... નહીં, યમન.... ઉંહ હવે તો સાંજ થવા આવી ... અંધકાર ફેલાવા લાગ્યો છે અને મમ્મી સોહનીના સૂરોને સ્પર્શવા ધીરે ધીરે આગળ વધી તો જાણે દીવા એક પછી એક બુઝાવા લાગ્યા, અને પછી એ વધતા

અંધકારમાં જાણે મમ્મી ડેડી ગુમ થવા માંડે છે : જ્યોં જ્યોત જલે-

ઉષા નગ્ગીને શીખત શીખવવા બેસતી તો નગ્ગી બોર થઈ જતી. 'મમ્મી , તમે તમે કોઈ રાગને કેવી રીતે શોધી કાઢો છો ?'

'ક્યાં શોધ્યો ! મને કંઈ નથી મળતું, અગર એ મળી ગયો હોત તો.... નો....'ઉષા જાણે કઈ યાદોમાં ખોવાઈ જતી.

'મમ્મી, એ કોણ ?' નગ્ગી ઉષાની સામે એકીટસે જોઈ રહેતી.

'ના.... જેને હંમેશાં ગણગણવાનું મન થાય તે નહીં.'

ઉષા પોતાની પુત્રી સાથે વાત કરતી પણ અધૂરી, અધૂરી, મોહન નગ્ગીને કહેતો કે, 'તારી મમ્મી બહુ મોટી આર્ટીસ્ટ છે. દરેક વખતે કળાની દુનિયામાં ખોવાયેલી રહે છે.'

પરંતુ એક ટી.વી. ઈન્ટરવ્યુમાં ઉષાએ કહ્યું, હું તો હજી સૂર શોધી રહી છું. એનાથી આગળ નથી.

ક્યો રાગ ? ક્યો સૂર ? નગ્ગીને લાગતું કે, ડેડી મમ્મીને એક મોટી આર્ટિસ્ટ બનાવી ઊંચા સ્થાન પર ઢીંગલી બનાવી બેસાડી દેવા માગે છે. પોતાનાથી દૂર નગ્ગીને લાગતું કે પોતે કોલિજના કોઈ નાટકમાંનું કોઈ પાત્ર છે... અને વળી તે કોઈએ લખ્યું જ નથી. એ વારંવાર પોતાને વિશે વિચારે છે.

મોહન ઓફિસેથી આવતો તો હાથમાં શરાબનો ગ્લાસ લઈ ટી.વી પર કાર્ટૂન જોવા માંડતો, પછી એને દરબારીના સૂરત ઊંઘાડતા હતા તો ભૈરવીની તાન જગાડતી હતી. નગ્ગી આખા ઘરમાં દોડતી ફરતી.

'મમ્મી, કાલે તમારે ચેકઅપ માટે ડૉકટર પાસે જવાનું છે.'

'ના, હું ડૉકટર પાસે નહીં જાઉં.' ઉષાએ ગુસ્સામાં કહ્યું.

'તું કેટલી નબળી પડી ગઈ છે... તને અરીસો બતાઉ ?'

'નગ્ગી !' ઉષાએ ગભરાઈને દીકરી સામું જોયું. 'તું મને અરીસો બતાવશે ..... જાણે છે, તે પછી શું થશે ?'

નગ્ગીને હસવું આવ્યું, 'શું થશે મમ્મી ?'

'હું કેવી છું, કોણ છું - શું એ બધું અરીસામાં દેખાશે ?'

'તો પછી તમારો એંજિયોગ્રામ કરાવીશું. ખબર પડશે કે દિલનો હાલ કેવો છે ?'

'ના. ના !' ઉષા ગભરાઈને ઊભી થઈ ગઈ. મારા દિલના માર્ગો કેમ બંધ છે એ ડૉકટર શું જાણે ?

નગ્ગી માની પાસે આવીને બેઠી. પ્રેમથી એનો હાથ, હાથમાં લીધો, 'મમ્મી, હું તો અરીસો જોઉં છું તો મને ઓળખી લઉં છું.'

'ના, તું શું જાણે કે હું કોણ છું ?'

આજે ઉષાની વાત સાંભળી નગ્ગી ગભરાઈ ગઈ. એ માની પાસે અડોઅડ સરકી. બંને હાથે માનું મોઢું લઈ બોલી, 'કહે ને મમ્મી, હું કોણ છું ?' ઉષાએ પોતાના ટાઢા હાથે દીકરીના ગરમ હાથ પકડી લીધા, પછી સ્વગત બોલવા લાગી. 'એ તો હું યે નથી જાણતી કે તને કયા રાગની શોધે જન્મ આપ્યો છે. આફતાબ અહમદ કહેતા હતા...આફતાબ અહમદ.'

આફતાબ અહમદનું નામ આવતાં જ નગ્ગી ઉષાને જોવા લાગી, 'મમ્મી ! તમને નાનપણથી સંગીત શીખવાનો શોખ હતો ?'

'હા, તારા દાદા પંડિત શંકર આચાર્ય ઈંદોર ઘરાનાના વિખ્યાત ગાયક હતા. એમણે મારી માતાને સંગીત શિખવ્યું અને કૉલેજ પછી સંગીત શિખવા પંડિત હરિગોપાલ પાસે જતી હતી.'

'હં !' નગ્ગી મમ્મીની વાત સાંભળવાને બદલે એને જોઈ રહી. ઉષા પુરાણી સ્મૃતિમાં ખોવાઈ ગઈ.

'અમારા કૉલેજના ફેસ્ટીવલમાં મોહન પણ એના મમ્મી, ડેડી સાથે આવ્યા હતા. એ દિવસે એમણે જયજયવંતી રાગ ગાયો હતો : 'મોરે મંદિર અજહૂ ન આયે, કૌન ચૂક ભઈ મોંસે આલી.' મોહનને મારું ગીત સારું લાગ્યું હતું.'

'માત્ર ગીત ?' નગ્ગીએ હસીને ઉષાની સામે જોયું.

'હટ, ચિબાવલી' ઉષા શરમાઈ ગઈ.

'તો, લગ્ન પછી ડેડી રાતદિન તમને સાંભળતા હશે?'

'ના' ઉષા ઉદાસ થઈ ગઈ, 'અમારા લગ્નને ચાર માસ પણ નહોતા થયા ને તારા ડેડીને શિકાગો યુનિવર્સિટીની એક સ્કોલરશિપ મળી ગઈ. એમને એક વરસ માટે અમેરિકા જવાનું હતું.'

નગ્ગીને મમ્મીનો ઉદાસ ચહેરો સારો ન લાગ્યો, 'તો તે પછી તું મીરાંબાઈનાં ભજન ગાવા લાગી, ડેડીની યાદમાં ?'

'હટ ચિબાવલી....' ઉષાએ સ્નેહથી નગ્ગીને હડસેલી.

'મારા ડેડી એ વખતે પાકિસ્તાનની ઈન્ડિયન એમ્બસીમાં ફર્સ્ટ સેક્રેટરી હતા.' ઉષા આગલી સ્મૃતિમાં ખોવાઈ ગઈ.

'મોહને કહ્યું, તું પણ એક વર્ષ માટે પાકિસ્તાન જા.'

'બા, મને પાકિસ્તાન ગમતું નથી, હું ત્યાં નહીં જાઉં.'

'ત્યાં પણ બહુ સારા ગાયકો છે. આબિદા પરવીન, ગુલામઅલી, મેંહદી હસન અને આફતાબ અહમદ.'

આફતાબ અહમદ ? ઉષા એ નામ સાંભળીને ચોંકી ગઈ હતી. એને આફતાબ અહમદ બહુ પસંદ હતા. ટી.વી. પર ગાય ત્યારે અવશ્ય સાંભળે. એમની ગાયેલી ગઝલોની કેસેટ એ વારંવાર સાંભળતી.

'આફતાબ તો મારો દોસ્ત છે. મારો કલાસફેલો હતો. પછી એ પાકિસ્તાન ચાલ્યો ગયો. હવે તો એ મોટો ગાયક બની ગયો છે. હું એને ફોન કરી દઈશ. તું એની પાસે ગઝલ ગાવાનું શિખજે.'

'અને તું પાકિસ્તાન ગઈ ?' નગ્ગીના અવાજ સાથે ઉષા કોણ જાણે ક્યાંથી પાછી ફરી. ઉષા નગ્ગીને આ વાત કહેતી હતી ત્યારે નગ્ગી ઉષાના ચહેરે આવતા પ્રકાશ અને છાયામાં જાણે શું શું શોધતી હતી. 'મમ્મીં, કહે ને, પછી શું થયું ?'

ઉષા ચોંકી ગઈ, અજાણ્યા ચહેરાને ઓળખવા મથતી હોય એવી નજરે એ ઉષાને જોઈ રહી. પછી આફતાબે મોહનને ફોન કર્યો, મેં આફતાબને સાંભળવા કોર્ડલેસ ફોન ઉપાડ્યો. બંને વાતમાં ખાસ્સી રમૂજ કરતાં હતાં. આફતાબ મોહને કહેતો હતો કે, યાર, મને એ સમજાતું નથી કે બાવા આદમે પોતાની સાથે દબાને લાવવાની શી જરૂર હતી ?'

'આફતાબ, તું સાચું કહે છે' મોહને હસીને કહ્યું, 'દુનિયાને સુધારવાની સ્કીમ અધૂરી રહી ગઈ અને સ્ત્રીને સમજવાની તપાસ હજી ચાલુ છે.'

પછી મોહને આફતાબને કહ્યું, 'પણ, તું કોઈ સ્ત્રીના ચકરડામાં પડી ગઝલ ગાવાનું ભૂલી જતો નહીં.'

મોહને મારા દિલની વાત કહી દીધી. પણ મોહનની ટકોર સાંભળીને આફતાબ ઉદાસ થઈ ગયો. 'યાર મોહન, મારા જીવનમાં આવેલી બધી

સ્ત્રીઓએ ઝેર ઘોળ્યું છે. મારી સાવકી મા હતી, પછી બેવફા મહેબૂબા મળી, પછી એટલી અક્કલવાન બીબી મળી કે મારા જેવા લાપરવાહ માણસથી દૂર ચાલી ગઈ.'

'હા,હા,હા !' બંને એક સાથે જોરજોરથી હસવા લાગ્યા.

પણ ઉષાએ ભારે અફસોસ સાથે ફોન મૂક્યો. બિચારો.... આટલો મોટો કળાકાર અને કોઈ સ્ત્રીનો પ્રેમ એને ન મળ્યો.... રાતે એ મોહન સાથે પથારીમાં હતી. વાતમાં આફતાબનું નામ આવ્યું ત્યારે એ બોલી હતી : આવા મોટા કળાકારને કોઈ સ્ત્રીનો પ્રેમ પણ ન મળ્યો. ઉષાએ દુઃખ સાથે કહ્યું હતું.

'કળાકારો એવા જ હોય છે.' મોહને બેપરવાઈથી કહ્યું હતું, 'રોમાન્સ તો ચાલતો રહે છે પણ લગ્ન તો કોઈ મૂરખ સાથે જ કરવા જોઈએ !'

'એમ ? તો, એટલે જ તમે પસંદ કરી હતી !' ઉષા રીસાઈ ગઈ. મોહનને હસવું આવ્યું, અગર તું મૂરખ ન હોત તો મારા જેવા સાઈંટિસ્ટ સાથે લગ્ન કર્યું ન હોત.' આટલી મોટી આર્ટિસ્ટ છે. લોકો ટિકિટ ખરીદીને તારું ગાન સાંભળવા માટે આવે છે. તારે તો આફતાબ જેવા કોઈ કળાકાર સાથે લગ્ન કરવા હતા.'

'છિ' ઉષાએ જાણે આફતાબના નામને પણ જાણે દૂર કરી દીધું. જેના મૂડ વારંવાર બદલાતા રહે એની સાથે કોઈ સ્ત્રી શી રીતે જીવન ગુજારી શકે...'

'પણ મેડમ, દરેક વખતે મૂડ બદલનાર કળાકાર સાથે એક બિચારો જીવન ગુજારે છે !' મોહને પ્રતિઘાતથી બચવા માટે મોઢા સુધી ચાદર ખેંચી લીધી.

'આફતાબ અહમદ કોણ જાણે કેવો હશે, બહુ મોટો કળાકાર, કદાચ મારી·સાથે વાત પણ ન કરે !'

ખાસ્સો હેન્ડસમ અને હસમુખો છે. તને ગઝલ ગાતા શિખવી દેવાનું મેં એને કહ્યું છે.

'શું ?' ઉષા આનંદવિભોર બનીને આખી રાત ઊંઘી યે ના શકી. સ્વપ્નમાં આફતાબ અહમદ વારંવાર એની સામે ગણગણતો હતો.

'તો પછી તું આફતાબ અહમદને મળી ?' નગ્ગી ઉષાની સામે પગ લંબાવીને બેઠી.

'હું પાકિસ્તાન ગઈ તો ડેડીએ મને ધધડાવી. પાકિસ્તાનમાં ઇન્ડિયન કોન્સ્યૂલેટનો કોઈ માણસ જણાવ્યા વિના ત્યાં કોઈને મળી ન શકે.... તો પછી તું .... એક પાકિસ્તાની ગાયકના ઘરે જશે ?'

પછી મેં આફતાબ અહમદને ફોન કર્યો. રાત્રે એનો જલસો હતો. એમણે અમને સૌને બોલાવ્યા હતાં. અમે ગયા ત્યારે આખો હૉલ ચિકાર હતો. પછી સલવાર સૂટમાં સફ્ફ આફતાબ અહમદ આવ્યા. ચહેરે શિરકેશ વિખેરાયેલા હતા.

'મમ્મી, આફતાબ અંકલ કાયમ હસતા રહે છે ને ? ગઝલ ગાતી વખતે મુશ્કુરાતા હોય છે ને ?' નગ્ગીને આફતાબના ચહેરે દેખાતા બધા મૂડ યાદ હતા. તે કોઈ સારો શેર ગાય છે ત્યારે ત્યારે એ શ્રોતાઓને જોતો દેખાય છે. છિ : મને તો શરમ આવે જ્યારે એ –' ઉપા જાણે કોણ જાણે શું શું યાદ કરીને ક્યાં ક્યાં પહોંચી ગઈ. તબલાવાદક એમને સાથ આપવા માટે આખા શરીરે હાલતો હતો અને સારંગી બજાવનારો તો જાણે રાગ કાફીને ઢૂંઢતો મારી સાથે ક્યાંક દૂર ચાલ્યો ગયો હતો. જલસો પૂરો થયો, આફતાબ પર ફૂલો અને કરન્સી નોટોનો વરસાદ વરસ્યો. એમણે સૌને ઝૂકીને સલામ કરી અને ડાઈસમાં રંગીન સ્વપ્નની જેમ અદૃશ્ય થઈ ગયા. મને કાફીના ઉદાસ સૂરોએ ઘેરી લીધી હતી :

*દેખો દિલકી જમીં લરઝતી હૈ,*
*યાદે જાનાં કદમ સભાલ અપનાં.*

'ઊઠો, ચલો' મમ્મીએ મને પકડીને ઉઠાડી હતી.

'મમ્મી, ડાઈસની પાછળ ચાલને, આફતાબ અહમદને મળીએ.'

'ના, ડેડીએ મને ધમકાવી હતી, તું એ ગાનારાને મળવા જશે ?'

બીજા દિવસે આફતાબ અહમદે મને પોતાના ઘરે આમંત્રી. એ પોતાના દોસ્ત મોહનની વહુને મળવા ચાહતા હતા. 'કેવું હતું એનું ઘર ?' નગ્ગી રસપૂર્વક એ કહાની સાંભળતી હતી.

'મોહન ઠીક કહેતા હતા કે એ ઘણો મનમોજી કળાકાર છે. એથી બીબી એને છોડીને ચાલી ગઈ. ખૂબ શાનદાર ઘરમાં એ એકલો હતો. આખું ઘર નોકરો અને મિત્રોથી ભર્યું હતું. આફતાબ, સવારે રિયાઝ કરતા પહેલાં

પીતા હતા, ગાયા પછી પણ. દોસ્તો સાથે સારી કરવી હોય તો કહેતા : 'બનતી નહીં બાદા-ઓ-સાગર કહે બગૈર.' જ્યારે પોતાનાં દુઃખોને યાદ કરીને રડતા તો કંપતા હાથે ગ્લાસ ઉઠાવી લેતા... પછી ડેડીએ મને એમની પાસે ગાવાનું શિખવાની રજા આપી દીધી. નગ્ગી સાથે વાત કરતાં કરતાં ઉષા ફરી ક્યાંક દૂર ખોવાઈ ગઈ.

આફતાબ અહમદ તાનપૂરો હાથમાં લેતા અને ઉષા પોતાને સંભાળતી. એ ઉષાની પાસે આવીને બેસી જતા. તાનપુરા પર રાખેલી ઉષાની આંગળીઓ પર પોતાનો હાથ રાખીને પોઝીશન ઠીક કરતા 'ગાઓ, શરૂ કરો -' ઉષા ગભરાઈને એમના ચહેરા પર સૂર ઢૂંઢવા લાગતી. એમની વ્યાકુળ આંગળીઓ તાનપૂરા પર કોઈ રાગને ઢૂંઢતી કંપવા લાગતી.... ન ગુલે નગ્મા હું, ન પર્દએ -સાઝ... તેઓ આ પંક્તિને પલટાવી પલટાવીને જુદી જુદી રીતે ગાતા. પછી પોતાની સાથે સૂર મેળવી સંગત કરવા કહેતા. 'ગુલે નગ્મા કોને કહે છે એ તમે જાણો છો ?... કોઈ રાગને પોતીકો કરવાની જે ખોજ છે, તે જ છે ગુલે નગ્મા.' પછી એમનો હાથ ઉષાના હાથ પર આવતો. બંને સાથે સાથે રાગ તરફ વધતાં. ધીરે ધીરે ઉષાનો સાદ ક્યાંક દૂર ચાલ્યો જતો. એ આફતાબના ચહેરે સૂર ઢૂંઢવા લાગતી, અને આફતાબની વ્યાકુળ આંગળીઓ કોણ જાણે કયા રાગની શોધમાં ક્યાં ચાલી જતી... ફોનની ઘંટડી વાગી ઊઠતી તો આફતાબ ચોંકી ઊઠતા, 'હલ્લો, મોહન ? અમેરિકાથી બોલો છો ? ઉષા બહુ સારી છે.' ઉષા ઈશારો કરી સૂચવતી કે અત્યારે ઉષા અહીં છે એવું કહેશો નહીં.' 'હું ઇચ્છું છું કે એને ગઝલ ગાતા શિખવું, પણ અત્યારે તો મારે એની પાસેથી ઘણું શિખવાનું છે. ચાલ, એક સારા સમાચાર સાંભળ ! અમે બંનેએ ગાયેલા ડ્યૂએટની કેસેટ બજારમાં આવી ગઈ છે. તારી ઉષાનો અવાજ પાકિસ્તાનમાં ગુંજી રહ્યો છે.'

'મમ્મી, મમ્મી, શું તમને ઊંઘ આવે છે ?' નગ્ગી ઉષાને જગાડી જાણે ઉષા આજે અધૂરી વાત કરીને ઊંઘી ગઈ તો તે હવે પછી નહીં કહે -નહીં કહી શકે.

'મને કહોને, આફતાબ અંકલ તમને કેવી રીતે શિખવતા હતા ?' ઉષા ચોંકી પડી. ચારે તરફ નજર કરતી અને તે પછી નગ્ગીને પિછાનીને ધીરે ધીરે

કહેતી : એ કહેતા હતા, રાગ તો સમય પોતાની સાથે લઈને આવે છે. એક
વિરહિણી ઘોર અંધારમાં પોતાના પ્રીતમને પોકારે છે, તો ભૈરવીના સૂર
સૂર્યને શોધી કાઢે છે. અને ઘોર અંધકારમાં કેદારાના સૂર વિખરે તો, એનો
પ્રીતમ ચાંદ થઈને આકાશમાં ચમકવા માંડે છે.'

'પછી, એ તમારા ઉસ્તાદ બની ગયા ?' નગ્ગી ખુશ થઈને બોલી. ઉપા
જાણે ક્યાં ચાલી ગઈ હતી - હવે એનો સાદ બહુ દૂરથી આવતો હતો.

'એમણે મને સમજાવ્યું હતું : ક્યારેક આપણે રાગની તરતીબ બદલી
નાખીએ છીએ. આરોહની મતલબ એ છે કે સૂરને એક સ્થાનેથી બીજી તરફ
લઈ જવો અને આરોહીને એક સ્થાનેથી બીજી તરફ પાછા ફરવું, જ્યારે તમે
સાતમા સૂરે પહોંચો, તો 'નિ' નિશાદ પર રાગ પૂરો થઈ જશે.'

'પછી શું થયું મમ્મી ?'

'પછી તારા ડેડી શિકાગોથી ઈસ્લામાબાદ આવ્યા મને સાથે લઈ જવા
માટે આવ્યા. છેલ્લી વાર આફતાબ અહમદને મળવા ગઈ તો મોહને મારો
હાથ પકડીને મને ઉઠાડી, 'જલદી ચાલ, ફલાઈટનો ટાઈમ થઈ ગયો છે.'
જ્યાં બેસવાનો મેં ખૂબ વિચાર કર્યો હતો ત્યાંથી ઊઠી –એ દિવસે આફ઼તાબ
અને મોહન પીતા રહેલા. એરપોર્ટ પર આફતાબ કંપતા હતા. એમણે મને
મોહન તરફ લઈ જઈ કહ્યું, તારી બીબીને તારા હાથમાં સોંપું છું. પણ
મોહને મારો હાથ ન પકડ્યો. હું આજ સુધી એની પાછળ પાછળ ચાલતી
રહી છું. અમે ડિપાર્ચર કેબીન તરફ જતા હતા ત્યારે આફતાબે કહ્યું, મોહન,
જરા થોભ, એક વાત સાંભળ.'

અમે બંને એની તરફ વળ્યાં.

'કહે, શું કહેવું છે ?' મોહને કૈંક અકળાઈને કહ્યું,

'એ...એ ... જાઓ જાઓ !' પોતાના કંપતો હાથ ઊંચો કરી કહ્યું.

'શરાબે આ માણસને બરબાદ કરી નાખ્યો છે....' મોહન ભારે દુઃખથી
બોલ્યો.

'માત્ર શરાબે ?' પણ મેં મોહનને એ વાત ન કહી.

'મમ્મી, તને હજી બધી વાતો યાદ છે ?' નગ્ગી ઉપાની ગોદમાં પડી
એને જોતી હતી.

'અઢાર વર્ષ થઈ ગયાં.' ઉષાએ દૂર ક્યાંક જોતાં કહ્યું.

'એ જ વર્ષે તો તું જન્મી હતી.'

'તું પાકિસ્તાનથી ક્યારે, કયા મહિને આવી હતી ?'

હવે નગ્ગી બેઠી થઈ ગઇ હતી.

'અને મારો જન્મ ક્યારે થયો ?'

'ઓગષ્ટમાં. તને તારો બર્થ ડે શું યાદ નથી ?' બંને થોડી વાર ચૂપ રહ્યાં, પછી ઉષાએ કહ્યું, 'તારા ડેડીને પણ એ શક હતો.' ઉષાએ નગ્ગીનો ટાઢો હાથ પકડ્યો.

હજી હું શોધી રહી છું, અંકલ કહોને, એ ક્યાં મળશે ?' અંકલ ચૂપ થઈ ગયા, પછી ધીરેથી બોલ્યા, કોઈ જાણે એ કયો સમય હતો, કોણ જાણે એ કયો રાગ હતો.'

નગ્ગીની વાત સાંભળી ઉષા કશું જ બોલી નહીં. સાંજની છાયા એની તરફ આગળ વધી. નગ્ગી જાણતી હતી, મમ્મી હવે હાથમાં તાનપૂરો લઈને આંખ મીંચી લેશે અને સોહનીના ઉદાસ સૂર એને અંધારામાં ગુમ કરી દેશે.

જીવન જ્યોત જલે.

'મમ્મી, પાકિસ્તાન ચાલ ને, આફતાબ અંકલને જોવાનું મન થાય છે.' ઉષા ચોંકી ઊઠી. 'કેમ ? તું આફતાબ અહમદને શા માટે જોવા ચાહે છે ?

'હું એમને મળીશ ત્યારે તો હું જાણીશ કે હું એમને શા માટે મળવા ચાહતી હતી.'

ઉષા ડરી ગઈ. નગ્ગી એક સી.આઈ.ડી. ઇન્સ્પેકટરની જેમ એના ચહેરા પર કોઈ ગુનાનું પગેરું શોધતી હતી.

મોહને નગ્ગીની વાત સાંભળી તો ઝટ પાકિસ્તાન જવા તૈયાર થઈ ગયો.

'ના,. હું નહીં જાઉં.' ઉષાએ ગભરાઈને કહ્યું.

'કેમ ?' મોહન બોલ્યો, જરા સહેલ કરી આવીશું. આફતાબને મળીશું. ગઝલો સાંભળશું.'

'ના, અહીં જ ઘણું બધું છે મારે માટે, અહીં શું છોડું ને ત્યાંથી શું લાવું ?'

'તું અહીંથી ગુલે નગ્મા લઈ જશે અને ત્યાંથી આફતાબનો અવાજ લઈ આવશે.'

'અને તને ?' નગ્ગીએ ઉષાનું ઝૂકેલું માથું ઊંચું કર્યું.

'હું તો કોઈ રાગની શોધમાં ભટકતી હતી – હજી તો ઘણા મુકામે સૂરને ઊંચે લઈ જવાનો હતો અને હજીયે છે : આલાપ, અનુનય, રીસ – હું એ સૂર તરફ પાછી ન ફરી,, સાત સૂર પૂરા થાય છે એ નિષાદે ન પહોંચી.'

નગ્ગીએ જોયું – મમ્મી છેલ્લા સૂરની પાછળ પાછળ જાય છે. એની આંખો મીંચેલી હતી પણ ઉષા ઊંઘતી નહોતી એની ચારે તરફ કેટલાંયે અંધારાં, અજવાળાં એકબીજામાં ગૂંચવાઈ ગયાં હતાં. એક વાર મધરાતે ટેલિફોનની ઘંટડી રણકી અને ઉષા જાગી ગઈ.

'હલ્લો, ઉષા હું, હું.'

'હા, હા, તમે છો, કહો શી વાત છે ?'

'ઉષા, હું એ સૂર ભૂલી ગયો છું. આજે એ ગણગણવાનું મન થાય છે, એ કયો સૂર હતો ?

*ધ્યાન કે આતી શદાનમેં નાસિર,*

*બૂઝે દિનાકા ઢેર પડા હૈ.*

ઉષાએ એ શે'ર સાંભળીને ફોન મૂકી દીધો. એ ગઝલ આફતાબે કદી ગાઈ નહોતી, એ વખતે એ મારી પાસે કોઈ શે'ર સાંભળવા ઇચ્છતા હતા.

ઓણે પાસું ફરીને જોયું – મોહન ગાઢ નિંદમાં હતો. મોહન સવારે ઊઠ્યો ત્યારે જાણે જાગ્યો ન હતો, ઊંઘતો અને ખોવાયેલો...

'એક વાર આફતાબ અંકલનો ફોન મેં લીધો હતો.'

'એમ ?' ઉષાએ આશ્ચર્યથી પૂછ્યું.

'મને પૂછતા હતા, 'તું ગુલે નગ્મા છે ?' મેં કહ્યું.

પણ એકાએક બંને દેશો વચ્ચે યુદ્ધ ફાટી નીકળ્યું. રસ્તા બંધ. બંને દેશે પોતપોતાની તોપોના મોઢાં એક બીજાની સામે કરી દીધા.

યાર, આફતાબ, અમે નહીં આવી શકીએ તમે તમારી તોપનું મોઢું આ તરફ કરી દીધું છે.'

'ના, ના, અમે તોપનું મોઢું તમારી દિશામાં કઈ રીતે કરી શકીએ, તમે તમારી તોપનું મોઢું અમારી તરફ કરી દીધું છે, નહીં, અમે એમ કરી શકીએ નહી.... ગુલેનગ્મા નગ્મા નિંદમાં હોય ત્યાં... ઉષાને કહે, અહીર ભૈરવ

શરૂ કરે, તોપ ગોળાના ધડાકા નહીં સંભળાયા પછી.'

'યાર, નકામી વાત જવા દે,' મોહને અકળાઈને કહ્યું છે.

'તું પોતાને તાનસેન સમજે છે કે મેઘમલ્હાર ગાઈને યુદ્ધનો આતશ બુઝાવી દેશે !'

'અમે કળાકારો જંગનો આતશ કઈ રીતે બુઝાવીએ ? એ તો હવે પછી કહીશ.'

'તમે અત્યારે જ તમારો ટી.વી. ઓન કરો. લાહોરથી મારો પ્રોગ્રામ આવી રહ્યો છે.'

નગ્ગીએ તરત ટી.વી. ઓન કર્યો.

આફતાબ અહમદ હાથ ઊંચો કરી, આંખો મીંચીને અહીર ભૈરવ શરૂ કરતા હતા :

એક પથ્થર જો દસ્તે યારમેં હૈ,
ફૂલ બનને કે ઈન્તેઝારમેં હૈ.

## શિખરનું એકાંત / રતિલાલ 'અનિલ'

સૌથી ઊંચી નીરવતા તો ગૌરીશંકર કે એવરેસ્ટ પાસે હશે. શબ્દોના અવાજોના ઘોંઘાટથી દૂર જવાની તે પણ આપણી સાથે આવે છે, પણ ઊંચે જઈએ ત્યારે તળેટીએ બોલાતા શબ્દો પોતાને માટે અશબ્દ બની જાય છે અને ઊંચે જવા માટે પગથિયાં નહીં તોયે વાંકીચૂંકી કેડી હોવા છતાં ઉપર જતાં શબ્દો, ઘોંઘાટો મટીને માત્ર હાંફ અને તેય અર્ધે રસ્તે જ પહોંચીને બેસી પડશે... કૂવામાં યે નિરવતા તો છે, તે સાથે એ પડઘોયે પાડે છે, એ અવાજ તો હોય છે. શાંતિ એટલે એ શિખર શાંતિ ! દોડતા વાદળ ભટકાય પણ એ ભીનો અરવ ભટકાય હોય છે. વાદળાં બોલકણાં નથી હોતાં એ મૂંગાં મૂંગાં થોભેલાં હોય છે, વળી ચાલવાનું મન થાય ત્યારે અલસ ગતિએ ભીનપના ભારે અને બીજા સાથે ભટકાય ત્યારે ભારે અવાજ કરે પણ પછી અદૃશ્ય થવા માટે વર્ષ્ય કરે ! માણસ ભીનપનો બન્યો હોત તો ભટકાયા પછી ટીપે ટીપે વરસ્યો હોત પણ એ ભીનો હોય ત્યારે ભેટે છે, અને રોષે ભરાય ત્યારે ભટકાય છે અને જળબિન્દુઓ જાણે સફેદ કાચનાં કણ-કણ બની જાય છે. આ પહાડોને સદીઓ અને સંવત્સરોની, વિસ્તરેલા અને સંકેલાઈ ગયેલા ઇતિહાસની કશી જાણ નથી. એ બધું ઊંચા શિખર સુધી પહોંચતું જ નથી.

આ મૌનવ્રત તો અહીં નીરવતા નથી એટલે આવ્યું અને વ્રત તૂટે, બોલવું જ પડે એવી અનિવાર્યતા પણ આવી. શિખરોને કોઈ વ્રત લેવું પડતું નથી. અહીં એકાંત બંધ બારણાની ભીંતો વચ્ચે હોય છે, શિખરોનું એકાંત અનંત ખુલ્લી દિશાઓનું હોય છે, પવન પર તળેટીમાં. વળી એની સહેજ કે વધારે

ઊંચે જઈને હવા થઈ જાય છે. તે પણ જાણે ઊંચે જતા નીરવ થઈ જાય છે. પવન બોલકો હોય, સ્વર પણ કાંપતો હોય, ના, એની ગતિ જ ધ્વનિ બની જતી હોય, ગતિ બોલે હવા તો મૂગી હોય.

કૂવાનું ટાઢું એકાંત કેવું છે એ જોવા સૂર્ય મધ્ય આકાશમાં આવે છે, પોતાનું નાનું શીતળ પ્રતિબિમ્બ જોઈને ધીરે ધીરે આગળ ચાલ્યો જાય છે, અહીં જીવન તો સપાટી પર છે, તેમાં ગીત છે, અવાજો છે, ઘોંઘાટ છે, જીવનગતિનો અવાજ, ઘોંઘાટ છે. નીરવતા પણ હવા શાંત હોય તો જ હોય છે. એ પોતે જાણે પોતાની શાંતિથી અકળાય છે અને એ દોડવા માગે છે, ચકરાય છે, ધૂળનો સ્થંભ રચી ફેરવી ફેરવી આગળ લઈ જઈને ભાંગી નાખે છે અને જાણે બોજ ફેંકીને હળવી થાય છે. શૂરવીરો પાછળ વળીને જોતા નથી એવું શૌર્ય હવા પાસેય હોય છે, આગળ વધે છતાં તે આગળનું જોઈ ન શકે એ માટે ધૂળ એની સાથે થઈ જતી હશે.

એકાંત તો સ્વયં હોય પણ હવે માણસને તે 'રચવું' પડે છે ! પહેલાં હતું જ, પણ માણસે આવી એનો ભંગ કર્યો  અને હવે એને રચવાની કારીગીરી શીખે છે !

હવા માટી નથી એ સારું છે, ઈશ્વર કરતાંય મહાન એને ઘડી શકાતી નથી. એ પોતે રણમાં રેતીની ટેકરી અને એની પાસે તળેટી રચી શકે છે તો વળી મટાડી પણ શકે છે – એમાં એને રમતની મઝા આવતી લાગે છે. રણનું એકાંત એને જ કંઈ ગમતું નથી. એના અફાટ એકાંતથી એ જ અકળાય છે અને પોતે જ મન ફાવતી ગતિ કરી એકાંતમાં 'હું છું' એવો બોધ કરે છે. રણ પાસે શિખર પાસે છે એવું એકાંત નથી, હોય તો હવાની મરજી પર હોય છે.

આ માણસના સ્વભાવમાં એકાંત નથી, એને સામટા તૈયાર શબ્દો મળી ગયા છે. બેઠો બેઠો બોલી શકે છે. એ પોતે કંઈ બોલી બબડી, ગીત ગણગણી કે પછી ઊઠીને ચાલવા માંડી કે આંટાફેરા મારીને એકાંતમાં યે એકાંત પોતાથી દૂર ન રહે તો પોતાને એનાથી દૂર રાખે છે. એકાંતમાં એ પોતાની સ્મૃતિમાં મૂગો મૂગો પડઘાયા કરે છે, પણ વધારે વાર એ પડઘા સહન કરી શકતો નથી, એને પડઘો પકડવાની જરૂર લાગે છે પણ પછી છોડી દે છે. મૂગા બેઠેલા માણસ પાસે પડઘા હોય છે. એકાદ પડઘો તો કોઈ કવિ પાસે હોય.

પર્વતને મન હોય છે એવું તો હિલેરીએ કહ્યું નથી. કદાચ એ એથી જ જાગૃત એકાંતમાં છે ! મનમાં પડઘાતા ઘોંઘાટ માણસના એકાંતમાં હોય છે. ગાય ચરે છે, ઘેટું ચરે છે, ત્યારે જ્યાં હોય ત્યાં એની ખાવાની એકાગ્રતા સક્રિય પણ ઘોંઘાટ વિહોણું એકાંત અને એકલા બેસી વાગોળે એ પણ એકાંત. આ પ્રતિધ્વનિ જ શાંતિ ભંગ કરે છે, ધ્વનિ સાંભળી ગાય આંખ ઉંચી કરે, અવાજની દિશામાં જુએ પણ એનો પ્રતિધ્વનિ ને વિચાર, પ્રતિવિચાર નહીં. એની પાસે એકાંત છે, પૃથ્વી પર જીવને હોય એટલું એકાંત છે અને તેને સ્વકેન્દ્રિત કહેવાનું જોખમ પણ ખેડવા જેવું નથી, વાંસળીના પોલાણ અને એના છંદોમાં યે એકાન્ત છે, હવા એને સ્વર આપે ત્યારે પોતાના એકાન્તને ઘૂંટીને જે રચાયું હોય તે સ્વર બની લહેરાય, પણ એને તો માનવીની ફૂંક અને એને ગમતો જ લય, સ્વર કાઢવા પડે ! છતાં, એવો માણસ પોતાનું એકાંત છોડાવે એની પ્રસન્નતા સ્વર રૂપે રેલાતી હોય, એણે પોતે જ પોતાનો સ્વભાવ એવો રાખ્યો છે કે માણસ મારા સ્વભાવને સમજીને જ મારો સૂર કાઢે... પણ એવું વાંસળી જેવું ક્યારેક થાય છે અને ધીમો સૂર મરોડ લેતો વહે છે. શિખરનું એકાંત તો વર્ષાએ વાદળાં નીચે આવે છે ત્યારે ય માણસને ક્યાં મળે છે... હા, આ માણસ શિખર થવાનો નથી તો હું જ નીચે ઊતરી પેલા શિખરની જેમ એને ભિંજવું એવી આરતે મેઘજળ નીચે ઊતરે છે, મને અને ધરતીને ભિંજવે છે.

## મહેમાન કોના બારણે છે ! / રતિલાલ 'અનિલ'

'મહેમાનો કોના આંગણે છે !'

એવા શબ્દો સાંભળ્યા પછી યજમાનના આંગણે હોઈએ તોયે વળતા પગલે ઘરની દિશામાં જતી ટ્રેનમાં બેસી જવાનું મન નહીં થાય ? મહેમાનો શું આંગણે રહેવા આવે છે ? આંગણે જ રહેવું હોય તો, શું એમના પોતાના ઘરનું આંગણું નથી ? પોતાના ઘરમાંથી પોતાના આંગણે આવી ત્યાં ઊભા રખાવેલા વાહનમાં બેસીને તો તેઓ યજમાનને ત્યાં જવા નીકળે છે. કેટલી બધી તકલીફ વેઠી રેલવે સ્ટેશને પહોંચી ટિકિટ માટેની લાઈનમાં ઊભા રહી માંડ ટિકિટ કઢાવી તેઓ પ્લેટફોર્મ પર આવે છે. લબાચા મૂકે છે. આવતા જતા ફેરિયા સામે જુએ વળી કોઈ જિજ્ઞાસુ હોય તો પૂછે તેને હા, ના, અથવા હાથના ઈશારે જવાબ આપે છે. રિસ્ટવોચ સામે જોઈ સ્ટેશનની ઘડિયાળ સામે જુએ છે. બન્ને વચ્ચેના સાંકડા મતભેદની તુલના કરે છે અને એકતા કરતાં વિવિધતા સારી કે કેમ તે વિશે કોઈ નિર્ણય પર આવવા કરતાં આમ તેમ નિરીક્ષણ કરવું યોગ્ય છે એમ લાગે છે, લોકોના લબાચા અને પોતાના લબાચા વચ્ચે એકતા સાથે વૈવિધ્ય જોઈને કશા સમાધાન થાય છે. સાથેના માણસોને જવાબ આપવા પડે છે, એમાંથી રાહત મેળવવા કોઈ સંત પરલોકની વાત કરે એમ યજમાન ઘરની વાત કરે છે, તેઓ વળી કોઈના ઘરે મહેમાન થવા નહીં જ ઘરને તાળું મારી ગયા હોય એવા આશાવાદ સેવે છે. ત્યાં એકાએક યાદ આવે છે કે ઘંટે મૌનવાર પાળ્યો છે કે શું – એવી શંકામાં દૂર આવેલા બ્લેકબોર્ડ પર લખેલું વાંચ્યા પછી તે ભૂંસી ટ્રેનનો આવવાનો સત્તાવાર

સમય લખવાનું મન થાય, પછી સ્ટેશન માસ્તરને પૂછવાનું, તે સ્થિતપ્રજ્ઞ મોઢું ઊંચું કર્યા વિના બોલે તે સાંભળી દાંત ભીંસવાના, રીસમાં ઝડપથી થોડાં ડગલાં ચાલ્યા પછી ધીમી ચાલે આસપાસ નિરખવાનું, પોતાના જેવા ઉમરે ઓછાવત્તા હોય, કપડાંમાં ડિફરન્સ હોય, અરે પોતાની વિરુદ્ધ દિશામાં હોય તેમના પ્રત્યે સમભાવ ધરાવ્યા પછી પોતાના ઓપન ઉતારે પહોંચી સૌને કંટાળાજનક ઉડાઉ જવાબ આપવાના ને ચાવાળાને બોલાવી જેવી હોય તેવી ચાર કપ ચા લાવવા કહેવાનું એથી પ્રેરાઈને કોઈ બીજી ચીજોનો ફેરિયો આવે તેને નમસ્કાર કરવાના.

માણસની નિરીક્ષણ શક્તિ, તોલન શક્તિ ધારણા બાંધવાની શક્તિ કામે લગાડી વચ્ચે વચ્ચે સાથેનાને વચવચમાં જવાબ આપવાના ! બાંકડે બેઠેલા, ઉચ્ચાસને બેઠેલા લોકોને જોઈને ક્ષમાવૃત્તિનો વિકાસ કરવો કે અન્યાય વિશે વિચરવું. એ બાબત ફાઈલ કરવી, વળી ઊઠવું ટહેલવું તે છતાં ગુરુત્વાકર્ષણ તો સ્ટેશન માસ્તરની ઓફિસ તરફ જ લઈ જાય, ત્યાં સ્થિતપ્રજ્ઞ બેઠા હોય તેમના પર મીટ માંડી પાછા ફરવું... સાથે લીધું છે તે છોડીને આવો એવી શાબ્દિક પ્રેરણા આપી ધબ્બ... લબાચા પર બેસવું... ટ્રેન તીરની પેઠે નહીં તો પથરાની પેઠે ફેંકાય પણ... ટ્રેન તો ઓ બીજી દિશામાં મોઢું ઊભું કરીને ઊભી છે, પણ એનું લક્ષ્ય જુદું છે. ઘડીક થાય કે એ ટ્રેન જાય છે એ દિશામાં પણ યજમાન છે પણ કોઈ જાણે ત્યાં જવા માટે મહેમાન તેના દીકરાના લગનની તિથિ કઢાવે ત્યાં સુધી આપણી ત્યાં જવાની તારીખ નહીં એવું ખરું ને ! આ ટ્રેન આવી. ને લબાચા ઊંચકીને દોડવા જતાં, એ તો સારું કે ટ્રેનનું પાટિયું સામે જ હતું એટલે વધારાની તકલીફ મટી. દિશા એક પણ ટ્રેન એક નહીં, કેવું વિચિત્ર ? એમાં બેસી જઈએ ? ટિકિટ ચેકર આવશે તો કંઈ નહીં તો માથું ફોડી લઈશું એવો સંકલ્પ થાય છે.... આ નાલાયક ફાસ્ટ ટ્રેન યજમાનના ગામે- શહેર પણ ગામ જ ઊભી રહેતી નથી, તો એ ઊભી રહેતી હોય તે સ્ટેશનના યજમાનને ત્યાં ન જઈ શકાય ? એવો વિચાર આવે તેને જવું હોય તો તેને એ જ ટ્રેનમાં જવા દેવાની ઉદારતા રાખવી પડે. મહેમાનના શહેર (ગામ જ વળી !) તરફ જતી પ્રત્યેક ટ્રેન ત્યાંના સ્ટેશને થોભવી ન જોઈએ ? પ્રતીક્ષાલયમાં પ્રતીક્ષાના સમયનો લય તો કરી શકાય

પણ આ ઓપન માર્કેટ જેવી જગ્યા... વળી લબાચા ક્યાં ઊંચકવાં.... ને ત્યાં ઝોકું આવી જાય અને નક્કી કરેલી ટ્રેન ચાલી જાય...

મૃત્યુને મોડું કરાવનાર ડૉકટર હોય છે તો ટ્રેન મોડી કરાવનારા ડૉકટર પણ હોય એવું લાગે.... વળી પેલું વાક્ય સાંભરે : જે મોડે આવેલું લાગે તે 'સમયસર' હોય છે.... હોઈ શકે છે.... ટ્રેન આવશે ત્યારે પોતાનો – ટ્રેનનો નહીં – સમય બતાવનારી ઘડિયાળ તો હોવાની જ...

જવા દો, ગાડી મળી ગઈ. આવી તો ખરી, લબાચા ઊંચકી દોડ્યા, પાછળ જનારને હાંક્યા, પણ દ્વાર ઊભા એક જોગી... એવું થોડું ! કેટલા રાજર્ષિ ઊભા હોય... રોડ કોન્ટ્રાકટર થયા વિના માર્ગ કાઢવો પડે. આ ભારત એવો દેશ છે કે નિશાળ અને કોલેજની બહાર પણ કેળવણી મળે છે ! અને તે જ ખરા સમયે ઉપયોગી નીવડે છે, 'યાહોમ કરી પડો, ફતેહ છે આગે' એ કવિતા કયા સ્વાનુભવે લખેલી તે નક્કી કરી શકાય છે. આ દેશમાં ખરી ઉપયોગી તાલીમ શિક્ષણભવનની બહાર જ હોય છે. અને વેશ બગાડીને પણ પ્રવેશ મળી જાય છે. પોતાને ઓછો સમય ઊભા રહેવું એવો વિચાર કરીએ પણ ટ્રેને ક્યાંય નહીં, માત્ર મહેમાનના ગામે જ થોભે એવી સ્પેશિયલ ટ્રેન ન હોવી જોઈએ ? હડતાળ પડે તો જ અમુક હજાર કામના કલાક બગડે અને આ લોકલ છીંકણી સૂંઘવા કે બીડી સળગાવવા માણસે રસ્તે ઊભો રહે તે સમજ્યા, પણ એન્જિનને તો એવી કોઈ ટેવ –વ્યસન નથી, છતાં બે સ્ટેશન વચ્ચે ઊભા રહે છે ! ગજબ છે ! સૌના વ્યસન જુદાં નહીં પણ મૌલિક હોવાં જોઈએ.

માળા આંઈ પણ ફેરિયા ! ગાડી સામી દિશાએ જતી હોય અને ઊલટી દિશામાં ફેરિયા ડબ્બે ડબ્બે ઊભેલાંને ધક્કા મારીને જાણે ક્રાંતિકારી હોય એમ ઊલટા માર્ગે ચાલે અને વિશ્વાસ રાખે કે આ ઉતારુ ઊતરશે તે જ સ્ટેશને હું ઊતરી શકીશ અને વળી ઊતરે જ ! અલબત્ત, ફરી ચઢવા માટે ! આ લોકલ ટ્રેનને શું કોઈ ઓળખીતું અંતનું નહીં તો શું અંતેવાસી મળી ગયા હશે ? ધીમે ચાલે તેને જ વધારે થાક લાગે, પરિણામે થોભે એવો બોધપાઠ આપવા વચ્ચે ઊભી ? પાછળ આવતી ટ્રેનને પણ થોભવા થાક ખાવા મળે એવા પરમાર્થી ઊભી હોય ! અદ્ભુત છે એ લોકલ એટલે કે હોય ત્યાં જ ન રહેતી લોકલ

એક ફિલસૂફી છે... લે ચાલી, હેં વળી ઊભી ? ડ્રાઈવરને લઘુશંકા માટે નીચે ઊતરવાનું યાદ આવ્યું હોય ! સહનશીલ લાગે એ માણસને પૂછવું જોઈએ : ભાઈ તમે લોકલ ટ્રેનમાં જ પ્રવાસ કરવાનું વ્રત લીધું છે ? આ જગતમાં લોકલ ટ્રેન જેવી કોઈ ધીરજબેન નહીં હોય !

જાત્રા પહોંચે છે તો પ્રવાસી કેમ ન પહોંચે ? જાત્રા અનસેક્યુલર અને પ્રવાસ સેક્યુલર તેથી શું થયું ? વળી આ રીક્ષા બરાબરના પૈસા પડાવે :ટંકશાળે સરનામું બદલ્યું હોય તેથી શું થયું ? એ હાળો વધારે ભાડું પડાવવા 'આ અજાણ્યા છે' એમ જાણી ચકરભમર ફેરવે છે. મહેમાનના પૈસે ફરીએ શહેર જોવા તેના બદલે પોતાના જ પૈસે આ સ્વાવલંબી ઉતારુઓ બને તેટલું શહેર જુએ એવો સદ્ભાવ જ એમાં હોઈ શકે ! છેવટે રામાયણનો છેડો આવે છે તો રિક્ષા પ્રવાસનોયે અંત આવે ! હા, હા, નેઈમપ્લેટ પર યજમાનનું જ નામ વંચાય છે; છૂટવો ભાડું અને ઊતરો... લ્યો, ઊતર્યા. હેં ! બારણે તાળું છે ? તાળાને પોતાની ફરજ બજાવવાનું સાંભર્યું હોય.

મહેમાન કોના બારણે છે ?

મહેમાન કોના બારણે છે?

ઘરે તાળું મારીને બહાર ગયેલા યજમાનને બારણે ?

સુરેશ જોષીના સર્જનાત્મક વ્યક્તિત્વનો પરિચય મેળવવા માટે એક રીતે જોઈએ તો તેમના સર્જન સિવાય બીજો કોઈ વિકલ્પ નથી. પરંતુ જો બીજાં કોઈ સ્રોત મળતાં હોય તો તે જોવામાં કોઈ છોછ ન હોવો જોઈએ. જે સર્જકો માત્ર રૂપરચનાવાદી અભિગમ અપનાવીને બેઠા હોય તેમને માટે તેમની કૃતિઓની બહાર જવું જરૂરી નથી. જે સર્જકોએ સાંગોપાંગ રૂપરચનાવાદી અભિગમ અપનાવ્યો ન હોય તેમનું મૂલ્યાંકન કરવા માટે તેમની પ્રત્યેક રચનાને સ્વાયત્ત, જૈવિક ઘટના માનીને જો વિવેચન ચાલે તો સાચું મૂલ્યાંકન થઈ ન શકે. જે અભિગમ આપણને કૃતિના કે સર્જકના હાર્દ સુધી પહોંચાડે નહિ તેને બાજુ પર પણ મૂકી શકાય. કૃતિલક્ષી કે અમેરિકન નવ્ય વિવેચન સામેનો વિરોધ આ સંદર્ભમાં સમજવો જોઈએ. સર્જકને, કૃતિને પામવા કૃતિની બહાર જવું પણ પડે. એટલે જો આપણે સુરેશ જોષીના વ્યક્તિત્વને સમજવામાં એમની રચનાઓ સિવાયના જગતમાં જઈ ચઢીએ તો કશું ખોટું નથી. મર્યાદિત ભૂમિકાએ એમના જીવનની ઝાંખી કરી શકાય. એમણે અંગત રીતે પોતાના વિશે ઝાઝું લખ્યું નથી, પરંતુ સુમન શાહ સંપાદિત ‘આત્મનેપદી’માં એમની એક મુલાકાત ગ્રંથસ્થ થઈ છે. એમાં પહેલી વાર મોકળાશથી પોતાના અંગત જીવન વિશે થોડી વાતો સુરેશ જોષીએ કરી છે. શિશુકાળમાં થયેલા અનુભવોએ એમને માટે અદ્ભુત, ભયાનકનાં દ્વાર ખોલી આપ્યાં, સાથે સાથે એક બાજુ ઇન્દ્રિયજન્ય સંવેદનો માણવા માટેની સભર, ઉત્કટ ચેતનાશક્તિ અને બીજી તરફ મૃત્યુનો સાક્ષાત્કાર – આ બે વડે જે વ્યક્તિત્વ ઘડાયું તે જીવનભર એમની કૃતિઓમાં એક અથવા બીજી રીતે પ્રગટ થતું રહ્યું. તેમની પ્રકૃતિને બહુ જલદી આધ્યાત્મિક રંગ લાગ્યો હતો. શરૂઆતમાં વિવેકાનન્દથી અને પાછળથી રમણ મહર્ષિથી પ્રભાવિત થયા. કદાચ સંસારની માયા ત્યજીને જે માટી, સોનામાં ભેદ જોતો નથી એવા વૈરાગી જીવ તેઓ બની ગયા હોત પરંતુ એવામાં પ્રવેશ્યા રવીન્દ્રનાથ, તપસ્વિની મળે તો જ વનમાં જવા તૈયાર થાય એવા રવીન્દ્રનાથ; અને એમાં ભળી પ્રેમની અનુભૂતિ. આમ સંસારની માયાથી દૂર જઈ શકાયું નહીં. રવીન્દ્રનાથની આંખે ઘણું બધું જોવા માંડ્યું,

પરંતુ હજુ નવી ક્ષિતિજોના પરિચયને વાર હતી. મુંબઈના એક મિત્ર રસિક શાહે તેમને જરા જુદા પ્રકારના વૈજ્ઞાનિક તત્ત્વદર્શન, મનોવિજ્ઞાનનો પરિચય કરાવ્યો, તો બીજા મિત્ર જયંત પારેખે યુરોપઅમેરિકાની આધુનિક સાહિત્યકૃતિઓ વડોદરા પહોંચાડવા માંડી. આ ઉપરાંત સુરેશ જોષીના વ્યક્તિત્વને ઘડવામાં ૧૯૫૦માં વડોદરા ખાતે સ્થપાયેલી ફાઇન આર્ટ્સ ફેકલ્ટીએ પણ ભાગ ભજવ્યો. આખા ભારતમાંથી કળાકારો અહીં આવ્યા. વિશ્વભરની પરંપરાગત, આધુનિક કળાસૃષ્ટિની વાતો થવા માંડી, અહીં તાલીમ પામેલા જ્યોતિ ભટ્ટ, ગુલામમોહમ્મદ શેખ વગેરે મિત્રો દ્વારા આ કળાજગતની વાતો તેમના સુધી આવવા માંડી અને સાહિત્યને અન્ય કળાઓના સન્દર્ભમાં જોવાની એક નવી દૃષ્ટિ સાંપડી.

હજુ બીજા એક જગતનો પરિચય કરવાનો બાકી હતો. દોસ્તોએવ્સ્કી જેવા સર્જકોથી અસ્તિત્વવાદી દર્શન પણ પ્રવેશ્યું. ભારતીય તત્ત્વદર્શનની પરંપરાઓ સામે અસ્તિત્વવાદથી કેળવાયેલા ચિત્તે કેટલાક પ્રશ્નો ઊભા કર્યા, એથી કરીને તેમના વ્યક્તિત્વમાં નવાં પરિમાણો ઉમેરાયાં, પણ મૂળભૂત વ્યક્તિત્વ તો જીવનની અપરોક્ષાનુભૂતિ દ્વારા ઘડાયેલું હતું. સુરેશ જોષીની ઓળખ રૂપવાદી વિવેચક તરીકે આપવાનો એક શિરસ્તો પડી ગયો છે. તેમણે પોતે પણ અવારનવાર રૂપરચનાવાદનો મહિમા ગાયો હતો. નવ્ય વિવેચનના ઘણા બધા સંસ્કારોએ કૃતિનિષ્ઠ વિવેચનના આદર્શો તેમની સમક્ષ ઊભા તો કરી આપ્યા પરંતુ સર્જક તરીકે ('ગૃહપ્રવેશ' અને 'જનાન્તિકે'થી શરૂ થતી સર્જનયાત્રા) અને રવીન્દ્રનાથ, જીવનાનન્દ દાસ, દોસ્તોએવ્સ્કી, કાફકા, કામ્યૂ જેવાની સર્જનયાત્રાના પરિચય કરાવતી વખતે વિવેચક તરીકે તેમનો એ અભિગમ – અર્થાત્ કૃતિનિષ્ઠ અભિગમ – ન ટકી શક્યો. એક રીતે જોઈશું તો સર્જક તરીકે અને સાહિત્યકૃતિઓના આસ્વાદક તરીકે તેમનો અભિગમ મુખ્યત્વે ફિનોમિનોલોજિકલ, ચૈતન્યલક્ષી, ચેતોવિસ્તારની સતત ખેવના રાખનારા આપણા સંસ્કૃત કાવ્યાચાર્યોએ પુરસ્કારેલ ભાવકલક્ષી અભિગમ રહ્યો હતો. એનાથી એમની વિવેચનભાષા ઉષ્માસભર, પ્રાસાદિક અને આત્મીય બની.

ગુજરાતીમાં જ નહિ પરંતુ અન્ય ભાષાઓમાં સર્જક-વિવેચકની એક

પરંપરા જોવા મળે છે; ટી.એસ.એલિયટ, પૉલ વાલેરી, સ્ટીફન માલાર્મે કે બળવંતરાય ઠાકોર, રામનારાયણ પાઠક, સુંદરમ્, ઉમાશંકર જોશી વગેરે. કેટલીક વખત આવા સર્જકોની વિવેચના તેમની સર્જનપ્રક્રિયાના પરિણામ રૂપે હોય છે. પોતાના સર્જનને આધારે ઘડેલી સાહિત્યવિભાવનાને ધોરણ તરીકે જાણેઅજાણે તેઓ સ્થાપી દેતા હોય છે. સાહિત્યના-કળાના ઇતિહાસમાં આવું અનેક વાર બન્યું છે. એટલે જ આધુનિક ચિત્રકાર હેન્રી માતીસે ઘનવાદી ચિત્રકારોને અસ્વીકાર્યા, ઘનવાદી ચિત્રકારોએ અમૂર્ત શૈલીના ચિત્રકારોને બાજુ પર મૂક્યા; બળવંતરાય ઠાકોરે નાનાલાલ કવિને સ્વીકૃતિ ન આપી; સુરેશ જોષીએ પણ ઘણા બધાને અસ્વીકાર્યા. આ પ્રકારનાં ભયસ્થાનોને આપણે સૌએ ભાવક તરીકે તો ઓળખવા રહ્યાં.

સુરેશ જોષી જેવા સર્જકને મૂલવતી વખતે એક બીજી વાત પણ ધ્યાનમાં લેવા જેવી છે. જેની એક કૃતિ અને બીજી કૃતિ વચ્ચે કોઈ સમ્બન્ધ નથી એવા સર્જકો, જેની એક કૃતિની સમૃદ્ધિથી અંજાઈને બીજી કૃતિ માટે ઉત્સુક થઈ ઊઠીએ એવા સર્જકો, જેની એક કૃતિનાં કથયિતવ્ય તથા રૂપનિર્માણની સંકુલ સમૃદ્ધિ પામવા બીજી કૃતિમાં જવાની ફરજ પડે એવા સર્જકો (આ જૂથમાં પ્રથમ પંક્તિના સૌ સર્જકો આવે) સુરેશ જોષી આ ત્રીજા જૂથમાં આવે. એટલે જ તેમની વાર્તાઓનું હાર્દ પામવા અન્ય વાર્તાઓ જ નહિ પરંતુ નિબન્ધો સુધી પહોંચવા માટે આપણને ફરજ પડે છે. ગુજરાતી ભાષામાં સુરેશ જોષી ઉપરાંત આવા સર્જકો છે એ આપણા માટે આનંદ અને ગૌરવની વાત છે.

એક વિદ્રોહી સર્જક તરીકે સુરેશ જોષી 'મનીષા'(૧૯૫૫)થી જ વિવાદાસ્પદ રહ્યા હતા. ખાસ કરીને તો તેમની ટૂંકી વાર્તાની વિભાવના સામે ભારે ઊહાપોહ થયા કર્યો. ઘટનાનું તિરોધાન, ઘટનાહ્રાસ, ઘટનાલોપની વાતો ચારે બાજુ કાચીપાકી, ખરીખોટી સમજ સાથે અથડાવા લાગી. એમ તો ધૂમકેતુએ પણ વસ્તુવિધાન, પાત્રાલેખન અને શૈલી – ત્રણેના સુંદર મેળમાંથી જ ઉત્તમ વાર્તા જન્મે એમ ક્યાં કહ્યું નહોતું ? તો પછી ઘટનાના તિરોધાનની વાત સુરેશ જોષીએ કરી ત્યારે વિરોધ કેમ થયો ? કહેવું જોઈએ કે આ સમજવામાં થોડી મુશ્કેલી પડતી હતી. શીલરે complete annihilation of matterની વાત કરી હતી. આ જર્મન ચિંતકને બાજુએ મૂકીને જો આપણે

સંસ્કૃત કાવ્યસિદ્ધાન્ત પાસે જઈએ, પ્રત્યક્ષ રીતે ન જવાય તો ડોલરરાય માંકડ – નગીનદાસ પારેખની મદદ લઈએ તો કદાચ એ વાતનું હાર્દ વધુ સારી રીતે સમજી શકાય. (સરખાવો : 'વધુમાં વધુ ઇષ્ટ અસર... ઉપજાવવા માટે ... તેવી ભાષા, તેવા છંદ, તેવા અલંકાર, તેવી રીતિ, તેવા રસ આદિથી અંકિત કરીને કવિ શબ્દદેહ અર્પે છે. આ ભાષાદિના વાઘા સજાતાં જ મૂળ વાસ્તવિક પ્રસંગાદિનું પૂરું તિરોધાન થાય છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓ મૂળ વસ્તુનું તિરોધાન થાય છે એમ કહે છે તેનો અર્થ આ જ છે.' ('સાહિત્યમીમાંસાના બે પ્રશ્નો' : ડોલરરાય માંકડ) સાદી ભાષામાં કહેવું હોય તો વિષયવસ્તુને છંદ, અલંકાર, પ્રતીક, કલ્પન, અન્વય જેવી યુક્તિપ્રયુક્તિઓ વડે સાકાર કરવું એનું નામ વસ્તુનું તિરોધાન. એવી જ રીતે સુરેશ જોષીએ ભાષાના પુનર્વિધાનની વાત ઉપર અવારનવાર ભાર આપ્યો હતો, આ મુદ્દો સમજવા માટે પોલ વાલેરી પાસે ન જઈએ તો ચાલે, અભિનવગુપ્તે સૈકાઓ પહેલાં કહ્યું હતું : 'સહુ લોકોના ઉપયોગને કારણે જૂના થઈ ગયેલા અર્થનું વિચિત્ર (વૈવિધ્યપૂર્ણ)રીતે સુંદર રૂપે ભાવન થાય છે.' ('અભિનવનો રસવિચાર' : નગીનદાસ પારેખ)જો ગુજરાતી ભાષાના કાવ્યરસિકને ભારતીય કાવ્યચર્ચાની આ પરંપરાની જાણ હોત તો તિરોધાન જેવા મુદ્દા ખોટી રીતે ચગત નહીં.

સુરેશ જોષીએ વિલક્ષણ પ્રકારની વાર્તાઓ લખી, કલ્પન-પ્રતીકની યુક્તિપ્રયુક્તિઓનો વધારે ઉપયોગ કરીને ઘટનાઓને બાજુ પર મૂકી. પરંતુ આ તેમને માટેનું આદર્શ જગત હતું. વળી જેવી રીતે સર્જનહારની સૃષ્ટિમાં વૈવિધ્યભરી સંકુલ સમૃદ્ધિ છે એવી જ રીતે સુરેશ જોષીનું વાર્તાવિશ્વ પણ તેમનાથી જુદા પ્રકારની વાર્તા લખનારાઓએ સ્વીકારી લેવું જોઈએ. કોઈ વ્યક્તિ સાહિત્યસ્વરૂપો વચ્ચેની ભેદકરેખા ભૂંસી નાખીને નવું સાહસ કરી શકે; પરંપરાઓ આવી જ રીતે સમૃદ્ધ થતી હોય છે. એટલે ઘટનાસહિતની વાર્તા લખી શકાય અને ઘટનાનો હ્રાસ કરીને પણ વાર્તા તો લખી શકાય છે, વાર્તાકલાની અણસમજ જ કેટલાક અપ્રસ્તુત પ્રશ્નો ઊભા કરી આપે છે.

મૂળમાં તો કોઈ પણ સર્જકને મૂલવવા માટે આપણી સામે સમગ્ર સાહિત્યનો પરિપ્રેક્ષ્ય હોવો જોઈએ, પહેલાં ગુજરાતી સાહિત્ય, પછી ભારતીય

સાહિત્યની વાત આવે. વળી, ભરત-ભામહથી શરૂ થતી અને જગન્નાથ પંડિત સુધી વિસ્તરેલી કાવ્યશાસ્ત્રની પરંપરાનું જ્ઞાન હોવું જોઈએ. તો જ અભિનવગુપ્ત અને ફિનોમિનોલોજી વચ્ચે સંબંધ બાંધી શકાય. ગુજરાતી ભાષામાં વિવેચન કરવા માગનારે આ બધાને સમગ્રતયા પામવાના રહે. સાથે સાથે વિવેચનના પ્રશ્નોને ગુજરાતી સાહિત્યના સન્દર્ભે તપાસવા પડે, અન્યથા આપણી વિવેચનપ્રવૃત્તિ અર્થહીન, અપ્રસ્તુત બની જાય. પશ્ચિમના કોઈ પણ વિવેચકની પ્રવૃત્તિ જોવાથી આ વાતની ખાતરી થશે, તેણે ક્યારેય પોતાના પરિસરની બહાર જઈને વાત માંડી નથી. જો આમ નથી થતું તો વિવેચન દ્વારા સર્જનાત્મક આબોહવાનું નિર્માણ થતું નથી. વિવેચને સાથે સાથે સમકાલીન સાહિત્ય સાથે પાનું પાડવું જ રહ્યું. હા, ક્યારેક સમકાલીનોની સર્જનાત્મક અભિવ્યક્તિઓની પ્રગલ્ભ નવીનતા જે તે સર્જક સુધી આપણને પહોંચવા દેતી નથી. એક નિબંધમાં સુરેશ જોષીએ ફરિયાદ કરી હતી; તેમણે એક મુરબ્બી મિત્રને (એટલે કે ઉમાશંકર જોશીને) કહ્યું : આપણે સમકાલીન છીએ એટલે એકબીજાનું લખેલું વાંચવામાંથી બચી ગયા એનું ભારે સુખ છે. વ્યંગ તો ભારે હતો, જોકે ઉમાશંકર જોશીને એ વાત લાગુ પડતી ન હતી એનો સ્વીકાર કરવો જોઈએ.

સુરેશ જોષીએ અવારનવાર ગુજરાતી સાહિત્ય સામે અસંતોષ વ્યક્ત કર્યો છે, આમ કરવાનો એમને એવો અધિકાર હોઈ શકે. બ.ક.ઠાકોરે પણ પુષ્કળ કવિતા માત્ર પોચટ આંસુ સારતી ક્યાં નહોતું કહ્યું ? પરંતુ સાથે સાથે ગુજરાતી સાહિત્યની જે સિદ્ધિઓ છે એનો સ્વીકાર કરીને ચાલવું જોઈએ. ૧૯૫૦ પહેલાંની જો ગુજરાતી ટૂંકી વાર્તાની વાત કરીએ તો એ પચીસીમાં (૧૯૨૬-૫૦) કેટલી બધી સમૃદ્ધ વાર્તાઓ લખાઈ હતી. કથયિતવ્યની અસામાન્ય સંકુલ સમૃદ્ધિને કેટલાય સર્જકોએ પોતપોતાની રીતે ઘાટ આપ્યો હતો, તો આધુનિક સમયમાં કાવ્યક્ષેત્રે નવા નવા થયેલા આવિષ્કારોને 'કુંઠિત સાહસ' કહીને ઓળખાવવાની કોઈ અનિવાર્યતા ખરી ? ભૂતકાળની સમૃદ્ધ અને સમકાલીનોની નવી નવી અભિવ્યક્તિઓને આવકાર મળવો જોઈએ, રુચની ઉદારતા જ આપણને નવા સાહિત્ય પ્રત્યે અભિમુખ કરી શકે. આ વાત નીકળી છે ત્યારે એક આડ વાત ઉમેરી શકાય. સાહિત્યજગતમાં સુરેશ

જોષી અને ઉમાશંકર જોશી વચ્ચેના સંઘર્ષની વારતાઓ થયા કરતી હતી. વડોદરાની કૉલેજમાં માત્ર જેવા પ્રથમ વર્ષ વિજ્ઞાનના વિદ્યાર્થીઓ સમક્ષ પણ ઉમાશંકર જોશી કવિ તરીકે કેટલા બધા અપરિપક્વ છે એવું કહીને અમારા મનમાં આ ગાંધીવાદી કવિની જે આદરપાત્ર મૂર્તિ હતી તેને છિન્નભિન્ન કરી નાખી. સુરેશ જોષીએ પોતાનો એક ગ્રંથ ઉમાશંકર જોશીને અર્પણ કરતાં એક પંક્તિ ટાંકી હતી : But a tortoise shaken by asthama goes on protesting. પણ એમના અસંપ્રજ્ઞાત મનમાં ઉમાશંકર જોશી વિશે એક સાવ જુદી છાપ હતી અને તે ભાગ્યેજ પ્રગટ થઈ હતી. તેમના મૃત્યુ પહેલાંની લગભગ સન્નિપાત જેવી ક્ષણોમાં તેમના મુખમાંથી બે કવિઓની પંક્તિઓ વહી હતી તેનો હું સાક્ષી છું. એક જર્મન કવિ રિલ્કે : Who, if I cried, would hear me among the angelic orders ? અને બીજા ઉમાશંકર જોશી : ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા.

એક બીજી વાત પરંપરાનાં હજારો વર્ષોથી જોતા આવ્યા છીએ કે સાહિત્યસર્જક અને સાહિત્યવિવેચક સાથે સાથે તત્ત્વચિંતક પણ હોય છે – હા, દરેક સર્જક, દરેક વિવેચક આવી પ્રતિભા ધરાવતો હોવો જોઈએ એ જરૂરી નથી. જેઓ સદીઓથી પ્રભાવક રહ્યા છે એ બધા જ તત્ત્વચિંતક પણ હતા. જગત વિશે, જીવન વિશે ગંભીરતાપૂર્વક જેઓ કશી દાર્શનિક પીઠિકા ધરાવતા હોય તેઓ જ ચિરંજીવ નીવડી શકે. સુરેશ જોષી આવા જ એક દાર્શનિક પીઠિકા ધરાવતા સર્જક હતા. એમની એ વ્યક્તિતાનો સન્દર્ભ નિબંધ – ચિંતનાત્મક નિબંધ–માં તરત જ પામી શકાય છે. જનાન્તિકે ગોત્ર સિવાયના નિબંધોમાં ચિન્તનની ધારા વિશેષતઃ જોવા મળે છે. કબૂલી લઈએ કે આ પ્રકારનું ચિન્તન દોહન, વિવરણ, અનુવાદ રૂપે છે. ખાસ કરીને તો 'પશ્યન્તી'માં આવા નિબન્ધોનું પ્રમાણ સવિશેષ છે. સુરેશ જોષી આ પ્રકારના નિબન્ધોમાં યુરોપ-અમેરિકાના જે સર્જકો-ચિન્તકોની વાતો કરે છે, તે મોટે ભાગે ક્યા પ્રકારના છે ? જે આ બધા સર્જકો-ચિન્તકો છે તે કોઈ ને કોઈ પ્રકારે વિદ્રોહી મુદ્રા ધરાવે છે, એટલે તેઓ જીવના જોખમે પણ સ્થાપિત હિતો સામે માથું ઊંચકતા પાછા હટ્યા નથી, પછી એ સ્થાપિત હિત ધર્મ હોય, રાજ્ય હોય કે કોઈ સંસ્થા હોય. આવા ઘણા બધા અપરિચિત સર્જકો–

સાહિત્યની વાત આવે. વળી, ભરત-ભામહથી શરૂ થતી અને જગન્નાથ પંડિત સુધી વિસ્તરેલી કાવ્યશાસ્ત્રની પરંપરાનું જ્ઞાન હોવું જોઈએ. તો જ અભિનવગુપ્ત અને ફિનોમિનોલોજી વચ્ચે સંબંધ બાંધી શકાય. ગુજરાતી ભાષામાં વિવેચન કરવા માગનારે આ બધાને સમગ્રતયા પામવાના રહે. સાથે સાથે વિવેચનના પ્રશ્નોને ગુજરાતી સાહિત્યના સન્દર્ભે તપાસવા પડે, અન્યથા આપણી વિવેચનપ્રવૃત્તિ અર્થહીન, અપ્રસ્તુત બની જાય. પશ્ચિમના કોઈ પણ વિવેચકની પ્રવૃત્તિ જોવાથી આ વાતની ખાતરી થશે, તેણે ક્યારેય પોતાના પરિસરની બહાર જઈને વાત માંડી નથી. જો આમ નથી થતું તો વિવેચન દ્વારા સર્જનાત્મક આબોહવાનું નિર્માણ થતું નથી. વિવેચને સાથે સાથે સમકાલીન સાહિત્ય સાથે પાનું પાડવું જ રહ્યું. હા, ક્યારેક સમકાલીનોની સર્જનાત્મક અભિવ્યક્તિઓની પ્રગલ્ભ નવીનતા જે તે સર્જક સુધી આપણને પહોંચવા દેતી નથી. એક નિબંધમાં સુરેશ જોષીએ ફરિયાદ કરી હતી; તેમણે એક મુરબ્બી મિત્રને (એટલે કે ઉમાશંકર જોશીને) કહ્યું : આપણે સમકાલીન છીએ એટલે એકબીજાનું લખેલું વાંચવામાંથી બચી ગયા એનું ભારે સુખ છે. વ્યંગ તો ભારે હતો, જોકે ઉમાશંકર જોશીને એ વાત લાગુ પડતી ન હતી એનો સ્વીકાર કરવો જોઈએ.

સુરેશ જોષીએ અવારનવાર ગુજરાતી સાહિત્ય સામે અસંતોષ વ્યક્ત કર્યો છે, આમ કરવાનો એમને એવો અધિકાર હોઈ શકે. બ.ક.ઠાકોરે પણ પુષ્કળ કવિતા માત્ર પોચટ આંસુ સારતી ક્યાં નહોતું કહ્યું ? પરંતુ સાથે સાથે ગુજરાતી સાહિત્યની જે સિદ્ધિઓ છે એનો સ્વીકાર કરીને ચાલવું જોઈએ. ૧૯૫૦ પહેલાંની જો ગુજરાતી ટૂંકી વાર્તાની વાત કરીએ તો એ પચીસીમાં (૧૯૨૬-૫૦) કેટલી બધી સમૃદ્ધ વાર્તાઓ લખાઈ હતી. કથયિતવ્યની અસામાન્ય સંકુલ સમૃદ્ધિને કેટલાય સર્જકોએ પોતપોતાની રીતે ઘાટ આપ્યો હતો, તો આધુનિક સમયમાં કાવ્યક્ષેત્રે નવા નવા થયેલા આવિષ્કારોને 'કુંઠિત સાહસ' કહીને ઓળખાવવાની કોઈ અનિવાર્યતા ખરી ? ભૂતકાળની સમૃદ્ધ અને સમકાલીનોની નવી નવી અભિવ્યક્તિઓને આવકાર મળવો જોઈએ, રુચની ઉદારતા જ આપણને નવા સાહિત્ય પ્રત્યે અભિમુખ કરી શકે. આ વાત નીકળી છે ત્યારે એક આડ વાત ઉમેરી શકાય. સાહિત્યજગતમાં સુરેશ

જોષી અને ઉમાશંકર જોશી વચ્ચેના સંઘર્ષની વારતાઓ થયા કરતી હતી. વડોદરાની કોલેજમાં મારા જેવા પ્રથમ વર્ષ વિજ્ઞાનના વિદ્યાર્થીઓ સમક્ષ પણ ઉમાશંકર જોશી કવિ તરીકે કેટલા બધા અપરિપક્વ છે એવું કહીને અમારા મનમાં આ ગાંધીવાદી કવિની જે આદરપાત્ર મૂર્તિ હતી તેને છિન્નભિન્ન કરી નાખી. સુરેશ જોષીએ પોતાનો એક ગ્રંથ ઉમાશંકર જોશીને અર્પણ કરતાં એક પંક્તિ ટાંકી હતી : But a tortoise shaken by asthama goes on protesting. પણ એમના અસંપ્રજ્ઞાત મનમાં ઉમાશંકર જોશી વિશે એક સાવ જુદી છાપ હતી અને તે ભાગ્યેજ પ્રગટ થઈ હતી. તેમના મૃત્યુ પહેલાંની લગભગ સન્નિપાત જેવી ક્ષણોમાં તેમના મુખમાંથી બે કવિઓની પંક્તિઓ વહી હતી તેનો હું સાક્ષી છું. એક જર્મન કવિ રિલ્કે : Who, if I cried, would hear me among the angelic orders ? અને બીજા ઉમાશંકર જોશી : ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા.

એક બીજી વાત પરંપરાનાં હજારો વર્ષોથી જોતા આવ્યા છીએ કે સાહિત્યસર્જક અને સાહિત્યવિવેચક સાથે સાથે તત્ત્વચિંતક પણ હોય છે – હા, દરેક સર્જક, દરેક વિવેચક આવી પ્રતિભા ધરાવતો હોવો જોઈએ એ જરૂરી નથી. જેઓ સદીઓથી પ્રભાવક રહ્યા છે એ બધા જ તત્ત્વચિંતક પણ હતા. જગત વિશે, જીવન વિશે ગંભીરતાપૂર્વક જેઓ કશી દાર્શનિક પીઠિકા ધરાવતા હોય તેઓ જ ચિરંજીવ નીવડી શકે. સુરેશ જોષી આવા જ એક દાર્શનિક પીઠિકા ધરાવતા સર્જક હતા. એમની એ વ્યક્તિતાનો સન્દર્ભ નિબંધ – ચિંતનાત્મક નિબંધ-માં તરત જ પામી શકાય છે. જનાન્તિકે ગોત્ર સિવાયના નિબંધોમાં ચિન્તનની ધારા વિશેષતઃ જોવા મળે છે. કબૂલી લઈએ કે આ પ્રકારનું ચિન્તન દોહન, વિવરણ, અનુવાદ રૂપે છે. ખાસ કરીને તો 'પશ્યન્તી'માં આવા નિબન્ધોનું પ્રમાણ સવિશેષ છે. સુરેશ જોષી આ પ્રકારના નિબન્ધોમાં યુરોપ-અમેરિકાના જે સર્જકો-ચિન્તકોની વાતો કરે છે, તે મોટે ભાગે કયા પ્રકારના છે ? જે આ બધા સર્જકો-ચિન્તકો છે તે કોઈ ને કોઈ પ્રકારે વિદ્રોહી મુદ્રા ધરાવે છે, એટલે તેઓ જીવના જોખમે પણ સ્થાપિત હિતો સામે માથું ઊંચકતા પાછા હટ્યા નથી, પછી એ સ્થાપિત હિત ધર્મ હોય, રાજ્ય હોય કે કોઈ સંસ્થા હોય. આવા ઘણા બધા અપરિચિત સર્જકો-

વિચારકોનો પરિચય સુરેશ જોષીએ કરાવ્યો, આપણને સમકાલીન વૈશ્વિક પ્રશ્નોની મોઢામોઢ કરી દીધા. આપણને સૌને કેટલીક મર્યાદાઓ છે, એટલે આપણા વતી વાંચન કરીને સુરેશ જોષીએ આ જગત આપણને ધરી દીધું. કદાચ એમના મનમાં એક બીજો ખ્યાલ પણ સંભવી શકે. ગુજરાતી સમાજમાં મરાઠી સમાજ જેટલું આખાબોલાપણું નથી, આપણા ગુજરાતી સર્જકો-વિચારકોની તત્સમવૃત્તિ કેમ કરતાં ઓછી થાય, ગુજરાતી સર્જક-વિચારક પણ પોતાની આગવી દિશામાં આગળ કેમ કરીને વધે અને એના શબ્દમાં નવો પ્રાણ ફુંકાય : આવી કશીક અપેક્ષા સાથે હર્બર્ટ માર્ક્યુઝ, ચે ગુવેરા, સોલ્ઝેનિત્સીન જેવા સર્જકો-વિચારકો વિશે સતત લખતા રહ્યા. જ્ઞાનજગતની આપણી ક્ષિતિજોને તેઓ આ રીતે વિસ્તારતા રહ્યા. તેમના વૈચારિક જગતમાંય સનાતન કાળથી ચાલી આવતો નિર્વેદ હતો, હતાશા હતી. વ્યાસ મુનિએ પણ હાથ ઊંચા કરીને આવી હતાશા વ્યક્ત કરી હતી. દૈવાસુર સંપદાયોગમાં પણ ગીતાકાર આવી જ એક નિરાશાની વાત નથી કરતા. આ જગત કેટલું બધું ક્રૂર છે એ વાત હેમ્લેટે પણ મરતાં પહેલાં પોતાના મિત્રને કહી જ હતી ને ! સુરેશ જોષીએ જાણે હજુ ગઈ કાલે જ કહ્યું ન હોય એવી રીતે કહ્યું છે, અને એ સાંભળ્યા પછી ભયાવહ મૌન સિવાય શું સંભવી શકે ?

'આપણે સહુ એક પ્રાચીન અને ભવ્ય સંસ્કૃતિની અન્તિમ ક્ષણોએ એની સ્મશાનયાત્રાના ડાઘુઓ બનીને આવ્યા છીએ. તો હવે સૂરજને કાળા વાઘા પહેરાવો, પડછાયાઓના સરઘસ કાઢો, મન્દિરોમાં ઇલેક્ટ્રોનિક્સના જાદુ કરો, છાપાંની મદદથી નવી વાસ્તવિકતાનો ઉકરડો ઊભો કરો. મતગણતરીથી નવા ઈશ્વરને સ્થાપો, દરરોજ નરમેધ રચવાનાં નવાં નવાં નિમિત્તો શોધતાં રહો, જીવનપ્રવાહથી છૂટા પડીને બંધ બારી-બારણાંવાળાં કબર જેવાં ઘરમાં દટાતા રહો, લક્ષ્મીના તાપથી અનુકમ્પાના સ્રોતને સૂકવી નાખો – આટલું થશે પછી ભગવાનને પણ નવું નરક રચવાનો શ્રમ ઉઠાવવો નહિ પડે.' (પ્રથમ પુરુષ એકવચન, ૧૭૬)*

*૨૭-૨૮-૨૯ ડિસેમ્બર, ૨૦૦૨ના દિવસો દરમિયાન ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા આયોજિત જ્ઞાનસત્રમાં 'સુરેશ જોષી : એક પુનર્મૂલ્યાંકન' બેઠકમાં અતિથિવિશેષ તરીકે આપેલું વક્તવ્ય થોડી શુદ્ધિવૃદ્ધિ સાથે – ૩૧-૧૨-૨૦૦૨

**રસ્તો**
રતિલાલ 'અનિલ'
ગઝલ સંગ્રહ : મૂલ્ય રૂા. ૮૦/-

**ચાંદરણાં**
રતિલાલ 'અનિલ'
વ્યંગોક્તિ, ઉક્તિ, સૂત્રો : મૂલ્ય રૂા. ૧૦૧/-

**મસ્તીની પળોમાં**
રતિલાલ 'અનિલ'
બસો ઉપર મુક્તકોનો સંગ્રહ, મૂલ્ય ૨૫ રૂપિયા

**આટાનો સૂરજ**
રતિલાલ 'અનિલ'
સર્જનાત્મક નિબંધસંગ્રહ મૂલ્ય રૂ.૧૫૦/-

**રાત ચાલી ગઈ**
અમીન આઝાદ
ગઝલસંગ્રહ : મૂલ્ય ૨૫ રૂપિયા

**અર્જંપોત્સવ**
અંજુમ વાલોડી
ગઝલસંગ્રહ : મૂલ્ય ૭૦ રૂપિયા



# કંકાવટી

જૂન, ૨૦૦૩

જયન્ત પાઠક
રાધેશ્યામ શર્મા
લીના ત્રિવેદી
રવીન્દ્ર પારેખ
રતિલાલ 'અનિલ'
પ્રાણજીવન મહેતા
ચંદ્રિકા પંચાલ
નીના ભાવનગરી
મોઈશે નાદિર
શિરીષ પંચાલ
અજ્ઞેય
શરીફા વીજળીવાળા
અંબુભાઈ પુરાણી

# કંકાવટી

જૂન, ૨૦૦૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૫૧૮

<u>વાર્ષિક લવાજમ</u>

દેશમાં રૂ.૫૦, બે વર્ષના રૂ.૯૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

**કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :**
**ઈમેજ પબ્લિકેશન, પ્રા.વિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,**
**અમદાવાદ-૩૮૦ ૦૦૬**

<u>કંકાવટી ઇન્ટરનેટ પર</u>

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ 'અનિલ'

માલિક : આર.આર.રૂપાવાળા

કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૪ ૨૧૦
ફોન નં. ૨૨૭૦૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭ ફોન : ૨૩૧ ૨૭ ૪૦

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૨૪૨૮ ૯૪૧



## આંસુભીનું વ્હાલ / જયન્ત પાઠક

બધાં રમકડાં ફેંદી - ફેંકી
રિસાઈને ખૂણે બેસીને
ડૂસકાં ભરતા મને
કશું રીઝવવા આવ્યા તમે !
આવ્યા લઈને સ્મિત
ગંધર્વોનું ગીત
ગળ્યા અમરફળની ચીરી બે-ચાર
પારિજાતનો હાર –

પૃથિવીગ્રહનો ઘરવાસી હું બાલ
સમજું ના કંઈ બોલ તમારા –
બધી આળપંપાળ;
પણ હા –
ભીની આંખે જનનીની જો બોલાવો તો
આવું અબ્બીહાલ
અમને વ્હાલી એક જ વસ –
બસ આંસુભીનું વ્હાલ !

## આંગળિયાત અન્ધકાર / રાધેશ્યામ શર્મા

આરતીની આંગળી
જ્યોતિ
આશકા
લેવા ઊતર્યું
અશબ્દ આકાશ
આંગળિયાત
અન્ધકાર પણ
અભખડકો સાથે
અફળાતો
અથડાતો
બાહુક વેશે
અવતર્યો
થયો
અવકાશમઢીએ
પારદર્શી
પ્રકાશ
પલાશનાં
વન
ઉપવન

ઝળહળી
ઊઠ્યાં
ને
કીડારત
પ્રેતશિલ્પો
છળી
ઊડ્યાં
ઊડુગણ
પ્રતિ...

## પ્રારંભ / ડો. લીના ત્રિવેદી

અણુ પરમાણુ વિસ્ફોટ,
મિસાઈલ યુદ્ધ ! સ્ટારવોર,
બધું જ ધર્મને નામે. માનવતાનું મ્હોરું.
યુદ્ધની કેટલામી પરોઢ હશે ?
ધરા ધીખશે, અસ્તિત્વ ચીખશે
મહાઘોષ ઊઠશે નાભિમાંથી
વીંટળાશે પૃથિવીને,
એમાંથી પ્રગટશે સમ્રાટ અશોકનો વિષાદ
આકારાશે બુદ્ધની અહિંસા.
ઊઠે છે ફરી ફરી નાગની ફેણ અને સંભળાય છે સર્પનો ફુત્કાર,
ફરી ફરી અહિંસા માટે હિંસા
એની એ જ, યુગોથી શણગારાતી killing instinct.
ભરી ભરી આકાશગંગા ઠલવાતી રહી
તોય માનવહૈયું કોરું ધાકોર,
જ્યાં ક્ષણે ક્ષણે વ્યાપે સહરા !
જીવનનું દ્વાર કોણ ખોલે ?
આવશે રોબો,
ખાલી ખોબો ધરી માંગશે
મને આપો આકાશગંગાનો અવિરત પ્રેમ.
મારે યંત્રમાં પ્રેમ ભરવો છે.
પત્થરની મૂર્તિમાંથી કરુણા ફરી વ્હેશે,
રોબોની પ્રાર્થના માનવની સંજીવની બનશે,
શલ્યામાંથી અહલ્યા જાગૃત બને ત્યારે વ્હેશે,
ક્ષણો વહેશે સજીવન બની,
ત્યારે થશે માનવપ્રાણીમાંથી માનવભણી
અવિરત યાત્રાનો પ્રારંભ.

૪ ૨૦૦૩, જૂન

કંકાવટી

## ગઝલ / રવીન્દ્ર પારેખ

હોય કાયમ હાશ, કૈં સારી નહીં,
એકલી ટાઢાશ કૈં સારી નહીં.

લાખ નિરાશા પછી આવે તો ઠીક,
બાકી કેવળ આશ કૈં સારી નહીં.

વાત પોતાની જ સાથે થઈ શકે,
એવી આ નવરાશ કૈં સારી નહીં.

તું ભલે ફુગ્ગા સમું ઊંચે ચડે,
પણ બધી હળવાશ કૈં સારી નહીં.

આંખ છે તો આંસુઓ ભેગાં ન કર,
એકલી ખારાશ કૈં સારી નહીં.

એ ભલે સાથે રહે છે જન્મથી,
પણ વિકસતી લાશ કૈં સારી નહીં.

## ખરેલા પીંછાની સફર.....! / રતિલાલ 'અનિલ'

*પીછું ખર્યું આકાશથી, એની કલમ કરી-*
*લખનારને પોતા સિવાય સૂઝતું નથી !*
*એહસાસ એટલો તો પીંછાને થઈ ગયો :*
*મારી સફરની વાત કોઈ પૂછતું નથી !*

મારી ચોરસ ઓરડીમાં એક ચકલી-યુગલ જ મને સહવાસ આપે છે ! આ કંઈ જંગલ નથી, અને તેય ગિરનારનું કે મને એની કલમ કરીને લેખ લખવાની ઇચ્છા થાય એવું શાહી શાહુડીનું પીંછું મળે ! માણસને શાહુડીનું પીંછું મળ્યું, પીંછાંના રુવાંડાં વગરનું પીંછું, એની અણી પર આંગળીનું ટેરવું ફેરવ્યું હશે, તે પછી આખા પીંછા પર, તે પછી એ કયાં તત્ત્વોનું બનેલું છે એની શોધમાંથી કચકડાની શોધ કરી હશે એવી ઉટપટાંગ કલ્પના, મારો દૂર...દૂર...નો પૂર્વજ વાનર હોવાથી મેં કરેલી ! આ અણિયાળી કલમ તે પીંછું ? શાહુડીનું પીંછું – પીંછાની વ્યાખ્યા જ બદલી નાખે છે ! એના પીંછાને રેશમી, સુંવાળા રેસા નહીં, લીસી સપાટી; ચીસ પાડી જગાડતા બારણાના બેલને આંગળીનું ટેરવું દાબવા કરતાં એ પીંછાની અણી અને દેહ પર આંગળીનું ટેરવું ફેરવવાનો આનંદ ઓર. શાળાના શિક્ષક વિદ્યાર્થીને મોરપિચ્છની વાત વપરાશી જીભે કહેતા હોય (નોકરીધંધાના સ્થાને જીભ પણ વપરાશી જ હોય !)અને પીંછા વિશેનું પોતાનું અપૂર્ણ જ્ઞાન વિસ્તારતા હોય, તેમણે શાહુડીના પીંછા સુધી પહોંચવું ન જોઈએ ? વ્યાકરણનો વિષય હવે પાઠ્યક્રમમાં સત્તાવાર રહ્યો

નથી છતાં કોઈ કોઈ વાર એ શિક્ષક શબ્દના પ્રત્યય વિશે કંઈ કહેતા હશે : બક્ષીપંચનો અહેવાલ વાસ્તવમાં પ્રત્યયનો અહેવાલ છે : 'પ્રત્યય'ને અગ્રજ કરવા માટે શું કરવું એની સૂચના એમાં હોવાનું માનું છું ! પ્રત્યયનો અભ્યાસ ડૉ. આંબેડકરે કર્યો અને પ્રત્યયને નવબૌદ્ધ બનાવ્યા ! શાહુડીનો પ્રત્યય અણિયાળો હોય છે એ જે જાણે છે તે જ ડૉ. આંબેડકરની ભાષા સમજી શકે ! હજી, આટઆટલા ૨૦૦૨ના વિકાસ પછી પણ સંસ્કારસ્વામીઓ 'પછાત' શબ્દ જ પ્રયોજ્યા કરે છે : 'સંસ્કાર'ને હજી પ્રત્યય જોડાયો જ નથી : હવે આપણે જરા વૈયાકરણી થઈને પીંછાં, પછાત આદિને 'પ્રત્યય' કહેતા શિખીએ તો ? પણ માણસને પીંછાને પીંછું કહેતાયે પોતાની ઉચ્ચતાની શરમ નડી હશે એટલે મોંફટ થઈને ''પીછલગ્ગું' શબ્દ બોલી નાખ્યો ! હા, 'અંગભૂત'ની ઉચ્ચતા અને યાત્રા વગરનું ગૌરવ, પાછળ પડેલાને શી રીતે આપી શકાય એવી ન્યાયી મૂંઝવણ થાય ખરી !

શાહુડીનું પીંછું તીર જેવું હોય છે. કોઈ પીછલગ્ગું એની પાછળ પડે છે તો એ તીર પીંછું છોડે છે અને પીછલગ્ગું ઘવાય અને શાહુડી સલામત ભાગી છૂટે ! ગધેડું સંરક્ષણાર્થે પાછલી લાત જ પાછલી દિશામાં વીંઝે છે એ સાંભરણ શાહુડીને બદનક્ષી જેવું ન લાગે ! માણસની ભાષા ન જાણવાથી અહિંસાનું વ્રત જળવાય છે એટલું તો, તટસ્થપણે હું જોઈ શકું છું !

'શાહુડી' શબ્દ સાથે જ ચકલી શબ્દ સાંભરે છે. ઓરડાના એક ખૂણે નડતા કાગળોને કાતરીને એક યુગલે માળો કર્યો છે. એક માદા અને એક નર છે. પણ બાયલી ભાષા બંનેને ચકલી અને બહુવચન ચકલા કહે છે; તે પણ એ ખેતર ચણી જાય ત્યારે જ યાદ આવે ! શું થાય ? પશુ-પક્ષી માણસની ભાષા ન ભણવાથી માણસ તેના પર થઈ શકે એવા બદનક્ષી કેસોથી તેમ ચંચુપ્રહારની બચી ગયો લાગે છે ! શાહુડી હોય તો શાહુડો પણ હશે જ ને !

–મોર, તેના પીંછાની આંખે જોતો નથી!

–ચણોઠી તેની આંખે જોતી નથી :

માણસ કેમ અધૂરા જ્ઞાનની આંખે જોતો હશે ?

–છાણા દેવ પણ ક્યાં કપાસિયાની આંખે જુએ છે ?

-માણસ, નરી આંખને બદલે શા માટે ભાષાની આંખે જુએ છે,બતાવે છે ?

જનની ન હોય તો ગધેડાં હોય જ ક્યાંથી ? પણ ઓપન સેક્ટરમાં ગધેડા જ વિહાર કરતાં અને કોઈક ખૂણે ચિંતન કરતાં ઊભેલાં દેખાય છે ! પરદા-બુરખાની પ્રથા વિશે મહાનિબંધ લખનાર માટે આ ચિત્યવિધાન કે મુદ્દો છે ! પુરુષપ્રધાન સમાજ માત્ર માણસોને જ હોય, પશુ-પક્ષીનો નહીં ? ગધેડી ક્યાંય જાહેરમાં દેખાતી નથી એટલે પુરુષપ્રધાન સમાજની પ્રેરણા માણસની ક્યાંથી મળી ? શોધપ્રબંધ માટે આ અક રસિક મુદ્દો છે !

આદમે ભલે પાંદડાને અંગવિશેષનું ઢાંકણ, કપડું બનાવ્યું પણ આદિવાસીઓના ઉત્સવમાં કોઈ પીંછાઓનું બનેલું અંગઢાંકણ બનાંવી મોટા પક્ષી રૂપે નૃત્ય કરતું દેખાય છે.ચૌધરી કહેવત છે : મરઘી ખાઈને માથે પીંછું ખોસ્યું : આદિમાનવે પક્ષીઓનાં ખરેલાં પીંછાં ભેગાં કર્યાં હશે જ ! મેં જંગલમાં ભેગાં કરેલાં તેમાં પીંછાને આંગળીથી પસવાર્યાં હશે…એમ કરતાં એના રેસા અલગ પડ્યા હશે. માનવસર્જિત રેસાની શોધનું મૂળ એ હોઈ શકે ! માણસે સ્વસર્જિત રેસાંનાં કપડાંથી શરીર ઢાંક્યું એ શોધ પાછળ રેસાવાળાં પીંછાંથી ઢંકાયેલા કોઈ કે ઘણાં પક્ષીનાં શરીર હોઈ ન શકે ?

ખરેલાં પીંછાંનું હવામાં નૃત્ય !

ઊડતા પક્ષીનું પીંછું ખરી પડે છે પછી એ પીંછું સીધું જમીન પર આવતું નથી, હવાના લયદોરે એ નૃત્ય કરતું કરતું દૂરદૂરની જ જમીન પર આવે છે- ના, શાંત થઈને હવા એને જમીન પર, સાચવીને મૂકી જાય છે ! ખરેલાં પીંછાનું એ આકાશી, હવાઈ નૃત્ય એક લયાત્મક કવિતા હોય છે… ખરેલાં પીંછાંની સફર…છૂટી ગયેલા સાથી મિત્રો દૂરદૂર આડાઅવળા, ઊંચેનીચે થતાં જીવાઈની જમીન પર જઈને સ્થિર થયેલા જોઉં છું અને ખરેલા પીંછાનો વિહાર, સફર આંખ સામે તરે છે… એટલે તો આ શેર મને સ્ફુર્યો હશે :

*કોઈ પીંછું સફરને સંભારે,*
*ક્યાંક એવી ખબર મળે તમને !*

અંગસહિત અને અંગરહિત ખરેલાં પીંછાની સફર….એકલ સફર… સાથી પીંછાંવિહોણી એકલ સફર… માણસ સમાજનિષ્ઠ તો પીંછું, પીંછાં સમાજનિષ્ઠ નહીં હોય ?

નાનપણમાં ઘરે પોપટનું પિંજરું, રાતે ઘરમાં અને દિવસે બહારના કઠેડાને

છજે લટકે. એને અચરે, અચરે, (ઓચરે, ઓચરે)રામ શિખવવાને બદલે એ પિંજરાના સળિયે બેસી ડોલે એનું અંગડોલન જ હું અનાયાસ શિખેલો ! એના ખરેલા પીંછાનો પરિચય પહેલા પહેલા પ્રેમ જેવો ! એણે એંઠું કરેલું જમરૂખ પ્રસાદી રૂપે છાનાછપના ખાધેલું ! સામે જઈએ એટલે વચ્ચેના સળિયે બેઠું બેઠું નીચી ડોકે ડોલે... અગિયાર બાર વર્ષ એ પિંજરે રહી (પોપટી), એ પિંજરે પણ પાંખો ફફડાવે, શા માટે ?– કિશોરને એ સમજાય નહીં ! એક દિવસ પિંજરાનું દ્વાર ખુલ્લું રહી ગયું અને એને સ્ફૂર્તિભેર ઊડતી અને દૃષ્ટિમર્યાદાથી દૂર અલોપ થતી હું જોઈ રહ્યો – શોકની નજરે... હવે ગૌરવની નજરે સ્મૃતિમાં જોઉં છું. યાદ આવે છે :

રક્સ કરના હૈં તો ફિર પાઉંકી જંજિર ન દેખ !

નૃત્ય કરવું હોય તો પગમાં પડેલી સાંકળ ન જો !

એ જેલમાં હોવા છતાં પાંખો ફફડાવતી અને એમ ઉડ્ડયનનું ભાવિ સલામત રાખતી હતી... ગાંધીજીએ આપણને બ્રિટિશ કેદમાં પાંખો ફફડાવતા રહેવાનું શિખવ્યું અને.... પિંજર જ સ્વદેશ ચાલ્યું ગયું....

લોકગીત કહે છે :

*સહિયર, હું ઈંધણાં વીણવા ગઈ'તી.....*

એમ હું ખરેલાં પીંછાં વીણવા ગિરનારના ગાઢ જંગલમાં ગયો'તો , રહ્યો તો અને કબીરની જેમ ચદરિયા નહીં, વીણેલાં પીંછાં ત્યાં મૂકીને પાંચ વર્ષ પાછો ફર્યો...પણ સ્મૃતિમાં એ પીંછાં અંગભૂત થઈને પાંખ થઈ ગયાં છે, અને કોઈ કોઈ વાર પાંખ, ફરક્યા, ફફડ્યા કરે છે...

## પ્ર-પંચતંત્ર / પ્રાણજીવન મહેતા

પાણીમાં માંડમાંડ તરતા વૃદ્ધ મગરને એકાએક મોત ભળાયું. એના અંગેઅંગમાં કંપારી વછૂટી. પડખે વમળમાં ખાબકી પડવાનું ઘડીપળ એને મન થયું. પણ પાછું વિચાર્યું – વમળમાં ખાબકી બાકી બચેલ વયને આમ વેડફી કેમ નખાય ? એક તો વય થઈ. બીજું પાણીમાં તરાય નહીં તરવૈયા સરીખું અને ત્રીજું ઉપાધિયોગનું છોગું તે મોંફાડ કેમેય ખુલે નહીં ને અડખે પડખે સરતું તરતું કંઈ પટ્ટ દઈ દાઢ વચાળ દાબી ચગળી પેટ સોતું કરી શકાય નહીં.

મગરને ઈશ્વરશ્રદ્ધા ઘણી. પણ પાણીમાં તરતાં તરતાં એની પીઠ પરથી શ્રદ્ધા બધી ઓગળી પીગળી વહેણ ભેળી વહેતી થઈ ગયેલ. છતાં ઘટીવધી શ્રદ્ધાને પીઠ પર ખડકી એકઠી કરી એણે પ્રભુસ્મરણ કરવા મથામણ આદરી. પ્રભુસ્મરણ કરતાં કરતાં મગજ જરી જરૂર કરતાં વધુ સતેજ થયું ત્યારે એને સમજાયું કે મારો વા'લો પરભુડો તો પેલા અંકાશની પેલે પાર ને અંકાશે તો નકરા ધોળાંધરૂ વાદળના ઢગના ઢગ. મારી પ્રાર્થના પ્રભુ કને એ સંધુય વટાવી કેમની પહોંચશે ? કદાચ પહોંચશે તો તે પણ આછીપાતળી ને પરભુને એ સમજાશે કે કેમ ? મગરના નાના એવા મગજમાં મસમોટી શંકા પેઠી ને પહોળી થઈ પથરાઈ.

આવડી, પોતાની પીઠથી પણ લાંબી પહોળી શંકા-આશંકા લઈ પાણી વચાળ તરવું કેમનું – એવું વિચારતો મગર પાણી વચ્ચ ઘડી થંભી થીર રહ્યો. એવામાં આમતેમ ધૂંધળી નજરે આમતેમ જોતાં એનું ધ્યાન કિનારે ઊભા

વૃક્ષની ડાળે પૂંછડીએ લટકી પરમાસન કરતા પરમમિત્ર વાંદરા ઉપર ગયું, ઘડીક મગરના મન-શરીરમાં સળવળાટ થયો. વિચાર્યું. હમણે પેલા પરભુ લગ દોટ મૂકવાનો સમો નથી. આવા ઉપાધિયોગમાં વળી એ પણ ખરું કે પરભુને ઘડી નવરાશ હશે તો સાંભળશે મારું, નહીં તો વહેતા જળમાં મારી પ્રાર્થનાને તરતી મેલી મૂકશે; ને હું અહીં તરતો તણાતો તાણ અનુભવતો રહીશ ક્યાંય લગી તેની મને પણ જાણ નહીં થાય. લાવ, પરભુ ભલે એમને પાટલે પલાંઠ વાળી બેઠા. હમણે તો પણે પૂંછડીએ લટકતા મારા પરમ મિત્ર વાંદરાને મારી વ્યથાકથા માંડીને કહું. એ આમ તો અંગોપાંગ થોડો ચસ્કેલ ખરો, પણ મગજ એના ઠામઠેકાણે સાબૂત તેની મને જાણ. જરૂર એ મને દર્શન, ના, ભૂલ્યો માર્ગદર્શન આપશે એ નક્કી.

વિચારી અંતે મગર માંડ ધીમે તરતો સરતો વૃક્ષ કનેના કિનારે આવી થંભ્યો, વાંદરાને બરકવા, મોંફાડ ખોલવા યત્ન કરી પણ મોંફાડ કેમેય કરી ખૂલી નહીં અને અવાજ દાઢ-દાંડી વચાળ ઇંદર પડઘા સમ ઘૂમી ફરી રહ્યો. મગરને ગભરામણ થઈ. વધુ મૂંઝાયો. પળ પછી પડઘા શમી જતાં સ્વસ્થ થયો. થાકી કંટાળી નિરાશ થઈ ત્યાં પડ્યા પડ્યા સ્વ-પુચ્છને પાણીમાં ધુબાક ધુબાક પછાડી વાંદરાનું ધ્યાન પોતા તરફ દોરવા પ્રયત્ન કર્યા. નિરાંત વેળામાં પાણીમાં થતા અમથા અમથા ધુબાકા સાંભળી એકચિત્ત ધ્યાને પૂંછડી-આસન અજમાવતા વાંદરાનું ધ્યાન ત્યાં ખેંચાયું ને પરિસ્થિતિ પળમાં પામી ગયો.

સ્વ-આસનને ડાળ ઉપર અદ્ધર લટકતું મેલી વાંદરો બે ઠેક મારી કિનારે પાણીમાં તરતા મગર કને આવી ઊભો. બન્ને એકમેકને ક્યાંય લગી તાકી રહ્યા. આખરે, વાંદરાએ મગરના ક્ષેમ-કુશળ પૂછ્યા. મગરે અંતથી શરૂ કરી ઇતિ સુધીની સ્વ-વ્યથાકથા વાંદરા પાસે વિગતે માંડમાંડ બહાર આવતા બોલ અરધા પરધા સમજાયા ને બાકીના ના સમજાયા તે સઘળા પડખેના વહેણમાં તરતા મૂકી ઊંડો શ્વાસ લેવા મથ્યો. વાંદરો સ્વ-સ્વભાવ વિરુદ્ધ મૌનાવસ્થા જાળવી સાંભળ્યું એથી ઓછું સમજી, સમજ્યો એથી ઓછું વિચારી ત્યાં પલાંઠ વાળી બેઠો.મગરે વાંદરાને પોતા કને પલાંઠ વાળી બેઠો જોઈ થોડી નિરાંત અનુભવી. તાપે તપી રાતીચોળ પીઠને ઘડીક પાણીમાં ડૂબકી દેવડાવી હાશકારો મનભર માણ્યો. આ મેર વાંદરાને મગરની વાત સાંભળી, થોડી સમજી જરી

નવાઈ ને વધુ અચરજ ઉપજી. વાંદરાને થયું, આ ઉપજનું કરવું શું ?

થોડી ગડમથલ બાદ વાંદરાએ આખરે મગરને સાંત્વન આપતાં કહ્યું.

ભાઈ મગર, તારી કથા તે મારી વ્યથા. વ્યર્થ વ્યથા કર્યેથી વાત કે વમળ દૂર હડસેલાશે નહીં તે તું જાણે છે ને હું પણ જાણું. હું જાણું, તારી વય થઈ તે તારો દોષ નથી. એ બધો દોષ વયનો જ છે. અને હા, વય થાય ત્યારે ભય ઊપજે. ભય એ વયની ઉપ-પેદાશ છે. ભાઈ મારા. ભય ઊપજે ત્યારે મોત સામે ન હોય તો પણ દેખાય. પછી તમે આંખો ઉઘાડી રાખો કે પરાણે મીંચેલી રાખો. મોતનો તો ભાઈ એક જ નિયમ. દેખાય તે દેખાય જ.

વાંદરાનું મોત-મોકાણ-વિવેચન વિવરણ સાંભળી મગરને પાણીમાં પડ્યા પડ્યા ધ્રૂજારી વછૂટી. ગભરામણ અકળામણ ને વધુમાં ગૂંગળામણ થવા લાગી. વાંદરાને અધવચ્ચેથી અટકાવી કહી જ નાખ્યું.

એલા, ગુલાંટ-બાદશાહ, આ તારું મોત મનન હમણે તારા મગજમાં સંઘરી મૂક. માથે મણબેમણનું ઢાંકણ મેલી દે. ભલે પછી એ તારા મગજમાં કૂદાકૂદ કરતું રહે. મોત-મનન તો આપામૂળું થયા કરશે આપોઆપ મરણ પછી પણ, અતારે શું કરવું ખપે એનો વિચાર કર, મારા વ્હાલા.

મગરકથન સાંભળી વાંદરો જરી અસ્વસ્થ થયો. વા'લાનું સંબોધન સમજી થોડું ફૂલાર્યો. અસ્વસ્થ મગજને ગુલાંટ ખવડાવી ઠેકાણે લાવવા મથ્યો. પાછો મગર સામે એકીટશ જોઈ વાત આગળ વધારી.

ભાઈ મગર, તારી વ્યથાને પડખે સરતા અમળાતા વમળમાં વહેતી મેલી દે અબઘડી. કથાને તારી જીભે મૂકી મોંમાં ચગળી પેટમાં પધરાવી મૂક. બધુ જ વિસરી જા. પળમાં, વાત કરવાથી આવતી ઘાતને મા'ત નહીં કરી શકાય કદી.

મગરે પાછા મોંફાડ ખોલી. કશું કથવા મથ્યો પણ શબ્દો સર્યા વહીં એટલે એ ચૂપ જ રહ્યો.

વાંદરાએ મગરની હાલત પરખી. થોડી દયા અને વધુ તો અનુકંપા ઉપજી, પાછું વિચાર્યું પણ ખરું, આવી બિનજરૂરી ઊપજથી કંઈ નહીં ઊપજે/નિપજે. કંઈક તો મગર બારામાં કરવું જ રહ્યું. મગરે મારામાં થોડો વિશ્વાસ મૂક્યો છે. તે લાવ એને થોડો ઘણો થાય તો શ્વાસ ભેળો કરવા યત્ન કરી જોઉં. એને

શ્વાસ ફળે તો ઠીક નહીં તો મારે નસીબે નિશ્વાસ તો લખાયો જ છે. આટલું વિચારી વાંદરાએ મગર પાસે પ્રસ્તાવ મૂક્યો.

એલા મગર, પાણીમાં તરી તરી તારું મગજ સાવ ઠરી ગયેલું લાગે મને. જો, તારાં જડબાં જકડાઈ ગયાં તે તું ને હું જાણું. પાણીમાં સરતાં તરતાં સાપ છછૂંદર કે પછી ઉંદર ગળ્યેથી કંઈ કરતાં કંઈ નહીં વળે. તારા જકડાયેલાં જડબાનો ઈલાજ કરવા પ્રથમ તને કહું. પણે કાંઠે ક્યારેક પૂનમ અમાસે શાહુડી સ્નાન કરવા આવે ખરી. એની પીઠે કાંટાભારો ખડકાયેલો હોય હંમેશનો. શાહુડી આવે ત્યારે ત્યાં સરકી જઈ શાહુડીને કાંટા સોતી જડબે જરી જોર કરી જકડી લેજે. પછી ધીમે ધીમે નિરાંતવા આરોગજે. એના કાંટા તારા જકડાયેલા જડબાને જડબેસલાક રામ-કાંટા -બાણસમ ઈલાજ રૂપ થાશે. પાછું જકડાયેલું જડબું કાંટા ચાવવા કારણ થોડું છૂટું પડશે. આટલું કર્યે એક ઉપાધિયોગ તો ટળશે.

વાનરવિચારણા સાંભળી મગરની દાઢ સળકી. પીઠમાં થોડો સળવળાટ થયો. આંખ મિચકારી વાનરવાત અંકે કરી મૌન રહ્યો. એટલે વાનરે વાતનો આગળ વધાર મૂક્યો.

જકડાયેલાં જડબાંમુક્તિ પછી તું કાંઈ આરોગી શકીશ. શરીરમાં થોડી શક્તિ આવશે અને મગજ જેવું કાંઈ હજુ બચ્યું હશે તો તેમાં સમજણ પણ. તને જે મોતનો ભો છે તે થોડો દૂર થાશે. આમ વમળ વચાળ ખાબકી સામેથી મોતને શા માટે તું બરકે અમથો ? એ થોડું પણે કિનારે તારી રાહ જોતું ટાંપી બેઠું છે તે તું આટલો અકડાય અમથો ? જો, તું તો પેલી કહેવત જાણે – જળમાં રહેવું ને વળી વમળથી બીવું – તે. વમળ વમળનું કામ કરે. જળ જળનું. હા, છતાં તને વમળનો ભય લાગતો હોય તો એક કામ કર. શરીરમાં થોડું જોમ આવે પછી ઘુમરાતાં પાણી કને પહોંચી તારી ધરખમ પૂંછડીને વમળ આડે ધરી રાખજે. તારી અડીખમ પૂંછડી કારણ ઘુમતાં વમળ-જળ વલોવાઈ થીર થઈ જાશે. પળમાં પછી નહીં રહે તને વમળનો ભો અને છોગામાં નહીં રે વમળને તારો ભો. પણ જરી ધ્યાન રાખજે આ બધું આચરતાં. અકિરા પાણીમાં વળ ખાતા વમળમાં તું ક્યાંય ભૂલેચૂકે ખાબકી નહીં પડતો. પછી મને જે ભો છે તે તને કદાચ ભો નહીં રહે જોવા. જાણવાં કે કહું,

સમજવાને. મગર વાંદરાની ગુલાંટ જેવું ઉટપટાંગ સાંભળી રહ્યો. ન સમજવાને મગરને કંઈ કારણ નહોતું કારણ કે સમજીને જ મરણનો ભો દૂર કરવાનો હતો.

મગર તો પહેલાં વાંદરા વચનકથનાનુસાર શાહુડીની શોધમાં કિનારા તરફ હળવે રહી સરક્યો. વાંદરો સમજ્યો મગર વમળજળ વટાવી ક્યાં જાય તે જોઉં તો ખરો. મગરની ક્રિયા-પ્રક્રિયા જોવા ખાતર વાંદરો ઠેક મારી વૃક્ષની ટગલી ડાળે લટકી રહ્યો. પણે જુવે તો મગર પૂંછડી સમેત વમળમાં ગોળગોળ ફર્યા કરતો વાંદરાને ભળાયો. વાંદરાએ આંખો મીંચી મનોમન પરભુસ્મરણ કરી મગરની મોત-મનેચ્છા પૂર્ણ થાય એવી પ્રાર્થના આરંભી.

## સૃષ્ટિસર્જનને લગતી કેટલીક ઈશાનભારતીય કથાઓ

*અનુ. ચંદ્રિકા પંચાલ*

### જળ

પૃથ્વીના સર્જન પહેલાં ચારે બાજુ પાણી જ પાણી હતું. ત્યાં બે ભાઈઓ હતા અને તે આકાશમાં સર્વોપરી હતા. એક દિવસ બંનેએ એકબીજાને કહ્યું : જ્યારે માનવનું સર્જન થશે ત્યારે પાણી સિવાય જો કશું જ નહિ હોય તો એ લોકો જીવશે કેવી રીતે? આકાશમાં એક કમળ ખીલેલું હતું. બંને ભાઈઓએ જેવું કમળ નીચે નાખ્યું કે તરત જ પાણી કમળથી છવાઈ ગયું. પછી તેમણે ચારે દિશાઓમાંથી પવનોને બોલાવ્યા. પૂર્વનો પવન લઈ આવ્યો સફેદ રજ અને તે ફૂલો પર વિખેરી; પશ્ચિમના પવને ફૂંકી પીળી રજ, દક્ષિણના પવને ફૂંકી રાતી રજ અને ઉત્તરના પવને કાળી રજ. પવનોએ ચારે દિશામાં રજ ફૂંકી અને તેમનું મિશ્રણ કરતા ગયા, એ રીતે પૃથ્વીનું સર્જન થયું. આને કારણે પૃથ્વી જુદા જુદા રંગની લાગે છે.

### ઈંડું

પહેલાં જ્યારે કશું જ ન હતું ત્યારે બે ઈંડાં હતાં. તે બહુ નાજુક હતાં અને સોનાની જેમ ચળકતાં હતાં. એ એક જગ્યાએ સ્થિર રહેતાં ન હતાં પરંતુ ગોળ ગોળ ઘૂમ્યા કરતાં હતાં. છેવટે એ ઘૂમતાં હતાં તે દરમિયાન એકબીજા

સાથે અથડાયાં અને ફૂટી ગયાં. એકમાંથી પૃથ્વી અવતરી અને બીજામાંથી આકાશ, એટલે કે તેનો પતિ. જ્યારે આકાશ અને પૃથ્વીનો સંયોગ થયો ત્યારે દરેક પ્રકારનાં વૃક્ષ, ઘાસ અને જીવજંતુ અસ્તિત્વમાં આવ્યાં.

### વાદળ

પહેલાં નહોતી પૃથ્વી કે નહોતું આકાશ, પરંતુ માત્ર વાદળ અને ધુમ્મસ હતાં. ધુમ્મસમાંથી પ્રથમ સ્ત્રી જન્મી અને તે ધુમ્મસમાંથી જન્મી એટલે તેનો આકાર વાદળ જેવો હતો. તે વખતે તેણે એક છોકરી અને છોકરાને જન્મ આપ્યો. તેમનો દેખાવ બરફ જેવો હતો. તેઓ મોટા થઈને પરણ્યાં અને તેમને એક દીકરી જન્મી તે પૃથ્વી કહેવાઈ અને જે દીકરો જન્મ્યો તે આકાશ કહેવાયો. પૃથ્વીમાં માટી હતી અને આકાશમાં વાદળ. એ બંને પણ પરણ્યાં અને તેમને જે દીકરો જન્મ્યો તે પવન. તેણે જન્મીને તરત જોરથી ફૂંક મારી એટલે તેનો બાપ એટલે કે વાદળ પહોંચી ગયો સીધો આકાશમાં અને તેની મા એટલે માટી સુકાઈ ગઈ અને આમ સ્વર્ગ તથા પૃથ્વી જન્મ્યાં.

### ખડક

પહેલાં તો કંઈ કરતાં કંઈ ન હતું પણ ખડકો અને પાણી જ હતાં. ખડક હતાં પણ એ કંઈ અત્યારે જેવા છે તેવા નહિ. એ તો નરમ અને ગમે ત્યાં ફરી શકે એવા. ખડકોમાંથી એક નારીખડક જન્મી. તે બીજા ખડક સાથે પરણી અને તેણે તેનું પહેલું બાળક માછલી. તે પછી તેણે મોટા દેડકાને જન્મ આપ્યો. ત્યાર પછી નાના દેડકાને અને પછી જમીન પરના દેડકાને જન્મ આપ્યો. ત્યાર પછી તેણે પાણીમાં રહેતાં જંતુને અને પછી બીજી માછલીને જન્મ આપ્યો. ત્યાર પછી તે પોતાના પતિને છોડીને આકાશના ગામડામાં તારાઓની વચ્ચે જતી રહી. ત્યાં તે ફરી પરણી અને ઘણાં બધાં બાળકોને જન્મ આપ્યો. બધાં બાળકો જન્મી રહ્યાં એટલે તે મરી ગઈ. તેની મરણોત્તર વિધિ માટે બાળકોએ ખીર બનાવી. ભોજન તૈયાર થયું એટલે એની ઉપર પાણી છાંટ્યું

એટલે તેમાંથી એક મોટું વાદળ સર્જાયું. વાદળમાંથી જન્મ્યો મિથુન. તેણે શિંગડા વડે મોટો ખાડો ખોદ્યો અને તેમાં પાણી રેડ્યું.એટલે સૂકી જમીન દેખાઈ. ત્યાર પછી અત્યારે જેવા સખત ખડક છે તેવા ખડક બન્યા.

## લાકડું

બધે જ પાણી હતું, જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી પાણી જ પાણી. પરંતુ પાણી ઉપર તેરી-રામુલા નામનું વૃક્ષ ઊગ્યું. સમય જતાં વૃક્ષમાં એક કીડો જન્મ્યો. તેણે લાકડું ખાવાની શરૂઆત કરી. એની રજ પાણીમાં પડી. વર્ષોનાં વર્ષો પછી ધીમે ધીમે જગત સર્જાયું. છેવટે એ વૃક્ષ જમીનદોસ્ત થઈ ગયું. વૃક્ષના થડની નીચલી છાલમાંથી જગતનું આવરણ સર્જાયું અને ઉપરની છાલમાંથી આકાશનું આવરણ સર્જાયું. ઝાડનું થડ પહાડ બની ગયું અને ડાળીઓ બની ટેકરીઓ.

## ગ્રીષ્મવર્ણન(કાલિદાસના 'ઋતુસંહાર'ને આધારે) / નીના ભાવનગરી

*(વીતેલા દિવસો દરમ્યાન કાળઝાળ ગરમીએ છાપાંનાં મથાળાં આંચકી લીધાં હતાં અને આપણા સૌની ચર્ચા-વાતોનો એક જ વિષય હતો : અસહ્ય ગરમી છે ! આવો બાળી મૂકે એવો તાપ, એનાં કારણો ને પરિણામો, કુદરતની સાથે માણસે કરેલાં ચેડાં , યુદ્ધ, પરમાણુપ્રયોગો, પ્રદૂષણ ને પર્યાવરણ, વૈજ્ઞાનિક શોધે-એમ જાતજાતની ચર્ચાઓ ચાલી. આ બધું સાંભળતાં કાલિદાસે 'ઋતુસંહાર'માં કરેલું બળબળતા ઉનાળાનું ચિત્રણ સાંભર્યું. શહેરના નાગરિકની કલ્પનામાંયે ન આવે એવું તાદૃશ, સ્વાભાવિક પ્રકૃતિચિત્ર અલબત્ત, એક પ્રેમીની દૃષ્ટિએ મહાકવિએ આપ્યું છે. ગ્રીષ્મની કાળઝાળ ગરમી અને તેની પશુ, પક્ષી, વનસ્પતિ, મનુષ્યસૃષ્ટિ પર વરતાતી અસર આટલી યથાર્થ, આટલી સચોટ રીતે બહુ ઓછા કવિઓએ વર્ણવી છે. 'ઋતુસંહાર'ના આ ગ્રીષ્મવર્ણનમાંથી સાંપ્રત વાતાવરણને પ્રસ્તુત નીવડે એવો અંશ ભાવાર્થરૂપે અહીં રજૂ કર્યો છે. આ શબ્દશઃ અનુવાદ નથી.)*

બળબળતા ઉનાળામાં સૂર્ય પ્રચંડ અને ચન્દ્ર કમનીય લાગે છે. ઢળતી સન્ધ્યા સુખદ લાગે છે. મહાલયોની રમ્યતા પાણીના ફુવારાઓમાં પ્રગટે છે. ચન્દન અને કપૂરથી વાયેલા, ભીના પંખાના પવનો અને શ્વેત ઝીણાં વસ્ત્રો સેવાય છે. પણ જેમની પાસે ગરમીનું નિવારણ નથી તેમનું શું ? સૂર્યના

ધગધગતા તાપે તપેલી, વંટોળિયાથી ઊડેલી ધૂળની ડમરીઓ સામે મુસાફરો મીટ માંડી શક્તા નથી. તરસ્યાં હરણાં તાળવું સુકાતાં કાળા આકાશને 'ત્યાં પાણી છે કે શું?' એવી શંકાથી તાકતાં રહે છે અને વનમાં ભટકતાં રહે છે. સૂરજની ગરમીથી આકુળવ્યાકુળ, રસ્તે તપેલી ધૂળથી દાઝતો, વાંકોચૂકો જતો ફૂંફાડતો નાગ મોરની નીચે લપાઈને બેસી જાય છે. તરસને લીધે શિકારમાં પણ આળસ કરતો, વારંવાર મોં ફાડીને જીભને લપકાવ્યા કરતો, વિખરાયેલી યાળવાળો સિંહ સામે આવેલા હાથીઓ પર પણ તરાપ મારતો નથી! કંઠ સુકાતાં પાણીને માટે વલખંતા જલબિન્દુઓને સૂંઢની ગળામાં ખેંચતા હાથીઓ સિંહને સામે જોવા છતાં ડરતા નથી! ભડભડતી આગ જેવાં સૂર્યકિરણોથી કરમાયેલાં અંગો અને મનવાળા મયૂરો પિચ્છકલાપમાં મોં છુપાવીને પાસે પડેલા સાપને પણ હણતા નથી. ભદ્રમોથ અને સૂકા કાદવવાળા તળાવને લાંબાં અણિયાળાં નાકથી ખોદતું તાપથી ત્રાસેલું વરાહ(ભુંડ)નું ટોળું જાણે ભોંયમાં પેસવા કરે છે. તડકે તપેલા ઊનાઊના પાણીથી દાઝતો દેડકો પાણીમાંથી બહાર કૂદી પાડીને તરસ્યા નાગની ફેણના છત્ર નીચે લપાઈ જાય છે! પાણી માટે તરસતા હાથીઓએ સરોવરમાંથી કમળતંતુઓને પણ ખેંચી કાઢ્યા છે. પાણી સુકાઈ જતાં માછલાં મરી ગયાં છે, સારસપક્ષી હાથીઓથી ડરીને ઊડી ગયાં છે. એકમેક સાથે ભીડાતા ગજરાજોએ સરોવરને ખૂંદીખૂંદીને કાદવિયું કરી મૂક્યું છે.

જળાશયને કાંઠે લપકારા લેતી બે જીભે પવનને ચાટતો તરસે આકળ-વિકળ ફણીધર નાગ નીચે લપાયેલા પેલા દેડકાને હણે એટલા એનામાં હોશકોશ જ નથી. બીજી તરફ ફીણ અને લાળથી લથપથ જડબાં હલાવતું મોં ઊંચાં કરીને જીભને લબડાવતું ભેંસોનું ટોળું પર્વતની કંદરામાંથી બહાર નીકળે છે. વનને છેડે ખેતરોમાંના ધાન્યના અંકુર તાપથી બળી ગયા છે. સૂસવતા ઊનાઊના પવનમાં સૂકાં પાન ખખડે છે. વનાન્ત પ્રદેશો પાણીના અભાવે ભેંકાર લાગે છે. વૃક્ષો પરનાં પાન સુકાઈને ખરી પડ્યાં છે. પંખીઓ ઝાડની બખોલોમાં લપાઈને હાંફે છે. વાંદરાંનું ટોળું વળી પહાડની કુંજોમાં પેસી ગયું છે. ચમચીગાયોનું ધણ પાણીની શોધમાં ભટકે છે. અષ્ટાપદ શરભોનું ઝુંડ કૂવામાંથી સીધું જ પાણી ખેંચે છે.

/

જંગલમાં દવ લાગ્યો છે. તાજા ખીલેલા કેસર ફૂલના જેવી સ્વચ્છ સિન્દૂરી આભાવાળા, પવન ફૂંકાવાને લીધે ઝડપથી ફેલાતા, વૃક્ષોની ડાળીઓ ને વેલીઓને લપેટમાં લેવા અધીર બનેલા દાવાનળથી ભોંય ચારે બાજુથી બળી રહી છે. અને આ દાવાનળની ઝાળનો અવાજ પણ વળી જાતભાતનો છે ! પહાડની ગુફાઓમાં એનો સૂસવાટ પડઘાય છે, સૂકા વાંસની ઝાડીઓમાં એ તડતડે છે, સૂકા ઘાસનાં મેદાનોમાં એ જોતજોતામાં લપકે છે, વનના છેડાઓને વળગીને લપકારા લે છે અને પ્રાણીઓને બેબાકળાં કરી મૂકે છે. શાલ્મલીનાં જંગલમાં અનેક રૂપે પ્રગટેલો આ સોનાવર્ણો અગ્નિ વૃક્ષોની બખોલોમાં તણખે છે. ઊંચી ડાળીઓનાં પાકાં પીળાં પાન પર લટકે છે અને પવનથી ઝંઝોડાઈને જંગલોમાં ચારે તરફ ઘૂમી વળે છે.

આવા બળબળતા તાપ સામે પ્રાણીઓની પ્રતિક્રિયા વર્ણવતાં કવિ વ્યંજનાથી ઊંડું દર્શન સૂચવે છે. આગથી દાઝતા હાથીઓ, જંગલી બળદો અને સિંહો પરસ્પરનો શત્રુભાવ છોડીને મિત્રોની જેમ એકત્ર થઈને ઝટપટ કંદરાઓમાંથી નીકળી રેતાળ કાંઠાવાળી નદીઓમાં પ્રવેશી જાય છે ! આવા તપ્ત ઉનાળે પાઠક માટેની મહાકવિની શુભેચ્છામાં આપણને પણ અત્યારના આપણા સંજોગોમાં તો ખાસ સૂર પુરાવવાનું મન થાય એમ છે :

ગ્રીષ્મકાળમાં કમલવનોથી છવાયેલાં જળાશયો પ્રાપ્ત થાઓ. પાટલપુષ્પોની સુગંધથી રાત્રિઓ રમ્ય બનો. સુખદ જલસ્નાન સુલભ થાઓ. પ્રાસાદોની અગાશીઓમાં શીતળ ચન્દ્રકિરણોની વર્ષા થાઓ.

## કયામતના દિવસ સુધી સૂઈ રહેલો માણસ / મોઈશે નાદિર

*અનુવાદ : શિરીષ પંચાલ*

તે હંમેશાં ઊંઘરાટાયેલો રહેતો. અને હંમેશાં સૂઈ જવા તૈયાર રહેતો. ગમે ત્યાં. મોટામાં મોટી સમૂહપ્રાર્થનાઓમાં, બધા જ સંગીત કાર્યક્રમોમાં, કોઈ પણ મહત્ત્વની ઘટના પ્રસંગે, એ બેઠો બેઠો સૂઈ જ ગયો હોય.

અને કલ્પી શકાય કે ન કલ્પી શકાય એવી બધી જ હાલતમાં એ સૂઈ જતો. તે અધ્ધર હાથ કરીને સૂઈ જતો, અને પોતાના હાથ માથા પાછળ રાખીને સૂઈ જતો. તે ઊભા ઊભા સૂઈ જતો, પોતાનો ટેકો લઈને સૂઈ જતો જેથી પડી ન જવાય. તે થિયેટરમાં સૂઈ જતો, શેરીઓમાં સૂઈ જતો, દેવળમાં સૂઈ જતો. તે ગમે ત્યાં જાય તેની આંખો ઊંઘથી ઘેરાયેલી જ હોય.

પડોશીઓ કહેતા કે તે સાત મોટી આગ લાગી ત્યારે પણ સૂતો જ રહેલો અને એક વખત ખરેખર બહુ મોટી આગ લાગી ત્યારે તો તેને પથારીમાંથી ઊંઘતો ને ઊંઘતો જ ઊંચકી લાવવો પડ્યો હતો અને ફુટપાથ પર સૂવડાવી દીધો હતો.

એવું સાંભળ્યું છે કે તે જ્યારે લગ્નમંડપમાં ઊભો હતો અને પ્રતિજ્ઞાઓ લઈ રહ્યો હતો : 'તું મારે માટે...' ત્યારે 'પવિત્ર કરાયેલી' શબ્દ આગળ જ તે ઊંઘી ગયો અને તેને જગાડવા લોકો પિત્તળના બત્તા એના માથામાં કલાકો સુધી ઠોકતા રહેલા. અને પછી તે બીજો શબ્દ બોલીને પાછો સૂઈ ગયો.

અમે આ બધી વાતો એટલા માટે તમને કહીએ છીએ કે તમે આપણા

સાહેબબહાદૂર માટેની નીચેની વાત માની શકો.

એક વખત તે સૂઈ જ ગયો, સૂઈ જ ગયો, સૂઈ જ ગયો; પણ તેને ઊંઘમાં એવું લાગ્યું કે શેરીઓમાં તોફાનનો અવાજ તે સાંભળી રહ્યો છે, અને તેનો પલંગ કોઈક રીતે ધ્રૂજી રહ્યો છે, એટલે તેણે ઊંઘમાં જ માની લીધું કે બહાર વરસાદ પડી રહ્યો છે અને એને કારણે તો તેની ઊંઘ વધારે મીઠી બની ગઈ. તેણે પોતાની જાતને ગોદડીમાં અને હૂંફમાં વીંટાળી લીધી.

જાગીને જોયું તો વિચિત્ર સૂનકાર અનુભવ્યો. તેની પત્ની ત્યાં ન હતી, તેનો પલંગ ત્યાં ન હતો, તેની ગોદડી ત્યાં ન હતી. તે બારીની બહાર જોવા ગયો, પણ જોવા માટે બારી જ ન હતી. તેને ત્રણ દાદર ઊતરીને 'બચાવો'ની બૂમ મારવાનું મન થયું. પણ દોડી જવા માટે કોઈ દાદર ન હતા અને બૂમ મારી શકાય એ માટે હવા ન હતી. અને જ્યારે તેને માત્ર બારણામાંથી બહાર નીકળવાનું મન થયું ત્યારે તેને ખ્યાલ આવ્યો કે બહાર જવા કોઈ બારણું જ ન હતું. અદૃશ્ય.

થોડી વાર તો તે મુંઝાઈને ઊભો રહ્યો, શું થયું તે તેને સમજાયું જ નહીં. પણ પછી તેણે મનોમન વિચાર્યું : હું ઊંઘી જ જઉં. પણ તેણે જોયું કે સૂઈ જવા માટે જમીન ન હતી. છેવટે તેણે કપાળે બે આંગળી મૂકીને વિચાર્યું : લાગે છે કે હું કયામતના દિવસ સુધી સૂતો જ રહ્યો છું. એ અદ્ભુત ન કહેવાય ?

તે ઉદાસ થઈ ગયો. તેણે વિચાર્યું : હવે જગત જ નથી રહ્યું. આ જગત વિના હું કરીશ શું ? હું કામ કરવા જઈશ ત્યારે મારું ગુજરાન ચાલશે કઈ રીતે અને તેમાં વળી આવી કારમી મોંઘવારીમાં ? એક ડઝન ઈંડાંના જ એક ડોલર ને વીસ સેન્ટ છે અને કોને ખબર કે તે વાસી છે કે તાજાં, અને પેલી ગેસ કંપની પાસે હું પાંચ ડોલર માગું છું તેનું શું ? અને મારી પત્ની ક્યાં ચાલી ગઈ ? શું તે પણ પગારના ત્રીસ ડોલર મારા ગજવામાં હતા તે લઈને અદૃશ્ય થઈ ગઈ હશે ? તેણે મનોમન વિચાર્યું કે એવી રીતે અદૃશ્ય થઈ જાય એવી તો એ ન હતી.

અને હવે મારે સૂઈ જવું હશે તો હું શું કરીશ ? જો કોઈ જગત જ ન હોય તો હું શાના પર શરીર લંબાવીશ ? અને કદાચ મારી પીઠ દુઃખે પણ ખરી.

અને દુકાનમાં જે પોટલાં બાંધવાનાં છે તે કોણ બાંધશે ? અને મારે જો માલ્ટનો ગ્લાસ જોઈશે તો ક્યાંથી હું લાવીશ ?

તેને થયું : આવું કશું તમે ક્યારેય જોયું હતું ખરું ? કોઈ માણસ પોતાના માથા નીચે જગત મૂકીને સૂઈ જાય અને જાગે ત્યારે કંઈ હોય જ નહીં !

અને આ આપણા સાહેબબહાદૂર ચડ્ડી પહેરીને હવે શું કરવું તેની ચિંતા કરતા ઊભા હતા ત્યારે તેમને એક વિચાર આવ્યો : જહાન્નમમાં જાય. તો હવે કોઈ જગત છે જ નહીં ! જરૂર પણ કોને છે ? અદૃશ્ય તો અદૃશ્ય. હું સિનેમા જોઈશ ને મારો સમય પસાર કરીશ. પણ તેના અચરજ વચ્ચે જોયું કે જગતની સાથે સાથે સિનેમાઓ પણ અદૃશ્ય થઈ ગયા છે.

આપણા સાહેબે વિચાર્યું કે ઊંઘતા રહીને મેં તો ખાસ્સી ઊથલપાથલ કરી નાખી છે. જો હું આટલો ઘસઘસાટ ઊંઘી ગયો ન હોત તો બીજા બધાની સાથે હું પણ અદૃશ્ય થઈ જ ગયો હોત ને ! આ રીતે તો હું કમભાગી છું, અને મને માલ્ટનો ગ્લાસ હવે ક્યાં મળશે ? સવારસવારે તો એ કેટલો સરસ લાગે. અને મારી પત્ની ? કોને ખબર એ કોની સાથે અદૃશ્ય થઈ ગઈ હશે ? જો એ સૌથી ઉપલા માળ પરના અસ્ત્રી કરનારા સાથે જતી રહી હશે તો એને મારી જ નાખીશ, હે ભગવાન.

કેટલા વાગ્યા હશે તે પણ કોને ખબર છે ?

આ શબ્દોની સાથે તેને ઘડિયાળમાં જોવાનું મન થયું પણ તેને એ દેખાઈ નહીં. તેણે અનંત અવકાશના ડાબા અને જમણા ખિસ્સામાં જોયું પણ સ્પર્શી શકાય એવું કશું જ ન હતું.

આ ઘડિયાળ પાછળ બે ડોલર ખર્ચ્યા ને હવે એ અદૃશ્ય, તેણે મનમાં વિચાર્યું. ભલે. જો જગત રસાતળ જતું રહ્યું હોય તો જવા દો. મને પડી નથી. એ મારું જગત ન હતું. પણ ઘડિયાળ ! મારી ઘડિયાળ શા માટે ખોવાઈ જાય ? નવું ને નવું ઘડિયાળ. બે ડોલર આપેલા. હજુ તો ચાવી પણ આપી ન હતી.

અને મને માલ્ટનો ગ્લાસ ક્યાં મળશે ?

સવારના પહોરમાં માલ્ટના ગ્લાસ કરતાં બીજું કશુંય સારું ન હોઈ શકે. અને કોને ખબર મારી પત્ની.... અને આવી ભયાનક દુર્ઘટનામાં હું સૂતો

જ રહ્યો, આથી પણ વધારે ભૂંડાને હું લાયક હતો. બચાવો, બચાવો, બ..ચા..વો. મારું મગજ ક્યાં જતું રહેલું ? મેં શા માટે જગત ઉપર અને મારી પત્ની ઉપર ધ્યાન ન આપ્યું ? એ એટલા બધા નાના હતા તો પણ મેં શા માટે તેમને અદૃશ્ય થઈ જવા દીધા ?

અને આપણા સાહેબબહાદૂરે પોતાનું માથું અવકાશમાં પછાડવા માંડ્યું પણ અવકાશ તો બહુ પોચો હતો એટલે તેને કશી આંચ ન આવી અને આ વાત કહેવા માટે તે જીવતો રહ્યો.

(અંગ્રેજી અનુવાદ ઇરવીંગ હો)

(અ ટ્રેઝરી ઓફ યિદીશ સ્ટોરીઝ : સં. ઇરવીંગ હો અને એલિઝર ગ્રીનબર્ગ, મેરીડીઅન બુક્સ, ન્યૂયોર્ક, ૧૯૬૦)

## બદલો / અજ્ઞેય

*અનુવાદ : શરીફા વીજળીવાળા*

અંધારિયા ડબ્બામાં ઉતાવળે સામાન ધકેલી, હાથમાં તેડેલા આબિદને બારીમાંથી જ અંદર સીટ પર નાખતીક, મોટી છોકરી જુબેદાને અંદર ધકેલી સુરૈયા ડબ્બામાં ઘૂસી. ગાડી ચાલતી થઈ એ સાથે રાહતનો શ્વાસ લઈ સુરૈયાએ પાક પરવર દિગારને હજુ તો યાદ કર્યા જ હતા ને એનું ધ્યાન ગયું. ડબ્બાના બીજા ખૂણામાં ચાદર ઓઢીને જે બે આકાર બેઠા હતા એ એના મુસલમાન ભાઈ નો'તા પણ શીખ હતા ! ચાલતી ગાડીમાં સ્ટેશનની બત્તીઓમાંથી થોડી થોડી વારે પ્રકાશની ઝલક ડોકાઈ જતી હતી. એ અજવાળામાં એને લાગ્યું કે શીખોની મટકું ન મારતી આંખોમાં અમાનુષી લાગે એવું કંઈક છે. એમની નજર એને જુવે છે પણ એના શરીર પર ક્યાંય રોકાયા વગર એ નજર આરપાર વીંધીને પસાર થઈ જાય છે. એ નજરમાં તેજ ધાર જેવી બેપરવાઈ હતી જેને કોઈ અડી ન શકે, અડે તો કપાઈ જાય ! જોવા માટે પૂરતું અજવાળું નો'તું. પણ સુરૈયાએ જાણે કલ્પનાની નજરે જોયું કે એ આંખોમાં લાલ- લાલ શેરડા પડેલા હતા અને....અને... ભયની મારી એ ધ્રૂજી ગઈ. પણ ગાડીએ ઝડપ પકડી લીધી. હતી. હવે બીજા ડબ્બામાં જવું શક્ય નો'તું. કૂદી પડવું એ એક ઉપાય હતો. પણ આટલી તેજ ગતિએ ચાલતી ગાડીમાંથી બચ્ચાકચ્ચા લઈને કૂદવા કરતાં બીજા કોઈ મુસાફર દ્વારા ઉપાડીને બહાર ફેંકી દેવાનું શું વધુ ખરાબ હશે ? આવું વિચારતી અને ઉપર લટકતી સંકટ માટેની સાંકળના હેંડલને જોતી સુરૈયા કંઈ નક્કી ન કરી શકવાની મુદ્રામાં અધ્ધર જીવે બેસી રહી. આગલા સ્ટેશન પર કંઈક ફોડી લેવાશે .... એક સ્ટેશન સુધી તો કંઈ જોખમ નથી. કમસે કમ હજી સુધી તો આ વિસ્તારમાં કોઈ દુર્ઘટના નથી થઈ.....

'તમે ક્યાં સુધી જવાના ? '

સુરૈયા ચોંકી ગઈ. ઉંમરમાં મોટો હતો એ શીખ પૂછતો હતો. એનો અવાજ કેટલો તો ભારેખમ હતો ! બે સ્ટેશન પછી જે કદાચ એને મારીને ગાડીની બહાર ફેંકી દેશે એ અત્યારે એને 'તમે' કહીને સંબોધતો હતો એ

વાતની વિડમ્બના વિશે વિચારતી રહી એટલે જવાબ આપવામાં વાર લાગી. શીખે ફરી વાર પૂછ્યું : 'તમે ક્યાં સુધી જવાના ?'

સુરૈયાએ બુરખો ઉઠાવીને માથાની પાછળ નાખ્યો હતો. અચાનક બુરખાને મોં પર ખેંચતા એ બોલી : 'ઈટાવા જઈ રહી છું.'

જરાક વિચારીને પછી શીખે કહ્યું : 'સાથે કોઈ નથી ?'

પેલાને પૂછતા વાર લાગી એ જોઈને સુરૈયાએ વિચાર્યું : 'હિસાબ લગાવી રહ્યો છે કે મને મારવામાં કેટલો સમય લાગશે : હે અલ્લા, આગળના સ્ટેશનેથી કોઈ બે-ચાર જાણ ચડે તો સારું... અને મારી સાથે કોઈ છે એવુંઆને કહેવું જોઈએ જેથી કદાચ જરાક ધાકમાં રહે ! જોકે આજકાલના જમાનામાં સફરનો એવો સાથ શું કામનો જે ડબ્બામાં સાથે ન બેસે.. કોઈ છરો ખોસી દે તો આગળના સ્ટેશન સુધી રાહ જોતી બેસી રહેજે... કોઈ બારી પાસે આવીને પૂછે કે કોઈ ચીજવસ્તુની જરૂર છે કે નહીં...

સુરૈયાએ કહ્યું :' મારા ભાઈ છે. બીજા ડબ્બામાં...'

આબિદે ચમકીને કહ્યું :'ક્યાં છે મા ? મામા તો લાહોર ગયા છે...'

એકદમ ગુસ્સે થઈને સુરૈયાએ કહ્યું :' તું ચૂપ મર !'

થોડી વાર રહીને શીખે ફરી પૂછ્યું :' ઈટાવામાં તમારા પોતાના લોકો તો છે ને ?'

'હા'.

શીખ વળી પાછો મૂંગો થઈ ગયો. થોડી વાર રહીને બોલ્યો :' તમારા ભાઈએ તમારી સાથે બેસવું જોઈતું હતું . આજકાલની પરિસ્થિતિમાં કોઈ પોતાના માણસોથી ભલા અલગ બેસે ખરાં ?'

સુરૈયા મનોમન વિચારવા લાગી. ક્યાંક આ કમબખત પામી તો નથી ગયો ને કે મારી સાથે કોઈ નથી ?'

શીખ જાણે પોતાની જાતને કહેતો હોય એમ બોલ્યો :' પણ મુસીબતમાં કોઈ કોઈનું નથી હોતું. બધા માત્ર પોતાના જ હોય છે.'

ગાડીની ગતિ ધીમી પડી. નાનું એવું સ્ટેશન હતું. સુરૈયા મુંઝાતી હતી. ઊતરી જોય કે બેઠી રહે ? બે આદમી ચડ્યા ડબ્બામાં...સુરૈયાનું મન તરત કહી ઊઠ્યું : 'હિન્દુ'... હવે એ ખરેખર જ ડરી ગઈ અને થેલા-પોટલા સમેટવા માંડી.

શીખે કહ્યું :' શું તમે ઊતરવાના છો ?'

'વિચારું છું, ભાઈની પાસે જઈને બેસું...' માણસ પણ અજબ જીવ છે. આવા નાજુક મોકા પર પણ જૂઠની ટટ્ટીની આડશ બનાવી રાખે છે... કેટલી તો બારીક આડશ...! કારણ કે ભાઈ હોત તો પોતે જ ન આવ્યો હોત ડબ્બો બદલાવવા માટે ? પણ ક્યાંથી આવે ? હોય તો આવે ને ?

શીખે કહ્યું :' તમે બેસી રહો. અહીં તમારે ડરવા જેવું કંઈ નથી. હું તમને મારી બહેન માનું છું અને આમને મારાં બાળકો... તમને અલીગઢ સુધી બરાબર પહોંચાડી દઈશ. એનાથી આગળ પછી જોખમ પણ નથી. અને ત્યાંથી તો પછી તમારા લોકો પણ ગાડીમાં ચડશે જ...'

એક હિન્દુએ કહ્યું :' સરદારજી, જતી હોય તો જવા દો ને. તમારે શું છે ?'

શીખની વાતને અને પેલા હિન્દુએ કરેલી ટિપ્પણીને કઈ રીતે લેવી એ વિશે સુરૈયા કંઈ વિચારે એ પહેલાં જ ગાડીએ ઊપડીને પોતાનો ફેંસલો સંભળાવી દીધો. એ બેસી ગઈ.

હિન્દુએ પૂછ્યું :' સરદારજી, તમે પંજાબથી આવો છો ?'

'હા'.

'તમારું ઘર ક્યાં છે ?'

'શેખપુરામાં હતું . હવે અહીં જ છે એવું સમજોને...'

'અહીં જ ? એટલે ?'

'જ્યાં હું છું, એ જ મારું ઘર છે. રેલના ડબ્બાનો ખૂણો.'

હિન્દુએ એના અવાજને જરાક નરમ કરીને, જાણે ગ્લાસમાં જરાક હમદર્દી ઠાલવીને શીખને આપતો હોય એમ કહ્યું :' ત્યારે તો તમે શરણાર્થી છો...'

જાણે એ હમદર્દીના પ્યાલાને 'જી હું નથી પીતો' કહીને પાછો ઠેલતા હોય એમ શુષ્ક હાસ્ય વેરતા શીખે જે કહ્યું એનો પડઘો પેલા હિન્દુ મહાશયના કાન પકડી ન શક્યા. 'જી, હા...'

હિન્દુ મહાશયે જરા વધુ દિલચસ્પીથી કહ્યું :'તમારા ઘરના લોકો પર તો બહુ વીત્યું હશે ને ? '

શીખની આંખોમાં પળવાર માટે અંગારો ચમકી ગયો. પણ પેલાએ નાખેલા આ દાણાને ચણવા માટે પણ એ તૈયાર ન થયા. એ ચૂપ જ રહ્યા.

હિન્દુએ સુરૈયા તરફ જોતા કહ્યું :' દિલ્હીમાં કેટલાક લોકો કહેતા હતા કે ત્યાં એ લોકોએ હિન્દુઓ અને શીખો પર કેવા કેવા જુલમ ગુજાર્યા છે. એ લોકો કેવી કેવી વાતો કહેતા હતા, શું કહું તમને ? એવી વાતો જીભ પર લાવતા પણ મને તો શરમ આવે છે. સ્ત્રીઓને નગ્ન કરીને....'

શીખે એની પાસે પોટલાની જેમ બેઠેલી બીજી વ્યક્તિને કહ્યું :' કાકે, તું ઉપર ચડીને સૂઈ જા....' એ એનો દીકરો હતો એ દેખાઈ આવતું હતું. અને જ્યારે બાપની આજ્ઞાને માથે ચડાવતા એ સોળ સત્તર વરસના છોકરાએ આળસ મરડી એના એકવડિયા શરીરને ટટ્ટાર કરી ઉપરની સીટ તરફ જોયું ત્યારે એની આંખોમાં પણ એના પિતાની આંખોનું પ્રતિબિંબ દેખાયું. ઉપરની પાટલી પર ચડીને એ સૂઈ ગયો. નીચે શીખે એના પગ લાંબા કર્યા અને બારીની બહાર જોવા લાગ્યો.

હિન્દુ મહાશયની વાત અધવચ્ચે અટકી ગઈ હતી. એમણે ફરીથી વાતનો દોર સાંધ્યો. 'ભાઈ-બાપની સામે જ બહેન-દીકરીઓને નગ્ન કરીને....'

શીખે કહ્યું :'બાબુજી, અમે જે જોયું છે એ તમે અમને શું કહી બતાવવાના ?....' આ વખતે એના અવાજમાં પેલો પડઘો બહુ સ્પષ્ટ હતો. પણ હિન્દુ મહાશયના કાને હજીયે એ પડઘાને ન સાંભળ્યો. એ તો જાણે એની વાતને ટેકો મળ્યો હોય એમ બોલ્યા :'તમારી વાત સાચી છે. અમે લોકો ભલા તમારા દુ:ખને કઈ રીતે સમજી શકવાના ? અમે તો હમદર્દી વ્યક્ત કરી શકીએ. પણ દર્દની માત્રા સમજ્યા વગરની હમદર્દી પણ શા કામની ? તમે જ કહો ને ભલા...અમે એ વાતને કેવી રીતે સમજી શકવાના કે એ શીખોના મન પર કેવી વીતી હશે જેમની આંખોની સામે જ એમની વહુ દીકરીઓને....'

શીખે પોતાની જાત પર માંડ કાબૂ જાળવતા કાંપતા અવાજે કહ્યું :' બાબુજી, વહુદીકરી તો સહુની સરખી...'

હિન્દુ મહાશય જરાક ઢીલા પડ્યા. અરદારજીની વાતનો આશય એની સમજમાં નો'તો ઊતરતો. પણ એ ઝાઝી વાર મૂંગા ન રહ્યા.' હવે તો હિન્દુ-શીખ પણ ચેતી ગયા છે. બદલો લેવો સારી વાત નથી. પણ કોઈ ક્યાં સુધી સહન કરે ? અહીં દિલ્હીમાં તો બરાબરનો બદલો વાળ્યો છે. અને ક્યાંક

ક્યાંક તો ઈંટનો જવાબ પથ્થરથી દેવાવાળી વાતને સાચી કરી દેખાડી છે. સાચું પૂછો ને તો આ જ ઈલાજ છે. સાંભળ્યું છે કે કરોલ બાગમાં કોઈ મુસલમાન દાક્તરની છોકરીને....'

હવે શીખના અવાજમાં સ્પષ્ટ સમજી શકાય એવી રુક્ષતા હતી. એ બોલ્યો : 'બાબુજી, સ્ત્રીની બેઈજ્જતી બધા માટે શરમની વાત છે. અને બહેન...' એ સુરૈયાને સંબોધીને બોલ્યો : 'તમારે આ બધું સાંભળવું પડે છે એ બદલ હું તમારી માફી માગું છું.'

હિન્દુ મહાશયે અચકાતા અચકાતા કહ્યું :'શું ? શું ?.....મેં આમને થોડું જ કંઈ કહ્યું છે ?....' પછી જરાક સ્વસ્થ થઈને, નફફટાઈથી પૂછ્યું 'આ તમારી સાથે છે ?'

શીખે વધુ રુક્ષતાથી કહ્યું :' હા, અલીગઢ સુધી હું એમને પહોંચાડવાનો છું....'

સુરૈયાના મનમાં કોઈએ કહ્યું :'આ વિચારો સજ્જન માણસ અલીગઢ જઈ રહ્યો છે. અલીગઢ.... અલીગઢ....' એણે હિંચત કરીને પૂછ્યું :'તમે અલીગઢ ઊતરશો ?'

'હા.'

'ત્યાં તમારું કોઈ છે?'

'કોઈ પણ જગ્યાએ મારું કોઈ ક્યાં છે ? છોકરો તો મારી સાથે છે...'

'તો ત્યાં કેમ જાઓ છે? ત્યાં રોકાવાના ?'

'ના, કાલે પાછો આવતો રહીશ...'

'તો ફરવા જતા હશો....'

'ફરવા !' ખોવાઈ ગયેલા અવાજે શીખે કહ્યું ,' ફરવા !' પછી સ્વસ્થ થઈને કહ્યું : 'નહીં અમે ક્યાંય નથી જઈ રહ્યા. ક્યાં જવું એ વિશે હજી તો વિચારીએ છીએ. જ્યારે કશું સ્થાયી ન બચે ત્યારે ચાલતી ગાડીમાં કંઈક વિચારી શકાય છે....'

સુરૈયાના મનમાં ફરી કોઈએ સોઈ ભોંકી ...' અલીગઢ.... અલીગઢ.... બિચારો સજ્જન માણસ છે...'

એણે કહ્યું :' અલીગઢ.... સારી જગ્યા નથી. તમે કેમ ત્યાં જાઓ છો ?'

હિન્દુ મહાશયે પણ જાણે કોઈ ગાંડાની દયા ખાતા હોય તેમ તરત જ સૂર પૂરાવ્યો : ભલા કહો જોઈએ , અલીગઢ.... તે જવાના હશે ?'

'મારા માટે શું સારું ને શું ખરાબ !'

'તો પણ... તમને ડર નથી લાગતો ? કોઈ રાતમાં છરો ભોંકી દે તો ?.....'

શીખે હસીને કહ્યું :'એને કોઈ છુટકારો સમજી શકે એવું તમે કદી વિચાર્યું છે ?'

'કેવી વાત કરો છો તમે પણ !....'

'તો બીજું શું ? અને મારવાનું પણ કોણ ? કાં તો મુસલમાન, કાં તો હિન્દુ...

મુસલમાન મારશે તો ઘરના બાકીના લોકો જ્યાં ગયા છે ત્યાં હું પણ જઈ પહોંચીશ. અને જો હિન્દુ મારશે તો માની લઈશ કે બસ આટલું જ બાકી રહી ગયું હતું....દેશમાં જે બિમારી ફેલાઈ છે એ એની ચરમસીમાએ પહોંચી ગઈ.... અને દેશ હવે તંદુરસ્તીને રસ્તે વળશે...'

'પણ ભલા હિન્દુ શું કામ મારે ? હિન્દુ ગમે તેટલો ખરાબ હોય તો યે આવા કામ એ કદી નહીં કરે...'

સરદારજીને અચાનક ગુસ્સો આવ્યો. એમણે તિરસ્કારપૂર્વક કહ્યું :'રહેવા દેજો બાબુજી ! હજી થોડી વાર પહેલા તમે જ રસ ટપકાવતી જીભે દિલ્હીની વાતો સંભળાવી રહ્યા હતા. જો તમારી પાસે છરો હોત્ત અને તમારા માથે કોઈ જોખમ ના હોત તો તમે શું તમારી સાથે બેઠેલ મુસાફરોને બક્ષી દેત ? આમને કે હું વચ્ચે પડત તો મને ?' હિન્દુ મહાશય કંઈક બોલવા ગયા પણ હાથના અધિકારપૂર્વકના ઈશારે એને રોકતા સરદારજી આગળ બોલ્યા .'હવે તમે સાંભળવા માગો જ છો તો કાન ખોલીને સાંભળી લો. હું તમારો શરણાર્થી છું જાણીને તમે મારા પ્રત્યે હમદર્દી દેખાડો છો. હમદર્દી બહુ મોટી ચીજ છે. હું મારી જાતને ખુશનસીબ સમજત જો તમે હમદર્દી દેખાડવાને લાયક હોત. જ્યાં તમે દિલ્હીની વાતો જરાય પીડા વગર, સપાટ અવાજે કરી શકતા હો ત્યાં તમે મારી પીડા કેવી રીતે સમજી શકવાના ? મારા પ્રત્યે તમે હમદર્દી વ્યક્ત કરી શકતા હોત... એટલું હૈયું જો તમારી પાસે હોત તો જે વાતો તમે

સંભળાવવા માગો છો એનાથી શરમની મારી જબાન બંધ થઈ ગઈ હોત, માથું નીચું નમી ગયું હોત. ઓરતની બેઈજ્જતી આખરે ઓરતની બેઈજ્જતી છે. એ હિન્દુ કે મુસલમાનની નહીં, માણસની માની બેઈજ્જતી છે. શેખપુરામાં અમારી સાથે જે થયું તે થયું. પણ હું જાણું છું કે એનો બદલો હું કદી ના લઈ શકું. કારણ કે એનો બદલો હોઈ જ ના શકે ! હું બદલો લઈ શકું તો આટલો જ કે, મારી સાથે જે થયું તે બીજા કોઈ સાથે ન થાય. એટલે દિલ્હી અને અલીગઢ વચ્ચે લોકોને અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં પહોંચાડતો રહું છું. મારા દિવસો પણ પસાર થાય છે અને થોડોઘણો બદલો પણ ચૂકવી શકું છું. આમ ને આમ જો કોઈ દિવસ કોઈ મારી નાખશે તો બદલો પૂરો થઈ જશે. પછી ચાહે મુસલમાન મારે, ચાહે હિન્દુ ! મારો હેતુ તો માત્ર એટલો જ છે કે ચાહે મુસલમાન હોય, ચાહે શીખ હોય કે હિન્દુ હોય... જે મેં જોયું છે એ કોઈનેય ના જોવું પડે. અને મરતાં પહેલાં મારા ઘરના લોકોની જે દશા થઈ એ પરમાત્મા કરે કોઈની વહુદીકરીઓને ન જોવી પડે !'

એ પછી ઘણી બધી વાર સુધી ડબ્બામાં સ્તબ્ધતા છવાયેલી રહી. અલીગઢ આવતા પહેલાં ગાડી ધીમી પડી ત્યારે સુરૈયાને બહુ મન થયું કે એ સરદારનો આભાર માનતા બે શબ્દો કહે. પણ એના મોંમાંથી એકેય બોલ ના નીકળ્યો.

સરદારે જરાક ઊભા થઈ ઉપરની સીટ તરફ બૂમ મારી :'કાકે, ઉઠ, અલીગઢ આવી ગયું છે.' પછી હિન્દુ મહાશય તરફ જોઈને બોલ્યા :'બાબુજી, થોડીક કડવી વાતો બોલી ગયો એ બદલ માફ કરજો. અમે લોકો તો તમારી શરણમાં છીએ !'

હિન્દુ મહાશયના મોઢા પરથી સ્પષ્ટ દેખાતું હતું કે જો પેલો શીખ ત્યાં ન ઊતરતો હોત તો એ પોતે ઊતરીને બીજા ડબ્બામાં જઈ બેસત.

મૂળશીર્ષક : બદલા

## ભૂમિકા

અખંડ ભારતનું વિભાજન એક માનવસર્જિત ટ્રેજેડી હતી. ભારતીય રાજકારણની જ નહીં, એના સમાજકારણની પણ વિભાજન સૌથી મોટી

ઘટના છે. પરિવારોને વેરવિખેર કરી દેનાર વિભાજને સદીઓથી પરિવારની જેમ રહેતા લોકોને પણ બે કોમમાં વિભાજિત કર્યા. સદીઓથી હળીમળીને રહેનારી, એકમેકના સુખદુ:ખમાં ખભો ધરનારી, એકબીજાના ધર્મ, તહેવારો અને સંતો પ્રત્યે સદ્ભાવ રાખનારી, સાંસ્કૃતિક અને ભાષિક ઐક્ય ધરાવતી, ધર્મને ઘરના ઉંબરાની અંદર સાચવી રાખનારી, ભલી, ભોળી પ્રજાને વ્યવસ્થિત રીતે પવાયેલા સાંપ્રદાયિક વિષે, ભય અને અસલામતીની લાગણીને એવી તો ભડકાવી કે એનો ધર્મ બજારોમાં ઉછળ્યો. સિરિલ રેડકલીફે દોરેલી ધર્મ આધારિત વિભાજનરેખાના પરિણામે પેદા થયેલી અરાજકતાએ હિંદુ-મુસ્લિમને એકમેકના લોહીતરસ્યા બનાવી દીધા. જે પ્રજાકીય એકતા સ્વાતંત્ર્યસંગ્રામના પાયામાં હતી, આઝાદી મળી ત્યારે એ એકતા તો દૂરની ક્ષિતિજમાં પણ નો'તી દેખાતી. સદીઓનાં માનવીય મૂલ્યો પર પાણી ફરી વળ્યું હતુ. આપણને સહજ પ્રશ્ન થાય કે જે ઘટનાએ આ ઉપખંડના જનમાનસ અને જનજીવનને આટલી હદે પ્રભાવિત કર્યું, જે ઘટનાએ સામાજિક, રાજકીય, ઐતિહાસિક મૂલ્યોની સમાંતરે માનવીય મૂલ્યોને, જીવનમૂલ્યોને ઉલટસૂલટ કરી દીધા, જે ઘટનાંના લિસોટા હજુ આજે પણ નથી ભૂંસાયા અને જેના પડઘા વારંવાર ભારતના કોઈ ને કોઈ પ્રદેશમાં પડ્યા જ કરે છે એવી ગઈ સદીની આ કારમી ઘટનાએ પ્રતિક્રિયારૂપે કેવીક સાહિત્યકૃતિઓ રચાઈ? આપણે કબૂલવું રહ્યું કે વિભાજનની સાહિત્યિક પ્રતિક્રિયા બધી ભારતીય ભાષાઓએ એકસરખી નથી ઝીલી. સૌથી ગંભીર સર્જનાત્મક પ્રતિક્રિયા ઉર્દૂ ભાષામાં ઝિલાઈ. બીજા-નંબરે હિન્દી અને પછી પંજાબી, સિંધી, બંગાળી વગેરે... માનવીય દસ્તાવેજ કહી શકાય એવી આ સમયગાળાની વાર્તાઓમાં મૂળિયાં ઉખડી જવાની પીડા, વતનની માટીનો મોહ, માણસની હેવાનિયત, સ્ત્રીઓના ભાગે આવેલી અમાનુષી યાતનાઓ, બદલાનું વિષચક્ર, સ્થાપિત મૂલ્યોનો લોપ, એની જગ્યાએ અપ્રામાણિકતા, અનૈતિકતા, સગાવાદ, ભ્રષ્ટાચાર, લાંચરુશ્વત, અફસરશાહીની ઉદ્દંડતા અને અવિવેક, રાખમાંથી બેઠો થઈ ફરીથી સપનાં જોતા માણસની માન થઈ આવે એવી તાકાતનું આલેખન થયું છે. નરી હેવાનિયત અને તીવ્ર નફરત વચ્ચે મહોરી ઊઠતાં ઉદાત્ત માનવીય મૂલ્યોની વાત કરતી વાર્તાઓ પણ લખાઈ છે.

વિભાજન સમયે થયેલા તોફાનો અને કત્લેઆમના પાયામાં રહેલી માનવીય સમસ્યાને વાચા આપતી સૌથી વધુ વાર્તાઓ આપણને વિખ્યાત ઉર્દૂ વાર્તાકાર સઆદત હસન મનો પાસેથી મળે છે. એની 'ખોલ દો', ટોબા ટેકસિંહ', 'ઠંડા ગોશ્ત', 'નંગી આવાઝે', 'ખુદાની કસમ ', 'યઝીદ', 'સિયાહુહાશિએ', 'ટેટવાલકા કુત્તા' જેવી વાર્તાઓના અનુવાદ ગયા વર્ષે 'કંકાવટી' માં પ્રગટ થઈ ચૂક્યા છે. હવે પછી વિભાજનને વિષય બનાવતી વિવિધ ભારતીય ભાષાઓની વાર્તાઓના અનુવાદ આપવાનો મારો ઉપક્રમ છે. જેનો આરંભ હું અજ્ઞેયની વાર્તાઓથી કરું છું.

એસ.એચ. વાત્સ્યાયન 'અજ્ઞેય' હિન્દીના જાણીતા નવલકથાકાર છે. 'શેખર : એક જીવની' એમની બહુચર્ચિત નવલકથા. આપણે એમને 'નદી કે દ્વીપ' નવલકથાના લેખક તરીકે વધુ ઓળખીએ. ૧૯૭૮માં જ્ઞાનપીઠ પુરસ્કાર મેળવનાર અજ્ઞેયે વાર્તાઓ ને કવિતાઓ પણ મોટી સંખ્યામાં લખેલ છે. અજ્ઞેય પાસેથી વિભાજનને વિષય બનાવતી છ વાર્તાઓ મળે છે. 'શરણ દાતા', 'લેટરબોક્ષ', 'રમન્તે તત્ર દેવતા', 'બદલા', 'મુસ્લિમ મુસ્લિમ ભાઈ ભાઈ ' અને 'નારંગિયાં'. મોટા ભાગે માણસ પરિવેશ પરિસ્થિતિના દબાણ હેઠળ લાચાર બનીને માનવીય ધર્મ નથી બજાવી શકતો એ વાત 'શરણદાતા' વાર્તામાં કરનાર અજ્ઞેય 'બદલા' વાર્તામાં બધું ખોઈ બેસીને પણ માનવતા નહીં ખોનાર શીખની વાત કરે છે. આ વાર્તામાં નરી જંગાલિયત વચ્ચે ઉદાત્ત માનવીય મૂલ્યના દર્શન થાય છે. પોતાનું સર્વસ્થ ખોઈ નાખ્યા પછી પણ માણસ માનવતાને, સારાસારના વિવેકને સાચવી શકે છે એનું આ શીખ જ્વલંત ઉદાહરણ છે. પોતીકી પીડા એને બીજાની પીડા સાથે જોડી આપે છે, નફરતને બદલે એની પીડા કરુણામાં પરિણમે છે. મનુષ્યને સંપ્રદાયોમાં વહેંચી દેતી સંકીર્ણતાથી આ શીખ ઉપર ઊઠી ગયો છે. એક બાજુ માનવીય મૂલ્યોનો વિનિપાત દર્શાવતો પેલો હિન્દુ છે તો બીજી બાજુ શીખનું પાત્ર દર્શાવે છે કે એવી દારુણ પરિસ્થિતિમાં પણ માનવતા સાવ મરી નો'તી પરવારી.

– શરીફા

# એક પત્ર / અંબુભાઈ પુરાણી

*(આજે અનેક પ્રકારની સાહિત્યિક ઘટનાઓ બને જ છે પણ એ પ્રત્યે આપણે ઉદાસીન થઈ ગયા છીએ. અહીં કોઈ સામાન્ય જનની વાત નથી. એવું હોય તો તો એને સામાન્ય ઘટના તરીકે ખપાવી શકાય, પણ જેને આપણે સાહિત્યજગતના સંત્રીઓ કહીએ છીએ તે વિવેચકો કે સંપાદકો ઘણી વખત મીંઢું મૌન પાળતા હોય છે અને તેઓ સામાન્ય ઘટનાઓ પ્રત્યે વારી જતા હોય છે, ક્યારેક તો સંપાદકીય લેખ પણ ઘસડી નાખતા હોય છે. સાહિત્યનું વ્યવહારજગત એમ કરવાની ફરજ પાડે છે. આવા સંજોગોમાં અંબુભાઈનો આ પત્ર યાદ રાખવા જેવો છે. ૧૯૫૫માં 'મનીષા' સામયિક પ્રગટ થયું અને તેનો એક સહજ પ્રતિભાવ ગુજરાતથી સેંકડો માઈલ દૂર રહેતી એક વ્યક્તિ કેવી રીતે આપે છે અને એને નિમિત્તે સાવ તટસ્થ રહીને સમસામયિક ચિંતનપ્રવાહોનું પરીક્ષણ પણ કેવી રીતે કરે છે તે પણ જોવા જેવું છે. આની પાછળ માત્ર ઔપચારિકતા નથી, પણ કોઈ પહેલ થઈ હોય તો એ પ્રત્યેનો ઉષ્માપૂર્વકનો પ્રતિભાવ કેવો સંભવી શકે તેનોય આ એક ઉત્તમ નમૂનો છે.)*

પ્રિય ભાઈ સુરેશ અને રસિકભાઈ,

'મનીષા'ના બે અંકો મળ્યા. તે માટે આભાર.

બનતો સહકાર આપવા જરૂર પ્રયત્ન કરીશ. જોકે મારા શક્તિ અને સમય બન્ને ઘણાં મર્યાદિત છે. તમારી દૃષ્ટિ કઈ દિશામાં છે તે નક્કી થયે બનશે તેટલી મદદ કરવા પ્રયત્ન કરીશ.

આ પત્ર તો તમને અભિનંદન આપવા માટે લખું છું. ગુજરાતમાં સ્વતંત્ર વિચારની ઓટ કે અભાવ, જે કહો તે, એટલો બધો રહ્યો છે કે – છેલ્લાં ૨૦-૨૫ વર્ષ – કે એમાં 'મનીષા' જેવો પ્રયત્ન આવકારપાત્ર બને છે. 'નીતિનાશને માર્ગે'ની સમીક્ષામાં જેમ તટસ્થ અભ્યાસક અને ચિંતકનું દૃષ્ટિબિંદુ દેખાય છે તેવું ગુજરાતમાં ઘણાં વર્ષથી નથી.

વિચારો ઉછીના લેવાની ટેવ – ટેવ તરીકે ખોટી નથી જો ઉછીના લીધેલા

વિચારોમાંથી સ્વતંત્ર વિચારણા થતી હોય – આપણી પ્રજાને પડી ગઈ લાગે છે. 'વિચાર' એક શક્તિ છે, સમર્થ શક્તિ છે એ વસ્તુ મોટાં રૂપાંતરો અને ક્રાંતિઓ પણ, લાવનારી શક્તિ છે એ વસ્તુ લોકોના અને વિચારકોના પણ ધ્યાનમાં હોય એમ જણાતું નથી. વિચારને જેમ નિષ્ઠા ઉપર – sincerity સન્નિષ્ઠા ઉપર – પ્રતિષ્ઠિત કરવા આવશ્યક છે તેમ સત્ય ઉપર પણ પ્રતિષ્ઠિત કરવાની જરૂર છે. એ સત્ય બુદ્ધિ વડે જાણી શકાય, કલ્પી શકાય, માની શકાય એવું હોય તો જ તર્ક વડે પ્રમાણિત કરી શકાય. કોઈ પણ વિચારને બુદ્ધિગ્રાહ્ય, બુદ્ધિગમ્ય કરવા માટે તર્કપ્રમાણિત કરવાની જરૂર રહે છે જ. અને ત્યાં જ કેમ કે સન્નિષ્ઠા – sincerity –થી ચલાવી લઈ શકાતું નથી. બુદ્ધિની સૌથી મોટી શક્તિ એની તટસ્થતા છે – સાક્ષીપણાની સ્થિતિ છે, જ્યારે કોઈ કારણે અમુક વિચારનો, સિદ્ધાંતનો, અભિપ્રાયનો પક્ષપાત લંબાઈ જાય છે ત્યારે માનસિક પ્રવૃત્તિમાં પણ આવશ્યક એ તટસ્થતા રહેતી નથી અને એવી તટસ્થતા નથી એનું ભાન પણ વ્યક્તિને ભાગ્યે રહે છે.

ગુજરાતમાં છેલ્લાં ૨૦-૨૫ વર્ષથી એક જ અભિપ્રાયપરંપરા સ્વતંત્ર વિચારણા, ચિંતન, તટસ્થ અભ્યાસનું સ્થાન લઈ બેઠી હોય એમ એના વર્તમાનપત્રો અને બીજાં પ્રકાશનો ઉપરથી આપણને લાગે. જેમ સમાજમાં અમુક વિચારો કે આચારો રૂઢ થઈ જાય છે તેમ આપણાં પ્રકાશનોમાં અમુક વિચારધારા એટલે કે એનું પુનરાવર્તન રૂઢ થઈ ગયા જેવું છે. એટલે 'અહિંસા' શું છે એની જરા પણ ચિંતા ન કરનારો, 'અહિંસા' પર બધી રાજકીય વિચારણા કરવા બંધાયલો છે એમ માનીને લખે જાય છે. આની શરૂઆત ઘણાં વર્ષો પહેલાંની છે; આચાર્ય આનંદશંકરે મહાત્માજીની ગીતાનું અવલોકન લખ્યું તે એક જમાનાના માનસના નમૂના તરીકે જોવા જેવું છે. ધ્રુવ જાણતા હતા કે મહાત્માનો અનુવાદ તેમ જ અર્થઘટન ગીતાના પાઠમાંથી સિદ્ધ થઈ શકે તેવો નથી. તો પણ એમણે પોતાના અવલોકનમાં મતભેદનો ઉલ્લેખ કરીને જ સંતોષ માન્યો છે.

એ જ પ્રમાણે હિંદુ-મુસ્લિમ પ્રશ્ન વિશેની મહાત્માજીની વિચારણા અને કાર્યો – વિશે હિંદુ મહાસભા બાદ કરતાં ચિંતકોએ એમની દૃષ્ટિની મર્યાદા, કે ભૂલો જોયાં નથી કે જાહેરમાં મૂક્યાં નથી. જમાનાનું માનસ એવું કે

મહાત્માજીના વિચારોથી જુદા વિચારો સાચા હોય જ કેવી રીતે ? યંત્ર પ્રત્યે એમનું દૃષ્ટિબિંદુ પણ એવી જ સ્વતંત્ર વિચારણા લે તેવું છે. એમાં પ્રશ્ન માનવે કરેલા જડ તત્ત્વ ઉપરના વિજયનો ત્યાગ કેટલે સુધી ઇષ્ટ છે એ વિચારવાનો છે અને ત્યાર પછી અમુક સમાજમાં એનો પ્રયોગ કરતાં જે આર્થિક ઇષ્ટ અનિષ્ટ પરિણામો આવે તેનો ઉકેલ કેવી રીતે કરવો એ છે.

મને હજી યાદ છે કે અહિંસાનો સમષ્ટિ જીવનમાં અમલ કરવા વિશે દલીલ કરતાં મહાત્માજીના મતના મહાત્માવાદીઓ જાણે કોઈ ખૂની કે ડાકુ સાથે દલીલો કરતા ન હોય એવી મહત્તાગંથિ અને આત્મસંતોષથી જ દલીલો કરતા. એમને એટલું પણ ભાગ્યે જ સમજાતું કે ઈંગ્લાંડ અને અમેરિકા વગેરે દેશોમાંથી જે લોકોને લડાઈમાં જવું પડ્યું હોય એમ જ તેઓ વિચારતા પણ ભૂલી જતા કે 'મારવા' જાય છે તે પોતે 'મરવા'ને પણ તૈયાર હોવો જોઈએ અને એ પ્રમાણે મરવાને તૈયાર થવું એ પોતાની માન્યતાને સૌથી વધારે સન્નિષ્ઠાપૂર્વક વળગી રહેવાનો પુરાવો છે – બીજા વિશ્વયુદ્ધ વખતના મશરૂવાળાના લેખો આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિના અજ્ઞાનના સૂચક જેવા લેખો છે.

એનું એ જ સામ્યવાદી વિચારણાને લાગુ પડે છે. 'ગીતા', 'ઉપનિષદ' જેવા આપણા આધ્યાત્મિક પ્રશ્નો ઉપર મહાત્માજી જેવા લખે ત્યારે પ્રથમ દૃષ્ટિએ આપણને એમ, જ લાગે છે કે એનાથી ગીતાના અભ્યાસને એક પ્રકારનો ટેકો મળે છે. ઘણા લોકો એના પ્રત્યે આકર્ષાય છે. ગીતા ગહન છે, સમન્વયની શક્તિ માગી લે તેવો ગ્રંથ છે. એમાં 'અહિંસા' કે 'અનાસક્તિ' જેવો બાહ્યાર્થ કાઢી બતાવવામાં તો ગીતાના સાચા અભ્યાસને ઊલટી ક્ષતિ થઈ શકે છે. વળી મહાત્માજીને ગીતા ઉપર પ્રમાણ માનનારા લોકોને તો ગીતામાંથી કશું વિચારવાનું રહે જ ક્યાંથી ? એમને તો મહાત્માજીએ કરેલો અર્થ જ સાચો માનીને ગીતામાંથી ગીતાના અર્થને બદલે મહાત્માજીની અહિંસાનો કે અનાસક્તિનો સંદેશો કાઢવાનો રહે છે. અસલ ગ્રંથની વિચારધારાને બદલે પ્રચલિત વિચારને અનુમોદન મળે છે – કેટલું મળે છે, વગેરે – ને શોધવા જતાં મૂળની ભાષાને મચડવી જ પડે, એમાં ન હોય તે અર્થ લાદવા જ પડે. બીજું થાય પણ શું ?

તે છેક આજ સુધી ગીતા બિચારી મહાભારતમાં આવી તે નક્કી થયું નથી તો પણ ગીતાના પોતાનામાંથી નથી નીકળતો તે જ એનો સાચો અર્થ છે એમ ઠરાવવા માટે મશરૂવાળા છેવટ સુધી મથ્યા અને કાલેલકર આજે પણ મથે છે અને તેમાં મહાભારતની મદદ લે છે.

વિચારની સ્વતંત્રતાનો અર્થ એ હોવો જોઈએ કે અમુક વિચાર, સિદ્ધાંત માન્યતા, અમુક ધર્મના, સંપ્રદાયના, વ્યક્તિના કે સમષ્ટિના છે એટલા માટે નહિ પરંતુ આપણી બુદ્ધિમાં પણ તે ઊતરે તેવા છે, તર્કથી પ્રમાણિત કરી શકાય તેવા છે તેટલા માટે એમનો સ્વીકાર થવો જોઈએ.

એટલે અહિંસા કે અનાસક્તિ માટે ગીતાનો આશ્રય લેવાની જરૂર નથી. ગીતાને પ્રમાણ ન માનવાની આપણને છૂટ ક્યાં નથી ? કે એના પાઠના ઉપર જુલમ કરીને આપણો અર્થ એમાંથી કાઢવાની ફરજ પડે ?

એનું સ્વતંત્ર પ્રતિપાદન કરવું એ મુખ્ય કામ છે અને તે એટલું સહેલું નહિ જણાય..

આપણાં દૈનિક પત્રો અને બીજાં એવાં વૃત્તપત્રો રાજકારણના વિષયમાં મહાસભાનો પક્ષ બહુમતિમાં છે અને કારભાર ચલાવે છે એટલે મોટે ભાગે કાગળ પર રહેલા સિદ્ધાંતોનો આગ્રહ રાખે તે સમજી શકાય એવી વસ્તુ છે. એ તો અમારો 'આદર્શ' છે એમ કહીને એનો (લૂલો) બચાવ થઈ પણ શકે.

પરંતુ માસિકો, ત્રૈમાસિકો, વાર્ષિકો વગેરેમાં ચિંતન, તર્ક, અભ્યાસ વગેરેની આશા રાખીએ ત્યાં(અપવાદો બાદ કરતાં) પણ એ સ્વતંત્ર વિચારણા કે તટસ્થતા દેખાતાં નથી. કાં તો આપણા વિચારકોમાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ નથી કે હોય તો પ્રગટ કરવાની હિંમત નથી એમ લાગે છે.

'મનીષા' એ દૃષ્ટિએ અપવાદ રૂપ હોઈ આવકારપાત્ર છે. તટસ્થ અભ્યાસકની દૃષ્ટિ પણ જાગ્રત કરી શકાય તો એ પણ એક ઉપયોગી કામ છે એમ હું માનું છું.

'દક્ષિણા'માં દાર્શનિક વિચારો, સિદ્ધાંતો કે અભિપ્રાયો તર્કસરણી સહિત રજૂ કરવાનો અમે રિવાજ રાખ્યો છે. 'આશ્રમ' અને 'શ્રી અરવિંદ વિદ્યાપીઠ' વિશેના અને 'પ્રાર્થના' જેવા વિષયો બાદ કરતાં – જેમાં તર્કને સ્થાન નથી – બીજા વિષયોનું પ્રતિપાદન બુદ્ધિને માટે તર્કની પદ્ધતિએ કરવાનો પ્રયત્ન

હોય છે. શ્રી અરવિંદે બુદ્ધિને એક સમર્થ કરણનું સ્થાન આપ્યું છે એટલે બુદ્ધિથી પર તત્ત્વો વિષે પણ એમણે બુદ્ધિગમ્ય અને બુદ્ધિગ્રાહ્ય નિરૂપણ કરેલું છે. શંકા, જિજ્ઞાસા વગેરે બુદ્ધિનાં કાર્યોને તેઓ સ્થાન આપે છે. અને એમાં એ દર્શનની પ્રાણશક્તિ છે એમ હું માનું છું.

જેમ જેમ માણસો વિચાર કરતા થશે તેમ તેમ શ્રી અરવિંદનું દર્શન એમને સ્વીકાર્ય લાગશે. એમાં સમય લાગે એ સ્વાભાવિક છે. પરંતુ જલદી સ્વીકાર થાય અને બુદ્ધિથી પ્રમાણિત થવામાં વાંધો નડે તો માણસો એ વસ્તુને મૂકી દે એના કરતાં સ્વીકાર કરતાં વાર લગાડે એ વધારે સારું છે.

'મનીષા'નો સ્વીકાર એ દિશામાં સારી સેવા બજાવશે એવી આશા રાખું છું.

૩૮ : ૨૦૦૩, જૂન　　　　કંકાવટી

# સમીપે

સંપાદન
શિરીષ પંચાલ • જયદેવ શુક્લ • બકુલ ટેલર

આજે આપણા જીવનમાંથી સાહિત્ય/કળા માટેની રુચિ ઘટતી જતી હોય એવું અનુભવાય છે. પ્રજાના કહેવાતા સંસ્કારી-શિક્ષિત વર્ગમાં પણ સાહિત્ય કે કળાનો સંસ્પર્શ ઓસરતો જાય છે. માનવને માનવ તરીકે ટકાવી રાખવામાં સાહિત્ય-કળાનું સ્થાન મહત્ત્વપૂર્ણ છે. આ સમયમાં એને ટકાવવા માટે જે રીતે પ્રયત્નો થવા જોઈએ તે થતા નથી. હા, સમાજમાં કેટલાક – ડૉક્ટરો, ઇજનેરો, વિજ્ઞાનરસિકો, શિક્ષણકારો અને બીજા કેટલાક એવા છે જેમને સાહિત્ય અને કળાના આસ્વાદ માટે ઉત્સુકતા છે.

પશ્ચિમમાં કળાના આસ્વાદને લગતા અનેક ગ્રન્થો ભિન્ન ભિન્ન અભિગમોથી રચાયા છે. આપણી ભાષાઓમાં આવા ગ્રંથોની ખોટ તરત જ નજરે ચઢે છે. ગુજરાતીમાં આ ખોટ પૂરવાનો એક નમ્ર પ્રયત્ન આરંભવા અમે તૈયાર થયા છીએ.

વર્ષમાં બે વાર 'સમીપે' નામની ગ્રંથશ્રેણી દ્વારા અમે આપની સાથે સંવાદ ઇચ્છીએ છીએ. પ્રથમ ગ્રંથ 'આસ્વાદ'માં વિવિધ કળાઓના આસ્વાદ વિષયક પ્રશ્નો વિશે ગુજરાતના જાણીતા કળાકારો, સાહિત્યકારો, વિચારકોએ લખવાનું ઉમળકાથી સ્વીકાર્યું છે. બીજા ગ્રંથમાં અમે ગુજરાતના સર્જન, વિવેચન, ચિન્તન અને કળાઓનું પ્રતિનિધિત્વ કરતી કૃતિઓ પ્રગટ કરીશું. આ બંને ગ્રંથ દીવાળી અને નાતાલની આસપાસ પ્રગટ કરવાની ઇચ્છા છે. આ રીતે અમે આપ સૌ સાથે સંવાદ ઇચ્છીએ છીએ. આપનો સહયોગ મળશે જ એવી શ્રદ્ધા છે. અન્ય વિગતો ટૂંકમાં પ્રગટ કરીશું.

•

**સંવાદ પ્રકાશન**

૨૩૩/ રાજલક્ષ્મી સોસાયટી જૂના પાદરા રોડ વડોદરા-૩૯૦ ૦૦૭
ફોન : ૦૨૬૫-૨૩૧ ૨૭ ૪૭

# સમાચાર

- અમેરિકામાંથી લગભગ ૧૩ હજાર જેટલાં મુસ્લિમોની હકાલપટ્ટી કરવામાં આવશે.
- નાસા અને અમેરિકાના ઊર્જા વિભાગે સંશોધન કરીને જણાવ્યું છે કે છેલ્લાં ૨૦ વર્ષમાં પૃથ્વી વધારે હરિયાળી બની છે.
- પાકિસ્તાનના કબજા હેઠળના કાશ્મીરના લોકોએ પાકિસ્તાનના શાસનને બદલે ભારતમાં ભળી જવાની માગણી કરી છે.
- બોફોર્સ રુશ્વત કેસમાં માધવસિંહ સોલંકી સામે નોટીસ મોકલવામાં આવી છે.
- કચ્છમાં ગરમી ઓછી પડી હોવાથી સમુદ્ર કાંઠેનાં વાદળોમાં ભેજનું પ્રમાણ વધ્યું છે.
- વેસ્ટ ઇન્ડીઝને ચાર વિકેટે હરાવી શ્રેણીમાં વિજય પ્રાપ્ત કરતું શ્રીલંકા.



## આકાર / ધ્વનિરાણી દેસાઈ

બનાવું છું હું રોજ
રંગબેરંગી આકાર માટીનાં
ને રોજ તૈયાર કરું છું
રમકડાં અલૌકિક.
ડ્રેગોન, મરમેંડ તો ક્યારેક યુનિકોર્ન.
પણ સવાર પડતાં જ
ગાયબ થઈ જાય છે
બધાંય રમકડાં કશેક...
નવાં નવાં સ્વપ્નો ફરતાં કરી દીધાં
છે મેં હવે.
ને બ્રહ્માંડ પણ ઊભું કરી દીધું છે હવે તો.
ચાલે છે ત્યાં,
નીતિનિયમ મારાં જ.
ને સ્વપ્નો ચલાવે છે ત્યાં
પોતાની મરજીના રાત અને દિવસ.

સવાર પડવા આવી છે,
આકાર પણ
બેજોડ તૈયાર
થઈ ગયો છે – મારો.

## રાગ મારવા/ મંગલેશ ડબરાલ

*(અમીરખાં અને પન્નાલાલ ઘોષના સંગીતની સ્મૃતિમાં)*

બહુ દૂર ગયેલા જીવનમાંથી નીકળીને આવે છે
રાગ મારવાનો અવાજ
અમીરખાન ગાય છે પોતાની એકલતામાં
અથવા પન્નાલાલ ઘોષ વગાડે છે
કોઈ ગોવાળિયાના જેવી પોતાની જૂની બંસરી પર
એ તમારી આસપાસ અને ભીતર એકેક ચીજને સ્પર્શીને વહે છે
એની ભીતર જાય છે ત્યાં ત્યાં ગુંજતો રહે છે
એને પામવા ચાહે છે એનું જ રૂપ એ લઈ લે છે
ક્યાંય સુધી ઊઠતો એક આલાપ ધીરે ધીરે એકાલાપબની જાય છે
એક ભાષા પોતાનો શબ્દો શોધવા માટે વિહ્વળ છે
એક બંસરીમાં છેદ પડતા પીગળતા વહેતા જાય છે
એમાં મિઠાશ છે અથવા અવસાદ
એ તો એના પર છે, તમે સાંભળો છો ત્યારે
એમાં શું ખોજો છો

કહે છે, સંધિ પ્રકાશનો રાગ છે
દિવસ જ્યારે જતો હોય, રાત આવતી હોય
બંને મળે છે થોડા સમય માટે
એ અંત અને આરંભની ધૂંધળાશ છે
જન્મ અને મૃત્યુના મિલનની કોઈ સુદૂર જગ્યા
પ્રકાશ અને અંધકારના એકબીજામાં ભળેલા ચહેરા
ક્યાંય સુધી કંપતો એક વિકલ હાથ ઓઝલ થઈ ચૂક્યો છે
એક આંસુ પડતાં પડતાં અટકી ગયું છે
કહે છે, મારવાને કોઈ આકારમાં સમેટવો અઘરો છે



એ પીગળતો જાય છે, બીજા રાગોમાં ભળી જાય છે
રેતીની જેમ સરતો અને રાખની જેમ ઝરે છે
એમાં ઉગમ અને વિસ્તાર જન્માવવોયે સરળ નથી
એની ભીતર જોઈએ એવી જ કોઈ વ્યાકુળતા એવો જ કોઈ વિરાગ
તમે એને પાર્શ્વ સંગીતની જેમ ગાઈ ન શકો
કેમકે ત્યારે એ સુસ્ત બેસ્વાદ, અપ્રિય થઈ જાય છે
ગાયક વાદક જાણે છે લોકોને
જ્યારે અનુકૂળ નથી આવતો એ રાગ
કોઈ નકામા દુઃખમાં પડવા માગતું નથી
લોકો પોતાનાં સુખોથી લદાયેલા હોય છે આજકાલ

છતાં, ક્યારેક સંભળાય છે
રેડિયો કે ઘસાયેલી રેકોર્ડથી ફૂટતા સાંજના રંગનો મારવા
અમીરખાંના અવાજમાં વિસ્તરતો
કે પન્નાલાલની બંસરી પર ઊડતો
આકાર પામવા માટે તરફડતી એક અમૂર્તતા
એક અલૌકિકતા, જે મામૂલી ચીજોમાં રહેવા ચાહે છે
એક હવા – જે ચુપચાપ મુઠ્ઠીમાં સમાઈ જાય છે
પાછળ રહી ગયેલાઓનું એક ગીત
જે લગાતાર પોતાને પાછળ છોડતું રહે છે
અને જ્યારે કોઈ સાંભળતું ન હોય એને
ગાતું ન હોય, બજાવતું ન હોય, ત્યારે યે એ ગુંજતું રહે છે
પોતાના પ્રકાશમાં કંપતો મારવા

## મને ના માપ તું ! / નિર્મિશ ઠાકર

ધારણા તૈયાર રાખીને મને ના માપ તું,
ફાવતા આધાર રાખીને મને ના માપ તું.

શું પ્રતીક્ષાને ટકોરાની અપેક્ષા હોય છે ?
બંધ તારાં દ્વાર રાખીને મને ના માપ તું.

ફ્રેમમાં બેસી જનારા ચિત્ર જેવો હું નથી,
બ્હારના આકાર રાખીને મને ના માપ તું.

છું સ્વયંભૂ કાવ્ય, એને પામ તું ડૂબ્યા પછી
સાવકા વ્યવહાર રાખીને મને ના માપ તું.

'માત્ર હસવું' છે નહીં, આ હાસ્ય ઊંડી ચીજ છે,
વેદનાની બ્હાર રાખીને મને ના માપ તું.

આસમાની શક્યતાઓથી ભરેલો શબ્દ હું,
અર્થ આ બે-ચાર રાખીને મને ના માપ તું.

## મુક્તકો / 'આસિમ' રાંદેરી

માની લીધું લીલાએ કે હું 'પ્રેમઅંગ' છું,
એ તો વિચારતી જ નથી કે 'સળંગ' છું !
'આસિમ' જુદા નથી જ એ તાપી ને એમેઝોન,
આ વિસ્તરેલા પ્રેમથી તો હું યે દંગ છું !

ઓ જિંદગી, તું ના કહે કે આજ તંગ છું;
'હું વાસ્તવિક નથી, એક વ્યંગ છું.'
મધદરિયે સાવ મોજાં હતાં, એથી શું થયું ?
કાંઠાની ભાત જોઉં છું તો જળતરંગ છું !

હકીકત હોય છે તેણે કદી ક્હેવું નથી પડતું,
બધે જે હોય તેણે 'અંશ'માં ર્‌હેવું નથી પડતું !
ફરે છે વાદળાં કોઈ સૂકાં, કોઈ વળી ભીનાં,
પરંતુ એથી કંઈ આકાશને વ્‌હેવું નથી પડતું !

મારા જ હાથમાં હજી મારું સુકાન છે,
મારી જ છે દિશા અને મારું નિશાન છે;
કાયા મારી જોઈ રહ્યો છે તું શું તબીબ ?
દૃષ્ટિને મારી જોકે એનું દૂર ધ્યાન છે.

દુનિયા બધીના રંગરાગ જોઉં છતાં,
કોઈ નવો જ રંગ મારે ધોળવો નથી;
કે ઇન્દ્રનું ધનુષ્ય તો થોડી ક્ષણોનું હોય
હું તો 'હતો' જ, 'છું' અને કંઈ પણ 'થયો' નથી !

અમારી આંખમાં પ્રશ્નો જ છે, જવાબ નથી,
નથી, નથી જ અહીં કોઈ ઇન્કિલાબ નથી.

નથી જ'એવું કે કોરી કાંઈ કિતાબ નથી,
પરંતુ એમાં લખું એવો તો હિસાબ નથી.

અહીં છે જુગ્નુઓ છે, જુગ્નૂઓ ઉનાળે પણ,
બહુ છે ધૂંધળું આકાશ, આફતાબ નથી.

ઘણાંયે ટેકરી ટીંબા છે તેય રેતીનાં,
અમારે નકશે તો રણની કોઈ મિયાદ નથી.

અહીં છે તાજી ખબર, એ જ જૂની અફવાઓ,
પરીકથામાં યે રાક્ષસ ને ભૂત બાદ નથી.

અહીં બરફ છે તે ગળતો નથી કે ઓગળતો,
અને ચીતરેલા સૂર્યમાં યે કોઈ તાબ નથી !

ફૂલો કપાસનાં યે આપતાં નથી વસ્ત્રો,
તસલ્લીએ જ કે ચિલમન નથી, નકાબ નથી.

ઉઘાડી આંખમાં ક્યારેક તો હતાં સ્વપ્નાં,
હવે તો રાત છે એવી કે કોઈ ખ્વાબ નથી.

હવે તો શબ્દકોશ સાવ કોરો લાગે છે
નથી વાંસા અને છાતીના કાંઈ અર્થ રહ્યા,
ખિતાબ એવો કે જેનો કશો રૂઆબ નથી !

## ગઝલ / રવીન્દ્ર પારેખ

૧

જિંદગીનો એથી જુદો સાર ક્યાં ?
સ્નેહમાં છે, એવી બીજે હાર ક્યાં ?

હો ગમે તેવું જીવન, અહીંયા જ છે,
જીવવાનું આ જગતની બહાર ક્યાં ?

ધાર ચપ્પુની નથી, છે યાદની,
એની બુઠ્ઠી તું કરીશ કૈં ધાર ક્યાં ?

આંસુઓ તું રાખ આંખો બ્હારના,
નહિ તો રડશે તું પછી ચોધાર ક્યાં ?

નાવ છે તો જળમાં લઈને તો ઊતર,
આ કિનારે છે વળી મઝધાર ક્યાં ?

મુક્ત થઈને શું કરીશ, જીવથી જશે –
દેહ જેવું બીજે કારાગાર ક્યાં ?

સ્વર્ગમાં યે નહિ મળે, તું દોડ ના –
આ ધરા વિના છે અપરંપાર ક્યાં ?

૨

ના થાવાનું પણ કદીક તો થાય છે,
એટલે તો તું અહીંથી જાય છે.

તું તરત આવીને ચાલી જાય છે,
સુખ વળી ક્યારે અહીં રોકાય છે !

તું તો ઇચ્છે કે પલાળું હું તને,
ભર વસંતે થોડું કૈં વરસાય છે !

આંખ મીંચું તો જ કૈંકે શક્ય છે,
ખુલ્લી આંખે તું કદી દેખાય છે ?

તું હવા જેવી ભલે હો ભીતરે,
એટલે કૈં બેવડું ધબકાય છે ?

હું મને મળતો નથી તેથી જ તો,
કોઈ છે જે ભીતરે હિજરાય છે.

## ત્રણ રચનાઓ / હસમુખ કે.રાવલ

### દ્વૈત

ઝાખા પ્રકાશમાં
અંદર
દેખાય છે :
ઢંકાયેલા શબ્દની
ફાટેલી રાતી પાનીઓ.
ને
ઊજળા અજવાળામાં
બહાર
દેખાય છે :
ખાઈ-પી, દાંત ખોતરી,
બાકડો બોટી
ઘસઘસાટ લંબાયેલા
ટાઢાબોળ અર્થો.

વચ્ચે
આઈ.સી.યુ.ના
આઈ-વ્યૂઅરની
વિસ્ફારિત કીકી
અંદર-બહાર
અદર-બહાર
અદર-બહાર
તાકતી રહે,
તાકતી જ રહે
અનિમેષ.

## પુલ નીચે

શાપ છતાં
આક્રોશ કે આંસુ નહીં.

હળાહળ કાળજ્વરે
ધખધખી અહલ્યાએ
ધસમસ વહી જતું
ધારાવસ્ત્ર અંગે ધર્યું...

વજ્જર મુઠ્ઠીમાં પડી
દબાતી... દળાતી... છતાં
રુખું-સૂકું કલકલ ગણગણી
દિન ગણે...

આજે ભર્યા નગરમાં ધોળા દાડે
વસ્ત્રાહરણ થયું ને –
જોઈ શકો તો જુઓ આ...

વિવસ્ત્રાને કૃશ કરી
કોઈકે વિખેરી... વેરી...
ફેંકી દીધી,
અહીં...
પુલ નીચે...
કણ... કણ... રજકણ...

સામા કાંઠે ધસી આવ્યાં
રાતાં માતાં
ટ્રેક્ટરોનાં ધાડેધાડાં...

કાંધે નાખી, ઢસરડી,,
ઊંચી ઇમારતે ચણે
એ પહેલાં...

એ પહેલાં
'રાજીવલોચન રામ,
છો કે તમે ?... સાંભળો છો ?...
સાંભળો છો ?'
– વિના જીભે ટળવળે
કણેકણ...

૧૨ : ૨૦૦૩, જુલાઈ

## ગણિત કાવ્ય

ત્યાં
કેલ્ક્યુલેટરથી કૂદકો મારી
કમ્પ્યૂટરની સીડીઓ પર
ગુણાકારનાં સડસડાટ પદ માંડતો બાપ,
બારીમાં બેસી બકરી પાસે
બેં બેં શીખતા
દીકરાને જોઈ ઊભો થાય છે,
માથે ટપલી મારી કોમળતાથી કાન આમળે છે,
ચોકલેટ આપી, પડખે ખેંચે છે
ને
સ્લેટ-પેનના સરવાળા શીખવતો પોરસાય છે...

તો અહીં રસોડામાં
દીકરાની મા
: ઝટ જાઓ, ચંદનહાર લાવો –ની ધૂનમાં
અણઘડ બાદબાકીઓ ગાતી મશગુલ છે...

ને પેલા ખૂણામાં
અંધારામાં

લાંબી-પહોળી રકમો
ભાગી ભાગી હાંફી ગયેલા
દીકરાના દાદાના
ભાગાકારમાં સાવ છેલ્લે
શેષ વધ્યા છે : દાદા.
હવે
દાદાનો સરવાળો દાદા
દાદાનો ગુણાકાર દાદા
દાદાનો ભાગાકાર દાદા
ને બાદબાકી પણ...

૧૪ : ૨૦૦૩, જુલાઈ

## એમાં હું ન હતો, હતો... / રતિલાલ 'અનિલ'

ચિત્રગુપ્ત ચોપડો ખોલી નોંધ વાંચી સંભળાવશે વચ્ચે બોલી પડીશ : એમાં હું ન હોતો, એ હું નહીં ! મને સરવાળા કરતાં બાદબાકી કેમ ગમે છે તે હું નથી જાણતો. સરવાળો ખૂબ લાંબો હોય અને કંટાળો આવે એવો સ્વભાવ આડે આવતો હશે. મારે પૂછવું જ પડવાનું બાપા, આ તમે કયા એકની એક નોંધ વાંચી ? જિંદગીનો સરવાળો એક્યાસી વરસ એટલે આ એક માણસ. એ ગણિત છોડો. આમાં કંઈ મને ન્યાય આપો એવી મમત નથી.
રસ્તે જતો હતો ને અકસ્માત થયો એની અખબારી છબિ પ્રગટ થઈ તેમાં મારો ચહેરો જોઈ આઘાત બેવડો. એકઃ આ અકસ્માતની મને જાણ નહીં, હું તો લૂસ લૂસ ભાગતો, ટોળું કુંડાળું બનેલું કશાની આસપાસ પણ પાસેથી ટોળાએ સઘન થઈ કરી આપેલા અવકાશમાંથી જતો ઝડપાઈ ગયો. અખબારમાં અહેવાલ વાંચી છાપું બાજુએ મૂકી સ્તબ્ધ ગૂંગળાતા કંઠે મૂગો બેસી રહેલો... બસ આટલી તપસીલ બસ નહીં ! માણસ રસ્તે લોહીલુહાણ શ્વાસ છોડી પડેલો.. પણ સર્વિસે મને પાટા પર દોડતી ટ્રેનનો એક ડબ્બો બનાવી દીધેલો, આમેય તે દિવસે હાજરીબુક ઊપડી ગયેલી તે પછી હાજરી પૂરવા પહોંચેલો, એમાં હું નહોતો અને છતાં છાપામાંની છબિમાં ભલે ટપકા જેવો મને જોયો ! તે આખો દિવસ ગમગીન.

ઘરે પહોંચ્યો ત્યારે ટી.વી. પર નાચકૂદિયું, ધમાચકડી ગીત ચાલે...થયું કે પાછા ફરું... પોતાના ઘરના ઉંબરેથી પાછા ફરવાની અજંપ ક્ષણો વિશે તમે જાણો છે ? હા, હું હતો, એવું સરવાળો કહેશે. બાદબાકી કરો તો સહેલો

દાખલો થશે. એક આઇટમ ઓછી થયે કોઈ વાર આંકડાની મેદની આઘી રહી જાય....

હું જે બસમાં જતો હતો, તેમાં બીજી બાજુએ ભિંસાયેલો બેઠો હતો. તે દિવસે કંઈ ભૂંડું થવાનું એની ખબર મને ન પડે એ માટે વચ્ચે ઊભા રહેવા ન મળ્યું નહિતર જે બન્યું તે જોયું હોતે. બસે એક ભૂલકાને ટક્કર મારી કચડ્યું હતું એ જ બસે; એના સમાચાર અમારો પ્રેસ રિપોર્ટર બસનંબર સાથે લાવેલા તેના પ્રૂફ વાંચતાં શબ્દો ઉકેલી ન શક્યો, બસ, જોતો રહ્યો – છેવટે એ બીજાને વાંચવા આપો કહીને પ્રૂફ લેવા આવનારને પરત કરી દીધેલો ને 'ઠીક નથી' કહી રજા લઈ નીકળી ગયેલો ચાલતો, પેલા જ રસ્તે, ઊભોયે રહેલો. પોલિસે બનાવને પરીઘમાં લેવા રસ્તા પર ચોકથી પાડેલું ચકશું અને મધ્યબિન્દુ લોહીનું ધાબું. આવતાં જતાંના હડસેલા ખાતાં, ઊભા રહી જોયેલું.

સાંજે ઑફિસેથી છૂટી ઘરે જતો હતો, હું મારા કોઈક વિચારમાં હતો . મને ધ્યાન નહીં કે અહીં જ હૉલમાં એક શોકસભા છે...ચાલતો હતો ત્યાં મોટર આવીને થોભી. અંદર સંભાવિત ગૃહસ્થ બેઠેલા. 'કહે, બેસી જાવ, હું પણ ત્યાં જ જાઉં છું.' હું કહી ન શક્યો કે શોકસભામાં જાઉં છું. વાસ્તવમાં મારે જવાનું હતું પણ જવાનો ન હતો. મર્હૂમના જીવનની કેટલીક વાતો હું જાણતો હતો, તે ગુસ્સે ન કરે તોયે ગમગીન કરે એવી તો હતી જ. હું ના પાડી ન શક્યો. મોટરમાં બેસી ગયો અને એ એટલા મહત્ત્વના કે પહેલી હરોળમાં એમને બેઠક સૂચવાઈ. એમની પાસે મારેય બેસવું પડ્યું, એટલું સારું કે વિવેક થયો કે ઉપર આવી બેસે, બે શબ્દ તમેય બોલજો, પણ મેં વિવેકપૂર્વક ના પાડી.

'બનશે તો લખીશ' કહ્યું અને વક્તાઓની યાદી ખાસ્સી તેમને ભરપૂર તક મળે એ કારણે પણ મને ખાસ આગ્રહ ન થયો. એ સભાના શ્રોતાઓની છબિ પણ મંચની છબિ સાથે છપાયેલી તેમાં મારી ઝાંખી થયા વિના ન રહે. તે જોઈ જાણભેદુ મિત્રોએ ટકોર પણ કરેલી, 'તે, તમે શોકસભામાં ગયેલા...' મર્હૂમ વિશેની અગાઉ થયેલી ચર્ચામાં એમની સાથે ચર્ચા થયેલી તેમાં મારા સૂરમાં રંજ તો નહતો. પણ થોડા શબ્દોમાં ઉગ્રતા હતી. મર્હૂમ ઘણી સંસ્થાઓમાં મોખરે હતા અને એમના કારભાર અને દખલ ચર્ચાસ્પદ હતાં. કેટલીક લખેલી

શોકનોંધ નોકરીને અંગે, સૂચવાયેલા કામ રૂપે કરી હોય, અહીં હું માણસ નહોતો, જીવતો ઓજાર હતો. હું આમ હોવા છતાં નહોતો...

ચિત્રગુપ્ત, એમ તો હું આખી દુનિયાના સાક્ષી રૂપે બધા વચ્ચે હતો અને કામ એવું કે મહત્ત્વની જાણ મને રોજરોજ થાય. કૂતરું કરડે તે નહીં, માણસ કૂતરાને કરડે એ સમાચાર બને એવી સર્વિસમાં હતો. સંવેદનશીલ માણસ એક એવા સમાચાર વાંચી મૂગો થઈને છાપું મૂકી દે, પણ અમને સંવેદન હોય તોય શું અને ન હોય તો શું. એવા વિચિત્ર કામમાં રોકાયેલો. તમે એમાં મારી સંમતિ નોંધી સજા ભલે ફટકારો, પણ એમાં હું ન હતો !

અને, મને...મારી જ તાજી જન્મેલી દીકરી માંદી, કહેવાયું કે આટલા દિવસે જ તમારાથી એનું મોઢું જોવાય, એટલે બીજાઓ આવે, જુએ. 'જીવી જશે' એવો વિશ્વાસ આપે અને પાંચમા દિવસે મરી ગઈ ત્યારે એનું મોઢું જોયું... મને લાગ્યું કે પહેલા જ દિવસે બધું છોડી એ કેસ હાથમાં લીધો હોત તો એ જરૂર જીવી જતે...એને મસાણમાં ભંડારતી વખતે હું કોણ હતો તે આજેય હું કહી શકતો નથી. અને તમે મારો એ અમાનુષી ગુનો તો નોંધ્યો જ નથી. જેમાં હું હતો ! આરોપી હતો !

## ત્રણ ઈંટના ચૂલા / રતિલાલ 'અનિલ'

વરસાદ પહેલાં જ એ ધાબા પરની વસાહત સૂની પડી ગઈ હતી, ત્રણ ઈંટના તાપણા જેવા ત્રણેક ચૂલા ખુલ્લામાં પડ્યા છે એ જોઈ રહું છું. આમ તો આખી રાત ઊંઘ જ ક્યાં છે, પણ કવિ ન્હાનાલાલને નયણાંની આળસ નડી અને 'નિરખ્યા ન શ્રી હરિ' એવું તો કંઈ નહીં પણ એમની પ્રાતઃલીલા ન જોઈ અને રાત્રિના અંધકારમાં તો એમના ટૂંટિયું વળેલા શરીર અંધકારમાં આછા આચ્છાદને પડ્યા હોય. બધા જ મજૂર, મજૂરણ કહેવાતા માણસો કોઈ કોઈનાં ઘર બાંધનારા અને પોતે રસ્તાની કોરે ત્રણ ઈંટના ચૂલા માંડી કંઈ ને કંઈ રાંધનારા અને નારી ચૂલાના અજવાળે બંને હાથે રોટલાને મલાવી મલાવીને ઘડીને 'થપ્પ' કરતી તાવડીએ નાખતી પોતાના મરદ સાથે તે જ સાંભળે એવા ધીમા સાદે વાત કરતી હોય અને સામે બેએક ભટૂરિયા બેઠા હોય, ચૂલાનું ખોબોક અજવાળું એના મોઢાને અલપઝલપ બતાવે અને પહેલા રોટલાનો કટકો કોર આપે. ચૂલાના અજવાળે દેખાતા ચહેરા... ઘડીક નાચતું ને ઝંખવાઈ જતું અજવાળું એમના ચહેરાને અલપ ઝલપ બતાવે. ત્રણ ઈંટના ચૂલા અત્યારે વરસાદે ભીના છે કે આર્દ્ર છે એ કહી શકાતું નથી. અંધકારમાં જ એમનાં પ્રાતઃકાળનાં કર્મો અંધકારમાં પતી જતાં કે ચુપચાપ પતાવી દેતા. સામે છએક ઘરના સમાન સરખા ધાબાનું નાનકડું ઊંચું, સિમેન્ટનું મેદાન છે. પાણીની કાળી ટાંકીઓ ઘરદીઠ હતી. એ ખાલી ટાંકી એ વસાહતીઓની કાળી તિજોરી હતી. કામે જતાં પહેલા રેઢો દેખાતો સામાન એમાં સંતાડી દે, જેમને ઘર નહીં, એમને ઘરવખરી કેવી ? સવારે ઊઠું ત્યારે તો બધા,

ઢાંકોઢબૂરો કરીને કામે જવાની ઝડપમાં હોય. ઉતાવળ તો આપણા જેવાને હોય. બધાં જોડાજોડ, જોડે એકાદ ભટૂરિયું તો હોય. બધાં મકાનો ખાલી, તે પાણીની ટાંકીઓ પણ ખાલી તે એ વસાહતીઓના ગોળ કાળા કબાટ બની જતી. સાંજ સવારે ઊઘડે ને બંધ થાય, કોઈ દિવસ, મારી ફલાણી ચીજ ચોરાઈ હોય એવી બૂમ સંભળાય નહીં. બહુ ઓછું બોલે. બારાખડીને આપણે છૂટા મોઢે વાપરનારા પણ ઘરવખરી (!) ઘર વગરના ઘરવખરીને બહુ ઓછી વાપરે તેમ બારાખડીને યે બહુ ઓછી વાપરે અને અવાજને પોતાની આસપાસ જ રાખે. મકાનોમાં નહીં રહેતા માલિકોને લાગ્યું કે અમારી ટાંકીમાં અમારું પાણી હોય, ચીંથરાં જેવાં લબાચા ને વાસણ તે હોય ? વસાહતીઓની કાળી તિજોરીઓ અદૃશ્ય થયેલી એક દિવસ જોઈ ત્યારે ઠેકઠેકાણે, ધાબા પર લબાચાની ઢગલીઓ જોઈ... પણ મને આકર્ષણ સવારસાંજ ખુલ્લામાં રસ્તાની કોરે મંડાયેલા ત્રણ ઈંટના છૂટાછવાયા અને ઊંચે નીચે થતા સસ્તા બળતણના આછા ભડકા અને અલપ ઝલપ દેખાતા ચહેરા જોવા અવલોકવાનું કોઈ હેતુ વિના કોણ જાણે કેમ પણ ગમતું. નાનપણમાં સાંજે ચૂલા સામે બેસતા, ઘડાતા રોટલાને બંને હાથે કેવા હલાવમલાવ કરી 'થપ્પ્' દઈને કલેડે પડતા સહેજ ભૂખી આંખે જોઈ રહેતા એ બાળપણ તાજું થતું, પણ ઈંટના ખુલ્લા ચૂલાનું ઝાંખું ને ઉજમાળું થતું અજવાળું ચૂલા પાસે બેઠેલા ભટૂરિયાના ચહેરે પણ દેખાતું હવે એ ત્રણ ઈંટના ચૂલા ખુલ્લામાં સૂના પડ્યા છે... ક્યાંકથી આણેલા સાંઠીકડાં પણ સાથ છોડી ગયા છે અને વરસાદે રહી સહી રાખ પણ ધોઈ નાખી છે પણ, અમેય જીવ્યા છીએ, કામ કર્યું છે એની સાખ પૂરતી ત્રણ ઈંટો પર કાજળ વળગેલી નથી, પણ ઈંટોએ કાજળને શરીરસ્થ કરી દીધી છે.

ચુપચાપ; સવારસાંજ ફરતા પડછાયા ક્યાંક ચાલ્યા ગયા છે. બે'ક જોડ રહી ગઈ હતી તે પણ કવિની ભીની મોસમમાં ક્યાંક ચાલી ગઈ છે.

બધી જોડ હતી અને બાળક તો હોય. તેઓ હોય ત્યારે બોલ, બોલ નહીં, બોલાશ હોય, હોઠ હાલતા દેખાય, હાથ કંઈ કરતા હોય. એક હાથમાં કશુંક રસાદાર હોય અને બીજા હાથમાં રસામાં બોળાતું રોટલાનું બટકું હોય. હિલચાલ તો સાથેના બાળકમાં જ દેખાય. જોઈતું પાણી એક ઘરે ખુલ્લામાં

નળ ત્યાંથી ભરી લાવે, અંધકારમાં શરીર, કપડાં ભીના કરે. શરીર લૂછી નાખે અને કપડાંને ધોઈને અગાસી પર લહેરાતા ફરકાવે તે તો કહેવાતી સાડી નહીં, લુગડી હોય, 'હાળા ગંદકી કરતા હશે' એવા વહેમે વસાહતીઓને મૌખિક નોટિસ મળી હશે એટલે એક દિવસ ધાબાની વસાહત સૂની થઈ ગઈ. રડ્યાંખડ્યાં બે'ક જોડાં હજી રહી ગયાં હતાં. નાની નાની ઢગલી પડી હોય તેમ બાળકસહિત છૂટીછવાઈ ત્રિપુટી બેઠી હોય, બોલાશ મંડાયો હોય, મેદાનની રાવટીઓ જાણે પોતાના રૂપને સંકોરીને રાતના અંધકારમાં જીવતી ઢગલીઓ થઈ જતી. શરીર લંબાવાને બદલે કોકડા વળે.

મહારાષ્ટ્ર દક્ષિણ ગુજરાતના છેડા સુધી લંબાયું છે ત્યાંના એ માણસો, હું તો અમને મજૂરી આપું નહીં, તો એમને 'મજૂર' શબ્દ પણ શેનો આપું ! ગણેશ ચોથે અને તે પછી એ સૂનાં ઘરોના આંગણે ગણેશમંડપ બંધાય. ફલશલાઇટના અજવાળે ધાબાની પાળે મૂગા મૂગા ઉત્સવ જુએ કે તમાશો એ તો કહી શકે નહીં, મૂંગી નજરે જોયા કરે પણ થાકેલા શરીરે પાથરેલા કપડે આડા નહીં. સીધાં પડે. બંને હાથની હથેળીનો તકિયો કરી આકાશ સામે જોયા કરે, થાકેલાં શરીર ઊંઘ માગે, પણ માઇક મધરાત સુધી ચીસો જેવા બરાડા પાડે, નગારા ઢબૂકે એ સાંસ્કૃતિક કોલાહલમાંયે નિંદરે ઘેરાય. બે'ક જોડી રહી ગઈ હતી હિંમત કરીને તે પણ વરસાદ શરૂ થતા ચાલી ગઈ. પણ એમની એંધાણી જેવા ત્રણ ઈંટના ચૂલા રહી ગયા છે. એ સૂના છે. એમાંથી ખોબોક અજવાળું ઊઠતું નથી, આસપાસ માણસ નથી, સાંઠીકડાં નથી, ત્રણેક જણ હોય તે નથી... બસ, ખુલ્લામાં, ભીંતોની નજીકમાં ત્રણ ઈંટના ટાઢા ચૂલા છે. કોઈને લાગતું નથી કે આપણાથી સહેજ જુદું સમૂહ છતાં અંગત જીવન નિઃસંકોચ આવ્યું હતું અને ચુપચાપ ચાલ્યું ગયું. 'એ તો ચાલ્યા કરે' એવો રહેવાસીઓના મનોભાવ જાણે હું રહેવાસીઓ વચ્ચે રહેવા છતાં રહેવાસી નથી, એકલો, સાવ એકલો અને વસાહતીઓની જેમ ક્યાંય જઈ શકતો નથી.

## મહાવેસ્સન્તર જાતકનો એક ખંડ

હિન્દી અનુ: ભદન્ત આનન્દ કૌસલ્યાયન

*અનુવાદ : યુયુત્સુ પંચાલ*

(શિવિઓના રાષ્ટ્રવર્ધન મહારાજે એને કહ્યું – 'માદ્રી ! વનમાં જે-જે કષ્ટ પડે છે, તે સાંભળ. વનમાં ઘણા પ્રકારનાં જીવજંતુ, મચ્છર તથા મધમાખીઓ તને પીડશે. એનાથી તને બહુ દુઃખ થશે. નદીઓની પાસે રહેવાથી વધુ સંતાપ થશે, ત્યાં મહાશક્તિશાળી સાપ અને વિષરહિત અજગરો છે, જે પાસે આવેલા મનુષ્ય અથવા પશુને ફેણથી ઘેરીને પોતાના વશમાં કરી લે છે. વળી ખૂબ જ કાળા કેશવાળા દુઃખદારક રીંછ છે, તેમણે મનુષ્યને કદી નથી જોયા. માત્ર વૃક્ષ પર ચડવાથી જ મનુષ્ય એનાથી બચી શકે છે. અણીદાર શિંગડાવાળી, પ્રહાર કરનારા પાડા એકબીજા સાથે શિંગડા લડાવતા-લડાવતા સોતુમ્બર નદીના કિનારે ભમે છે. હરણનાં જૂથ તથા ગાયોનાં ધણ વનમાં ફરતા જોઈને, પોતાના પુત્રોને યાદ કરતી માદ્રી, શું કરી શકવાની ?

વૃક્ષોની ડાળીઓ પર ભયાનક વાંદરાઓને કૂદતા જોઈને, વન-પ્રદેશનું જ્ઞાન ન હોવાને કારણે હે માદ્રી ! તને ખૂબ ડર લાગશે. અગાઉ ગીધનો અવાજ માત્ર સાંભળીને ગભરાઈ જતી હતી તો હે માદ્રી ! વંક પર્વત પર પહોંચીને તું શું કરીશ ? મધ્યાહ્ને પક્ષીઓના બેસવાથી જંગલમાં ભયાનક અવાજો થાય છે. તો તું ત્યાં જવાની ઇચ્છા શું કામ રાખે છે ?)

સર્વાંગસુંદરી રાજપુત્રી માદ્રીએ એમને કહ્યું : 'તમે વનનું જે ભયાવહ વર્ણન મને કહી સંભળાવ્યું છે એથી હું કાંઈ ડરી જવાની નથી. હું એ બધું સહન કરીશ. હે રાજા ! હું ત્યાં અવશ્ય જઈશ. કાસ, કુશ, પોટકિલ, ઉશીર, જેવાં અનેક પ્રકારનાં ઘાસ છે, એ બધાંથી મારી છાતીને ઉઝરડાવાળી કરીને ચાલીશ. માત્ર એના ભયથી હું મારો માર્ગ નહીં બદલું. ઘણી મુશ્કેલીઓ

વેઠ્યા પછી કુમારિકાઓને પતિ મળતો હોય છે. ઉપવાસ કરતાં, અગ્નિની જ્વાળાઓ કરતાં, પાણીમાં થતી ગૂંગળામણ કરતાંય આ લોકમાં વૈધવ્ય વધુ યાતનાદાયક છે. એટલે હું જઈશ. વિધવાને એંઠું ભોજન પણ નથી મળતું, ગમે તે પુરુષ તેની ઇચ્છાવિરુદ્ધ તેનો હાથ પકડી લે છે. હે રાજા, આ લોકમાં વૈધવ્ય વધુ યાતનાદાયક છે. એટલે હું જઈશ. લોકો વિધવાને કેશ પકડીને નીચે પછાડી દે છે અને ઘણું દુ:ખ આપ્યા પછી પણ ઊભા ઊભા જોયા કરે છે. લોકમાં વિધવા રહેવું ખૂબ કષ્ટદાયક છે, હું જઈશ જ. પોતાના શરીરને સુશોભન કરીને જાતને સુંદર માનતા વિધવા સ્ત્રીની કામના કરનારા લોકો, એનું કશુંક ધરીને જે રીતે કાગડો ઘુવડને પીંખે છે તેવી રીતે દુ:ખ આપે છે. લોકમાં વિધવા રહેવું ખૂબ કષ્ટદાયક છે, હું અવશ્ય જઈશ. સુવર્ણ જેવા સમૃદ્ધ કુળમાં રહેવા છતાં વિધવાને ભાઈઓનાં તથા બહેનપણીઓનાં તિરસ્કારયુક્ત કટુ વચનો સહન કરવાં જ પડે છે. હે રાજા ! લોકમાં વિધવા હોવું ખૂબ કષ્ટદાયક છે. હું ત્યાં જવાની જ. જે રીતે જળ વિના નદી ઉઘાડી છે, તે રીતે રાજા વિનાનું રાજ્ય સૂનું છે. દસ ભાઈ હોવા છતાં પતિ વગરની સ્ત્રી પણ એવી જ સૂની છે. હે રાજા ! લોકમાં વિધવા રહેવું ખૂબ કષ્ટદાયક છે, હું જઈશ જ. ધ્વજા વડે રાષ્ટ્રનું અસ્તિત્વ સૂચવાય છે. ધુમાડાથી આગ સૂચવાય છે. રાજાથી રાષ્ટ્રનું અસ્તિત્વ છે, પતિ વડે પત્નીનું અસ્તિત્વ છે. હે રાજા ! જગતમાં વિધવા રહેવું ખૂબ પીડાદાયક છે. હું ત્યાં જઈશ જ. જે યશસ્વી સ્ત્રી પોતાના ધનવાન પતિ સાથે ધનવાન અને દરિદ્ર પતિની સાથે દરિદ્ર બનીને રહે છે, તેની દેવતા પણ પ્રશંસા કરે છે. કારણ એ અતિ કઠિન કાર્ય કરે છે. હું કાષાય-વસ્ત્ર ધારણ કરીને મારા સ્વામી પાછળ પાછળ જ જઈશ. આ સમગ્ર પૃથ્વીની માલિકી મારી પાસે આવી જાય તો પણ હું વેસ્સાંતર વિના રહેવા નથી માંગતી. હે રાજા ! લોકમાં વિધવા હોવું ખૂબ કષ્ટદાયક છે, હું જઈશ જ. ભલે અનેક પ્રકારનાં સુંદર રત્નોવાળી, સાગર સુધી વિસ્તરેલી આ સમગ્ર પૃથ્વી મને મળી જાય તો પણ, હું વેસ્સાંતરને નહીં ત્યજું. પતિ દુ:ખી હોય તો પણ સુખ ઝંખનારી એ સ્ત્રીઓનાં હૃદય કેવાં હશે ? તે ખરેખર કઠોર હૃદયની હશે. શિવિ પ્રજાજનોના રાજા જો ગૃહત્યાગ કરતા હોય તો હું પણ તેમને અનુસરીશ. તેઓ મારી સર્વ કામનાઓની પૂર્તિ કરનારા છે.

## મારું વતન / વિષ્ણુ પ્રભાકર
*અનુવાદ : શરીફા વીજળીવાળા*

એણે હંમેશની જેમ લુંગી વીંટાળી લીધી હતી અને ટોપી પહેરી લીધી હતી. એનું મન ક્યારેક ક્યારેક સાઇકલની બ્રેકની જેમ ઝટકા મારતું હતું પણ એના પગ યંત્રવત્ આગળ વધ્યે જતા હતા. જો કે આમ બેળેબેળે ચાલવાને કારણે એ આખ્ખો કંપી ઊઠતો હતો પણ એની ગતિ પર કોઈ અંકુશ નો'તો આવતો એને જોનારને એ અધગાંડો જ લાગતો. એ બધા એની મજાક ઉડાવવાની તાકમાં જ રહેતા. એ બધા ખડખડાટ હસતા અને મોટા અવાજે એને ગાળો ભાંડતા. પણ જેવી એની નજર ઊંચી થતી – કોણ જાણે એની એ ઉદાસ, ભાવહીન, ફાટેલી આંખોમાં એવું શું હતું – કે બધા ડરી જતા. સોડાની બાટલીમાં ઊભરાતા ફીણની જેમ ઊભરાતાં અટ્ટહાસ્યો શમી જતાં અને એની એ નજર દિલને ઊંડે સુધી દઝાડતી પાછી નીચી નમી જતી. લોકો એકબીજાના કાનમાં કહેતા :'ચોક્કસ આનું બધું જ લુંટાઈ ગયું છે.'...'આનાં સગાવહાલાંને મારી નાખવામાં આવ્યાં છે'...'ના, ના... એવું લાગે છે કે કાફરોએ આનાં બાળકોને એની આંખ સામે જ જીવતાં બાળી નાખ્યાં હશે અથવા ભાલાની અણીએ પરોવીને ત્યાં સુધી ફેરવ્યાં હશે જ્યાં સુધી એમની રાડો મિંદડીના અવાજમાંથી ચકલીના બચ્ચાના ચીં ચીંમાં ફેરવાઈ ને બંધ નહીં થઈ ગઈ હોય...'

'અને આ માણસે એ બધું જોયું છે.'

'હા, એણે જોયું છે, એ આંતક એની આંખમાં ઊતરી આવ્યો છે. એ આતંકે એના રોમે રોમને જકડી લીધા છે. એ આતંક એના લોહીમાં એટલી હદે ભળી ગયો છે કે એને જોઈને ડર લાગે છે.'

'ડર...' કોઈક બોલ્યું હતું,'એની આંખોમાં મોતની તસવીર છે. એ મોત જે હત્યા, મારકાપ અને ફાંસીનો હવાલો સંભાળે છે...'

એક વાર એક દયાળુ રાહદારીએ એક દુકાનદારને પૂછ્યું :'આ કોણ છે ? '

દુકાનદારે જવાબ આપ્યો, 'મુસીબતનો માર્યો છે, જનાબ ! અમૃતસરમાં રહેતો હતો. કાફરોએ એનું સર્વસ્વ લૂંટી લીધું અને એનાં બૈરીછોકરાંને બાળી દીધાં.'

'જીવતાં ?' રાહદારીના મોંમાંથી અચાનક જ નીકળી ગયું.

દુકાનદાર હસ્યો, 'જનાબ, તમે કઈ દુનિયામાં રહો છો ? એ દિવસો ગયા જ્યારે આગ કાફરોનાં મડદાંને બાળતી હતી. હવે તો આગ જીવતાંને જ બાળે છે.'

એ માણસે કડવી ઝેર ભાષામાં એવી તો સંભળાવી કે દુકાનદારે ખુશ થઈને એને બેસવા કહ્યું પણ પેલાને જવાની ઉતાવળ હતી. તોય જરાક વાર બેસીને એણે કહ્યું :'કોઈ મોટો માણસ લાગે છે.'

'હા, જી, વકીલ હતો. હાઈકોર્ટનો બહુ મોટો વકીલ. લાખો રૂપિયાની મિલકત પાછળ છોડીને આવ્યો છે.'

'અચ્છા, એમ વાત છે !'

'જનાબ ! માણસ એમ નાખી દેવા જેવી વાતમાં પાગલ નથી થતો. હૈયા પર ઘા વાગે છે ત્યારે જ હૈયું તૂટે છે. પણ એક વાર તૂટી ગયા પછી એ જોડાતું નથી. આજકાલ ચારેબાજુ એકની એક વાત છે. મારું પોતાનું મકાન તો નો'તું પણ દુકાનમાં એટલો સામાન હતો કે એમાંથી ત્રણ મકાન બની શકત.'

'સાચી વાત છે.' રાહદારીએ સહાનુભૂતિથી કહ્યું, 'તમે ખરું કહો છો પણ તમારાં બાળબચ્ચાં તો સાજાં સમાં આવી ગયાં છે ને ?'

'જી હા, ખુદાની મહેરબાની છે. મેં એ બધાંને પહેલાં જ મોકલી દીધા હતાં. જે પાછળ રહી ગયાં હતાં એમની દશા ના પૂછો તો સારું... રડવું આવે છે... સત્યાનાશ જાય હિન્દુસ્તાનનું...'

પેલો રાહદારી ઊભો થયો. દુકાનદારની વાતને અધવચ્ચે કાપતાં એણે કહ્યું :' જોઈ લેજો એક દિવસ એનો સર્વનાશ થશે જ ....ખુદાને ઘેર દેર છે, અંધેર નથી....'

એ રાહદારી તો ચાલ્યો ગયો, પણ પેલા અધગાંડાના રોજિંદા ક્રમમાં કોઈ ફેર ના પડ્યો. એ તો એ જ રીતે ધીમે ધીમે બજારોમાં ચાલતો રહ્યો, શરણાર્થીઓની ભીડમાં ધક્કા ખાતો રહ્યો..જોકે શરણાર્થીઓ તરફ નજર નો'તો કરતો... એની નજર તો આસપાસની દુકાનો અને મકાનો પર જઈને અટકતી...અટકતી હતી એવું નહીં, ચોંટી જતી હતી. જેમ લોહચુંબક લોઢાને ખેંચે છે એમ એ ખંડેર બની ગયેલી, મૂંગી ઇમારતો એની નજરને અને

નજરની સાથોસાથ એનાં મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર સઘળાંને પોતાની તરફ ખેંચતી હતી. અને પછી એને જે કંઈ યાદ આવતું એ પગના તળિયાથી માથા સુધી શારી નાખતી શારડીની જેમ એને શારતું હૈયાના ખૂણે જઈ બેસતું હતું. આ જ કારણથી એ આજ સુધી મરી નો'તો શક્યો. માત્ર ધ્રૂસ્કાં ભર્યે રાખતો. આ ધ્રૂસ્કામાં ન તો શબ્દ હતા ન આંસુ... આંસુ વગરનાં આ ધ્રૂસ્કાં એને બેજાન કરી દેતા..

અચાનક એણે જોયું. સામે એનું પોતાનું જ મકાન આવી ગયું છે. એના દાદાએ આ મકાન બનાવડાવ્યું હતું. એના ઉપરના ઓરડામાં એના પિતાનો જન્મ થયો હતો. એ જ ઓરડામાં એણે પોતે આંખો ખોલી હતી અને એ જ ઓરડામાં એનાં બાળકો પહેલી વાર પ્રકાશનાં કિરણોનો સ્પર્શ પામ્યાં હતાં. એ મકાનના કણેકણમાં એના જીવનનો ઇતિહાસ સમાયેલો હતો. એને વળી પાછી કેટલીય વાતો યાદ આવવા લાગી. એ વાતોમાં એ એવો તો ખોવાઈ ગયો હતો કે એને પરિસ્થિતિનો જરાક પણ ખ્યાલ ન રહ્યો. એ પગથિયાં ચડવા માટે આગળ વધ્યો અને હંમેશની ટેવ પ્રમાણે એનો જ હાથ બેલ પર ગયો. નિર્જીવ બેલ અવાજ કરવા મંડી પડી ત્યારે છેક એની ઊંઘ ઊડી. એણે ચોપાસ નજર નાખી. ત્યાં બધા એક જ પ્રકારના માણસો નો'તા. એ બધા એક ભાષા પણ નો'તા બોલતા. તો પણ એવું કંઈક હતું જે એ બધાને એક કરતું હતું અને એમની એ એકતામાં એના માટે કોઈ સ્થાન નો'તું.એ ઉતાવળે આગળ વધવા ગયો, પણ એ જ વખતે ઉપરથી એક માણસ નીચે આવ્યો. એણે પહોળો પાયજામો અને કૂર્તો પહેર્યો હતો. એણે પૂછ્યું :'કહો જનાબ, શું કામ હતું ?'

એ અચકાયો :'જી...!'

'જનાબ, કોનું કામ હતું ?'

'જી, હું પૂછતો હતો કે આ મકાન ખાલી છે ?...'

પહોળા પાયજામાવાળા માણસે એને એવી રીતે જોયો જાણે એ કોઈ ચોર કે ઉઠાઉગીર હોય.પછી મોઢું બગાડીને રુક્ષપણે કહ્યું :'જનાબ ! અહીંથી ચાલતી પકડો નહીંતર...!'

પછી પેલાએ શું કહ્યું એ સાંભળવા એ રોકાયો નહીં, ચાલતો થઈ ગયો.

એની ચાલ વાવાઝોડા જેવી થઈ ગઈ . એના માથામાં તોફાન ઊઠ્યું હતું અને એના વિચારો ગતિના પથ્થર સાથે ટકરાઈને ચૂરેચૂરા થઈ ગયા. એને જ્યારે ભાન આવ્યું ત્યારે એ અનારકલીથી લઈને માલ સુધીનું આખું બજાર પસાર કરી ઘણો દૂર નીકળી ગયો હતો.

અહીં પહોંચીને એ કંપી ઊઠ્યો. જે રીતે સુથાર પેચિયાથી સ્ક્રૂને પૂરી તાકાતથી ફેરવે એ રીતે એક પીડાએ અને કોરી નાખ્યો. હાઈકોર્ટની આલિશાન ઇમારત એની બરાબર સામે હતી. એક ટકે એ ઇમારતના કાંગરા જોવા લાગ્યો. એના વરંડા વિશે એણે કલ્પના કરી. એ ક્યાં બેસતો હતો એ એને યાદ આવ્યું. એ કયાં કપડાં પહેરતો હતો... એ યાદ આવતાંની સાથે જ એનો હાથ માથા પર અડ્યો અને જાણે કે એ સાપને અડી ગયો એમ એણે હાથ પાછો ખેંચી લીધો. પણ મોહક સપનાંઓએ એની રંગીન દુનિયાની રંગિનીઓને એવી જ અકબદ્ધ રાખી. એ ક્ષણે પેલી રંગીન દુનિયામાં એ એટલો તો ડૂબી ગયો હતો કે બહારની વાસ્તવિક દુનિયા એના માટે મૃગતૃષ્ણા બની ગઈ હતી. પોતાના પગ નીચેની જમીનને એણે ધ્યાનથી જોઈ, જોતો જ રહ્યો. સિનેમાની તસવીરોની જેમ ભૂતકાળની એક દુનિયા, એક આલિશાન દુનિયા એના આંતરમનમાં ઊભરાઈ. એ આ જ જમીન પર ચાલતો હતો. એની આગળ પાછળ નમસ્કાર કરતા... સલામ કરતા કેટલા બધા માણસો આવતા જતા હતા. બીજા વકીલો હાથ મિલાવી આદર વ્યક્ત કરતા અને....

વિચારોના હનુમાને સમુદ્ર પાર કરવા માટે છલાંગ લગાવી. એનું ધ્યાન ન્યાયાધીશના ઓરડામાં જઈ પહોંચ્યું. જ્યારે એ પોતાના કેસમાં દલીલો શરૂ કરતો ત્યારે ઓરડામાં સન્નાટો છવાઈ જતો. માત્ર એની દલીલોના પડઘા ગુંજ્યા કરતા. માત્ર 'મી લોર્ડ' શબ્દ વારે વારે સંભળાતો અને 'મી લોર્ડ' કલમને બાજુ પર મૂકીને એની દલીલો સાંભળતા...

હનુમાન ફરી કૂદ્યા. હવે એ બાર એસોસિયેશનના ઓરડામાં આવી ગયો હતો. આ ઓરડામાં ન જાણે કેટલી વાર એ ખડખડાટ હસ્યો હતો, કેટલીવાર રાજનીતિ વિશે ઉશ્કેરી મૂકે એવી દલીલો કરી હતી. ત્યાં જ બેસીને કેટલાય મહાપુરુષોને શ્રદ્ધાંજલિ અર્પી હતી. વિદાય અને સ્વાગતના ખેલ ખેલ્યા હતા.

હવે પોતે જેના પર બેસતો એ ખુરશી વિશે એ વિચારવા લાગ્યો. અને

ત્યારે એને ઓરડાની દીવાલોની સાથે સાથે દરવાજાની પગથી પણ યાદ આવી ગઈ. એ પગથીને જોવા આતુર થઈ ઊઠ્યો. બધું જ ભૂલીને એ હંમેશની જેમ મસ્તીથી આગળ ચાલ્યો. પણ ત્યારે જ જાણે કોઈએ એને ચૂંટી ખણી. એણે જોયું કે લોનના ઘાસ પર ધૂળ ફરી વળી છે. રસ્તા બંધ છે. માત્ર બિહામણી આંખોવાળા સૈનિકો મશીનગન લઈ, હેલ્મેટ પહેરી એકદમ તૈયાર ઊભા છે... જેવા કોઈ આગળ વધે કે એને ગોળી મારી દે... એણે લીલી વર્દીવાળા હોમગાર્ડોને પણ જોયા અને જોયું કે હાથમાં રાઈફલવાળા પઠાણો જ્યારે મન થાય છે ત્યારે ફાયર કરી દે છે. એ લોકો જાણે કે લાકડીની જગ્યાએ રાઈફલનો ઉપયોગ કરે છે અને એમના માટે જીવનની પવિત્રતા બંદૂકની ગોળીની સફળતા પર આધાર રાખે છે. એને જીવનનો ઝાઝો મોહ નો'તો. એ ખંડેરો માટે આંસુ પણ નો'તો સારતો. એણે પોતાની સગી આંખે આગની જ્વાળાઓને ઊંચે ઊઠતી જોઈ હતી. એને ત્યારે ખાંડવવનની યાદ આવી ગઈ હતી, જેના પાયા પર ઇન્દ્રપ્રસ્થ જેવા વૈભવશાળી અને કલાત્મક નગરનું નિર્માણ થયું હતું. તો શું આ મહાવિનાશના પાયા પર પણ કોઈ ગૌરવભરી-ગરિમામય કલાકૃતિનું નિર્માણ થશે ? ઇન્દ્રપ્રસ્થની એ કલાને કારણે જ મહાભારત સંભવિત્ બન્યું , જેણે આ અભાગી દેશના મદોન્મત્ત પરંતુ જર્જરિત શૌર્યને કાયમને માટે સમાપ્ત કરી દીધું . શું આજે એ જ વાર્તાનું પુનરાવર્તન થવા જઈ રહ્યું છે ?

એક દિવસ એણે પોતાના મોટા દીકરાને કહ્યું હતું : 'જિંદગી કોણ જાણે કેવા કેવા ખેલ ખેલ છે. એ તો બહુરૂપિયો છે. પણ બીજી દુનિયા બનાવતાં આપણને વાર નથી લાગતી. ઈશ્વરે જમીન એટલા માટે બનાવી છે કે આપણે એમાંથી સોનું પેદા કરીએ.' દીકરો બાપનો ખરો વારસદાર હતો. એણે કુટુંબને એક નાનકડા શહેરમાં છોડ્યું ને પોતે આગળ નીકળી ગયો. એ એની વેરાન થઈ ગયેલી દુનિયાને ફરીથી આબાદ કરી લેવા માગતો હતો. પણ ત્યારે જ અચાનક નાનાભાઈનો તાર મળ્યો.લખ્યું હતું, 'પિતાજી કોને ખબર ક્યાં ચાલ્યા ગયા છે !'

તાર વાંચીને મોટો ભાઈ નવાઈમાં ડૂબી ગયો. એ ઘરે આવ્યો અને પિતાને ખોળવા લાગ્યો. એણે મિત્રોને લખ્યું, રેડિયા પર સમાચાર મોકલ્યા,

છાપાંઓમાં જાહેરાતો આપી. એણે થઈ શકે તે બધું કર્યું: એને એ નો'તું સમજાતું કે આખરે એ ગયા ક્યાં? અને શા માટે ગયા? એ આ જ ભાંજગડમાં હતો ને એક દિવસ સવાર સવારમાં જોયું તો એના પિતાજી ચાલ્યા આવતા હતા ... શાંત , સ્વસ્થ અને બેફિકર ..

'તમે ક્યાં જતા રહેલા?' ભાવાવેશ પૂરો થતાંની સાથે જ દીકરાએ પૂછ્યું.

પિતાએ શાન્તિથી જવાબ આપ્યો :'લાહૌર.'

'લાહૌર ?' દીકરો કાંપી ઊઠ્યો :'તમે લાહૌર ગયા હતા ?'

'હા.'

'કેવી રીતે ?'

પિતા બોલ્યા; 'ગાડીમાં બેસીને ગયો હતો અને ગાડીમાં બેસીને આવ્યો છું.'

'હા, પણ તમે લાહોર શા માટે ગયા હતા ?'

'શા માટે ગયો હતો ?' જાણે હવે એમની ઊંઘ તૂટી ...એમણે જરા સ્વસ્થ થતા કહ્યું :' બસ એમ જ, જોવા ચાલ્યો ગયેલો...'

અને વધુ દલીલોથી બચવા માટે એ ઊભા થઈને ચાલ્યા ગયા. ને એ પછી આના વિશે કોઈ પણ સવાલનો જવાબ દેવાની એમણે ના ભણી દીધી. એમના દીકરાઓએ બાપમાં આવેલું આ પરિવર્તન જોયું પણ ન તો એ બાપને કંઈ સમજાવી શકતા હતા કે ને એમના પર ગુસ્સે થઈ શકતા હતા. કારણ કે બધાં દુન્યવી કામ એ હંમેશની જેમ જ કરતા હતા. હા, પંજાબની વાત નીકળતી ત્યારે નિસાસો નાખીને કહી દેતા,'ગયું પંજાબ ! પંજાબ હવે ક્યાં છે ?' દીકરાઓ ફરીથી કામ પર ચડી ગયા અને એ પણ ઘરની દેખભાળમાં લાગી ગયા. આ દરમ્યાન ફરી એક દિવસ એ લાહોર ચાલ્યા ગયા. પણ દીકરાઓ સુધી આ વાત પહોંચે એ પહેલાં પાછા પણ આવી ગયા. પત્નીએ પૂછ્યું, 'આખરે વાત શું છે ?' 'કંઈ નથી...'

'કંઈ કેમ નથી ? તો પછી તમે ત્યાં કેમ જાઓ છો ?

કેટલીબધી વાર સુધી મૂંગા રહ્યા પછી ધીમેથી એમણે કહ્યું, 'કેમ જાઉં છું? કેમ કે મારું વતન છે હું ત્યાં જન્મ્યો છું , ત્યાંની જમીનમાં મારી જિંદગીનાં રહસ્યો છુપાયેલાં છે. ત્યાંની હવામાં મારા જીવનની વાર્તા લખાયેલી છે...'

પત્નીની આંખો છલકાઈ ઊઠી, એ બોલી, 'પણ હવે એનું શું છે ? હવે તો બધું ગયું...'

'હા, બધું ગયું.' એમણે કહ્યું, 'હું જાણું છું કે હવે કંઈ થઈ શકે એમ નથી. પણ કોણ જાણે શું થાય છે ! લાહોર યાદ આવતાંની સાથે જ હું મારી જાતને ભૂલી જાઉં છું. મારું વતન લોહચુંબકની જેમ મને એના તરફ ખેંચે છે.' એમની આંખો પણ છલકાઈ ઊઠી.

પત્નીએ કરુણ અવાજે કહ્યું, 'એવું ન ચાલે, તમારે તમારા મનને સંભાળવું જોઈએ. જે કંઈ ગયું એનું દુઃખ તો જિંદગી આખી સાલવાનું છે. પણ ભાગ્યમાં એ જ લખાયું હતું. હવે જાણીજોઈને આગમાં કૂદીને શો ફાયદો ?'

'હા, હવે તો જે કંઈ બચ્યું છે એને સાચવીને જ ગાડી ખેંચવી ઠીક છે...' એમણે પત્નીને કહ્યું અને પછી મન દઈને નવા કાર્યક્ષેત્રમાં લાગી પડ્યા. ફરીથી એમણે વકીલનો કોટ ચડાવ્યો. ફરીથી એમનું નામ બાર એસોસિયેશનમાં ગાજવા માંડ્યું. એમણે પોતાની આગળની જિંદગીને ભૂલી જવાના સઘળા પ્રયત્નો કર્યા. અને એટલા જલ્દી એ પોતાના કામમાં એવા તો ડૂબી ગયા કે જોવાવાળા મોંમાં આંગળાં નાખી ગયા અને કહેવા લાગ્યા, 'આ લોકોમાં કેટલી હિંમત છે ! હજારો વર્ષોમાં અનેક પેઢીઓએ પોતાની જાતને નીચોવીને જે દુનિયાનું નિર્માણ કર્યું હતું એ દુનિયા પળવારમાં બળીને રાખ થઈ ગઈ અને તોય રોકકળ કર્યા વગર આ લોકો જરાક વારમાં એવી જ દુનિયા ફરીથી ખડી કરવા માગે છે.'

એ લોકોનું આશ્ચર્ય પણ એની જગ્યાએ બરાબર હતું. તંબૂઓ અને શરણાર્થી કેમ્પની આસપાસ, સડકોને કિનારે, રસ્તાથી દૂર, ભૂતપ્રેતોની કાયમી અડ્ડા જેવી જગ્યાઓમાં, વેરાન ગામોમાં, ગુફાઓ અને ખાડાઓમાં ... જ્યાં પણ માણસની શક્તિ કુંઠિત થઈ ગઈ હતી ત્યાં આ લોકો પહોંચી જતા હતા. અને પાદરીના નાસ્તિક મિત્રની જેમ નરકને સ્વર્ગમાં ફેરવી નાખતા હતા. એ લોકોએ જાણે કે સોગંદ ખાધા હતા કે ધરતી અનન્ત છે, શક્તિ અસીમ છે અને તો પછી નિરાશા કઈ રીતે ટકી શકવાની ?

એનો મોટો દીકરો એની નવી દુકાનનું મુહૂર્ત કરવાનો હતો બરાબર એ જ દિવસે એને ફરી એક વાર નાના ભાઈનો તાર મળ્યો, 'પિતાજી પાંચ

દિવસથી લાપતા છે..' તાર વાંચીને એ એટલો તો ગુસ્સે થઈ ગયો કે તારના ટુકડે ટુકડા કરીને ફેંકી દીધા અને ગુસ્સે થઈને બોલી ઊઠ્યો.'જો એ કહેલું ન જ માને તો પછી ભલે એના કર્યાં ભોગવે...એ ચોક્કસ લાહોર જ ગયા હશે...'

એનું અનુમાન સાચું હતું જે સમયે એ લોકો આટલી ચિંતા કરતા હતા બરાબર એ જ સમયે લાહોરના એક દુકાનદારે લુંગી પહેરેલ, ટોપી ઓઢેલ,ફાટી આંખોએ ચોતરફ તાકતા એક અર્ધપાગલ માણસે બૂમ મારી, 'શેખસાહેબ! સાંભળો તો ખરા.! બહુ દિવસે દેખાયા, ક્યાં જતા રહેલા ?'

એ અધગાંડા માણસે થાકેલા અવાજે જવાબ દીધો,'હું અમૃતસર જતો રહેલો...'

'શું ?' દુકાનદારે આંખ ફાડીને કહ્યું, 'અમૃતસર ?'

'હા, અમૃતસર ગયો હતો. અમૃતસર મારું વતન છે.'

દુકાનદારની આંખો ક્રોધમાં સળગી ઊઠી. એ બોલ્યો,'હું જાણું છું, અમૃતસરમાં સાડા ત્રણ લાખ મુસલમાન રહેતા હતા પણ આજે હવે એકેય નથી.'

'હા..' પેલાએ કહ્યું,'હવે ત્યાં એક પણ મુસલમાન નથી.'

'કાફરોએ બધાને ભગાડી દીધા. પણ આપણેય કસર નથી છોડી. આજે લાહોરમાં એક પણ હિંદુ કે શીખ નથી અને કદી હશે પણ નહીં...'

પેલો હસ્યો, એની આંખો ચમકવા માંડી. એની આંખોમાં ધૂંધળો રંગ દેખાતો હતો. અને એ હસતો રહ્યો...એ હસ્યે જ ગયો...' વતન, જમીન, મુહબ્બત...આ બધી કેવી નાની નાની વાતો છે ! સૌથી મોટો ધર્મ તો વિશ્વાસ છે...ખુદાનો વિશ્વાસ... જે ધરતી પર ખુદાના બંદા રહે છે, જે ધરતી પર ખુદાનું નામ લેવામાં આવે છે એ જ મારું વતન છે, એ જ મારી ધરતી છે અને એ જ મારી મુહબ્બત છે...'

દુકાનદારે ધીમેથી પોતાના બીજા સાથીદારને કહ્યું, 'માણસ જ્યારે હોશ ખોઈ બેસે છે ત્યારે એ કેટલી સાચી વાતો કહી નાખે છે...!'

સાથીદારે જવાબ આપ્યો,'જનાબ ! ત્યારે એની જીભેથી ખુદા બોલે છે...'

'એમાં કોઈ શંકા નથી,' દુકાનદારે કહ્યું. પછી પાછળ ફરી પેલા

અર્ધપાગલને પૂછ્યું, 'શેખસાહેબ, તમને ઘર મળ્યું ?'

'બધાં મારાં જ ઘર છે.'

દુકાનદાર હસ્યો, 'પણ શેખસાહેબ ! જરા બેસો તો ખરા, અમૃતસરમાં કોઈ તમને ઓળખી ના ગયું ?'

પેલાંએ ખડખડાટ હસીને કહ્યું; 'ત્રણ મહિના જેલમાં રહીને આવ્યો છું.'

'સાચ્ચે ?'

'હા..હા...' આંખ પટપટાવતાં એણે કહ્યું.

'તમે ભારે હિંમતવાળા માણસ છો...'

દુકાનદારે ખુશ થઈને એને રોટી અને કબાબ મંગાવી આપ્યાં. બેપરવાઈથી એને છેડે બાંધી એક કટકો ચાવતો ચાવતો એ આગળ ચાલતો ગયો.

દુકાનદારે કહ્યું. 'અજબ આદમી છે, લખપતિ હતો અને આજે ખાવાનાં પણ સાંસા છે.'

'ખુદા એના બંદાઓની બહુ આકરી કસોટી કરે છે...'

'જન્નત (સ્વર્ગ) આવા જ લોકોને મળે છે.'

'સાચી વાત છે. એની હિંમત પણ કેટલી છે ! જાણી જોઈને આગમાં કૂદ્યો..'

'વતનની યાદ એવી જ હોય છે...' એના સાથીએ કહ્યું. એ દિલ્હીનો રહેવાસી હતો.

'આજે પણ જ્યારે મને દિલ્હી યાદ આવે છે ત્યારે હૈયું ભરાઈ આવે છે.'

અને એ આગળ વધી રહ્યો હતો. માલ પર ભીડ વધી રહી હતી. મોટરોનો પાર નો'તો અને અંગ્રેજ, એંગ્લો ઈંડિયન તથા ખ્રિસ્તી સ્ત્રીઓ પહેલાંની જેમ જ ખરીદી કરી રહી હતી. તો પણ એને લાગ્યું કે એણે જે માલબજાર જોયેલ હતી એ આ નથી. શરીર એનું એ હતું પણ એનો આત્મા બળીઝળી ગયો છે. જોકે આ પણ એની નજરનો દોષ હતો. કારણ કે જે લોકો ત્યાં ફરી રહ્યા હતા એમાંથી કોઈનું ધ્યાન આત્મા તરફ નો'તું.

અચાનક જ એ પાછો ફર્યો. એને રસ્તો પૂછવાની જરૂર નો'તી. બળદની જેમ એના પગ રસ્તો ઓળખતા હતા. એની આંખો ચકળવકળ ફરતી હતી. પગ એના રસ્તા ડગમગ્યા વગર આગળ વધી રહ્યા હતા અને વિશ્વવિદ્યાલયનું

આલિશાન મકાન ફરી એક વાર સામે આવીને ઊભું રહ્યું . એણે એના ઠાઠ પર નજર નાખી, પછી બૂલનરના પૂતળાને ફરીને એ અંદર ચાલ્યો ગયો. એને કોઈએ ટોક્યો નહી એ લૉ કૉલેજની સામે આવીને ઊભો. આ ક્ષણે એનું હૈયું ભારે પીડાથી હાહાકાર કરી રહ્યું હતું. ક્યારેક એ આ લૉ કૉલેજમાં ભણતો હતો... એ કંપી ઊઠ્યો... એને યાદ આવ્યું... એણે આ કૉલેજમાં ભણાવ્યું પણ છે. એ ફરીથી કંપી ઊઠ્યો..હૈયામાં ફરી પીડા ઉઠી..એની આંખો છલકાઈ ગઈ. એણે મોઢું ફેરવી લીધું. એની સામેનો રસ્તો એને દયાનદ કોલેજ લઈ જઈ શકતો હતો. એક દિવસ પંજાબ વિશ્વવિદ્યાલય દયાનંદ વિદ્યાલય તરીકે જાણીતું હતું......

ત્યારે એક ટોળું એની પાસેથી પસાર થઈ ગયું. એમાંના મોટા ભાગના શરણાર્થી હતા. બેઘર અને બેહાલ...પણ એ બધાંને જોઈને એનું હૈયું પીગળવાને બદલે કડવું થઈ ગયું. એને રાડો પાડીને એ બધાને ગાળો દેવાનું મન થયું. ત્યારે જ એની પાસેથી પસાર થનાર બે માણસ એને જોઈને અચાનક થોભી ગયા. એકે ઊભા રહીને બરાબર ધ્યાનથી એને જોયો. બેઉની નજર મળી, એ કંપી ઊઠ્યો. ઠંડી એકદમ વધી ગઈ હતી અને એણે સાવ ઓછાં કપડાં પહેર્યાં હતાં. એ ઝડપભેર આગળ વધ્યો. જેમ બને તેમ જલ્દી એ કૉલેજ કેમ્પસમાં પહોંચી જવા ઇચ્છતો હતો. પેલા બે માણસોમાંના એકે – જે એને ઓળખી ગયો હતો – બીજાને કહ્યું :'હું આને ઓળખું છું.'

'કોણ છે ?'

'હિન્દુ.'

સાથીદાર અચકાયો, 'હિન્દુ ?'

'હા, હિન્દુ, લાહોરનો એક જાણીતો વકીલ...' આમ કહેતાં કહેતાં એણે ઓવરકોટના ખિસ્સામાંથી પિસ્તોલ કાઢી લીધી. એ આગળ વધ્યો અને બોલ્યો,'ચોક્કસ એ જાસૂસી કરવા આવ્યો છે.'

એ પછી ગોળી છૂટી. દોડાદોડ, કોલાહલ મચી ગયો. બધાએ જોયું કે એક માણસ ચાલતો ચાલતો જરાક લહેરાયો અને પછી પડી ગયો. પોલિસે જોયું હોવા છતાંય આંખ આડા કાન કર્યા. પણ જે અનેક લોકો એના પર નમી ગયા હતા એમાંથી એકે એને ઓળખ્યો. એણે કંપતા અવાજે બૂમ પાડી

'મિસ્ટર પૂરી ! તમે ! અહીંયાં....આમ....!'

મિસ્ટર પૂરીએ આંખો ખોલી. એમનો ચહેરો ધોળી પૂણી જેવો થઈ ગયો હતોઅને એના પર મોતનો ઓછાયો દેખાતો હતો. પોતાને બોલાવનાર તરફ જોઈને એમણે ધીમેથી કહ્યું,'હસન...હસન ! '

આંખો ફરી મિંચાઈ ગઈ. હસને રાડ પાડીને સૈનિકને કહ્યું,' જલ્દી કરો, ટેક્સી લાવો ! મેયો હોસ્પિટલ જવું છે..જલ્દી...હમણાં જ...'

ભીડ વધતી જતી હતી. લશ્કર, પોલિસ અને હોમગાર્ડ... બધાએ એને ઘેરી લીધો. હસન એનો સાથીદાર હતો, એની સાથે ભણ્યો હતો. અને વિરોધી વકીલ તરીકે બેઉ અનેક મુકદમા એક સાથે લડ્યા હતા. એ હસન હવે આશ્ચર્યથી એને જોઈ રહ્યો હતો. એણે એક વાર નમીને કહ્યું,' તમે અહીં આ રીતે કેમ આવ્યા મિસ્ટર પૂરી ?'

મિસ્ટર પૂરીએ ફરી એક વાર આંખો ખોલી સાવ ધીમા અવાજે એ ગણગણ્યા, 'હું અહીં શા માટે આવ્યો ? હું અહીંથી ક્યાં જઈ શકું ? આ મારું વતન છે હસન ! મારું વતન...'

(મૂળ શીર્ષક : મેરા વતન)

વિભાજનને વિષય બનાવતી કેટલી બધી વાર્તા-નવલકથામાં ઘરબાર વતન છોડીને ચાલી નીકળેલા લોકોનો અતીતરાગ આલેખાયો છે. નવી જગ્યાએ રહેતા થયા પછી પણ માટીનો મોહ ત્યજી નહીં શકેલા લોકોની પીડા આલેખાઈ છે. વિખ્યાત ઉર્દૂ વાર્તાકાર મંટો મૃત્યુની ક્ષણ સુધી મુંબઈને ઝંખતા રહેલા. જોશ મલીહાબાદીએ ૧૯૭૯માં જે કહેલું એમાં દરેક વિસ્થાપિતની પીડા વ્યક્ત થઈ છે :' હમ તરસ ગયે ઉન ગલિયોં કો જહાં કિ હમ ખેલતે થે, જહાઁ હમારે બુઝુર્ગો કી હડિયાઁ હૈ, અગર હમ યાદ મેં આહ ભી ભરતે હૈં તો જુર્મ સમઝા જાતા હૈ, ગદ્દાર કરાર દિયે જાતે હૈં. યે તમામ તબાહિયાં પાકિસ્તાન બનને સે હી તો હુઈ હૈ. ઉન્હોંને (જિન્ના સાહેબને )દેશ કો નહીં બાઁટા, બલ્કિ આદમી આદમી કો હી બાઁટ ડાલા. આશિક યહાઁ હૈ, માશૂક હિન્દુસ્તાન મેં, બેટા વહાઁ હૈ, બીબી યહાઁ હૈ, કોઈ મર જાતા હૈ તો હમ

બાખબર નહીં હોતે...હમ ઉસકા આખિરી દીદાર ભી નહીં કર સકતે.' (ભારત વિભાજન એક અભિશાપ થા) પાકિસ્તાનનો સૌથી મોટો સાહિત્યિક પુરસ્કાર રળેલી 'બસ્તી' નવલકથાના લેખક ઈંતિઝાર હુસૈન ભારત છોડીને પાકિસ્તાન ગયેલા લોકોની પીડા આલેખે છે. અહીંના લોકો માટે દેશ એક છે અને વતન બીજું છે. ઘરબાર, વતન છોડ્યે ૨૫ વરસ થઈ ગયા પછી વતનના ઘરની ચાવીઓને હજી ય લોકો કમરમાં બાંધીને ફરે છે. સામાનને તડકે નાખવાની, ઊધઈ લાગવાની ચિંતા કરે છે ! પણ આ અતીતરાગ, વતનપ્રેમ, માટીનો મોહ પછીની પેઢીને જરાય ગળે નથી ઊતરતો. આસિફ અસલમ ફારુખીની ઉર્દૂ વાર્તા 'યાદો કી જમીં'માં ૨૫-૩૦ વરસે ભારત પાછો ફરનાર વૃદ્ધ વતનની ગલીઓ, મકાનો જોવા તરસે છે. ચાવાળો, ટાંગાવાળો, હજામ – બધાને મળીને હરખઘેલો થઈ જાય છે. પણ આવેલા યુવાન દીકરાઓને બાપના આ લાગણીવેડા જરાય ગળે નથી ઊતરતા.

આ વાર્તાના લેખક વિષ્ણુ પ્રભાકરે લગભગ ૮૦ નવલકથાઓ, ૬૦ જેટલાં નાટકો અને અસંખ્ય વાર્તાઓ લખી છે. જ્ઞાનપીઠ પુરસ્કાર મેળવનાર આ લેખકે વિભાજનને વિષય બનાવતી સૌથી વધુ વાર્તાઓ લખી છે. આર્યસમાજી હોવા છતાં આ લેખક માણસને ધર્મમાં ખાનાઓમાં વહેંચી દેનારી માનસિકતાથી મુક્ત છે. એટલે જ એમની મોટા ભાગની વાર્તાઓમાં સાંપ્રદાયિક સદ્‌ભાવનો સૂર સંભળાયા વગર રહેતો નથી. 'મેરા વતન' વાર્તાના મિ.પૂરી વિભાજનને કારણે ધીકતી વકીલાત, ભર્યાભાદર્યા ઘરબાર બધું લાહોરમાં છોડી અમૃતસર આવવા લાચાર બન્યા છે. અમૃતસરમાં ઠરીઠામ થયા પછી પણ એમના દિલોદિમાગ પર લાહોર એવું તો છવાયેલું રહે છે કે એ ત્યાં ગયા વગર રહી શકતા નથી. આવી જ હાલત પરાણે અમૃતસર છોડનારાઓની પણ છે. ધર્મ કરતાં જમીન, ભાષા, સંસ્કૃતિ વધુ બાંધે માણસને એ દેશના ટુકડા કરનાર ન સમજ્યા. અને જેનો ભોગ બન્યો સામાન્ય માનવી...ઘરબાર વગરનો પણ એ જ થયો અને મૂળિયાં પણ એમાં જ ઊખડ્યાં. આ મૂળિયાં ઊખડવાની પીડાને વ્યક્ત કરતી વાર્તા છે..

# સમીપે



સંપાદન

શિરીષ પંચાલ • જયદેવ શુક્લ • બકુલ ટેલર

આજે આપણા જીવનમાંથી સાહિત્ય/કળા માટેની રુચિ ઘટતી જતી હોય એવું અનુભવાય છે. પ્રજાના કહેવાતા સંસ્કારી-શિક્ષિત વર્ગમાં પણ સાહિત્ય કે કળાનો સંસ્પર્શ ઓસરતો જાય છે. માનવને માનવ તરીકે ટકાવી રાખવામાં સાહિત્ય-કળાનું સ્થાન મહત્ત્વપૂર્ણ છે. આ સમયમાં એને ટકાવવા માટે જે રીતે પ્રયત્નો થવા જોઈએ તે થતા નથી. હા, સમાજમાં કેટલાક – ડૉક્ટરો, ઇજનેરો, વિજ્ઞાનરસિકો, શિક્ષણકારો અને બીજા કેટલાક એવા છે જેમને સાહિત્ય અને કળાના આસ્વાદ માટે ઉત્સુકતા છે.

પશ્ચિમમાં કળાના આસ્વાદને લગતા અનેક ગ્રંન્થો ભિન્ન ભિન્ન અભિગમોથી રચાયા છે. આપણી ભાષાઓમાં આવા ગ્રંથોની ખોટ તરત જ નજરે ચઢે છે. ગુજરાતીમાં આ ખોટ પૂરવાનો એક નમ્ર પ્રયત્ન આરંભવા અમે તૈયાર થયા છીએ.

વર્ષમાં બે વાર 'સમીપે' નામની ગ્રંથશ્રેણી દ્વારા અમે આપની સાથે સંવાદ ઇચ્છીએ છીએ. પ્રથમ ગ્રંથ 'આસ્વાદ'માં વિવિધ કળાઓના આસ્વાદ વિષયક પ્રશ્નો વિશે ગુજરાતના જાણીતા કળાકારો, સાહિત્યકારો, વિચારકોએ લખવાનું ઉમળકાથી સ્વીકાર્યું છે. બીજા ગ્રંથમાં અમે ગુજરાતના સર્જન, વિવેચન, ચિન્તન અને કળાઓનું પ્રતિનિધિત્વ કરતી કૃતિઓ પ્રગટ કરીશું. આ બંને ગ્રંથ દીવાળી અને નાતાલની આસપાસ પ્રગટ કરવાની ઇચ્છા છે. આ રીતે અમે આપ સૌ સાથે સંવાદ ઇચ્છીએ છીએ. આપનો સહયોગ મળશે જ એવી શ્રદ્ધા છે. અન્ય વિગતો ટૂંકમાં પ્રગટ કરીશું.

•

**સંવાદ પ્રકાશન**

૨૩૭/ રાજલક્ષ્મી સોસાયટી જૂના પાદરા રોડ વડોદરા-૩૯૦ ૦૦૩

ફોન : ૦૨૬૫-૨૩૧ ૨૭ ૪૭

## સાભાર સ્વીકાર

•

શ્રી વિષ્ણુકૃપા વિદ્યા વિધિ, ૧૭/૨/૪બી, ચખબોરિયા રોડ, (સાઉથ) કોલકત્તા-૭૦૦ ૦૨૫નાં પ્રકાશનો

*કવિતા અમારા બાંગલા દેશની ભાગ-૧*
*કવિતા અમારા બાંગલા દેશની ભાગ-૨*
બંગાળી ભાષાનાં કાવ્યોના અનુવાદો : અનુવાદક બંને ગ્રંથના : નલિન પટેલ, મૂલ્ય દરેક ભાગના રૂ.૨૨૫/-
*કવિતા સમસુર રહેમાનની* : બંગાળી કાવ્યોનો અનુવાદ અનુઃ નલિન પટેલ : મૂલ્ય રૂ.૧૦૦/-
*કવિતા સુભાષ મુખોપાધ્યાયની* : બંગાળી કવિતાનો અનુવાદ : નલિન પટેલ, આશિષ સંન્યાલ, પ્રીતિ શાહ, મૂ. રૂપિયા ૨૫/-

ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનરામ ભવન, નદી કિનારે, આશ્રમમાર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૯નાં પ્રકાશનો

*રવીન્દ્ર સંચય* : સંપાદકો : અનિલા દલાલ, ભોળાભાઈ પટેલ, રવીન્દ્રનાથનાં કાવ્યો, વાર્તા અને લલિત નિબંધોનો અનુવાદસંગ્રહ, મૂલ્ય રૂા.૨૪૦/-
*ઘટમાં ઝાલર બાજે* : કાવ્યસંગ્રહ : ઊજમશી પરમાર, મૂલ્ય રૂા.૫૦/-
*કલરવ* : બાળવાર્તાઓ : મૃદુલા માત્રાવાડિયા, મૂલ્ય રૂા.૨૦/-
*મળે સૂરતમાં સૂર* : બાળવાર્તા : ફિલિપ ક્લાર્ક મૂલ્ય રૂા.૧૫/-
*ઝરમરિયા* : બાળવાર્તા : ધીરેન્દ્રસિંહ રાઠોડ, મૂલ્ય રૂા.૧૫/-

*દેહ અને આત્મા* : એકાંકી નાટિકાઓ : વિનય કવિ, સુકાન બુક સેન્ટર, પ્રિન્સેસ સ્ટ્રીટ, આનંદભુવન, મુંબઈ-૪૦૦ ૦૦૨ મૂલ્ય રૂ.૭૦/-
*બાળક - મારી દુનિયા* : ચોથી આવૃત્તિ, બાળકો વિશેના ચિંતકો, વિચારકોના વિચારો, સુક્તિઓ, સંપાદક : ભાનુભાઈ પુ.પંડ્યા, એમ.એ. પ્ર. અશોકભાઈ રાવલ, જી/૪, પી.એન્ડ કોલોની, પટેલ કોલોની શેરી, નં.૬, જામનગર-૮, મૂલ્ય રૂા.૧૦-

*અઉમ્ સદ્ અક્ષર નમ્* : કાવ્યસંગ્રહ : જગદીશ આર.પટેલ 'નારકર', પ્ર.કાલિદાસ સ્મૃતિ ૨/૭, દરબારનગર, વેડ રોડ, સુરત-૩૯૦ ૦૦૪, મૂલ્ય રૂ.૬૦/-
*અધૂરાં અરમાન* : નવલિકાસંગ્રહ : મૌલિક બોરિજા, પ્ર.પોતે, પાણીની ટાંકી રોડ, બોરીજ, ગાંધીનગર-૩૮૨ ૦૨૦ મૂલ્ય રૂ.૨૦/-
*આપણો હરખ ઓર* : ચિંતનલેખોનો સંગ્રહ : હરીશ ખત્રી, પ્રાપ્તિસ્થાન : કુસુમ પ્રકાશન ૬૧/એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી અમદાવાદ-૩૮૦ ૦૦૭ મૂલ્ય રૂ.૭૫/-
*અડધી સદીની વાચનયાત્રા* : મિલાપ માસિકમાં આવેલા અનેકવિધ લેખો-કાવ્ય આદિનો સંચય : સં. મહેન્દ્ર મેઘાણી, પ્ર. લોકમિલાપ ટ્રસ્ટ, પો.બો.નં.૨૩ સરદારનગર, ભાવનગર-૩૬૪ ૦૦૧, મૂલ્ય રૂ.૭૫/-

*ગર્ભદીપ* : મકરન્દ દવે મૂળ ગુજરાતી પુસ્તકના આધ્યાત્મિક વિષયોના ચિંતનાત્મક લેખોનો હિન્દી અનુવાદ : પ્ર. હિમ્મતલાલ પરીખ, સ્મૃતિ સદ્ભાવ ન્યાસ, કોટગેટ, બિકાનેર-૩૩૪ ૦૦૨, અમૂલ્ય

*અંતરના ઓજસ* : અછાંદસ કાવ્યો : પ્રો. સુમન અજમેરી, મૂલ્ય રૂ.૧૨૦/-
*તરન્નુમ* : ગઝલસંગ્રહ : સુમન અજમેરી, મૂલ્ય રૂ.૧૨૦/-
*હિલ્લોળ હિલોર* : ગીતસંગ્રહ મૂલ્ય રૂ.૧૨૦/-

ત્રણેના પ્ર. સાગર પબ્લિકેશન, સાગર બિલ્ડીગ, સરિતા હોટેલની બાજુમાં, ગુજરાત સમાચાર ચોક પાસે, ખાનપુર, અમદાવાદ-૩૮૦ ૦૦૧

## સાભાર સ્વીકાર

•

શ્રી વિષ્ણુકૃપા વિદ્યા વિધિ, ૧૭/૨/૪બી, ચખબોરિયા રોડ, (સાઉથ) કોલકત્તા-૭૦૦ ૦૨૫નાં પ્રકાશનો

*કવિતા અમારા બાંગલા દેશની ભાગ-૧*
*કવિતા અમારા બાંગલા દેશની ભાગ-૨*
બંગાળી ભાષાનાં કાવ્યોના અનુવાદો : અનુવાદક બંને ગ્રંથના : નલિન પટેલ, મૂલ્ય દરેક ભાગના રૂ.૨૨૫/-
*કવિતા સમસુર રહેમાનની* : બંગાળી કાવ્યોનો અનુવાદ અનુ: નલિન પટેલ : મૂલ્ય રૂ.૧૦૦/-
*કવિતા સુભાષ મુખોપાધ્યાયની* : બંગાળી કવિતાનો અનુવાદ : નલિન પટેલ, આશિષ સંન્યાલ, પ્રીતિ શાહ, મૂ. રૂપિયા ૨૫/-

ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનરામ ભવન, નદી કિનારે, આશ્રમમાર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૬નાં પ્રકાશનો

*રવીન્દ્ર સંચય* : સંપાદકો : અનિલા દલાલ, ભોળાભાઈ પટેલ, રવીન્દ્રનાથનાં કાવ્યો, વાર્તા અને લલિત નિબંધોનો અનુવાદસંગ્રહ, મૂલ્ય રૂા.૨૪૦/-
*ઘટમાં ઝાલર બાજે* : કાવ્યસંગ્રહ : ઊજમશી પરમાર, મૂલ્ય રૂા.૫૦/-
*કલરવ* : બાળવાર્તાઓ : મૃદુલા માત્રાવાડિયા, મૂલ્ય રૂા.૨૦/-
*મળે સૂરતમાં સૂર* : બાળવાર્તા : ફિલિપ ક્લાર્ક મૂલ્ય રૂા.૧૫/-
*ઝરમરિયા* : બાળવાર્તા : ધીરેન્દ્રસિંહ રાઠોડ, મૂલ્ય રૂા.૧૫/-

*દેહ અને આત્મા* : એકાંકી નાટિકાઓ : વિનય કવિ, સુકાન બુક સેન્ટર, પ્રિન્સેસ સ્ટ્રીટ, આનંદભુવન, મુંબઈ-૪૦૦ ૦૦૨ મૂલ્ય રૂ.૭૦/-
*બાળક - મારી દુનિયા* : ચોથી આવૃત્તિ, બાળકો વિશેના ચિંતકો, વિચારકોના વિચારો, સુક્તિઓ, સંપાદક : ભાનુભાઈ પુ.પંડ્યા, એમ.એ. પ્ર. અશોકભાઈ રાવલ, જી/૪, પી.એન્ડ કોલોની, પટેલ કોલોની શેરી, નં.૬, જામનગર-૮, મૂલ્ય રૂા.૧૦-

*અઉમ્ સદ્ અક્ષર નમ્* : કાવ્યસંગ્રહ : જગદીશ આર.પટેલ 'નારકર', પ્ર.કાલિદાસ સ્મૃતિ ૨/૭, દરબારનગર, વેડ રોડ, સુરત-૩૯૦ ૦૦૪, મૂલ્ય રૂ.૬૦/-
*અધૂરાં અરમાન* : નવલિકાસંગ્રહ : મૌલિક બોરિજા, પ્ર.પોતે, પાણીની ટાંકી રોડ, બોરીજ, ગાંધીનગર-૩૮૨ ૦૨૦ મૂલ્ય રૂ.૨૦/-
*આપણો હરખ ઓર* : ચિંતનલેખોનો સંગ્રહ : હરીશ ખત્રી, પ્રાપ્તિસ્થાન : કુસુમ પ્રકાશન ૬૧/એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી અમદાવાદ-૩૮૦ ૦૦૭ મૂલ્ય રૂ.૭૫/-
*અડધી સદીની વાચનયાત્રા* : મિલાપ માસિકમાં આવેલા અનેકવિધ લેખો-કાવ્ય આદિનો સંચય : સં. મહેન્દ્ર મેઘાણી, પ્ર. લોકમિલાપ ટ્રસ્ટ, પો.બો.નં.૨૩ સરદારનગર, ભાવનગર-૩૬૪ ૦૦૧, મૂલ્ય રૂ.૭૫/-

*ગર્ભદીપ* : મકરન્દ દવે મૂળ ગુજરાતી પુસ્તકના આધ્યાત્મિક વિષયોના ચિંતનાત્મક લેખોનો હિન્દી અનુવાદ : પ્ર. હિમ્મતલાલ પરીખ, સ્મૃતિ સદ્‌ભાવ ન્યાસ, કોટગેટ, બિકાનેર-૩૩૪ ૦૦૨, અમૂલ્ય

*અંતરના ઓજસ* : અછાંદસ કાવ્યો : પ્રો. સુમન અજમેરી, મૂલ્ય રૂ.૧૨૦/-
*તરન્નુમ* : ગઝલસંગ્રહ : સુમન અજમેરી, મૂલ્ય રૂ.૧૨૦/-
*હિલ્લોળ હિલોર* : ગીતસંગ્રહ મૂલ્ય રૂ.૧૨૦/-

ત્રણેના પ્ર. સાગર પબ્લિકેશન, સાગર બિલ્ડીંગ, સરિતા હોટેલની બાજુમાં, ગુજરાત સમાચાર ચોક પાસે, ખાનપુર, અમદાવાદ-૩૮૦ ૦૦૧

# ગુજરાત સાહિત્ય અકાદમી

*જૂનું વિધાનસભા ભવન,*
*સેક્ટર ૧૭, ગાંધીનગર*



ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં પુસ્તકો/હસ્તપ્રતો આવેદનપત્રો મંગાવવામાં આવે છે.

## ૧. શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :

તા. ૧-૧-૨૦૦૨થી તા.૩૧-૧૨-૨૦૦૨ સુધીમાં પ્રગટ થયેલાં, ગુજરાતી ભાષાનાં જુદાં જુદાં સાહિત્યસ્વરૂપોનાં મૌલિક પુસ્તકો અકાદમીની શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક આપવાની યોજનામાં મંગાવવામાં આવે છે. જેમાં *બાળવિભાગમાં* ૧. કાવ્ય ૨. વાર્તા ૩. ચરિત્રાદિ ૪. નાટકો અને *પ્રૌઢ વિભાગમાં* ૧. નવલકથા ૨. ટૂંકી વાર્તા ૩. નાટક-એકાંકી નાટક ૪. હાસ્ય-વ્યંગ કટાક્ષ ૫. નિબંધ અને પ્રવાસ ૬. કવિતા ૭. વિવેચન ૮. સંશોધન-ભાષાવ્યાકરણ ૯. આત્મકથા-રેખાચિત્ર-પત્ર જીવનચરિત્ર-સત્યકથા (સંયુક્ત) ૧૦. લોકસાહિત્ય ૧૧. અનુવાદ વિભાગનો સમાવેશ થાય છે.

પ્રત્યેક પુસ્તકના ઊઘડતે પાને પ્રસ્તુત વિભાગમાંથી લાગુ પડતો કોઈ એક વિભાગ અવશ્ય દર્શાવવાનો રહેશે. આ યોજના અન્વયે રસ ધરાવતા લેખકો/પ્રકાશકોએ પોતાના પુસ્તકની એક નકલ તા.૩૧-૮-૨૦૦૩ સુધીમાં અકાદમીને વિના મૂલ્યે મોકલી આપવી. આ માટે લેખકોએ/પ્રકાશકોએ કોઈ આવેદનપત્ર ભરવાનું નથી.

## ૨. શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશન સહાય :

ઈતિહાસ, તત્ત્વવિજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય તેમ જ સંશોધનને લગતા સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતા ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂ.૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે આવેદનપત્ર સાથે જરૂરી હસ્તપ્રતો રજૂ કરવાની રહે છે.

## ૩. નવોદિત સાહિત્યકારોને પ્રકાશન સહાય :

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ નથી તેવા નવોદિત લેખકને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના પ્રથમ પ્રકાશન માટે રૂ.૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત રજૂ કરવાની રહે છે. નવોદિત લેખકોનાં કાવ્ય અથવા વાર્તા, નિબંધ કે રેખાચિત્ર, ગદ્યલેખો, ઇત્યાદિ સાહિત્યનાં શિષ્ટ સામયિકોમાં પ્રગટ થયેલાં હોય તો તેનો ઉલ્લેખ હસ્તપ્રતમાં કરવો અનિવાર્ય છે.

## ૪. મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે અને ગુજરાતનાં બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય, તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન સહાય રૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂ.૫,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે.

૫. અન્ય ભારતીય ભાષામાંથી ગુજરાતી ભાષામાં અનુવાદ તથા ગુજરાતી ભાષાની ઉત્તમ કૃતિઓ અન્ય ભાષામાં અનુવાદ કરવા અનુવાદકોને પુસ્તક પ્રકાશન માટે રૂ.૧૦,૦૦૦/-ની આર્થિક સહાય અંગેની યોજના

સંબંધિત લેખકો/પ્રકાશકોએ ઉક્ત યોજના ક્રમાંક : ૨થી ૫નાં આવેદનપત્રો ટપાલથી કે રૂબરૂ અકાદમી કાર્યાલયના ઉપરના સરનામેથી મેળવીને તા.૩૧-૮-૨૦૦૩ સુધીમાં હસ્તપ્રતની જરૂરી નકલો સાથે મોકલી આપવાં. સુવાચ્ય હસ્તપ્રત વિનાનાં કે અધૂરી અને અસ્પષ્ટ વિગતોવાળાં આવેદનપત્રો અસ્વીકાર્ય બનશે, જેની નોંધ લેવા વિનંતી છે.

| કનૈયાલાલ મ.પંડ્યા | કુમારપાળ દેસાઈ | ભોળાભાઈ પટેલ |
|---|---|---|
| મહામાત્ર | ઉપપ્રમુખ | પ્રમુખ |

## સમાચાર

- ગુજરાતની પ્રજાએ ૨૦,૦૦૦ કરોડ ઉપરાંતના કરવેરા ભર્યા હોવા છતાં કેન્દ્ર સરકારે હિસ્સા પેટે માત્ર ૧,૭૫૦ કરોડ આપીને અન્યાય કર્યો છે.
- વિશ્વ હિંદુ પરિષદના જણાવ્યા પ્રમાણે હવે હિન્દુ ધર્મને સ્વીકૃતિ આપતા કોઈ રાજકીય પક્ષની રચના કરવામાં આવશે.
- સોનિયા ગાંધીએ અયોધ્યાના રામમંદિર અંગે વિધેયક લાવવાની સંઘની માગણી ફગાવી દીધી છે.
- ઉગ્રવાદીઓ આક્રમણ કરીને પાકિસ્તાન પાછા ભાગી ન જાય એટલા માટે લશ્કરે કાયમી વાડ બાંધી છે.
- મુસ્લિમ લો બોર્ડે શંકરાચાર્યની દરખાસ્ત ફગાવી દીધી છે.
- બાંગ્લાદેશમાં એક ભયાનક દુર્ઘટનામાં ૬૦૦ નૌકાપ્રવાસીઓ ડૂબી ગયા છે.

## ગઝલ / રતિલાલ 'અનિલ'

૧

મારા સિવાય કોઈ મારા ઘેરમાં નથી,
એથી જ કોઈ બીજું હવે વેરમાં નથી.

વસ્તીથી ચસોચસ હું ભિડાઈ ગયેલો છું
ત્હોયે, કે જાણે કોઈ બીજું શ્હેરમાં નથી !

આ એક સરખી બારમાસી ગાઉં છું, અને
ત્રણમાં યે હું નથી જ, 'અધિક' તેરમાં નથી.

ઊઘડી ગયેલી આંખ ક્યાં મિંચાય છે હવે ?
ના, ના, ઓ મારા મિત્ર, હું અંધેરમાં નથી !

આકાશ કોરું થઈ ગયું ઋતુઓ ખોઈને,
વ્હેલું કશું નથી ને કશું દેરમાં નથી.

લ્યો લાકડું જ આ સમય થૈ ગયો પછી,
ઝીણી ઝીણી ક્ષણોના હવે વ્હેરમાં નથી.

કીકી ગયાથી કોઈ પણ દર્શન રહ્યું નહીં,
હું કોઈ ધોળા, કોઈ કાળા ક્હેરમાં નથી.

કેવો પડી ગયો છે પવન વાટમાં, ન પૂછ !
ઝંઝામાં યે નથી જ, અને લ્હેરમાં નથી !

અફવાથી દૂર થૈ જવાની વાત છે 'અનિલ',
આ તરફડાટ કાંઈ મારી મ્હેરમાં નથી.

૨-૨૦૦૩, ઓગસ્ટ

કંકાવટી

૨

અમારી આંખમાં પ્રશ્નો જ છે, જવાબ નથી :
નથી, નથી જ અહીં કોઈ ઈન્કિલાબ નથી?

નથી જ એવું કે કોરી કોઈ કિતાબ નથી,
પરંતુ એમાં લખું એવો તો હિસાબ નથી.

અહીં છે જુગ્નુઓ, છે જુગ્નુઓ ઉનાળે પણ,
બહુ છે ધૂંધળું આકાશ, આફતાબ નથી.

ઘણાંયે ટેકરી, ટીંબા છે તેય રેતીનાં,
અમારે નકશે તો રણની કોઈ મિયાદ નથી.

અહીં છે તાજી ખબર, એ જ જૂની અફવાઓ,
પરીકથામાં યે રાક્ષસ ને ભૂત બાદ નથી.

અહીં બરફ છે તે ગળતો નથી કે ઓગળતો,
અને ચીતરેલા સૂર્યમાં યે કોઈ તાબ નથી.

ફૂલો કપાસનાં યે આપતાં નથી વસ્ત્રો,
તસલ્લી એ જ કે ચિલમન નથી, નકાબ નથી.

ઉઘાડી આંખમાં ક્યારેક તો હતાં સ્વપ્નાં,
હવે તો રાત છે એવી કે કોઈ ખ્વાબ નથી.

નથી વાંસા અને છાતીના કોઈ અર્થ રહ્યા,
ખિતાબ એવો કે જેનો કશો રૂઆબ નથી.*

* ગતાંકમાં પ્રેસભૂલસહિત છપાઈ હતી એટલે ફરી.

## ગઝલ / રિષભ મહેતા

૧

ન ધબકે કદી તે હૃદય છે કે તું છે ?
પ્રથમથી પરાજિત પ્રણય છે કે તું છે ?

પળેપળ પ્રતીક્ષા હું તારી કરું છું
ન આવી શકે તે સમય છે કે તું છે ?

મને જ્યાં મૂક્યો તેં હજી પણ હું ત્યાં છું
સ્થગિત થઈ ગયેલો સમય છે કે તું છે ?

તને જોઉં છું ને દિશાઓ મળે છે
નયનમાં સૂરજનો ઉદય છે કે તું છે ?

સતત એક અચરજ થઈ તું મળે છે
સતત એક અણજાણ્યો લય છે કે તું છે ?

હું નાદાન એમાં પળે પળ ડૂબું છું
પ્રણયનો અદીઠો વલય છે કે તું છે ?

હતું ના હતું થઈ જશે એક પળમાં
મને પ્રશ્ન છે એ પ્રલય છે કે તું છે ?

## પવનપુચ્છ /રાધેશ્યામ શર્મા

વાયુને વિહરવા
જોઈએ એવું
વહાણ
જેને ના નડે
પાણી યા
પહાણ
ના કનડે
સઢ કે
ગઢ
હલેસાંથી અગોચર
હડસેલાનું
વહાણ
વાયુની
હસ્તરેખાનુસાર
ધસતું
અબોટ
ક્ષિતિજ
પ્રતિ
જ્યાં
પવનનું
પ્રસ્વેદસિક્ત
હાંફતું
ઉચ્ચ
પુચ્છ...



કંકાવટી

## અશક્ય ગૃહપ્રવેશ / રાધેશ્યામ શર્મા

એક એવું ઘર છે
જેને બારી જ નથી
ત્યાં ગૃહપ્રવેશ શક્ય છે ?
એવું એક દર છે
જ્યાં ઉંદર નથી
પણ સર્પ તો છે
ચિત્રવિચિત્ર
રંગતરંગિત ક્ષણોના
કરડશે નહિ
કહેવામાં આવશે
પણ
કાળામેંશ બરફની પાટ
પર નગ્ન સુવાડી
દીધાના દંશથી
સાઇબિરિયાનો લીલોકચ
અન્ધકાર
વગર જોયે
યાદે આવી ચઢશે
કૂવાથંભ તૂટેલું
વહાણ
ટકરાશે
વાતાયનના
દૂધિયા કાચ સાથે.

*અરીસાની આરપાર પ્રલંબાતું કવિકૌશલ્ય*

**અરીસામાં દોરી લંબાય છે**

આ દોરીને ઓરડામાં
લટકતી રહેવા દેવી જોઈએ.
પશ્ચિમનો પવન વાય છે
ત્યારે દોરી ફાંસીના ગાળિયાની
જેમ હાલે છે.
ક્યારેક
વચ્ચેથી અંધાર ટપક્યા કરે છે
ક્યારેક
એને ઝાલી તડકો હીંચકા ખાય છે
આ દીવાલથી પેલી દીવાલ સુધી
સામસામે
બારીઓ ખૂલી જાય છે ત્યારે
અરીસામાં
આરપાર
દોરીનો છેડો લંબાયા કરે છે.

('પૃથ્વીને આ છેડે ,'પૃ. ૪૯)
રાજેશ પંડ્યા

શીર્ષકથી જ ભાવકચેતનાને વાસ્તવિક ઘટના અથવા ઘટનાના વાસ્તવ તરફ કર્ષી જોવાની રચનારીતિ મોટે ભાગે ભાગ્યે જ સાંપડે છે.

'અરીસામાં દોરી લંબાય છે' આલેખી કર્તા નિજી નિરીક્ષણની તિર્યક્ દિશા સૂચવે છે.

દોરી લંબાય છે ખીંટી વળગણી પરથી એવું યા એને મળતું લખ્યું હોત

તો તે કદાચ સામાન્ય દૃશ્ય બની રહેત. અહીં અરીસામાં દોરી લંબાતી દર્શાવીને, તે કેવી રીતે ભાતે કવિતારૂપમાં 'ફ્રેમ' થાય છે તે માણવાની અપેક્ષા પણ એક પ્રકારનું પ્રતિકારસભર નિમંત્રણ બની જાય.

શીર્ષકને અનુવર્તતી પ્રારંભિક પંક્તિઓ કાવ્યનાયકના ભાવને, આગ્રહને છતો કરે છે, 'આ દોરીને ઓરડામાં લટકતી રહેવા દેવી જોઈએ.' અહીં અરીસાને સ્થાને ઓરડાના પરિવેશમાં પ્રવેશ કરાવાયો છે.

નાયક શા માટે આવી મોંમાથા વગરની ઉક્તિ ઉચ્ચારી બેઠો કે દોરીને ઓરડામાં લટકતી રહેવા દેવી જોઈએ ?

આનો સંકેત કૃતિના દ્વિતીય પરિચ્છેદમાં શોધી શકાય.

પૂરવાઈ પૂરવૈયા કહેવાતો પવન નહીં, પશ્ચિમનો પવન વાય છે. ઉદયમાન નહિ અસ્તાભિમુખ પશ્ચિમિયો પવન વાય છે, અને એમ થતાં જ ભયવિસ્મય પ્રેરક પંક્તિ ઓચિંતી ફૂટી નીકળે છે :

**'ત્યારે દોરી ફાંસીના ગાળિયાની જેમ હાલે છે.'**

ઓરડામાં દોરી લટકતી રહેવા દેવાનો આગ્રહ રાખતો નાયક દોરીને ફાંસીના ગાળિયા સ્વરૂપે જુએ ત્યારે અશીકશી નૈતિક નિસ્બતપૂર્વક અપરાધભાવના નિવેદિત કરે છે. (સાંભરે મુને 'ક્રાઈમ એન્ડ પનિશમેન્ટ'નો નાયક). પશ્ચિમી પવન સાથે જ ફાંસીના ગાળિયાની જેમ હાલત દોરીની દૃશ્યઘટનાને સંકલિત કરવાનું કવિ કૌશલ્ય રસોત્તેજક છે.

હવે પદપંક્તિ-બંધમાં 'ક્યારેક'નું બેવાર આવર્તન કેવુંક છે ?

**ક્યારેક**

**વચ્ચેથી અંધાર ટપક્યા કરે છે.**

અસ્તાચલ સદૃશ પશ્ચિમી પવનનો પૂર્વોલ્લેખ કેટલો સમયસરનો અને સૂચક હતો તે અહીં, અંધાર ટપકવાની ઘટના સાથે જોવાથી સમજાઈ જાય. પણ આવું અહીં કાયમ નહીં, 'ક્યારેક' જ બને છે.

અંધાર ટપક્યા કરે છે ક્યારેક, પણ બીજું સામા છેડાનું પણ એવી જ પેટર્ન-ઘરેડમાં સંભવે છે :

**ક્યારેક**

**એને ઝાલી તડકો હીંચકા ખાય છે**

**આ દીવાલથી પેલી દીવાલ સુધી**

ગાળિયા દોરી પર અંધાર જ નહિ, અંધારને અને દોરીને ઝાલી તડકો હીંચકા ખાય છે – આ દીવાલથી પેલી દીવાલ સુધી.

દોરી ઉપર અંધકારનું 'ટપક્યા' કરવું તમસ્‌નું ભેજભર્યું જળરૂપ દર્શાવે છે, એને ઝાલી બેતમા બાળક શો તડકો પાછો હીંચકા ખાય છે. પણ થોભો – 'આ દીવાલથી પેલી દીવાલ સુધી' પછી પૂર્ણવિરામ કે અલ્પવિરામ જેવું ચિહ્ન નથી, રચના આગળ વધે છે, 'સામસામે' શબ્દની ઉપરે 'સ્પેસ' છોડીને...

**બારીઓ ખૂલી જાય છે ત્યારે**

**અરીસામાં**

**આરપાર**

**દોરીનો છેડો લંબાયા કરે છે.**

અહીં પરસ્પરીય ઘટનાત્મક અવલંબન છે. સામસામે બારીઓ ખૂલી જાય છે ત્યારે જ અવનવીન વિસ્મયસૂચક દૃશ્ય-ઘટના (phenomenon) પ્રભવે છે : અરીસામાં આરપાર દોરીનો છેડો લંબાયા કરે છે. બધું બને છે અરીસામાં જ પણ હકીકતે અરીસાને 'ટ્રાન્સેન્ડ' કરી, 'આરપાર' દોરીનો છેડો લંબાયા કરે છે.'

દોરી, દોરીનો છેડો જેમાં નાયક ફાંસીગાળિયો ભાળે છે તે ભાસે છે પ્રતિબિમ્બમાં, પણ અરીસાની આરપાર લંબાયા કરીને નાયકના સૂક્ષ્મ સંકુલ પ્રજ્ઞાપરાધનું દૂરવર્તી સૂચન કરે છે. કવિશ્રી રાજેશ પંડ્યાની આ પણ એક અભિનંદનીય રચના બને છે. મને તે બૉદલરના મંતવ્યની સુખદ પ્રતીતિ કરાવતી ઊભી છે આ ક્ષણે :

The aim of poetry is not to plunge to the depth of the infinite in the quest of something new, but rather to depth of definite to find the inexhaustible.

## તપકીરની ડબ્બી ! / રતિલાલ 'અનિલ'

ડોશી વારસામાં એની તપકીરની ડબ્બી મૂકી ગઈ. ઈશ્વરના દસ અવતારો થયા તો ડબ્બીના દસ અવતારો ન થાય ? બલકે મારો જીવ ચોર્યાસીના ચક્કરમાં પડે તો ઈશ્વર દસના ચક્કરમાં ન પડે ? મારી પાસે તપકીરની ડબ્બી છે એ તેનો કેટલામો અવતાર છે એ ગણ્યું નથી એટલે કહેવું મુશ્કેલ છે. કદાચ, આંગળાના વેઢા ગણવા માટે પૂરતા છે. મારું ગણિત આંગળિયાત છે. ગણિત અને ડબ્બી બંને હાથવગા. અલબત્ત ડબ્બી ડોશી તરફથી મળી એટલે એ હાથવગીને ઘણી વાર શોધવી પડે છે ખરી ! આ સ્મૃતિ હવે નામો સંઘરતી નથી, હા, એ સાથે જોડાયેલા સંદર્ભો સંઘરે છે ! માત્ર તે નામના ખીલે બંધાતા નથી. ગાયનો ખીલે બાંધો પણ એને ખીલો ગમતો નથી. એટલું સારું છે કે એ ખીલા ઉખેડી દોરડા અને ખીલા સાથે વિહાર કરવા ઊપડી જાય છે. પરિવ્રાજક સાધુઓનો શું સંઘ હોય ખરો ? જોકે આ કળિયુગ છે અને કળિયુગે સંઘશક્તિ લાભદાયી તેમ યશોદાયી છે.

પેલો ઈશ્વર હૈયાવગો હોવાથી લોકો દૂર દૂર તીરથના ઈશ્વરની યાત્રાએ ઊપડે છે. ડબ્બી યાત્રાએ જતી નથી, આસપાસ જ હોવા છતાં તે યાત્રા તો નથી કરાવતી પણ પંડની અને એની પરકમ્મા કરાવે છે અને જુઓ તો ખરા એ ખાલી હોય ત્યારે યે 'તપકીરની ડબ્બી' કહેવાય છે. 'મારી' કહ્યું હોય છે એ તપકીરની ડબ્બી ! અરે એ સાવ ખાલી હોય તોયે એ 'તપકીરની ડબ્બી' કહેવાય છે ! તે હું સાવ ખાલી હોઉં ત્યારે ય માણસ, 'ડોશીનો દીકરો' નથી કહેવાતો ? માલિકીહક્કની ભાવના છોડવી હોય તો શું કરવું ?

•

સામ્યવાદ સુધી ન જ જવું ! 'મારી' હોવા છતાં એ 'તપકીરની ડબ્બી' જ નથી કહેવાતી ? જોકે 'ડોશીની ડબ્બી' કહું છું ત્યારે માલિકભાવ જતો રહ્યો લાગે. આ એવી વાત છે કે ડબ્બીની અંદર પણ ડબ્બી હોય છે ! નાના મોટાના ભેદ કરવા કરતાં 'ડબ્બીની અંદર ડબ્બી' કહેવાનું ગમે ! અલબત્ત 'બે' નો આંક સ્વીકારવો પડે ! પણ ડબ્બીની અંદર ડબ્બી હોય ત્યારે દેખાય તો એક જ ! એકતા વિશેનો મંત્ર એ કે, નાનાએ મોટામાં સમાઈને અદૃશ્ય થઈ જવું ! હોવું છતાં અદૃશ્ય રહેવાનો મંત્ર એ કે સમાઈ જવું ! હવે કહેવાય એમ કે એ તો છુપાઈ જવું કહેવાય. હૃદય કેવું શરીરમાં છુપાઈને ધબકે છે ?

ડબ્બીમાં માત્ર હવા હોય છે તોયે એ 'તપકીરની ડબ્બી' કહેવાય છે ! માલિકીભાવનું વિગલન આપોઆપ થાય એ સારું જ તો ! ત્યાગ કર્યા વિના ત્યાગી હોવું એ ચમત્કાર જેવું યે લાગે જ ને !

કેટલોક માલિકીભાવ એવો કે તે હોય તો પણ દેખાય નહીં ! મારી ડબ્બી 'તપકીરની ડબ્બી' કહેવાય એ એવો 'ત્યાગલાભ' કહેવાય ! એ આકર્ષક ન હોવા છતાં 'મારી' રહે, કહેવાય, અલબત્ત, મારા પૂરતી, પણ આ યુગ તો 'પોતીકાં' વિશે પૂછવું પડે – એ ક્યાં છે ? એ ક્યારેક પેલા ઈશ્વરની જેમ તેને વિશે પૂછવું પડે : એ ક્યાં છે ? 'આસપાસ ચોપાસમાં વિશ્વપતિ'નો વાસ હોય કે ન હોય, મારા પૂરતો ડબ્બીનો વાસ બને છે. કારણ વિના ડબ્બી લઈને ફરીએ ત્યારે એને સહેલગાહે લઈ જવા જેવું જ બનતું હશે. આ વિશ્વમાં ડબ્બીમાં સમાય એવી કેટલી ચીજો છે ! અરે એનાથી નાની ડબ્બી પણ છે. પેલી આરબ પ્રેમીની વાત સાંભરે, કાં બત્રીસ પૂતળીની વાર્તા જેવી ! એક વાર્તાની અંદર જ નહીં તો છેડે બીજી વાર્તા ! પણ વાર્તામાંથી વાર્તા નીકળ્યા કરે એમ ડબ્બીમાંથી નાની ડબ્બી, અને તેમાં વળી એના કરતાં નાની ડબ્બી ! આંતર્બાહ્ય એકતા વિશે ઘણો બોધ સાંભળ્યો છે. બોધાય તે બોધ ! તે થયો હોય તે 'અંગત બોધ', પણ મારા પૂરતું, પણ મારામાં અંગતતા કરતાં સામાજિક ભાવ વધારે લાગે છે. 'સામાજિક પ્રાણી' કહેવાઈએ ત્યારે આ યાદ રાખવા જેવું ખરું ! આ આંતરબાહ્ય એકતા એ શું ? એ વિશે સાંભળ્યું છે. અફવા રૂપે તેમ સદ્‌બોધ રૂપે ! પણ બંધ ખાલી ડબ્બી જોતાં જે અંદર છે તે જ બહાર છે એવો ઈશ્વરી એનાયત જેવો ભાવ થાય છે. ખાલી ડબ્બીમાં

હવા છે તો એની બહાર પણ હવા જ હોય છે ! કેવી એકતા ! એવી ડબ્બી ચોરસ હોય કે ગોળ, તે છતાં ડબ્બી જ કહેવાય ? ગોળ ઝૂંપડા અને ચોરસ મકાન જેવો અલગઅલગ ભાવ નહીં ! આકારભેદ હોવા છતાં બધા માણસ જ કહેવાય છે ને !

જીવનમાં વારંવાર ઘણાનો સાથ કામચલાઉ પણ છૂટી ગયો છે. એ માટે ઊંઘને વધારે માર્ક મળે ! પોતાનો સાથ પણ છૂટી જાય એ દુઃખદ નથી બનતું એવું ઊંઘમાં જ બને છે. હૃદય ડાબી બાજુએ આવ્યું છે, પણ તપકીરની ડબ્બી ડાબી બાજુના ગજવામાં હોય ત્યારે હૃદયની નજીક હોય તો તે એ ડબ્બી છે એવો સંતોષભાવ રહે છે. એથી જમણો હાથ પણ ડાબી બાજુએ જાય છે. હૃદયની દિશામાં જાય છે. એ ગજવાનો ભાર અત્યારના મૂલ્યના ધોરણે બનતી નથી. ગજવું નગદ સિક્કાનો ભાર હવે ઝીલતું નથી, પણ ડબ્બીનો ભાર તો ઝીલે જ છે. તે હોય ત્યારે પોતાનું હોવા જેવું લાગે ! કહેવાતી 'તપકીરની ડબ્બી' 'ખાલી ડબ્બી'માં, અરે એની આસપાસ પણ કેટલું બધું છે !

દંકાવટી

## ખરેલાં પીંછાની સફર... / રતિલાલ 'અનિલ'

*કોઈ પીંછું સફરને સંભારે,*
*ક્યાંક એવી ખબર મળે તમને !*

ચકલી ઘરચકલી એટલે પોતાના ઘર, ખૂણેના માળામાં જવા માટે ફર્ર્ર્ર્ ... ધ્વનિએ ઉડ્ડયનગતિએ આવી અને એનું ખરેલું પીંછું મારા ખોળામાં આવી પડ્યું...બારણાની કિનારે બેસી ચકલી મને જુએ છે કે ખરેલાં પીંછાને ? એ વિચાર શરૂ થયો ને ચકલીઓ તો બહાર એની સફરે ઊપડી ગઈ... પીંછાને જોયા કરું છું...એ જાણે આવી પડેલા વરદાન જેવું ખોળે પડ્યું છે... આ અકિંચને વળી કોને 'ખોળાધરી' આપી છે ? કોઈ કોઈ પુસ્તકને ખોળાધરી અપાઈ ગઈ હશે...પ્રથમ બાળકને હવે પછી જન્મ આપનારી નવોઢાનો ખોળો ભરાય છે. નાળિયેર, અખરોટ, સોપારી અને રસપૂર્ણ ફળોથી... એ બધું ભીંતે કંકુથી સ્વસ્તિક ચીતર્યું છે. ચોખાની બિછાતવાળા ગણપતિને બેસાર્યા હોય તેમની સામે... ખોળો ભરાય છે એવા મંગળમય ભાવપ્રતીકોથી અને થોડા માસ પછી એ જ ખોળામાં બે નવી આંખ મા સામે જુએ છે, મોઢું વલ્લું કરે છે, નાનકડા હાથ ઊંચાનીચા અને આમતેમ થાય છે... પુરુષના ભાગ્યમાં નિજફળની એવી ખોળાધરી ક્યાં ?

મારા ખોળામાં ચકલીનું નાનકડું પીંછું પડ્યું છે...આ નહીં ઓળખાતું નહીં પરખાતું આન્તર્ મન... એણે કોને કોને ખોળાધરી આપી હશે તે જાણતો નથી... મેં કોઈ અખબારને ખોળાધરી આપી નથી; પણ ઘરના ઓટલે પટકાયેલું અખબાર ઉપાડીને છોકરો મારા ખોળામાં નાખી જાય છે... અખબારને જાણે મેં રોજની ખોળાધરી આપી હશે. એમ તો એકદિ' આમ જ બેઠો હતો કશો વિચાર વિના નિર્વિચાર સ્થિતિ પ્રતીક્ષા હોય છે એવું અગમનિગમવાળા કહે છે... મારે વળી કોની પ્રતીક્ષા ? હા, છાપું સમય ગયે ન દેખાય તો પૂછું : નથી આવ્યું ? પણ એ કેવી પ્રતીક્ષા ? એમાં આતુરતાનું પોત ખરું ? હવે ક્યાં પોત પારખવા જેવાં રતુંબડી ત્વચાનાં આંગળાં રહ્યા છે... સમયે એને પાકટ બનાવ્યા કે બરછટ ? જાતતપાસ લંબાતી નથી...

કેવડું નાનકડું પીંછું ... હવે પવન ન આવે તો સારું, એવો વિચાર અનાયાસ જ આવી ગયો, 'એને ઉડાડી મેલ્ય કે પાંદડું પરદેશી...' પંક્તિ સાંભરી... પાનખર તો વૃક્ષનાં બધાં પાંદડાં ઉડાડીને ખેરવી દે છે અને ખરેલાં પાંદડાંની સફર શરૂ થાય છે ... આખી જિંદગી ગજબની ધીરજથી એક જ સ્થાને, પાસે પાસે રહેલાં અને માત્ર પાડોશથી જ લીલેરું મલકતાં અને મરકતા અને રાત્રે હોય ત્યાં જ નિંદ લેતાં પાંદડાંની સફરની ઋતુ તે પાનખર...જિંદગી એક સફર... માણસનું સત્ય પણ માણસના જ માપનું ! આ ખરેલાં પીંછાં અને ખરેલાં પાંદડાંની સફર જીવન પછી શરૂ થાય... ભાઈ છોડ્યા, બંધુ છોડ્યા, છોડ્યા સગાસોઈ... એ માણસ ગાય છે તે બીજો માણસ હોય છે... બધું છોડી જનારો તો મૂંગો મૂંગો ચાલ્યો ગયો, કોઈ કહે વૈકુંઠે, કોઈ કહે કૈલાસે... પણ બધી કોરી કલ્પના... મૃત્યુની સફર કોણે જોઈ છે ? કદાચ એક સાવિત્રીએ ... અને પહોંચી સફર કરાવનાર પાસે અને વિરલ એવો સંવાદ કરી એ સત્યવાનને લઈ આવે છે... સત્યવાનનું સફરનામું સૌથી જુદું... શ્રી અરવિન્દે તો એનું મહાકાવ્ય કર્યું, હું ખોળામાં પડેલા પીંછાને ફરી ચકલીને આપી શકવાનો નથી અને એ કેવી નિઃસ્પૃહ કે ચકળવકળ નજર કરીને લ્યો. ઊડી ગઈ... એને નવું પીંછું ઊગવાની ધીરજ હશે, ઓછાં થયેલાં પીંછે ઊડવાનું... એ શબ્દો સાથે હું બાણશૈયા પર પોઢેલા ભીષ્મ જેવો થઈ જાઉં છું... આખી જિંદગી ઓછાં પીંછાંએ જ ઊડ્યો છું... એય નાનાં નાનાં ભૂખરા, બે આંગળીના ટેરવાં વચ્ચે મસૃણ સ્પર્શ કરીએ એવાં તે નહીં... 'ઓછાં પીંછાંએ મારે ઊડવું...!' એ પંક્તિ સ્ફુરે છે, અને ઓછાં અને નાનાં પીંછાંએ મારે ઊડવું... એ વળી કલ્પના છે કે એની કવિતા થાય ? સ્થિતિ જ એવી... સ્થિત હોવું અને ઊડવું... વિરોધાભાસ ક્યાં છે ? વાસ્તવ છે... અને પરાવાસ્તવ સુધી તો મારી બુદ્ધિ પહોંચતી નથી... કદાચ ખોળે પડેલું ચકલીનું ખરેલું પીંછું પરાવાસ્તવ જાણતું હોય ! પવનની આછી લ્હેરખી આવી અને ખોળે પડેલું પીંછું સહેજ અધ્ધર થઈ થઈને વળી બેસી જાય. મને પૂછવાનું મન થાય : તારી સફરકથા મને કહે ! પણ ખરેલું પીંછું આગલી સફરની વાત શું કરે ? એ વાર્તા તો ચકલી પોતાની સાથે લઈ ગઈ... ચકલી નાનો જીવ પણ એ જ આખા દિવસમાં અહીંથી ત્યાં, ઊંચે અને નીચે... આ પીંછું

યે આછા પાણીમાં છબ્ છબ્ કરી ચૂક્યું હશે, અને સૂકી ધૂળમાંયે ન્હાયું હશે... ભીનું સૂકું... પીંછાને બધું સમાન... આ પીંછાએ સ્નાન પછી ભીનપ ખંખેરી હશે અને ધૂળના રજકણોયે ખેરવ્યાં હશે. હજી પણ ચકલી સ્મૃતિને જીવ સાથે સાચવતી હશે અને આ પીંછું ખેરવીને ચાલી ગઈ એમ ક્યારેક બધી સ્મૃતિને સાથે લઈને અગોચરમાં ચાલી જશે... નાનાં પીંછાનો ફડફડાટ... ચકલી પાંખ ફફડાવે છે અને ફફડાટ પોતાના પરીઘમાં જ રાખે છે.. એ ચોંકતી નથી, કોઈને ચોંકાવતી નથી... નાનાં પીંછાં નાનાવિધ ઉપદ્રવ પણ કરતાં નથી.. બારીની લોખંડી જાળીના ચોરસા પર યુગલ જ બેઠું છે પણ એકબીજાથી અલગ અને એકબીજાથી વિમુખ... અને એ શબ્દો સાથે માણસે જોડી છે એવી કોઈ વાત નથી ! ચકલી હળવી કેમ છે અને માણસ તેના કુલ વજન કરતાંયે ઘણો ભારેખમ કેમ છે ? માણસની જેમ ચકલી બધી વાતની ચૂંથી નથી કરતી, કદાચ સુસંસ્કૃત થવાનાં જોખમો, બધી બાબતોના અર્થો કરવા કે અર્થો બેસાડવાની એ સંસ્કારલીલા કરતી નથી એટલે જ એ હળવી છે, એની સફર નિજી છે. એ નથી યાત્રા કે નથી પરકમ્મા, બંને ચકલીના મુખ સામે દિશા છે, મુખ છે, વિમુખ શું અને સન્મુખ શું ! મીરાં કહે છે અંગ શું અંગ મિલાઓ.. ચકલી ચાંચમાં ચાંચ મિલાવે છે અને એકબીજાને અહિંસક ચંચુપ્રહાર પણ કરે છે...પોતાની ચાંચથી પોતાનાં પીંછાં સમારે છે ત્યારે મેં ગાંધી આશ્રમનું સ્વાવલમ્બન વ્રત લીધું છે એવું સૂચન પણ કરતી નથી અને પ્રસન્ન દામ્પત્યના અવસરિયા આશીર્વાદ વિના પ્રસન્ન દામ્પત્ય જીવે છે.. એકની પાછળ બીજી જાય છે ત્યારે પીછો યે કરતી નથી અને અનુસરતી પણ નથી...આ માણસ આખી જિંદગી જીવી જવાને બદલે બધી જ હિલચાલનાં નામો જ પાડ્યા કરે છે. પછી ના, આ અર્થ જ ખરો, પેલો નહીં એવા તંતે ચઢે છે, અર્થાનુસારી જીવન જીવતો નથી, જીવનમાં કવિતા નથી અને અર્થાનુસારી કવિતાનાં પીંછાં વીંખે છે... અનાજનો એક કણ, ઘાસનું એક તરણું, એક જળબિંદુ, એક આછું સૂર્યકિરણ અને નાનકડી ચીજનો પડછાયો પૃથ્વી પરના જીવનની વાત કહી દે છે છતાં માણસને પોતાનો ઈતિહાસ કહેવો છે એટલે પૃથ્વીની કથા માંડે છે ! માણસ ચાલાક થવા માટે સંસ્કારી થયો કે સંસ્કારી છે એટલે ધરતી આભમાં ન માય એવી ને એટલી ચાલાકી

કરે છે ? એ વિના જીવતર એળે જવાનું હશે ? તે મારી રીતે એળે જાય એવા મમતમાં એવું બધું કરતો હશે ? ખરેલાં પીંછાંએ કેટકેટલી સફર કરી હશે ? ચકલીએ મણકા જેવી આંખે આશ્ચર્ય અને શંકાથી શું શું જોયું હશે ? અને એણે ચીં... કર્યું હશે એનો થડકારોયે એણે અનુભવ્યો હશે... જેઓ જીવવામાં માને છે અથવા જીવવા માટે જન્મ્યાં છે તે જીવી જાય છે, બસ જીવી જાય છે, ઘાસફુસના માળામાં પરમસુખી નિદ્રા લે છે અને સૂર્ય ઊગ્યાની જાણ કોણ જાણે માળાના અંધારિયા ખૂણામાં કેવી રીતે પહોંચી જાય છે કે ફુદુક...! એવો સાદ આવે છે, અને બંધ ઓરડામાં કાચનું વેન્ટીલેશન અર્ધ ઉઘાડું છે તે સિંહદ્વાર છે કે કેમ એની પળોજણમાં પડ્યા વિના બહાર ઊડી જાય છે. સામેના ઘરની પાળ પર બેસે છે.. પાંખ ફફડાવે છે, ચીં..ચીં...કરે છે અને પૂરવ પચ્છમ્, ઊંચીનીચી દિશાની પંચાત વિના બીજી ચકલીઓ ભેગી થઈ હોય ત્યાં ઘડી ચપકો બેસવા ફર્‌ર્‌ર્‌ર્... ઊડી જાય છે, એમ કરતાં એક પીંછું ખરી જાય તો પાછું ફરીને જોતી નથી.

આ ચકલીના પીંછાની કલમ નથી થવાની એ મારા મનમાંકડાને સંયમમાં રાખવા માટે સારું છે. માણસ પહેલાં પીંછાંની કલમે લખતો હતો ! એણે રૂક્કા અને શાહી ફરમાનો લખ્યાં હશે... આકાશી સફરનાં પીંછાંએ ધરતીની તેયે સાવ સાંકડી નાનકડા ચોકઠામાં પુરાય એવી વાત આકાશનું માપ કાઢી આવેલાં પીંછાંથી લખી હશે ! માણસના હાથમાં આકાશ આવે તો એને પણ એ અખબારનો કાગળ બનાવી વિકૃતિ એ જ સમાચાર, જીવાતા જીવનના સત્ય કહીને સમાચાર જ લખ્યા હોત ! કોઈ લહિયાને ખરેલા પીંછા પાંસેથી આકાશી વિહારની વાત સાંભળવાની સહજ ઉત્સુકતા પણ ન થઈ. બાળકને કોઈ પીંછું જડે છે તો તરત તે ઉપાડી લે છે, એની અણી પર આંગળી ફેરવે છે, પીંછાના રેસે રેસે એની આંગળીનું ટેરવું ફરે છે અને એના સ્પર્શ પોતાની ચેતનામાં સેરવી લે છે, પછી તીર તાકતા હોય એમ પીંછાને સામી દિશાએ ફેંકે છે, એ કેવું હવામાં તરે છે અને કેવી રીતે જમીન પર આવે છે તે વિસ્મયની નજરે જુએ છે... ઊડતા પક્ષીનું પીંછું ઉડ્ડયન વેળાએ જ ખરે છે ત્યારે એ હવામાં આઘુંપાછું થતું, આમતેમ જતું, હવા મંદ પડે ત્યારે એની અણીને પૃથ્વીનું ગુરુત્વાકર્ષણ હોય તેમ એ સીધું જમીન પર આવે છે એ જુએ...

એટલે એ બાળક માંડે કહેવા... માણસે પીંછાની કલમે પણ પોતાની પૃથ્વી પરની જ પંચાતિયા વાતો લખી...જે પીંછું સંવનનની ઉષ્મા સ્પર્શ, મૃદુ દાબ અનુભવી ચૂકેલું તેના દ્વારા કોઈએ સંવનનનું કાવ્ય લખ્યું હશે ખરું? માણસ આકાશોને પૃથ્વી પર ઉતારતો નથી એટલે જ આકાશ, આકાશ છે...

પીંછું નાનું હોય કે મોટું – પ્રત્યેક પાસે પોતાની સફર હોય છે... સફરનાં જીવન જેટલાં સંભારણાં હોય છે, પીંછાં પાસે કેટકેટલી દિશા હોય છે... આકાશમાં ગાંધી માર્ગ નથી, મામાની પોળ નથી, નાનીમોટી પોળ નથી, ખડકી નથી, ખાંચોય નથી. માત્ર આંખ સામે દિશા હોય છે, પગ અને પૈડાં નહીં પણ પાંખ હોવાથી આકાશ હોય છે. કોઈ લહિયાને ન થયું કે આ પીંછાને કલમ કર્યા વિના એની સફરવાત પૂછું, એકઅંકી ઉડ્ડયન વેળાએ કેવી ઊર્મિ થતી કે પંખી કલશોર કરતાં એની વાતો એની પાસેથી જ કઢાવું. માણસ મોરપિચ્છની આંખ જુએ છે, એણે મોરની આંખમાં આંખ મિલાવી ખરી? પીંછાંનો ખાસ્સો ભારો, લાંબાંપીંછાં, પણ ઉડ્ડયન વૃક્ષ જેટલું જ. એ અધૂરપ એ આકાશ સામે જોઈને 'ટેહૂક!' સાદને આકાશે પહોંચાડી દૂર કરે છે એ જોયું ખરું? માણસ તો મોરપિચ્છની સાવરણી કરી મંદિરનો કચરો વાળે છે... 'મંદિરનો કચરો!' ભૂતડાકણ સાથે રઢિયાળા મોરપિચ્છને જોડે છે. આ સંબંધનો અર્થ શબ્દકોશમાં નથી...

ખરેલા મોરપિચ્છ કરતાં આ ચકલીના ખરેલા પીંછા પાસે સફરની સાંભળવા જેવી ઘણી ઘણી વાતો છે.. બાળકની પાસે કહેવા જેવું કેટલું બધું છે, પણ માણસ પાસે ઊર્મિકાવ્ય અને ઉખાણા જેવું સાંભળતાં 'એક જીવ' થઈ જઈએ એવું શું છે? ટૂંકી સફરના, ઓછી ઊંચાઈના ઉડ્ડયનના મોરપિચ્છ કરતાં ચકલીના ખરેલાં નાનાં પીંછાં પાસે સફરની, પરીકથા જેવી ઘણી વાતો છે.

## ભાગવતપુરાણમાં વર્ષાવર્ણન / નીના ભાવનગરી

ભાગવતપુરાણમાં દશમ સ્કન્ધના વીસમા અધ્યાયમાં ભાગવતકાર વેદવ્યાસે વર્ષાઋતુનું વર્ણન કર્યું છે. આજન્મ બ્રહ્મચારી અને પરમ યોગી શુકદેવજી પરીક્ષિતની સમક્ષ વૃન્દાવનમાં જામેલા ચોમાસાનું તાદૃશ ચિત્ર રજૂ કરે છે. તેઓ સ્વયં વિરક્ત યોગી છે અને મુખ્ય શ્રોતા પરીક્ષિત મોક્ષમાર્ગી છે. વર્ષાના આગમને પ્રકૃતિમાં જે પરિવર્તનો આવે છે તે બધાંની વિગતો શુકદેવજી ચર્મચક્ષુએ અવલોકીને આપે છે. પરંતુ એક બ્રહ્મનિષ્ઠ યોગીની દૃષ્ટિએ આ પરિવર્તનો ક્યો અર્થ પ્રગટાવે છે એ આપણને શુકદેવજીએ પ્રયોજેલી ઉપમાઓ અને શ્લિષ્ટ ઉત્પ્રેક્ષાઓમાંથી સમજાય છે. ભાગવતકાર વ્યાસ પાત્રસન્દર્ભે જે ઔચિત્યદૃષ્ટિ દાખવે છે તે એક વિવેચકને માટે નોંધપાત્ર છે. શુકદેવજીએ પ્રયોજેલાં ઉપમાનોમાં બ્રહ્મતત્ત્વ, તપસ્વીઓ, વેદપાઠી બ્રાહ્મણો – ઇત્યાદિનો સમાવેશ થાય છે. બ્રહ્મજ્ઞાનને જ જીવી રહેલા શુકદેવજીનું પાત્ર વર્ષાવર્ણનમાં પ્રયોજાયેલી તુલનાઓમાંથી કેવું નીખરી આવે છે એ દર્શાવવાનો અહીં ઉપક્રમ છે. અહીં રજૂ કરેલું વર્ષાચિત્ર ભાવાનુવાદ રૂપે છે.

શુકદેવજી પરીક્ષિતને સંબોધી કહે છે : સર્વ પ્રાણીઓની વૃદ્ધિ સાધનારી વર્ષાઋતુનો પ્રારંભ થયો ત્યારે સૂર્ય–ચન્દ્રની આસપાસ વારંવાર તેજોવલય રચાવા લાગ્યું. સૂર્ય–ચન્દ્ર–તારાઓ ઘેરાં નીલરંગી વાદળોમાં ઢંકાઈ જતાં હતાં તેથી આકાશ ધૂંધળું દેખાતું હતું; બ્રહ્મતત્ત્વ છે તો નિર્ગુણ અને પ્રકાશમય પરન્તુ માયાના આવરણથી ઢંકાઈ જવાને લીધે ધૂંધળું – સગુણ હોવાનો આભાસ થાય છે તેમ. (શ્રોતા પરીક્ષિત પ્રજાવત્સલ રાજા છે તેના

અનુસંધાનમાં શુકદેવ કહે છે : )જેમ રાજા પ્રારંભમાં પ્રજા પાસેથી કરવેરા રૂપે છઠ્ઠો ભાગ ગ્રહણ કરે અને પછી સુખ-સગવડ-સલામતીનું વિતરણ કરે તેમ પર્જન્ય-સૂર્ય આઠ માસ સુધી પૃથ્વી પાસેથી સૂર્યકિરણો દ્વારા જળ ગ્રહણ કરે છે અને ચોમાસામાં પુનઃ પ્રાણીઓ માટે જળનું વર્ષણ કરે છે. જેમ કરુણાળુ મહાત્માઓ દુઃખી જનોની પીડા જોઈને તે દૂર કરવા જીવન ન્યોછાવર કરે છે તેમ પ્રચંડ પવનથી ધકેલાતાં વાદળો વીજળીના ચમકારા સાથે જ જીવનજળ('જીવન' શબ્દનો એક અર્થ જ 'જળ' છે )ની વર્ષા કરે છે. ફળની કામનાથી તપ કરનાર તપસ્વીનું શરીર પહેલાં તો દુર્બળ થઈ જાય છે પરન્તુ તપનું ફળ પ્રાપ્ત થતાં પુષ્ટ થાય છે, તેવી રીતે જેઠ માસના તાપથી તપેલી સુક્કી થઈ ગયેલી ધરતી હવે વર્ષાના જળથી સિંચાઈને આર્દ્ર અને ફળદ્રુપ બની છે. કળિયુગમાં પાપ પ્રબળ થવાથી પાખંડી મતો અને સંપ્રદાયો ફેલાય છે અને વેદોના જ્ઞાનનો પ્રકાશ લુપ્ત થઈ જાય છે તેવી રીતે ચોમાસાની સાંજે વાદળો ઘેરાવાને કારણે આગિયાઓ ચમક્યા કરે છે. પણ ચન્દ્ર-તારા-ગ્રહોનો પ્રકાશ ઢંકાઈ ગયો છે. નિત્ય-કર્મ કરતી વખતે બ્રાહ્મણો મૌન સેવે અને પછીથી વેદમંત્રોનો સસ્વર પાઠ કરવાનો પ્રારંભ કરે છે. તેમ વર્ષા પૂર્વે ચુપચાપ પડી રહેલા દેડકાઓ વાદળોની ગર્જના સાંભળતાં જ ડ્રાઉં ડ્રાઉં કરવા લાગ્યા છે. સંયમ વિનાના મનુષ્યની કાયા અને સંપત્તિ કુમાર્ગે વેડફાઈ જાય છે તેમ જળથી ઉભરાતી આ નદીઓ બે કાંઠા તોડીને ગાંડીતૂર બની વહેવા લાગી છે તેથી એમાંનું પાણી વેડફાઈ જાય છે. કૂણા-લીલા ઘાસથી હરિયાળી ગોકળગાયોથી રતાશ પડતી અને બિલાડીના ટોપથી ધોળી દેખાતી ધરતી મનુષ્યોની સંપત્તિ જેવી વિવિધરંગી દેખાય છે. ખેતરો ધાન્યથી લચી પડ્યાં તેથી ખેડૂતોને આનંદ થઈ રહ્યો છે પણ ધનિકોને સંતાપ થાય છે : 'હવે અમે આ લોકોને અમારા તાબામાં કેવી રીતે રાખીશું ?' કારણ કે સર્વ કાંઈ પ્રારબ્ધને આધીન છે એવી એમને સમજ નહોતી ! અપરિપક્વ યોગીનું ચિત્ત વિષયોના સમાગમથી કામનાસક્ત થઈ જાય અને વિક્ષુબ્ધ થઈ જાય તેમ પવનથી ઊછળતા તરંગોવાળા સમુદ્રમાં નદીઓના સંગમથી ખળભળાટ મચ્યો છે. અનેક આપત્તિઓના પ્રહારથી ઈશ્વરમાં રમમાણ ચિત્તવાળા ભક્તોને કોઈ પ્રકારની પીડા થતી નથી તેમ મૂશળધાર વર્ષાના પ્રહારથી પણ પર્વતોને કોઈ

હાનિ નથી થતી. જેમ વેદોનો નિયમિત અભ્યાસ ન કરનારા બ્રાહ્મણોને કાળક્રમે તેમની વિસ્મૃતિ થઈ જાય છે તેમ રસ્તાઓ ઘાસ-ઝાંખરાંથી ઢંકાઈ ગયા છે તેથી તે ક્યાં લઈ જશે તે પારખવાનું મુશ્કેલ બની ગયું છે. જેમ ગુણવાન પુરુષો સાથે ચંચળ મનવાળી સ્ત્રીઓ સ્થિરભાવે રહેતી નથી તેમ વાદળો પરોપકારી હોવા છતાં તેમાં વીજળી સ્થિર રહેલી નથી. ગુણોમાં થયેલા વિક્ષોભથી વ્યક્ત થયેલા જગતમાં જેમ નિગુર્ણ બ્રહ્મ વિલસે છે તેમ વાદળોના ગડગડાટથી ભરેલા આકાશમાં નિર્ગુણ-દોરી વિનાનું ઇન્દ્રધનુષ્ય શોભવા લાગ્યું છે. પરમ બ્રહ્મના પ્રકાશથી આભાસિત અહંકાર બ્રહ્મને પ્રકાશિત થવા દેતો નથી તેમ ચાંદનીથી વાદળો પ્રકાશિત થતાં હતાં પણ ચન્દ્ર સ્વયં વાદળોમાં ઢંકાઈ જાય છે. ઘર-સંસારની માયાજાળ-જંજાળથી ત્રાસેલા ગૃહસ્થો ઘરમાં પ્રભુભક્તોના શુભ આગમનથી આનંદવિભોર થાય છે તેમ મેઘોના આગમને મયૂરોનાં રોમેરોમ નાચી ઊઠ્યાં છે. ચલિત ચિત્તવાળા, વાસનામાં રચ્યાપચ્યા રહેનારા મનુષ્યો જેમ અનેક સાંસારિક વિટંબણાઓ  છતાં ઘર-સગાંવહાલાંની માયા છોડતા નથી તેમ આ જળાશયોના કાંઠા કીચડ અને જળચર પ્રાણીઓને કારણે અનેક અવરોધવાળા હોવા છતાં સારસપક્ષીઓ ક્ષણ વાર માટે એને છોડતાં નથી. કલિયુગમાં પાખંડીઓના જાતજાતના મિથ્યાવાદોથી વૈદિક ધર્મની મર્યાદા જેમ શિથિલ થઈ જાય તેમ મૂશળધાર વર્ષાને લીધે ધસમસતા પ્રવાહવાળી નદીઓને લીધે બંધ, પુલ અને ખેતરોની વાડ તૂટી પડ્યાં છે. પુરોહિતોની પ્રેરણાથી ધનિક ગૃહસ્થો સમય-સમય પર દાનધર્મનું આચરણ કરી પ્રજાની અભિલાષા પૂર્ણ કરે છે તેવી રીતે પવનથી ખેંચાઈ આવતાં વાદળો પ્રાણીસૃષ્ટિ માટે અમૃતમય જલની વર્ષા કરી રહ્યાં છે.

શુકદેવજીએ પરીક્ષિત સમક્ષ કરેલા આ વર્ષાવર્ણનનો સન્દર્ભ કથામાં તો વૃન્દાવનમાં જામેલા ચોમાસાનો અને એ રીતે ઋતુપરિવર્તન દર્શાવવાનો છે પરન્તુ એમણે વર્ષાચિત્રોમાં જે સરખામણીઓનો પ્રયોગ કર્યો છે તે સાભિપ્રાય લાગે છે. એમનું લક્ષ્ય મુમુક્ષુ શ્રોતાને પરમ તત્ત્વ બ્રહ્મનો બોધ કરવાનું છે, બ્રહ્મસાક્ષાત્કાર તરફ લઈ જતા અધ્યાત્મમાર્ગનો નિર્દેશ કરવાનું છે. આ ઉપમાઓમાં એમણે કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગનો ગર્ભિતપણે સમન્વય કર્યો

છે તે ભાગવતકારની સૂક્ષ્મ કવિદૃષ્ટિનો પરિચય આપે છે. સામાન્ય રીતે કવિ માટે પ્રકૃતિતત્ત્વો ઉપમાનરૂપે આવતાં હોય છે. અહીં વર્ણ્યવિષય પ્રકૃતિ છે અને ઉપમાનો તત્ત્વજ્ઞાન કે અધ્યાત્મવિદ્યા કે સમાજજીવનમાંથી આવ્યાં છે. એક રીતે કહીએ તો મુમુક્ષુ પરીક્ષિતને શુકદેવજી બાહ્ય દૃષ્ટિ છોડીને અન્તર્મુખ થવા તરફ પ્રેરે છે. ભાગવતપુરાણમાંનાં અનેક કાવ્યમય સ્થાનોમાં આ વર્ષાવર્ણનને વર્ણનકળાની દૃષ્ટિએ જ નહીં, ભાગવતકાર કવિ-ઋષિની પાત્રચિત્રણકળાની અને ઔચિત્યસૂઝની દૃષ્ટિએ પણ સમાવી શકાય તેમ છે. સંસ્કૃત કવિતાના ચાહકો માટે આ પ્રકારનું જુદા જ દૃષ્ટિબિન્દુથી થયેલું વર્ષાવર્ણન રસપ્રદ બને એવું છે, જેમાં પ્રેમીજનોનો ઉલ્લેખમાત્ર ન હોય !

## લાજવંતી / રાજેન્દ્રસિંહ બેદી

*અનુવાદ : શરીફા વીજળીવાળા*

'' હથ લાઈયાઁ કુમ્હલાઁની લાજવંતી દે બૂટે !''
(આ તો લજામણીનો છોડ છે ભાઈ, હાથ લગાડો ને જાય કરમાઈ.)
–એક પંજાબી ગીત.

દેશના ભાગલા થયા અને અસંખ્ય ઘાયલોએ ઊભા થઈ પોતાના શરીર પરથી લોહી લૂછી કાઢ્યું અને જેમનાં શરીર સલામત હતાં પણ દિલ જખમી થયાં હતાં એવા લોકો તરફ ધ્યાન આપવા માંડ્યું.

ગલીએ ગલીએ અને મહોલ્લે મહોલ્લે 'પુનર્વસવાટ' સમિતિઓ બની ગઈ હતી. શરૂ શરૂમાં જોરશોરથી 'કામધંધામાં લગાવો,' જમીન પર વસાવો' અને 'ઘરોમાં સમાવો' જેવા પ્રોગ્રામ શરૂ કરવામાં આવ્યા હતા. પણ એક પ્રોગ્રામ એવો હતો, જેના તરફ કોઈએ ધ્યાન જ નો'તું આપ્યું. એ પ્રોગ્રામ અપહરણ કરાયેલી સ્ત્રીઓ બાબતે હતો, જેના માટેનું સૂત્ર હતું'દિલમાં વસાવો' અને આ પ્રોગ્રામનો નારાયણ બાબાના મંદિર અને મંદિરની આસપાસ વસનારા રૂઢિચુસ્ત લોકો તરફથી સખત વિરોધ થતો હતો.

આ પ્રોગ્રામનો અમલ કરવા માટે મંદિરની પાસે 'મુલ્લા શકર' મહોલ્લામાં એક સમિતિ રચવામાં આવી અને અગિયાર મતની બહુમતિથી સુંદરલાલ બાબુને એના સેક્રેટરી ચૂંટી કાઢવામાં આવ્યા. વકીલ સાહેબ, ચોકીકલાઁનો વૃદ્ધ કારકુન અને મહોલ્લાના બધા બુઝુર્ગ લોકોનું માનવું હતું કે આ કામ સુંદરલાલ જે રીતે જીવ રેડીને કરશે એ રીતે બીજું કોઈ નહીં કરી શકે. કદાચ એટલા માટે કે સુંદરલાલની પત્ની લાજવંતીનું પણ ભાગલા દરમ્યાન અપહરણ થયું હતું.

પ્રભાતફેરી કાઢતા સુંદરલાલ, એના સાથી રસાલૂ અને નેકીરામ વગેરે મળીને જ્યારે ગાતા 'હથ લાઈયાઁ કુમ્હલાઁની લાજવંતી દે બૂટે !' ત્યારે સુંદરલાલનો અવાજ ના નીકળતો. ચુપચાપ ચાલતાં ચાલતાં એ લાજવંતી વિશે વિચારતા : 'કોણ જાણે એ ક્યાં હશે, કેવી હાલતમાં હશે, મારા વિશે

શું વિચારતી હશે ?...એ કદી પાછી આવશે કે નહીં ? ...' અને પથરાળ જમીન પર ચાલતાં ચાલતાં એમના પગ લથડવા લાગતા.

અને હવે તો વાત એ હદે પહોંચી ગઈ હતી કે એમણે લાજવંતી વિશે વિચારવાનું જ છોડી દીધું હતું. દુનિયાનાં દુ:ખ તળે એમણે પોતાનું દુ:ખ વિસારે પાડી દીધું હતું. પોતાના દુ:ખથી બચવા માટે એમણે પોતાની જાતને લોકસેવામાં ડુબાડી દીધી. પણ આ બધું કર્યા છતાં, બીજા સાથીદારો સાથે સૂરમાં સૂર પૂરાવતા એમને એ વિચાર અચૂક આવતો, કે માણસનું હૈયું કેવું તો નાજુક હોય છે ! જરાક અમસ્તી વાતમાં એને દુ:ખ પહોંચી શકે છે. એ લજામણીના છોડ જેવું છે. જેના તરફ હાથ લંબાવતાની સાથે જ એ કરમાઈ જાય છે. એમણે તો પોતાની લાજવંતીને દુ:ખ દેવામાં કોઈ કસર છોડી નો'તી. ઊઠવા-બેસવા માટે, રાંધવા તરફ બેદરકારી દાખવવા બદલ કે સાવ નાખી દેવા જેવી વાતમાં પણ એ ગમે ત્યાં, ગમે ત્યારે લાજવંતીને ધોલધપાટ કરી લેતા.

લાજો ગામડાની દૂબળી-પાતળી શેતૂરની ડાળ જેવી નાજુક છોકરી હતી. દિવસ આખ્ખો તડકે રહેવાથી એનો વાન શ્યામ થઈ ગયો હતો. એકદમ જીવતી છોકરી હતી. પતરવેલિયાના પાન પર આમથી તેમ થતા પારાના ટીપા જેવી એ ચંચળ હતી. એનું પાતળા સોટા જેવું શરીર એની તંદુરસ્તીની નિશાની હતું, માંદગીનું નહીં. એના આવા પાતળા શરીરને જોઈને ભારેખમ સુંદરલાલ પહેલાં તો મુંઝાયેલા. પણ જ્યારે એમણે જોયું કે આવી દુબળી પાતળી લાજો ગમે તેવા આઘાત, દુ:ખ અરે મારપીટ પણ સહન કરી શકે છે ત્યારે એ એની નાલાયકી વધારતા જ ગયા. એણે એ હદનો પણ વિચાર ન કર્યો જે હદે પહોંચીને કોઈ પણ માણસની ધીરજ ખતમ થઈ જાય છે. એ હદને પાર કરી જવા માટે લાજવંતી પોતે પણ ઓછી જવાબદાર નો'તી. એની ઉદાસી લાંબો સમય ટકતી જ નો'તી. એટલે ગમે તેવી મારપીટ પછી પણ સુંદરલાલ એક વાર હસે એટલે તરત જ એ પણ હસી પડતી અને તરત એની સોડમાં લપાઈને ગળામાં હાથ નાખી કહી બેસતી :'ફરીથી મારશો તો હું તમારી સાથે નહીં બોલું...' જેના પરથી સ્પષ્ટ સમજાઈ જતું કે લાજુ મારપીટને સાવ ભૂલી ગઈ છે. ગામની બીજી છોકરીઓની જેમ લાજો પણ

જાણતી હતી કે મરદ તો આવા જ હોય. એટલી હદે કે જો કોઈ સ્ત્રી સામી થતી તો ખુદ છોકરીઓ જ નાક પર આંગળી મૂકીને કહેતી, 'અરે એ તે કંઈ મરદ છે? બૈરીને કાબૂમાં રાખી ન શકે. એ વળી મરદ શાનો?' આ મારપીટ એમનાં ગીતોમાં પણ વણાઈ ગઈ હતી. લાજો પોતે પણ ગાતી રહેતી : 'હું શહેરના છોકરા સાથે નહી પરણું. એ બૂટ પહેરે છે અને મારી કમર તો સાવ પાતળી છે..' પણ જેવી તક મળી એ સાથે લાજો શહેરના એક છોકરાને જ દિલ દઈ બેઠી. એનું નામ હતું સુંદરલાલ. કોઈની જાનમાં એ લાજવંતીના ગામ આવ્યો હતો. એણે વરરાજાના કાનમાં માત્ર આટલું જ કહ્યું હતું : 'તારી સાળી તો યાર ગજબની ચીજ છે, તારી પત્ની પણ એવી જ ચટપટી હશે.' લાજવંતીએ સુંદરલાલની આ વાત સાંભળી લીધી હતી. એ સમયે એ ભૂલી જ ગઈ કે સુંદરલાલે કેટલા મોટા જોડા પહેર્યા છે અને એની પોતાની કમર તો કેટલી પાતળી છે!'

પ્રભાતફેરીના સમયે સુંદરલાલને આવી બધી વાતો યાદ આવતી અને એ વિચારતો : 'એક વાર, બસ એક વાર લાજો મળી જાય તો હું એને હૈયાસરસી ચાંપી લઉં અને લોકોને પણ દેખાડી દઉં કે આ રીતે થયેલાં અપહરણોમાં બિચારી સ્ત્રીઓનો કોઈ વાંક નથી હોતો. તોફાનીઓની વાસનાનો શિકાર થવામાં એમનો શો વાંક? જે સમાજ આ માસૂમ અને નિર્દોષ સ્ત્રીઓને સ્વીકારતો નથી, અપનાવતો નથી એ સડી ગયેલો સમાજ છે અને એવા સમાજને ખતમ કરી દેવો જોઈએ. સુંદરલાલ આવી સ્ત્રીઓને ઘરમાં વસાવવા માટે ઉપદેશ આપ્યા કરતો અને એ સ્ત્રીઓને ઘરની મા-દીકરી, બહેન કે પત્નીને મળે એવો માનમરતબો આપવાની સલાહ આપતો. એ કહેતો : 'એની સાથે જે કંઈ થયું એ વાતોની યાદ ભૂલેચૂકે પણ અપાવવી ન જોઈએ. કારણ કે એમનાં હૈયાં જખમી છે, એમના ઘા હજુ તાજા છે. એ નાજુક છે, લજામણી જેવી....જરાક હાથ અડાડો તો પણ કરમાઈ જાય એવી નાજુક...'

'દિલમાં વસાવો' કાર્યક્રમ, અમલમાં મુકાય તે માટે 'મુલ્લાશકૂર' મહોલ્લાની આ સમિતિએ કેટલી બધી પ્રભાતફેરી કાઢી. સવારનો ચાર-પાંચ વાગ્યાનો સમય એમના એકદમ અનુકૂળ હતો. એ સમયે લોકોનો શોરબકોર પણ ન હોય અને ટ્રાફિકની સમસ્યા પણ ન નડે. આખી રાત

ભસતા રહેતાં કૂતરાં પણ આ સમયે ઠરી ગયેલા ભઠ્ઠાઓમાં માથું નાખીને પડ્યાં રહેતાં. પથારીઓમાં ગોટમોટ પડેલા લોકો પ્રભાતફેરીવાળાઓનો અવાજ સાંભળીને માત્ર આટલું કહેતા : 'ઓ ! આ તો પેલી મંડળી છે !' અને પછી ક્યારેક ધીરજપૂર્વક તો ક્યારેક મનોમન ચીડાતા, એ બાબુ સુંદરલાલનો પ્રચાર સાંભળતા રહેતા. જે સ્ત્રીઓ એકદમ સલામત આ પાર પહોંચી ગઈ હતી એ પથરાઈને પડી રહેતી અને એમના ઘરવાળા એમના પડખામાં લાકડાની જેમ પડ્યા પડ્યા પ્રભાતફેરીના અવાજ સામે વિરોધ દર્શાવવા કંઈક બબડ્યા કરતા. ક્યાંક કોઈક બાળક જરાક વાર માટે આંખ ઉઘાડતું અને 'દિલમાં વસાવો'વાળાઓની ફરિયાદ અને કરુણ પ્રચારને એક ગીત સમજીને વળી પાછું સૂઈ જતું.

પણ સવાર સવારમાં કાને પડેલ શબ્દ નકામો નથી જતો. આખ્ખો દિવસ એ મનમાં ઘૂમરાતો રહે છે અને ઘણી વાર તો માણસ એનો અર્થ પણ નથી સમજતો હોતો અને છતાં એને ગણગણ્યા કરતો હોય છે. આ અવાજ મનમાં ઘર કરી જવાને કારણે જ એ દિવસોમાં હિંદુસ્તાન અને પાકિસ્તાન વચ્ચે અપહૃત સ્ત્રીઓની અદલાબદલી સંદર્ભે થોડીક સ્ત્રીઓને જ્યારે મૃદુલા સારાભાઈ ભારત લઈ આવ્યાં ત્યારે મુલ્લા શફર મહોલ્લાના કેટલાક પુરુષો એમને ઘરમાં વસાવવા તૈયાર થઈ ગયા. ભગાડી જવાયેલી સ્ત્રીઓનાં સગાસંબંધી શહેરની બહાર ચોકીકર્લા પર એમને મળવા ગયા. અપહૃત સ્ત્રીઓ અને એમનાં સગાંસંબંધી થોડી વાર માટે એકમેકને તાકી રહ્યાં અને પછી માથાં નમાવીને પોતપોતાના ઘરને ફરીથી આબાદ કરવાના કામ પર લાગી ગયા. રિસાલૂ અને નેકીરામ તથા સુંદરલાલ બાબુ ક્યારેક 'મહેન્દ્રસિંહ ઝિંદાબાદ' તો ક્યારેક 'સોહનલાલ ઝિંદાબાદ'ના નારા લગાવતા. અને એ લોકો એમના ગળા સૂકાઈ ગયા ત્યાં સુધી નારા લગાવતા જ રહ્યા.

પણ એ અપહૃત સ્ત્રીઓમાં કેટલીક એવી પણ હતી જેમના પતિ, મા, બાપ, ભાઈ કે બહેને એમને ઓળખવાની ના ભણી દીધી. એ બધી મરી કેમ ના ગઈ ? એમની પવિત્રતા અને આબરૂ બચાવવા માટે એમણે ઝેર કેમ ના ઘોળ્યું ? કૂવો કેમ ના પૂર્યો ? એ બધી સ્ત્રીઓ કાયર હતી એટલે જિંદગીને આમ વળગી રહી હતી. સેંકડો-હજારો સ્ત્રીઓએ આબરૂ લૂંટાતા

પહેલાં જીવ દઈ દીધો હતો... પણ આવું બધું બોલવાવાળાઓને શું ખબર કે જીવતી રહીને આ સ્ત્રીઓ કેટલી હિંમત દાખવી રહી છે ? જ્યાં એનો પતિ સુધ્ધાં એને ઓળખવાની ના પાડે છે એવી દુનિયામાં એ કેવી તો ફાટી આંખે મોતને તાકી રહી છે ! એમાંની કોઈક મનોમન પોતાનું નામ બબડતીઃ 'સુહાગવંતી...સૌભાગ્યવતી...' અને ભીડમાં પોતાના ભાઈને જોઈને છેલ્લી વારનું આટલું કહેતી :'બિહારી, તું પણ નથી ઓળખતો મને ? તને તો મેં કાખમાં તેડીને રમાડેલો !' બિહારીને રાડ પાડવાની ઈચ્છા થઈ આવતી. પછી એ મા-બાપ તરફ જોતો અને મા-બાપ હૈયા પર હાથ રાખીને નારાયણ બાબા તરફ જોતા અને લાચાર હાલતમાં નારાયણ બાબા આકાશ તરફ તાકતા. જે ખરેખર અસ્તિત્વ ધરાવતું જ નથી... આપણી નજરનો વહેમ માત્ર છે. એ તો માત્ર એક હદ છે જેની પેલે પાર આપણી નજર પહોંચતી જ નથી.

પણ લશ્કરી ટ્રકમાં મૃદુલા સારાભાઈ બદલામાં જે સ્ત્રીઓને લાવ્યાં હતાં એમાં લાજો નો'તી, આશા અને નિરાશા વચ્ચે ઝોલાં ખાતાં સુંદરલાલે છેલ્લી યુવતીને ટ્રકમાંથી ઊતરતી જોઈ અને પછી ચુપચાપ, દૃઢતાથી પોતાની સમિતિના કામમાં લાગી પડ્યા. હવે એ લોકો માત્ર પ્રભાતફેરી કાઢીને બેસી નો'તા રહેતા. હવે એ લોકો સાંજે સરઘસ પણ કાઢવા લાગ્યા. નાનામોટા કાર્યક્રમો પણ કરવા માંડ્યા. જેમાં સમિતિના વૃદ્ધ અધ્યક્ષ વકીલ કાલકાપ્રસાદ સૂફી સંતોને મળતું આવતું એકાદ ભાષણ કરતા અને રસાલૂ થૂંકદાની લઈ હંમેશાં ફરજ પર હાજર રહેતો. લાઉડસ્પીકરમાંથી જાતભાતના અવાજો આવતા. પછી નેકીરામ કશુંક કહેવા માટે ઊભા થતા. પણ એ જે કંઈ વાતો કરતા અને શાસ્ત્રો તથા પુરાણોનાં જેટલાં પણ દૃષ્ટાંતો આપતાં એ બધાં એમના ઉદ્દેશની વિરુદ્ધ જ જતાં અને વાતને આમ હાથમાંથી સરકતી જોઈને સુંદરલાલ બાબુ ઊભા થઈ જતા, પણ એકાદ બે વાક્યથી વધારે એ બોલી ન શકતા.એમનું ગળું રૂંધાઈ જતું. એ ભાષણ ન કરી શકતા. એમની આંખમાંથી આંસુ વહેવા લાગતાં અને એ બેસી જતા.પણ સભામાં જમા થયેલી ભીડ પર એક અજબની ચુપકીદી છવાઈ જતી. વકીલ કાલકાપ્રસાદની ઉપદેશભરી વાતો કરતાં સુંદરલાલ બાબુના દિલના ઊંડાણમાંથી આવેલી એ બે વાતોની અસર લોકો પર વધુ થતી. પણ લોકો ત્યાં ને ત્યાં જ રોઈને

પોતાની ભાવનાઓને શાંત કરી લેતા અને પછી ખાલીખમ મન લઈને ઘરે પાછા ફરતા.

એક દિવસ સમિતિવાળાઓ સાંજના સમયે પ્રચાર કરવા નીકળી પડ્યા અને ચાલતાં ચાલતાં રૂઢિચુસ્તોના વિસ્તારમાં જઈ ચડ્યા. મંદિરની બહાર, પીપળાના ઓટલા પર કેટલાય શ્રદ્ધાળુઓ બેઠા હતા અને રામાયણની કથા ચાલતી હતી. નારાયણ બાબા રામાયણનો એ કિસ્સો કહી રહ્યા હતા જેમાં એક ધોબીએ એની પત્નીને ઘર બહાર કાઢી મૂકતાં કહી દીધેલું કે હું રાજા રામચંદ્ર નથી કે આટલાં વર્ષો રાવણ સાથે રહી આવેલી સીતાને પાછી સ્વીકારી લઉં અને એ સાંભળીને રામચંદ્રજીએ મહાસતી સીતાને ઘરેથી કાઢી મૂક્યા અને એ પણ ક્યારે ? એ સગર્ભા હતાં ત્યારે. બોલો આનાથી મોટો રામરાજ્યનો કોઈ પુરાવો મળી શકે છે ? નારાયણ બાબાએ કહ્યું :'તો આ છે રામરાજ્ય ! જેમાં એક ધોબીની વાતને પણ આટલું મહત્ત્વ અપાતું હતું.'

સમિતિનું સરઘસ મંદિર પાસે અટકી ગયું હતું અને લોકો રામાયણની કથા તથા શ્લોકનું વિવરણ સાંભળી રહ્યા હતા. નારાયણ બાબાનાં છેલ્લાં વાક્યો સાંભળીને સુંદરલાલ બોલી ઊઠ્યા, 'અમને એવું રામરાજ્ય નથી જોઈતું બાબા...!'

'ચૂપ રહે, તું કોણ છે વચ્ચે બોલવાવાળો ?..' 'ચૂપ બેસ...' ભીડમાંથી અવાજો ઊઠ્યા. સુંદરલાલે આગળ વધીને કહ્યું,'મને બોલતો કોઈ નહીં અટકાવી શકે.'

વળી પાછા અનેક અવાજો આવ્યા :'ચૂપ...! અમે નહીં બોલવા દઈએ તને...' એક ખૂણેથી આવો અવાજ પણ આવ્યો,'મારી નાખીશું !...'

નારાયણ બાબાએ એકદમ મીઠા અવાજે કહ્યું :'તમે શાસ્ત્રોની માનમર્યાદા નથી સમજતા સુંદરલાલ !'

સુંદરલાલે કહ્યું :'બાબા, એક વાત જરૂર સમજું છું કે રામરાજ્યમાં ધોબીની વાત સાંભળવામાં આવે છે, પણ સુંદરલાલની નહીં.'

જરાક વાર પહેલાં જે બધા મારવા તૈયાર થઈ ગયેલા એ બધા જમીન પરથી ટેટા ખસેડી નીચે બેસતાં બોલી ઊઠ્યા.'સાંભળો, અલ્યા સાંભળો, આની વાત..'

રસાલૂ અને નેકીરામે સુંદરલાલને પ્રોત્સાહન આપ્યું અને સુંદરલાલ બોલ્યાઃ 'શ્રીરામ આપણા નેતા હતા. પણ એ તો કેવું બાબા કે એમણે ધોબીની વાતને સાચી માની લીધી પણ આટલી મોટી મહારાણીની સચ્ચાઈ પર વિશ્વાસ ન કરી શક્યા ?'

નારાયણ બાબા દાઢી પસવારતાં બોલ્યા, 'કારણ કે સીતા એમની પત્ની હતી. સુંદરલાલ, તમે આ વાતની મહાનતા નથી સમજતા !'

'હા, બાબા, આ સંસારમાં એવી કેટલીય વાતો છે જે મારી સમજમાં નથી આવતી.' સુંદરલાલે કહ્યું, 'પણ હું સાચું રામરાજ્ય એને માનું છું જેમાં માણસ પોતાની જાત પર પણ જુલમ ન કરી શકે. પોતાની જાતને અન્યાય કરવો એ બીજાને અન્યાય કરવા જેટલું જ મોટું પાપ છે.. આજે પણ ભગવાન રામે સીતાને ઘરેથી કાઢી મૂક્યાં છે. એટલા માટે કે સીતા રાવણ પાસે રહીને આવી છે. પણ એમાં સીતાનો શો વાંક ? શું એ પણ આપણી ઘણી બધી મા-બહેનોની જેમ છળકપટનો ભોગ નો'તી બની ? આમાં સીતાના સાચા હોવા ન હોવાની વાત છે કે રાક્ષસ રાવણના જંગલીપણાની વાત છે ? જેનાં દસ માથાં માણસનાં હતાં પણ એક સૌથી મોટું માથું ગધેડાનું હતું ? આજે આપણી નિર્દોષ સીતાને ઘરેથી કાઢી મૂકાઈ છે... સીતા...લાજવંતી...' અને સુંદરલાલ બાબુ રડવા લાગ્યા. નિશાળના છોકરાઓએ આજે જ તૈયાર કરેલાં સૂત્રોવાળા લાલ ઝંડા રિસાલૂ અને નેકીરામે ઉઠાવી લીધા અને પછી એ બધા 'સુંદરલાલ બાબુ ઝિંદાબાદ'ના નારા લગાવતા ચાલવા માંડ્યા. સરઘસમાં ચાલનારા એકે કહ્યું :' મહાસતી સીતા, ઝિંદાબાદ !' તો બીજી તરફથી અવાજ આવ્યો :' શ્રી રામચંદ્ર કી...'

અને પછી એક સાથે ઘણા બધા અવાજો આવ્યા, 'ચૂપ, ખામોશ...ખામોશ...!' અને નારાયણ બાબાની મહિનાઓની કથા પર પાણી ફરી વળ્યું. ઘણા બધા લોકો સરઘસમાં જોડાઈ ગયા... સરઘસની આગળ વકીલ કાલકાપ્રસાદ અને ચૌકી કર્લાના હુકમસિંહ એમની ટેકણ લાકડીઓ જમીન પર પછાડતા-વિજેતાની અદામાં ચાલી રહ્યા હતા. આ બધાની વચ્ચે સુંદરલાલ ચાલી રહ્યા હતા. એની આંખોમાંથી હજી પણ આંસુ વહી રહ્યાં હતાં. આજે એને બહુ દુઃખ લાગ્યું હતું અને લોકો એકદમ ઉત્સાહથી

સૂરમાં સૂર મેળવીને ગાઈ રહ્યા હતા :

"હથ લાઈયાઁ કુમ્હલાઁની લાજવંતી દે બૂટે !"

હજી ગીતનો અવાજ લોકોના કાનમાં ગૂંજી રહ્યો હતો. હજી તો સવાર પણ નો'તી થઈ અને મુલ્લા શકર મહોલ્લાના ૪૧૪ નંબરના મકાનવાળી વિધવા હજી તો પથારીમાં બેચેનીથી આળસ મરડી રહી હતી ત્યાં તો સુંદરલાલનો દોસ્ત લાલચંદ દોડતોક આવી પહોંચ્યો. સુંદરલાલ અને કાલકા પ્રસાદે પોતાની વગ વાપરીને લાલચંદને રેશનની દુકાન અપાવી હતી. દોડતોક આવીને એણે ખાદીની ચાદરમાંથી હાથ બહાર કાઢતાં કહ્યું :

'સુંદરલાલ, વધામણી !'

ચલમમાં તમાકુ ભરતા સુંદરલાલે કહ્યું, 'કઈ વાતે વધામણી આપે છે લાલચંદ ?'

'મેં લાજોભાભીને જોયાં છે.'

સુંદરલાલના હાથમાંથી ચલમ પડી ગઈ અને તમાકુ જમીન પર વેરાઈ ગઈ.

'ક્યાં જોઈ ?' એણે લાલચંદને ખભેથી પકડીને પૂછ્યું અને તરત જવાબ ન મળતાં એને હલબલાવી નાખ્યો.

'વાઘાની સરહદ પર.'

સુંદરલાલે લાલચંદને છોડી દીધો. એ માત્ર આટલું જ બોલ્યા, 'બીજી કોઈક હશે.'

લાલચંદે ખાતરી સાથે કહ્યું :' નહીં ભાઈ નહીં, એ લાજો જ હતી. સો ટકા લાજો હતી !'

'તું એને ઓળખે છે ખરો ?' સુંદરલાલે જમીન પર પડી ગયેલી તમાકુને ઉઠાવીને હથેળી પર મસળતાં મસળતાં પૂછ્યું. હુક્કા પરથી રિસાલૂની ચલમ ઉપાડતાં એમણે પૂછ્યું :

'તું લાજોને ઓળખ્યો કઈ રીતે ?'

'એની દાઢી પર એક છૂંદણું છે અને બીજું છૂંદણું એના ગાલ પર...'

'હા, હા...હા, અને ત્રીજું માથા પર...' સુંદરલાલ બોલી ઊઠ્યા. એ નો'તો ઇચ્છતા કે હવે કોઈ શંકા બાકી રહે. અચાનક જ એમને લાજવંતીના

અતિપરિચિત શરીરનાં બધાં જ છૂંદણાં યાદ આવી ગયા. નાનપણમાં એણે એ છૂંદણાં છૂંદાવ્યાં હતાં. લજામણીનાં પાંદડાં પરના નાના દાણા જેવા એ છૂંદણાં લાગતાં હતાં. જેમ એ દાણાને અડતાંની સાથે જ લજામણી કરમાવા લાગે છે બરાબર એ જ રીતે એ છૂંદણાંઓ તરફ આંગળી કરતાંની સાથે જ લાજવંતી શરમાઈ જતી, ખોવાઈ જતી, પોતાની અંદર સમેટાઈ જતી. જાણે કે એના બધા છૂપા ભેદ કોઈ જાણી ગયું હોય અને એનો એ અંગત ખજાનો જવાથી એ ગરીબ ના થઈ ગઈ હોય ! સુંદરલાલનું આખું શરીર એક અજાણ્યા ભય, અજાણી મહોબ્બતની પવિત્ર આગમાં સળગવા માંડ્યું. એણે ફરીથી લાલચંદને હચમચાવી નાખીને પૂછ્યું :

'લાજો વાઘા કઈ રીતે પહોંચી ગઈ ?'

લાલચંદે કહ્યું : 'હિંદ-પાકિસ્તાન વચ્ચે સ્ત્રીઓની અદલાબદલી થઈ રહી હતી ને !'

'પછી શું થયું ?' સુંદરલાલે ઉભડક થઈ જતાં પૂછ્યું, 'શું થયું પછી ?'

રસાલૂ પણ ઊઠીને એના ખાટલા પર બેસી ગયો. અને બીડી પીનારાઓને આવે એવી ઊધરસ ખાતાં ખાતાં બોલ્યો :'ખરેખર જ લાજવંતી ભાભી આવી ગયાં છે !'

લાલચંદે એની વાત ચાલુ રાખતાં કહ્યું :'વાઘાની સરહદ પર પાકિસ્તાને સોળ સ્ત્રીઓ સોંપી અને બદલામાં સોળ સ્ત્રીઓ લીધી. પણ એક વાત પર ઝઘડો થઈ ગયો. આપણા સ્વયંસેવકોએ વાંધો ઉઠાવ્યો કે તમે જે સ્ત્રીઓ આપી છે એમાં આધેડ, એકદમ ઘરડી અને નકામી સ્ત્રીઓ જ વધારે છે. આ ઝઘડાને કારણે લોકો ભેળા થઈ ગયા. એ વખતે પેલી બાજુના સ્વયંસેવકોએ લાજો દેખાડતાં કહ્યું 'તમે આને ઘરડી કહો છો ? જરા જુઓ તો ખરા, તમે જેટલી સ્ત્રીઓ સોંપી છે એમાંથી એક પણ સ્ત્રી આની બરાબરી કરી શકે તેમ છે ખરી ?અને ત્યારે લાજો ભાભી બધાંની નજરથી એનાં છૂંદણાં સંતાડતી હતી.'

પછી તો ઝઘડો વધી ગયો. બેઉ પક્ષોએ પોતપોતાનો માલ પાછો લઈ લેવાનું નક્કી કર્યું. મેં બૂમો પાડી, 'લાજોભાભી...લાજોભાભી...' પણ આપણા સિપાહીઓએ જ અમને મારીમારીને ભગાડી મૂક્યા.'

અને લાલચંદ એની કોણી દેખાડવા લાગ્યો. એને કોણી પર લાઠી વાગી હતી. રસાલૂ અને નેકીરામ મૂંગામંતર બેસી રહ્યા અને સુંદરલાલ ક્યાંક દૂર જોવા લાગ્યા. કદાચ વિચારતા હતા કે લાજો આવ્યા છતાં ન આવી. સુંદરલાલના મોઢા પરથી લાગતું હતું જાણે એ બિકાનેરનું રણ પાર કરીને પાછા આવ્યા હોય અને હવે ક્યાંક ઝાડના છાંયે બેસી, જીભ બહાર કાઢી રહ્યા છે. 'કોઈ પાણી પાજો' એટલું પણ જાણે મોઢામાંથી નથી નીકળતું. અમને લાગ્યું કે ભાગલા પહેલા અને ભાગલા પછીના જુલમ હજી એવા ને એવા જ છે માત્ર એનું સ્વરૂપ બદલાઈ ગયું છે. હવે લોકોમાં પહેલાં જેવી દયામાયા પણ નથી રહી. કોઈને પૂછો, 'સાંભરવાળામાં લહણાસિંહ રહેતા હતા અને એની ભાભી બનતો...' તો એ તરત કહી ઊઠશે 'મરી ગયા બેઉ' અને આમ કહ્યા પછી, મોત અને મોતની ગંભીરતાથી એકદમ જ બેખબર, સપ્પટ લાગણીહીન ચહેરે આગળ વધી જતો. એનાથી પણ એક ડગલું આગળ વધીને આ વેપારીઓ ઠંડે કલેજે માણસનો, માણસના માંસ અને ચામડીનો વેપાર કરવા માંડ્યા, એની અદલાબદલી કરવા માંડ્યાં. પશુઓ ખરીદવાવાળા જાણે ગાય-ભેંસનાં જડબાં ઉઘાડી દાંત ગણીને એની ઉંમર વિશે અનુમાન કરવા માંડ્યા.

હવે એ યુવાન સ્ત્રીના રૂપને, એના દેહના ઉભારને એનાં પ્રિય રહસ્યો અને એના છૂંદણાંઓને જાહેરમાં પ્રદર્શિત કરવા લાગ્યા. જુલમ હવે આ વેપારીઓની નસેનસમાં પ્રસરી ગયો છે. પહેલાં બજારમાં માલ વેચાતો ત્યારે સોદાબાજી કરવાવાળા હાથ મિલાવી એના પર એક રૂમાલ ઢાંકી દેતા અને રૂમાલની હેઠળ આંગળીઓના ઇશારે સોદો થઈ જતો. હવે રૂમાલ ખસી ગયો હતો અને ખુલ્લેઆમ સોદાબાજી થતી હતી. લોકો જાણે વેપારની અદબ ભૂલી ચૂક્યા હતા. આ બધી લેવડદેવડ, આ આખ્ખો વેપાર જૂના વીતેલા જમાનાની વાર્તા લાગતી હતી, જેમાં સ્ત્રીઓની ખુલ્લેઆમ લે-વેચ થતી હતી. ઉઝબક અસંખ્ય નગ્ન સ્ત્રીઓની સામે ઊભો રહી એમના દેહને બરાબર નીરખીને નાણતો. જ્યારે એ કોઈ સ્ત્રીના શરીરને આંગળીથી દબાવતો ત્યારે એ જગ્યાએ ગુલાબી ખાડો પડી જતો અને ખાડાની આસપાસનો ભાગ ફિક્કો પડી જતો. ઉઝબક આગળ નીકળી જાય છે અને પસંદ ન પડેલી સ્ત્રી હારી

ગયાની લાગણીથી અપમાન અનુભવતી એક હાથે ઈજાર પકડી રાખી, બીજા હાથે લોકોની નજરોથી મોઢું છુપાવતી ધ્રૂસ્કાં ભરે છે.

સુંદરલાલ અમૃતસર (સરહદ પર )જવાની તૈયારી કરી જ રહ્યા હતા ને એમને લાજોના આવ્યાના સમાચાર મળ્યા, અચાનક જ આ સમાચાર મળવાથી સુંદરલાલ ગભરાઈ ગયા. એક ડગલું બારણા બાજુ માંડ્યું અને તરત જ એ પાછા ફરી ગયા. એમને મન થતું હતું કે એ રિસાઈ જાય અને સમિતિના બધાં જ કાર્ડસ અને ઝંડા પાથરીને બેસી જાય અને પછી રડે. પણ લાગણીના એવા પ્રદર્શનને કોઈ અવકાશ જ નો'તો. એમણે મનમાં ચાલતી આ ખેંચતાણનો બહાદૂરીથી સામનો કર્યો અને ધીમે ધીમે ચોકી કર્લા તરફ ચાલ્યા. કારણ કે એ જગ્યા પર જ અપહૃત સ્ત્રીઓની સોંપણી ('ડિલીવરી') થતી હતી.

હવે લાજો સામે ઊભી હતી અને ડરની મારી થરથર કાંપતી હતી. એ એકલી જ સુંદરલાલને ઓળખતી હતી. એના સિવાય બીજું કોઈ નો'તું ઓળખતું. પહેલાં પણ એ એની સાથે કેટલી ક્રૂર રીતે વર્તતા હતા ? અને હવે જ્યારે એક પરાયા મરદ સાથે એ જિંદગીના થોડાક દિવસ વિતાવીને આવી છે ત્યારે કોણ જાણે એ શું ય કરશે ?. સુંદરલાલે લાજો સામે જોયું. એણે અસ્સલ મુસલમાની ઢબે દુપટ્ટો ઓઢયો હતો. અને એનો છેડો ડાબી બાજુએ નાખ્યો હતો. આદત.. માત્ર આદતવશ... બીજી સ્ત્રીઓમાં ભળી જવા માટે એણે એવું કર્યુ હતું. આખરે એના શિકારીના ફંદામાંથી નાસી જવાની સરળતા માટે પણ એવો પોશાક જરૂરી હતો. અને એ સુંદરલાલ વિશે એટલું બધું વિચારતી હતી કે એને કપડાં બદલવાનું કે દુપટ્ટો બરાબરે કરી લેવાનું ભાન જ ન રહ્યું. એ હિંદુ અને મુસલમાનની સંસ્કૃતિમાં રહેલો પાયાનો ભેદ-ડાબે છેડો, જમણે છેડો-સમજવામાં અસમર્થ રહી હતી. હવે એ સુંદરલાલ સામે ઊભી હતી અને કાંપી રહી હતી. આશા અને ડરના મિશ્રભાવ સાથે એ થથરતી હતી.

સુંદરલાલને જરા આંચકો લાગ્યો. એણે જોયું કે લાજવંતીનો રંગ વધુ ઊઘડ્યો હતો અને પહેલાં કરતાં એનું શરીર જરા ભરાયેલું લાગતું હતું. એ જરાક જાડી થઈ ગઈ હતી... સુંદરલાલે લાજો વિશે જે કંઈ વિચારેલું એ બધું

ખોટું હતું. એ માનતા હતા કે દુ:ખમાં ડૂબેલી લાજવંતી સાવ મરિયલ થઈ ગઈ હશે અને એનામાં બોલવાની તાકાત પણ નહીં બચી હોય. એ પાકિસ્તાનમાં ઘણી ખુશ હતી એ વિચારે સુંદરલાલને આઘાત લાગ્યો. પણ એ કંઈ ન બોલ્યા. એમણે મૂંગા રહેવાના સોગંદ ખાધા હતા. છતાં પણ સુંદરલાલ એ ન સમજી શક્યા કે જો એ ત્યાં એટલી ખુશ હતી તો પછી પાછી કેમ આવી ? એમણે વિચાર્યું , 'કદાચ હિંદ સરકારના દબાણને કારણે મરજી વિરુદ્ધ એને અહીં આવવું પડ્યું હશે...' પણ સુંદરલાલ એ ન સમજી શક્યા કે લાજવંતીનો શામળો ચહેરો લોહીના અભાવે ફિક્કો પડી ગયો હતો. અતિશય દુ:ખોને કારણે એના શરીરની ચરબી જાણે હાડકાં પરથી ખસી ગઈ હતી ! શરીર પરની થોથરને કારણે એ જાડી લાગતી હતી. અતિશય દુ:ખોએ એના શરીરને ફુલાવી દીધું હતું. એટલે એનું શરીર ભરાવદાર, તંદુરસ્ત લાગતું હતું. એ દેખાવે તો તંદુરસ્ત હતી પણ ખરેખર તો બે ડગલાં ભરે ત્યાં હાંફી જાય એવી એની તંદુરસ્તી હતી...

સામેના ચહેરા પર પહેલી નજર નાખવાની અજબ જેવી અસર થઈ. પણ એણે એના વિચારવંટોળનો દૃઢતાથી સામનો કર્યો. ત્યાં આગળ ઘણાં બધાં લોકો હાજર હતાં. કોઈએ કહ્યું' અમારે મુસલમાને એંઠી કરેલી સ્ત્રી નથી જોઈતી...' એ અવાજ રસાલૂ, નેકીરામ અને ચોકી કર્લાના વૃદ્ધ કારકુનના અવાજોમાં દબાઈ ગયો. આ બધા અવાજોથી અલગ પડી જતો કાલકાપ્રસાદનો ફાટી ગયેલો અવાજ આવતો હતો. એ ખાંસતાં ખાંસતાં બોલ્યે જતા હતા. એ આ નવી હકીકતને, આ નવી વાસ્તવિકતાને દિલથી માની ગયા હતા. એવું લાગતું હતું જાણે આજે એમણે કોઈ નવો વેદ, નવું પુરાણ કે શાસ્ત્ર વાંચી લીધું છે અને પોતાની આ ઉપલબ્ધિમાં એ બીજા બધાને પણ ભાગીદાર બનાવવા ઇચ્છે છે. આ બધા લોકો અને એમના જાતભાતના અવાજોથી ઘેરાયેલા લાજો અને સુંદરલાલ પોતાના ઘર બાજુ જઈ રહ્યા હતા. એવું લાગી રહ્યું હતું જાણે હજારો વરસ પહેલાંના રામચંદ્ર અને સીતા બહુ લાંબા સાંસ્કૃતિક વનવાસ પછી અયોધ્યા પાછા ફરી રહ્યાં છે. એક બાજુ ખુશીના માર્યા લોકો દીવા પ્રગટાવી રહ્યા છે તો બીજી બાજુ આટલી લાંબી યાતના આપવા બદલ અફસોસ પણ પ્રગટ કરીરહ્યા છે.

લાજવંતીના પાછા આવી ગયા પછી પણ સુંદરલાલ બાબુએ 'દિલમાં વસાવો' કાર્યક્રમ એટલી જ લગનથી ચાલુ રાખ્યો. એમણે કહેણી અને કરણી બેઉ રીતે પોતાના ઉપદેશને સાર્થક કરી દેખાડ્યો હતો. એટલે જે લોકોને સુંદરલાલની વાતોમાં ખાલીખોટી ભાવુકતા નજરે ચડતી હતી, એ પણ એમની વાતોના પ્રભાવમાં આવવા માંડ્યા. ઘણા લોકોના દિલમાં ખુશી હતી તો કેટલાકના દિલમાં અફસોસ, ૪૧૪ નંબરના મકાનમાં રહેતી વિધવા સિવાય મુલ્લા શકર મહોલ્લાની સ્ત્રીઓ સામાજિક કાર્યકર સુંદરલાલ બાબુના ઘરે જતાં ડરતી હતી.

પણ સુંદરલાલને કોઈના માન કે અપમાનની પડી નો'તી. એમના હૈયાની રાણી આવી ગઈ હતી. એમના દિલનો ખાલીપો ભરાઈ ચૂક્યો હતો. સુંદરલાલે લાજોની સુવર્ણમૂર્તિને એમના મનમંદિરમાં સ્થાપિત કરી લીધી હતી અને દરવાજે બેસીને એની પૂજા કરતા હતા.. પહેલાં ડરની મારી ચૂપ રહેતી લાજો સુંદરલાલના આ અનપેક્ષિત નરમ વ્યવહારથી ધીરે ધીરે ઊઘડતી જતી હતી.

સુંદરલાલ લાજવંતીને હવે 'લાજો' નહીં પણ 'દેવી' કહીને બોલાવતા હતા. જે સાંભળી લાજો ખુશીની મારી ઘેલી ઘેલી થઈ જતી હતી. પોતાની વીતકકથા સુંદરલાલને કહેવાનું એને બહુ મન થતું. પોતાની સાથે જે કંઈ થયું એ સંભળાવતાં એ એટલું તો રડે કે એના બધાં જ પાપ એ આંસુઓમાં ધોવાઈ જાય. પણ સુંદરલાલ લાજોની એ વાતો સાંભળવાનું ટાળતા હતા અને લાજો ઉઘડ્યા છતાં એક રીતે સંકોચાયેલી જ રહેતી. અલબત્ત સુંદરલાલ સૂઈ જાય ત્યારે એ એને તાકતી રહેતી અને ઘણી વાર પોતાની એવી ચોરીમાં પકડાઈ પણ જતી. સુંદરલાલ જ્યારે આમ જોઈ રહેવાનું કારણ પૂછતા ત્યારે એ 'કંઈ નહીં', 'બસ એમ જ ' કહીને ટાળી દેતી અને આખ્ખા દિવસના થાકેલપાકેલ સુંદરલાલ પાછા ઊંઘી જતા. જોકે શરૂ શરૂમાં એક વાર સુંદરલાલે એના અંધારા દિવસો બાબતે લાજવંતીને માત્ર આટલું પૂછ્યું હતું :

'કોણ હતો એ ?'

લાજવંતીએ નજર નીચી ઢાળીને કહેલું :'જમાલ.' પછી એ સુંદરલાલના ચહેરા સામે મીટ માંડીને કંઈક કહેવા માગતી હતી. પણ સુંદરલાલ વિચિત્ર

નજરે લાજવંતીના મોં તરફ જોઈ રહ્યા હતા. અને એના વાળમાં આંગળાં ફેરવી રહ્યા હતા.લાજવંતીએ વળી નજર નીચી કરી લીધી અને સુંદરલાલે પૂછ્યું :

'એ તને સારી રીતે રાખતો હતો ?'

'હા.'

'મારતોબારતો નો'તો ને ?'

લાજવંતીએ સુંદરલાલની છાતી પર માથું ઢાળતાં કહ્યું : 'નહીં..એ મારતો નો'તો તોય મને એની બહુ બીક લાગતી હતી. તમે મને મારતા હતા તોય હું તમારાથી નો'તી ડરતી..હવે તો નહીં મારો ને ?'

સુંદરલાલની આંખોમાં આંસુ ઊભરાયાં, એમણે લજવાઈને પસ્તાવાથી કહ્યું : 'નહીં દેવી ! હવે નહીં ...નહીં મારું...'

'દેવી !' લાજવંતીએ વિચાર્યું અને એ પણ રડવા લાગી.

એ પછી લાજવંતી બધું જ કહી દેવા માગતી હતી પણ સુંદરલાલે કહ્યું : 'વાંક તો આપણા સમાજનો છે. જે સમાજ તારા જેવી દેવીઓનો આદર નથી કરતો, માન નથી દેતો એવો સમાજ તમારું કંઈ નથી બગાડતો પણ પોતાની જ ઘોર ખોદે છે.'

અને લાજવંતીની મનની મનમાં રહી ગઈ. એ બધી વાતો કહી ના શકી અને ચુપચાપ પડી પડી પોતાના શરીર તરફ જોતી રહી. જે શરીર ભાગલા પછી લાજવંતીનું નો'તું રહ્યું પણ 'દેવી'નું બની ગયું હતું. એ ખુશ હતી, બેહદ ખુશ હતી. પણ એક એવી ખુશીમાં એ મસ્ત હતી જેમાં શંકા અને વહેમ ભારોભાર હતાં. એ સૂતી હોય ત્યાંથી અચાનક બેઠી થઈ જતી. જાણે કે ખુશીની પરાકાષ્ઠાની પળોમાં કશોક અવાજ સાંભળી એ તરફ ધ્યાન દોરવાય એમ એ જાગી જતી.

પણ જ્યારે ઘણા દિવસ આમ ને આમ વીતી ગયા ત્યારે ખુશીનું સ્થાન શંકાએ લઈ લીધું. એટલા માટે નહીં કે સુંદરલાલબાબુએ ફરીથી પહેલાં જેવી મારપીટ શરૂ કરેલી, પણ એટલા માટે કે હવે એ લાજો સાથે બહુ જ સારી રીતે વર્તતા હતા. એટલું સારું વર્તન કે લાજોને એવા વર્તનની ટેવ જ નો'તી.એ તો સુંદરલાલની પહેલાંની લાજો થવા ઇચ્છતી હતી જે નહીં જેવી વાતમાં

લડી પડતી ને પાછી તરત માની પણ જતી. પણ હવે લડાઈનો તો કોઈ સવાલ જ નો'તો ઊઠતો. સુંદરલાલે એને એવો અહેસાસ કરાવી દીધેલ જાણે લાજવંતી કાચની કોઈ ચીજ છે જેને અડતાંની સાથે જ એ ફૂટી જશે.. અને લાજો અરીસામાં પોતાના પ્રતિબિંબને પગથી માથા સુધી નીરખતી રહેતી અને આખરે એવા નિર્ણય પર પહોંચતી કે એ બાકી તો કંઈ પણ થઈ શકે છે, પણ લાજો નહીં થઈ શકે. એ ઘરે પાછી તો આવી પણ પોતાનું વેરાન ઘર વસાવી ન શકી. સુંદરલાલ પાસે ન તો એનાં આંસુ જોવા માટે આંખ હતી, ન એની આહ સાંભળવા કાન... પ્રભાતફેરીઓ નીકળતી રહી અને મુલ્લા શકર મહોલ્લાના સુધારકો રસાલૂ અને નેકીરામની સાથે સુંદરલાલ ગાતા રહ્યા :

'હથ લાઈર્યાં કુમ્હર્લાંની લાજવંતી દે બૂટે...!'

**મૂળ શીર્ષક : લાજવંતી**

વિભાજન વિષયક વાર્તાઓમાં સ્ત્રીઓએ ભોગવવી પડેલી યાતનાઓ એક મુખ્ય થીમ છે. સ્ત્રીઓ પર થયેલા અમાનુષી અત્યાચારો (મંટોની 'ખોલ દો', 'શરીફન', કૃષ્ણચંદરની 'પેશાવર એક્સપ્રેસ'. ) તોફાનને કારણે કે અપહરણને કારણે પછીથી ઘરે આવતી સ્ત્રીનો અસ્વીકાર (અજ્ઞેયની 'રમંતે તત્ર દેવતા') બળાત્કારે મા બનતી યુવતીની બાળકને જન્મ આપવા સંદર્ભે દ્વિધા (લલિતામ્બિકા અનંતરાજમ્માની મલયાલમ વાર્તા 'A Leaf in the stream' ) પારકા સંતાન માટે મરી પડતી સ્ત્રી તો સામે પોતીકા સંતાન માટે ઝૂરતી મા(ભીષ્મ સાહનીની 'પાલી') બીજાને ત્યાં ઠરીઠામ થયેલી સ્ત્રી વર્ષો પછી પતિને પાછો આવતો જોઈ જે દ્વિધા અનુભવે તેનું નિરૂપણ (રામલાલની ઉર્દૂ વાર્તા 'A Visitor from Pakistan' ).. આ યાદી ઘણી લાંબી થઈ શકે.. આમાંની ઘણી વાર્તાઓમાં સ્ત્રીની યાતનાની વાત માત્ર સપાટ વિધાનો દ્વારા, બયાન રૂપે, કિસ્સા સ્તરે રજૂ થઈ છે. તો ઘણી વાર એમાંથી વાર્તા નીપજી

પણ આવી છે. દા.ત. રાજેન્દ્રસિંગ બેદીની 'લાજવંતી' વાર્તા.

રાજેન્દ્રસિંગ બેદી આપણને 'એક ચાદર મૈલી સી' નવલકથાના લેખક તરીકે પરિચિત છે જ, ઉર્દૂ ભાષાના આ લેખક ફિલ્મઉદ્યોગમાં સ્ક્રિપટ રાઈટર તરીકે પણ એવા જ જાણીતા હતા. રાજેન્દ્રસિંગ બેદીની વાર્તાઓ પ્રમાણમાં લાંબી લાગશે. એમણે પોતે જ 'લાજવંતી' ના હિંદી અનુવાદ દરમ્યાન એકાદ ફકરા જેટલી કાટછાંટ કરી છે. આ વાર્તામાં અંગ્રેજી અનુવાદકોએ તો બેદી કરતાં પણ વધુ કાતર ચલાવી છે; એટલે જ મેં બેદીની મૂળ ઉર્દૂ વાર્તા પરથી અનુવાદ કરવાનું પસંદ કર્યું છે. 'લાજવંતી' વાર્તામાં બેદી અપહૃત સ્ત્રીઓની સમસ્યાને સૂક્ષ્મ સ્તરે, મનોવૈજ્ઞાનિક ધરાતલ પરથી આલેખે છે. રૂઢિચુસ્તો, ધાર્મિક લોકો સાથે લડતો રહેલો, લોકોને સમજાવતો ફરતો, અપહૃત સ્ત્રીઓને દિલમાં વસાવવા સંદર્ભે આંદોલન ચલાવતો, પ્રભાતફેરીઓ કાઢતો, લાજવંતીની યાદમાં રડતો સુંદરલાલ લાજો જ્યારે ખરેખર પાછી ફરે છે ત્યારે એને મનથી નથી સ્વીકારી શકતો. લાજોને દેવી બનાવીને એણે પૂજા કરી પણ એને દિલમાં ન વસાવી શક્યો. કદાચ એના જરીપુરાણા સંસ્કાર આડા આવ્યા. ભાવુકતા અને આદર્શની જગ્યાએ હવે સુંદરલાલ કોરાધાકોડ આદર્શથી 'દિલમાં વસાવો' આંદોલન ચલાવતો રહ્યો. સચ્ચાઈનો સામનો થતાંની સાથે જ એના સઘળા આદર્શ હવા થઈ ગયા. હવે લોકો સામે જે સુંદરલાલ છે તે આદર્શવાદી સુંદરલાલ નથી પણ દંભી સુંદરલાલ છે.

- શરીફા વીજળીવાળા

## એક વિલક્ષણ સર્જક ભૂપેન ખખ્ખરની વિદાય

છેલ્લા કેટલાય સમયથી પ્રોસ્ટેટ કેન્સરની બિમારીથી પિડાતા ચિત્રકાર, નાટ્યકાર અને વાર્તાકાર ભૂપેન ખખ્ખરનું દુઃખદ અવસાન આઠમી ઓગસ્ટ, ૨૦૦૩, શુક્રવારની સાંજે થયું. મુંબઈથી  બીજી વિદ્યાશાખાઓની ડિગ્રી લઈને વડોદરાની ફાઇન આર્ટ્સ ફેકલ્ટીમાં અભ્યાસ કરવા આવેલા, અનેક પ્રકારની વિટંબણાઓની વચ્ચે આર્ટ ક્રિટીસીઝમમાં ભણી રહેલા ભૂપેનને પોતાનેય સ્વપ્ને ખ્યાલ નહીં હોય કે ભવિષ્યમાં તેઓ એક દિવસ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા ચિત્રકાર બનશે. વડોદરામાં આવતાંની સાથે તેમને ભોગીલાલ ગાંધી, સુરેશ જોષીની હૂંફ સાંપડી, કેટલોક વખત તેઓ ભોગીલાલ ગાંધીને ત્યાં પણ રહ્યા. ધીમે ધીમે તેઓ સર્જનના ક્ષેત્રે આગળ આવવા માંડ્યા. પછી તો કળાકારમિત્ર ગુલામમોહમ્મદ શેખ સાથે  મૈત્રી થઈ અને આ અદ્‌ભુત મૈત્રીનો સિલસિલો ચાર દાયકાથીય વધારે સમય સુધી ચાલ્યો. બંનેનાં વ્યક્તિત્વ સાવ નિરાળાં, બંનેની સર્જનાત્મકતા પણ સાવ જુદી જ, અને આ અસમાનતા કોઈ રીતે એમની સર્જનયાત્રામાં અંતરાયરૂપ બની નહીં. મુંબઈમાં જે મિત્રોનો પરિચય હતો તેમાં જયંત પારેખ, રસિક શાહ અને સુનીલ કોઠારી હતા. અનેક કળાશિક્ષકો, કળાકારમિત્રો, કળાવિવેચકો સાથે તેમનો ઘરોબો કેળવાતો ગયો.

તેમના વ્યક્તિત્વમાં એક વિલક્ષણ પ્રકારની હાસ્યવૃત્તિ હતી, એને તેઓ પોતાની કૃતિઓમાં લઈ આવ્યા. આપણા પરંપરાગત હાસ્યરસ કે નર્મમર્મ કરતાં આ વાત સાવ જુદા પ્રકારની હતી. તેમણે એક મનુષ્ય તરીકે અને એક

સંવેદનશીલ સર્જક તરીકે આપણા સમાજના મધ્યમ વર્ગને આલેખવાનો એક પડકાર ઝીલ્યો. આ એવો સમય હતો જ્યારે ગુજરાતમાં આધુનિકતા છવાઈ ગયેલી હતી. કલ્પન, પ્રતીક, પુરાકથા જેવી યુક્તિપ્રયુક્તિઓનું વર્ચસ હતું. લોકપ્રિય કળાઓ અને તેમાં પ્રયોજાતી શૈલી સામે બધાનાં ટેરવાં ઊંચે ચઢી જતાં હતાં. કળામાં કે સાહિત્યમાં આ લોકને સામાન્ય રીતે દૂર રાખવામાં આવ્યો હતો. હા, પશ્ચિમમાં પોપ આર્ટનું આગમન થઈ ચૂક્યું હતું. પણ ભૂપેનને તો પોતાની આસપાસના પરિવેશમાંથી જ આ બધું પામવું હતું. જે પરિવેશ કે વિષયવસ્તુ, શૈલીનો વિનિયોગ કરવાનું સામાન્ય રીતે કોઈ પસંદ ન કરે તે ભૂપેને પસંદ કર્યાં. આ માર્ગ સરળ ન હતો, અસ્વીકૃતિનો માર્ગ હતો.

ભૂપેને વિડંબનાનું તત્ત્વ ચિત્રકળામાં અને નાટક કે ટૂંકી વાર્તામાં આણ્યું પરંતુ પરંપરાગત વિડંબનાના તત્ત્વ કરતાં આ સાવ જુદું પડી જતું જોવા મળશે. અહીં કોઈ વ્યક્તિ કે વર્ગને વિડંબના દ્વારા ઉતારી પાડવાનો કોઈ આશય ન હતો. ભારતીય મધ્યમવર્ગની કેટલીક જીવનરીતિઓને લક્ષ્ય બનાવી હતી. આમ તો દરેક નવપ્રસ્થાન વખતે કહેવામાં આવે છે કે અહીં પૂર્વજોની વિવેચના જોવા મળે છે. પરંતુ અહીં આ કળાસર્જનામાં અત્યાર સુધી જે પ્રગટ થયું ન હતું અથવા જેને પ્રગટ કરવા માટે આપણે સૌ કશીક સંકોચવૃત્તિ રાખતા હતા તે પ્રગટ થયું અને એણે આપણને સૌને હચમચાવી નાખ્યા. પરંપરાગત અને સાથે સાથે આધુનિક સૌંદર્યશાસ્ત્ર પર આક્રમણ જ થયું હતું. જરા પણ અતિશયોક્તિ વિના કહી શકાય કે ભૂપેનનાં ચિત્રોએ ભારતીય ચિત્રકળાને આંતરરાષ્ટ્રીય ફલક પર મૂકી આપવામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. ટૂંકી વાર્તા કે નાટકમાં ભાષાના જે કેટલાક પ્રદેશોને સ્થાન આપવાનો કોઈને સ્વપ્નેય વિચાર ન આવે તે પ્રદેશો આલેખવામાં આવ્યા. એમ નિઃશંકપણે કહી શકાય કે આને કારણે નવા નવા વિસ્તારો ખૂલતા ગયા અને આપણી ભાષા વધુ સમૃદ્ધ બની.

# સમાચાર

- સવર્ણોને અનામતનું વાજપેયીનું શરતી વચન.
- ગંભીર અપરાધના કેસમાં મેજિસ્ટ્રેટ દ્વારા નિવેદનોની નોંધણી ફરજિયાત બનાવાશે.
- કેન્દ્રના ટોચના હોદ્દા પર પહોંચવાની અભિલાષા પ્રગટ કરતા મહાજન.
- શસ્ત્ર સોદામાં સીવીસીએ તપાસ નહીં કરી હોવાનો ભાજપનો દાવો.
- અનાજના બફર સ્ટોકની મર્યાદામાં ધરખમ ઘટાડાની કેન્દ્રની વિચારણા.
- ભારત-ન્યૂઝીલેન્ડ ક્રિકેટ શ્રેણી માટે પેપ્સી બ્લેક લિસ્ટ થવાની શક્યતા.



## એટલે / જયન્ત પાઠક

ખોડતાં ખોડતાં ખોડાઈ જાઉં છું;
જોડતાં જોડતાં જોડાઈ જાઉં છું –
ઊભા રહેવું
એટલે થોડું દટાઈ જવું;
ભેગાં થવું
એટલે થોડું વિસ્તરવું.
ખોજતાં ખોજતાં ખોવાઈ જાઉં છું;
ખોદતાં ખોદતાં ખોદાઈ જાઉં છું –
ખોવાઈ જવું
એટલે થોડું જડવું;
કંઈક કરવું
એટલે થોડું મરવું.

૨૮-૭-૨૦૦૩

## ગઝલ / રતિલાલ 'અનિલ'

સમયને સાદ તો કરતો નથી હું,
શું અંતરને ય સાંભળતો નથી હું ?

દીવાને શું થયું છે, શું થયું છે ?
નથી ઝગમગતો કે ઠરતો નથી હું.

કહું તો શું બીજું આ રોશનીને ?
કે, પડછાયાની જ્યમ ફરતો નથી હું.

નથી આ જીવ પરપોટો કે પારો,
નથી ફૂટી જતો, સરતો નથી હું.

ફૂલો શું, બાગ આખો મઘમઘે છે,
છતાં યે શ્વાસ કાં ભરતો નથી હું !

ઘડેલું ચોકઠું કેવું સફળ છે ?
જરી ઠરતો કે થરથરતો નથી હું !

જીવું છું એ જ છે એનો પુરાવો,
હવે મારા ઉપર મરતો નથી હું.

સપાટી છે ઘણી નીચે જનારી,
કશી જડતા છે કે સરતો નથી હું.

અરીસો યે જુએ હેરતની નજરે,
મને યે કેમ કરગરતો નથી હું ?

સમયનાં ચીંથરાં જોયા કરું છું,
ફફડતો, તેમ ફરફરતો નથી હું.

## ગઝલ : હું / અંજુમ વાલોડી

મને સંતોષ છે – દરિયો નથી હું;
ભલે છું બૂંદ – પરપોટો નથી હું.

પડે છે બોલવું જુઠ્ઠુંય ક્યારેક;
છતાં ના માનશો : સાચો નથી હું.

સ્વભાવે એમ તો ઠંડો છું, કિન્તુ
બરફની જેમ ઓગળતો નથી હું.

મને તેથી જ એ મૂગો કહે છે,
કે એના બોલનો પડઘો નથી હું.

છું દિલની વાત હોઠે લાવનારો,
ને તેથી કૈંકને ગમતો નથી હું.

મને પણ જોઈએ મોતી, પરંતુ
છે દુઃખની વાત : મરજીવો નથી હું.

પ્રથમ દીવો તો પેટાવી લો, 'અંજુમ',
પછી કહેજો કે પરવાનો નથી હું !

## ગઝલ / રિષભ મહેતા

છત પર પૂનમની રાત હો ને હું ગઝલ કહું
એકાંત હો; તું સાથ હો ને હું ગઝલ કહું

એવો ગુન્હો છે જે ન કદી માફ થઈ શકે
પોતે જ તું સાક્ષાત હો ને હું ગઝલ કહું

એને ય જોઈએ છે મલાજો કલા-સભર
તારી ઢળેલી આંખ હો ને હું ગઝલ કહું

એની મને ખબર છે કે એવું નહીં બને
હાથોમાં તારા હાથ હો ને હું ગઝલ કહું

આઠે પ્રહરની બેખુદીનું નામ છે ગઝલ
તું પણ મને ન યાદ હો ને હું ગઝલ કહું

એવી જ કો દશાનું આ ગઝલ બયાન છે
તરફડતાં ચક્રવાક હો ને હું ગઝલ કહું

એવી તો હું ગઝલને જીવ્યો છું કે શક્ય છે-
હાથોમાં મારી રાખ હો ને હું ગઝલ કહું !

ગઝલ / રવીન્દ્ર પારેખ

એટલી બાકી સગાઈ,
ખુદને મળવાની મનાઈ.

જિંદગીની થઈ ભવાઈ,
આખરી ઘડીઓ ગણાઈ.

તું ગઈ તે પળથી જોને,
મારી ભીતર તું છવાઈ.

દર્દ હો ને આંસુ ના હો,
એવી પણ છે જોગવાઈ.

વાટ તારી જોઈ અંતે,
આંખ મારી હોલવાઈ.

હું ય જ્યાં બાકી રહું ના,
એવી ખુદ પર છે તવાઈ.

માણસો તો છે ઘણાં પણ,
ક્યાં બચી છે માણસાઈ ?

## બે કાવ્ય / રતિલાલ સથવારા

૧

### જીવવા જેવું લાગે

જગ જીવવા જેવું લાગે,
થૈ હરણ મૂંઝવણ ભાગે.

આભ હવે વરસાવે અમૃત નહીં આતપની ધાર,
સૂકી મારી તળાવડીમાં લહેરી અપરંપાર.

જગ ભરિયું મારી પાસે,
મન અવ તો હળવું ભાસે.

પાળ તૂટી ગૈ અંધારાંની સઘળું ઝાક-ઝમાળ,
વાયુ પણ અવ થઈ મોકળો બાંધે સુખની પાળ.

મરક મરક જગ લાગે –
ને અસુર હવે તો ભાગે.

૨

**રાત**

ચાંદો ઊંચે, વાદે રાત,
ડૂબે ઓટે ધીમે વાત.

ધીમે સૂવા જાતું હાટ,
રૂવે ઘરમાં નાનો ખાટ.

ક્યાંક ભસે આઘેથી વાટ,
ચીખે ડાળે બેસી રાત.

પડખું વાળે પાનેપાન,
ડોલે પડછાયા થૈ રાન.

ધોળું નીરવ ઊભું ગામ,
તમરાં જંપ્યાં લૈ ને ઠામ.

ખાંભી ઉપર પોઢે રાત,
પાદર જાગે લાળી સાથ.

માળે જાગી ફફડે રાત,
વળતાં ઢળતી સૂની વાટ.

૮ : ૨૦૦૩, સપ્ટેમ્બર

## શબ્દ / રતિલાલ 'અનિલ'

બહુરૂપીના ખેલ જોવા જવા જેવું બાળપણ રહ્યું નથી, પણ આ શબ્દોનો સંગાથ એની ઊણપ વર્તાવા દેતો નથી. શબ્દોને વેશ બદલવા પડતા નથી, એ હોય તે સ્વરૂપે જ બહુરૂપી દેખાઈ શકે છે – તે જોવાની આંખ આપણી પાસે હોય, આંખ તો હોય પણ અર્થદર્શક દૃષ્ટિ હોય તો એક જ શબ્દને અવનવા રૂપમાં જોઈ શકાય છે. હવે બાળપણ રહ્યું નથી એટલે અર્થ બદલતા શબ્દને વિસ્મયની પ્રથમ નજરે જોતાં અને ઊઘડતું આવતું રૂપ જોતાં ક્યારેક થંભી જવાય છે, ક્યારેક વિષાદમાં સરી પડાય છે, ગુસ્સો કરીએ તો કોની સામે ? શબ્દને જુદું અર્થરૂપ આપનારો માણસ તો ગેરહાજર હોય છે. પોતે જ ક્ષણેક નટ બનીએ તો આપણામાં એને જોઈ શકાય. આપણે કંઈ વેશ બદલ્યા વિના ઓછા બદલાતા નથી ! જાત સામે જોઈએ તો આપણે પણ બહુરૂપી દેખાઈએ પણ તે માટે એકાંત જોઈએ. અરીસામાં દેખાતું પ્રતિબિમ્બ તે આપણે નથી. આપણને આપણી ગેરહાજરીમાં કેવા કેવા બદલાતા ઉપનામે સંબોધાય છે, તેનું રેકોર્ડિંગ સાંભળવા મળે તો ભદ્રંભદ્રંથી માઠી બીજી કોઈ કથા કે આત્મકથાનાં એકાદ બે પાનાં વાંચવા ન પડે, માણસ ઊભો હોય અને રસ્તો સરકતો જાય તો ધરતીકંપ સિવાય પણ ધરતીનો રોમાંચ અનુભવી શકાય. શબ્દકોશે શબ્દને જડબેસલાક અર્થ આપી દીધા પછી એ સજ્જડ રખાયેલા શબ્દના અર્થને ખાસ્સો ફેરવે છે, ઉછાળે છે, પછાડે છે, ઊંચે કરે છે, તે ગોળગોળ ફેરવે પણ છે. શબ્દરચના હરીફાઈ તો કાળા સફેદ ખાનાંવાળી શેતરંજ છે. તેના અક્ષર બહુ તો બેએક વિકલ્પ ચીંધે પણ માણસે શબ્દને

અર્થના કોઈ એક જ ખાનામાં કેદ કર્યો નથી, હરતોફરતો, ભોંયે પડતો, આકાશે જતો દેખાતો છતાં ન જતો – એવી કંઈ કંઈ લીલા કરતો બનાવી દીધો છે. ત્યારે જેનો કોઈ રૂઢ અર્થ જ નથી એવા સાવ સ્વતંત્ર શબ્દ બોલવા સાંભળવાની રમૂજ તો મળે ! અગડમ્ બગડમ્‌નો અર્થ થોડો હલનચલન કરતો દેખાય પણ એની હિલચાલ પરિમિત હોય છે છતાં તોગડમ્ બોગડમ્ બોલીએ ત્યારે આપણે જીવાતા જીવનની ક્ષણોની નજીક આવી જઈએ, કારણ કે એનો અર્થ ન હોવા છતાં એક જાણીતી વ્યક્તિ, જે ઇસમ તરીકે પોલિસ કસ્ટડીમાંયે હોય અને વળી અનેક જીભો પર પણ હોય એ સંદર્ભો ભેગા થઈ અન્‌અર્થી શબ્દોને પણ એક અર્થ આપે છે. આપણે સમય સાથે જીવીએ છીએ એવું કહીએ છીએ પણ ઊંઘતા ન હોઈએ ત્યારે ક્ષણો સાથે જીવતા હોઈએ છીએ અને મૂગા હોઈએ તોયે ક્ષણે ક્ષણે શબ્દ ચિત્તમાં, કાનમાં અને આંખ સામે આવ્યા જ કરે છે. ઊંઘ એ શબ્દમોકૂફી હોઈ શકે, આ 'ધર્મ' શબ્દે મને ખૂબ ખીજવ્યો છે તો ભરપુર રમૂજેયે આપી છે તો મુનિનું નહીં એવું સ્તબ્ધ મૌન પણ આપ્યું છે. ધર્મ જેવો બહુરૂપી શબ્દ તો અત્યારે બીજો હોય એવું લાગતું નથી. શબ્દ કંઈ કોક વાઘા કે નટના વેશો ધારણ કરતા નથી, પણ જેવા છે તેવા રહીને પોતાનાં અવનવાં અર્થરૂપો બતાવે છે ! અરે, બહુરૂપી કરતાં વધારે રૂપ બતલાવે છે, અને અજબ થવા જેવું એ કે એ તો રૂપાકારે સ્થિર, સજ્જડ અફર હોય છતાં કોણ જાણે કેટકેટલી અર્થદોડ કરતા હોય, ફેરફુદડીયે ફરતા હોય અને લોંગ જમ્પ પણ મારતા હોય. અત્યારે સૌથી બહુરૂપી નટ એવો શબ્દ હોય તો 'ધર્મ !' બોલનારે બોલનારે જાણે એની ધાતુ બદલાય છે, ધર્મ શબ્દમાંથી રણકોય આવે છે, ત્રાડ આવે છે, ઘુરકાટ આવે છે, એમાંથી દેવ દેવી, પયગમ્બરો નહીં પણ જાતજાતના માણસો વારાફરતી કે એકસામટા ઊપસે છે, ડોકિયાં કરે છે, માથું ઊંચકે છે અને ટેવાઈ ગયેલાં માથાં નમતાં પણ દેખાય છે. શબ્દ આજ જેટલો ફરંદો, ખેપાની, ટીખળી, ડરામણો, છેતરનારો અને વળી વિશ્વાસ આપનારોયે બની રહે છે અને વળી 'હું નથી' બધી ભ્રમણા છે એવો સંકેત પણ કરે છે. બોલાય ત્યારે વળી મૂળ અર્થ સાવ મૂગો હોય અને કોઈ બીજુંત્રીજું બોલતું હોય એવા અણસારથી માંડીને છેતરપિંડી કરનારો ઉસ્તાદ આવ્યો છે એવુંયે લાગે. પણ

લાગે એ બોલવા માટે પણ રૂઢ અર્થના ગણવેશિયા શબ્દો જ આવે ત્યારે આપણે એને આપણું અર્થરૂપ શી રીતે આપવું એવો મૂંઝારો થાય છે અને વળી એમાંથી કવિતા જ જન્મે એવું નહીં, એટલે 'બોઘડ બિલ્લો, પીંપો ચિલ્લો' એવું કંઈ બોલીએ તો શબ્દનાં બહુરૂપો ભોંઠા પડી ઘડીભર તો ભાગી જતાં લાગે છે. પણ એવું છે કે જસતનો સિક્કો જ ચલણી છે એટલે આપણે શબ્દનું નિઃસ્પંદરૂપ સ્વીકારી બોલી, બોદું બબડીએ છીએ અને એ બોલવું-કહેવું કહેવાય છે, નિઃશબ્દ પણ શબ્દ છે, સ્તબ્ધતા પણ શબ્દ છે પણ પોતે મૂગા રહ્યા, કોઈએ મૂગા કરી દીધા, વળી આછું મૌન અને સજ્જડ મૌન... આવાં વિશેષણો તેને આપવા પડે એ છતાં આપણી ચેતનામાં જે અર્થ હોય તે તો પ્રગટ થાય જ નહીં, તો અઢાર વરણના અને અઢાર ભાર વનસ્પતિ જેવા અર્થારણ્યમાંથી છૂટવા ક્યારેક 'બોઘડ બિલ્લો, પોં પોં ચિલ્લો' ધાકમછોળ, દાદા દાડમ, કલકલ હોહો...' આવું કંઈ બોલીએ તો અર્થની કેદમાંથી છૂટવાની ક્ષણિક સ્વતંત્રતા ને મઝા તો મળે ! કાછડીછૂટ્યા જેવા અર્થછૂટ્યા શબ્દોની ભારે બેચેની થાય છે.

## યુદ્ધ / ગુલશેરખાન શાની

અનુવાદ : નીના ભાવનગરી

પાકિસ્તાન સાથેના યુદ્ધના દિવસો હતા. વાતાવરણ ભારેખમ હતું. લોકો ભયભીત અને ગુંચવાયેલા હતા. આકાશ જાણે ઝૂકીને સંકોચાઈ ગયું હતું, ધોળું, ડહોળાયેલું અને ડરામણું. સમય જાણે થંભી ગયો હતો. આતંક, અસલામતી અને બેચેનીથી ભારઝલ્લો દિવસ વહેલો ઊગી જતો અને સાંજ પડે ત્યાં અચાનક આથમી જતો. સાંજ પડતાંમાં તો અંધારું થઈ જતું. લોકો પોતપોતાના ઘરમાં કલાકો સુધી મૂંગામૂંગા બેસી રહેતા.

'સાંભળ્યું તમે ? વસીમ રિઝવી પાસેથી ચાર્જ લઈ લેવામાં આવ્યો છે ?' ઓફિસે પહોંચતાં જ આ સમાચાર સાંભળીને શંકર દત્ત સ્તબ્ધ થઈ ગયા હતા. 'એટલે ? એમને નોકરીમાંથી...?'

'ના, નોકરીમાં તો છે પણ વર્ષોથી એ જે કામ કરતા આવેલા તે રિઝવી પાસેથી છીનવી લેવામાં આવ્યું. ડાયરેક્ટરે કહ્યું કે હાલના સંજોગો જોતાં આવું મોટું જવાબદારીવાળું કામ રિઝવી પર છોડવું બરાબર નથી. આખરે તો આ આખા દેશનો મામલો છે...!' રિઝવીનું એ કામ ને 'જવાબદારી'! ધૂળ ને રાખ... કહેતા ભી દિવાના ઔર સુનતા ભી દિવાના... શંકર દત્તને વાત સાંભળીને હસવું આવી ગયેલું. એક તો સાવ ખોરી દાનત ને તેમાં ઉપરથી નીચે સુધી સડી ગયેલું ખાતું, તે ઉપરાંત રિઝવી કરતો હતો એ બે કોડીનું કામ. વિભાગના પ્રમુખની હેસિયતથી ધારો કે ડાયરેક્ટર ઇચ્છે તો પણ કંઈ નહોતો કરી શકતો. તો પછી રિઝવી તો એક મામૂલી કર્મચારી હતો.

ઓફિસમાં મુસલમાનોની સંખ્યા કુલ ચાર. તેમાંથી નોટિસ મેળવનારા ત્રણ હતા. યુદ્ધ શરૂ થતાંની સાથે જ મુસલમાનોમાં જે ભય અને દહેશત ફેલાઈ ગયાં હતાં એનો અંદાજ ઓફિસોમાંથી મેળવવો બહુ સહેલો હતો. બે'ક દિવસ દરેક ક્ષણે એવા ભણકારા વાગતા જાણે હમણાં કોઈ તોફાન થવાનું, હમણાં રમખાણ થવાનું. હકીકતે મોટા ભાગના મુસલમાનો ઝાડીમાં લપાઈ ગયેલાં સસલાની જેમ આ ભયાવહ વાતાવરણમાં ડરીને સાવધ થઈ

ગયા હતા. એ લોકો બારી-બારણાં બંધ કરીને ધીમા વોલ્યુમમાં રેડિયો પાકિસ્તાન પરના સમાચાર સાંભળતા અને જ્યારે જ્યારે બે-ચાર ભેગા મળતા ત્યારે સસલાંની પેઠે દબાયેલા અવાજે વાતો કરતા.

એવામાં એક ઘટના બની. એ ભયભીત વાતાવરણમાં જ એક રાતે શહેરના ભદ્ર વર્ગના મુસલમાનોની એક જાહેર સભા મળી અને બીજે દિવસે શહેરની વચ્ચોવચ આવેલી એક ઇમારત પર હિન્દીમાં એક મોટું બોર્ડ લટકતું હતું. રાષ્ટ્રીય મુસ્લિમ સંઘ. બે વાર હજ કરી આવેલા નગરના જાણીતા બુઝુર્ગ હામિદઅલીને એ સંઘના પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા. એમના હસ્તાક્ષરોમાં મુસલમાનોને રાષ્ટ્રીયતાના સોગંદ લેવડાવતી કેટલીયે મોટી મોટી અપીલો કરવામાં આવી અને આ અપીલોને અખબારો સુધી પહોંચાડવાનું કામ કુરેશીએ જે કર્યું હતું.

'શું મિત્રો ? લાહોર હવે કેટલું છેટું રહ્યું ?' યુદ્ધ ચાલુ હતું એ અરસામાં સતત બે દિવસ સુધી ઓફિસ ખુલતાંની સાથે આ જ સવાલની ચર્ચા થતી રહી. નાશ ટેન્કોનો હોય કે માણસોનો – એને વિશે ચિત્રવિચિત્ર અને ઉત્સાહું ફેલાવે એવી અફવાઓ ચાલતી હતી. એમાંની સૌથી અફલાતૂન અફવા એ હતી કે આપણી ફોજ પાકિસ્તાની ફોજને ગાજર-મૂળાની જેમ કાપતી લગાતાર આગેકૂચ કરી રહી છે, અને લાહોર પર કબજો હવે હાથવેંતમાં જ છે.

'શું સાહેબ ? બહાદુર સિપાઈઓની કોઈ પણ ફોજને દસ-બાર માઈલનું અંતર કાપતાં કેટલોક સમય લાગે ?' તે દિવસે આ સવાલ સૌથી પહેલાં કુરેશીએ જ કરેલો. ઓફિસ ખુલ્યાને થોડી જ વાર થઈ હતી. રિઝવી પણ આવી ગયા હતા. રોજની જેમ ચુપચાપ બેસીને કોઈ છાપાનાં પાનાં ઉથલાવતા હતા. કુરેશીએ પેલો સવાલ જો કે આખી ઓફિસને પૂછેલો પણ બોલતાં પહેલાં એણે રિઝવી તરફ એક સૂચક નજર કરી લીધી હતી...

'દસ કલાક પણ લાગી શકે, દસ દિવસ પણ અને દસ વર્ષ પણ...'

'અરે, દસ મિનિટ કહો સાહેબ, દસ મિનિટ.' ઓફિસમાં પોતાની કાયરતા માટે જાણીતા એક સાહેબે એવા જોશમાં આવીને કહ્યું કે જાણે પોતે ક્લાર્ક નહીં પણ આર્મીમાં કેપ્ટન હોય !

'યાર, એક વાર લાહોર હાથમાં આવી જાય...' બાજુના ટેબલ પરથી

અવાજ આવ્યો' તો આપણો ત્યાં જ જઈને રહેવાનો વિચાર છે. સાંભળ્યું છે કે એ શહેર સાલું બહુ ખૂબસૂરત છે.'

'હા, છે તો ખરું જ. પણ ત્યાં જઈને કરશો શું ?'

'કેમ ? કંઈ પણ કરી શકાય, છાપાં છે, પ્રેસ છે, શું કહો છો યાર ? ત્યાં જઈને હું હિન્દી છાપખાનું ચાલુ કરું તો કેમ રહે ?'

'હું તો ભાઈ, હોટલ ખોલીશ.' એક બીજા સાહેબે મસ્તીખોર અવાજે ચલાવ્યું, 'પાણી વેચો ને પૈસા કમાવ. સાલી હોટલના ધંધામાં લખલૂંટ કમાણી છે. બીજુ કાંઈ નહિ તો આ ગુલામીમાંથી તો છુટકારો થાય...'

'કાલે હું તેર રૂપિયા પંદર આનાનો એક મનીઓર્ડર કરવાનો છું.' એકાએક ઓફિસની વચ્ચોવચ રિઝવીની સામે જ મોટા અવાજે જાહેરાત થઈ,' કોના નામનો, ખબર છે ? પ્રેસિડન્ટ ઐયુબના નામનો. બિચારો બહુ ગરીબ માણસ છે. ભાગલા થયા ત્યારે આપણા તેર રૂપિયા પંદર આના લઈને ભાગી ગયેલો. ભરોસો ન પડતો હોય તો છિદવાડા મિલિટરી કેન્ટીનના જૂના હિસાબ-કિતાબ તપાસી લો.'

અત્યાર સુધી આ બધી વાતો તરફ આંખ આડા કાન કરીને રિઝવી ટેબલ પર માથું નમાવીને બેસી રહ્યા હતા તે એ જ ક્ષણે ઊભા થઈને કોઈની સામે નજર કર્યા વિના સડસડાટ બહાર નીકળી ગયા. પળવાર માટે તો બધા ચૂપ થઈ ગયા પણ બીજી જ મિનિટે કુરેશીએ બધા સામે આંખ મીંચકારી અને બાકીનાઓએ એકબીજાને ઠોંસો માર્યો.

'જોયું દત્તજી ?' કોઈએ શંકર દત્ત પર સીધો જ હુમલો કર્યો, 'અચાનક શું થયું ? આને શેનું મરચું લાગ્યું ?' શંકર દત્ત બોલનારા સામે તાકી રહ્યા હતા ત્યાં જ કુરેશીએ ફટકો માર્યો, 'અરે, ભાઈ, દત્તજી શું બોલવાના બિચારા ? હજી પરમ દિવસે તો હું રાષ્ટ્રીય મુસ્લિમ સંઘની અપીલ લઈને ગયો હતો ત્યારે આ ભાઈસાહેબે શું કહેલું જાણો છો ? અપીલ કેવી ? ને શા માટે ? આણે સાલાએ તો સહી કરવાની ઘસીને ના પાડી દીધી. કહે, હું શું ગદાર છું તે વફાદારીની સાબિતી આપતો ફરું ?'...

'લાઇટ બંધ કરો, લાઇટ બંધ કરો' દૂરથી જાણે કોઈ સૂમસામ ટેકરી પરથી પડઘાઈને ચાળા પાડતો હોય તેવો સ્વયંસેવકોનો અવાજ હજી સંભળાતો

હતો. આખા શહેરને કોઈએ ટાઢાબોળ અંધારિયાં ખાડામાં ગરક કરી દીધું હોય એવું અંધારું અને ડરામણી ચુપકીદી હતી. થોડી થોડી વારે અચાનક યુદ્ધ વિમાનોની ઘરઘરાટી આકાશનાં કોઈ ખૂણામાં સંભળાતી અને શયતાનની લપકારા લેતી જીભની જેમ દરેક ઘરનાં છત-કાંગરાને અડકીને ક્યાંક દૂર ખોવાઈ જતી. ફરી પાછું ડરામણી ચુપકીદીભર્યું ગાઢ અંધારું, એમાં ક્યાંય સુધી એવું લાગ્યા કરતું કે પેલી ઘરઘરાટી હજી શમી નથી, ઘરની છત પર જ ક્યાંક અટકી પડી છે.

'હવે તો શહેરો પર, નાગરિક વસતી પર પણ બોમ્બમારો થઈ રહ્યો છે.' શંકર દત્તે નિસાસો નાખીને જાત સાથે વાત કરતા હોય એવી રીતે કહ્યું. અને પછી એ રિઝવી સામું જોવા લાગ્યા. એ કોકડું વળીને બેઠા હતા. ઓરડામાં એક નાની-અમસ્તી મીણબત્તીનું ઓછું અજવાળું હતું. એને પણ બારીબારણાં બંધ કરીને અથવા પડદા ખેંચી લઈને અંદર રોકી લીધું હતું. અજવાળિયાના કાચ સુધ્ધાં કાગળ ચોંટાડીને કાળા કરી દેવાયા હતા. 'તમે આજનું છાપું જોયું ?' શંકર દત્તને પોતાનો જ અવાજ ક્યાંક દૂરથી આવતો હોય એવો લાગ્યો. હોસ્પીટલો પર પણ બોમ્બમારો, નિર્દોષ દર્દીઓનાં બિમાર શરીરોના ફુરચેફુરચા ઊડી જવા... હે રામ ! આવી ક્રૂરતા માટે આપણને ઈશ્વર કદી માફ કરશે ખરો ? મને તો લાગે છે કે...'

એ જ વખતે મીણબત્તીની જ્યોત કંપીને ત્રાંસી થઈ ગઈ હતી. જાણે ઓરડાના જરાક અમસ્તા અજવાળાને અંધારામાં ફેરવી દેતી કોઈ લહેરખી અંદર આવી ગઈ. રિઝવીએ માથું ઊંચું કર્યું. એ કાંઈક બોલવા ગયા પણ બોલ્યા નહિ. એમણે ફક્ત માથું હલાવ્યું. શંકર દત્ત ઊઠીને એમની પાસે ગયા અને એમને મનાવવાની કોશિશમાં આત્મીયતાથી બોલ્યા, 'ભાઈ, ભૂલી જાવ એ બધી વાત.'

'કઈ વાત ?' 'એ જ બધું.' 'કઈ વાત ભૂલું દત્તજી ?'

'એ બધી વાત ફરીથી કહીને વળી મારે તમારું દિલ દુભાવવું ?' શંકર દત્તે ખૂબ સ્નેહથી રિઝવીના ખભે હાથ મૂક્યો. 'વસીમ, હું તો ફરી ફરીને એમ જ કહીશ કે આજની પરિસ્થિતિમાં અન્યાયનો ભોગ બન્યા તે માટે માતમ મનાવ્યા કરવો એ માણસના મોત પર માથું પછાડવા બરાબર છે.

તમે શું એમ માનો છો કે જે દુનિયા યુદ્ધ કરતાં અનેકગણી ક્રૂર છે એની સામે બાળક જેવી જીદથી લડીને તમે જીતી જશો ?'

'લાઇટ બંધ કરો.' બીજા બ્લોકમાંથી અવાજ સંભળાયો. આ વેખતે અવાજ ખાસ્સો દૂરથી આવ્યો હતો છતાં એવું લાગ્યું કે એ લોકો ફરી એ જ ક્વાર્ટરની સામે આવી ગયા હોય. શંકર દત્તે સાવચેતી ખાતર ઊભા થઈને પડદા જરા વધારે ખેંચી લીધા... એ વખતે નહિ જેવી વાતમાંથી બખેડો ઊભો થયો હતો. ઘણા દિવસોથી શહેરમાં અંધારપટ ચાલી રહ્યો હતો. આ શહેર લશ્કરી વિસ્તારમાં નહોતું છતાં જોખમ તો હતું જ. સાંજ પડતાં જ આખું શહેર એના એ જ ટાઢાબોળ અંધારામાં ગરક થઈ જતું. નાગરિક તરીકેની ફરજ સમજીને કે પછી જાન જવાના ડરથી –ગમે તેમ-પણ લોકો ખાસ્સા સાવચેત અને સમજદાર થઈ ગયા હતા. અંધારપટનો ચુસ્તપણે અમલ કરાવવા મહોલ્લે મહોલ્લે સ્વયંસેવકોની ટુકડીઓ તૈયાર હતી.

રોજની માફક હાકલા-પડકારા કરતાં સ્વયંસેવકોનાં ટોળાં આજે પણ આવ્યાં હતાં પણ એક ટોળું આ બ્લોકમાં પહોંચ્યા પછી આગળ ન ગયું, બરાબર રિઝવીના ક્વાર્ટરની સામે આવીને અટકી ગયું. કદાચ કોઈ બારીનો પડદો સહેજ ખસી ગયો હતો અને જરાક અજવાળું ક્વાર્ટરમાંથી સામેની સડક પર પડતું હતું. 'લાઇટ બંધ કરો.' કોઈએ જોરથી બરાડો પાડયો. રિઝવી ઘરમાં જ હતા. એમણે બહાર ડોકિયું કરીને જોયું પણ ખરું, પણ કાંઈ સાંભળ્યું ન હોય તેમ ચુપચાપ બેસીને વાંચતા રહ્યા.

'કેમ સાહેબ, બહેરા છો ?' બે જુવાનિયાએ આગળ વધીને જોરજોરથી સાંકળ ખખડાવી. 'શું છે ?' સહેજ ગુસ્સામાં પ્રશ્નસૂચક નજરે જોતા રિઝવી બહાર નીકળ્યા અને કદાચ એમાંથી જ વાત વણસી ગઈ. 'મારી ફરજ હું બરાબર સમજું છું. બત્તી બંધ જ છે.' રિઝવીએ કહ્યું.

'જો બંધ હોય તો આ અજવાળું ક્યાંથી આવે છે ?' કોઈએ ચમચમતો ફટકો માર્યો, 'મારા સાસરામાંથી?'

'એ મીણબત્તી છે, મેં વાંચવા માટે પેટાવી છે.'

'મીણબત્તીથી અજવાળું ન થાય ?'

'એટલો અજવાળાથી કાંઈ ફેર ન પડે. હું પડદો સરખો કરી દઉં છું.'

'ફેર પડતો હોય કે ન પડતો હોય. તમે બત્તી હોલવી નાખો.' એમ બોલીને એક ઉત્સાહી જુવાન દરવાજા તરફ આગળ વધ્યો, જેને રિઝવીએ આડો હાથ ધરીને અટકાવી દીધો. 'આ બત્તી નહિ હોલવાય.' 'હોલવાશે.' 'નહિ હોલવાય.' 'હોલવાશે.' 'તમારી જીદ નકામી છે,' રિઝવીએ કહ્યું, પહેલાં સામેવાળા ક્વાર્ટર્સની મીણબત્તીઓ બુઝાવવાનું કહો.'

'એ લોકોની વાત એમના પર છોડો. અમે તમારી સાથે વાત કરીએ છીએ.' 'શા માટે છોડી દઉં ? એ લોકો પર શું હીરામોતી જડેલાં છે ?' પળવાર તો એ જુવાન સ્તબ્ધ થઈને તાકી રહ્યો. પછી અચાનક એણે વાઘની જેમ એવી ત્રાડ નાખી કે આખી કોલોની ગાજી ઊઠી : 'આ બત્તી ચોક્કસ બુઝાશે.' પછી અંધારામાંથી એક પળવારના સન્નાટાને ચીરતો અવાજ આવ્યો. 'મારો સાલા જાસૂસને!'

જાસૂસ ! જાસૂસ !' કેટલીય ક્ષણો સુધી રિઝવી ધ્રૂજતા ઊભા રહ્યાં. પછી એકાએક જે બાજુથી પેલો અવાજ આવ્યો હતો તે તરફ અંધારામાં સરક્યાં. શંકર દત્ત ત્યાં પહોંચીને વચ્ચે પડી એમનો બચાવ કર્યો ત્યાં સુધીમાં તો ઘણું મોડું થઈ ગયું હતું.

'ભાઈજાન !...' દસેક મિનિટ પછી એ બંને જણા અંદર આવીને જરા સ્વસ્થ થયા ત્યારે એ રુંધાયેલા અવાજથી શંકર દત્ત ચોંકી ગયા. અંદરના બારણાના ઉબરામાંથી બેગમ રિઝવીનો સ્વર સંભળાયો હતો- ગળામાં જ અટવાયેલો, રુંધાયેલો. 'ભાઈજાન, અમારા પર એક અહેસાન કરો. એમને કહો કે મને ને છોકરાંને પહેલાં ઝેર પાઈને સુવાડી દે. પછી ભલે દુનિયા સામે બાખડ્યા કરે. અમે...અમારો ખુદા છે...' અને એમનો સ્વર એકાએક ઊભરાઈ આવેલા રુદનમાં ડૂબી ગયો. શંકર દત્તને લાગ્યું કે અચાનક એમના ગળાના હેડિયાની આજુબાજુ જાણે કાંટા ફૂટી નીકળ્યા છે. એમણે બારણાં બાજુ નજર કરી ત્યાં બેગમ રિઝવીના દુપટ્ટાનો છેડો દેખાતો હતો. તેઓ એક શબ્દ પણ ન બોલી શક્યા. રિઝવીનાં બંને બાળકો અપ્પૂ અને સબા હેબતાઈને પડદાને વળગીને ઊભાં હતાં. ખાસ તો અપ્પૂ જે રીતે ખામોશ, કાતર, ડરેલી આંખે પિતા સામે તાકી રહ્યો હતો. એ જોઈને શંકર દત્ત હચમચી ગયા. અચાનક જ એમને ખ્યાલ આવ્યો કે પોતે પણ હિન્દુ છે. આટલાં વર્ષોમાં આ

તમે શું એમ માનો છો કે જે દુનિયા યુદ્ધ કરતાં અનેકગણી ક્રૂર છે એની સામે બાળક જેવી જીદથી લડીને તમે જીતી જશો ?'

'લાઇટ બંધ કરો.' બીજા બ્લોકમાંથી અવાજ સંભળાયો. આ વખતે અવાજ ખાસ્સો દૂરથી આવ્યો હતો છતાં એવું લાગ્યું કે એ લોકો ફરી એ જ ક્વાર્ટરની સામે આવી ગયા હોય. શંકર દત્તે સાવચેતી ખાતર ઊભા થઈને પડદા જરા વધારે ખેંચી લીધા... એ વખતે નહિ જેવી વાતમાંથી બખેડો ઊભો થયો હતો. ઘણા દિવસોથી શહેરમાં અંધારપટ ચાલી રહ્યો હતો. આ શહેર લશ્કરી વિસ્તારમાં નહોતું છતાં જોખમ તો હતું જ. સાંજ પડતાં જ આખું શહેર એના એ જ ટાઢાબોળ અંધારામાં ગરક થઈ જતું. નાગરિક તરીકેની ફરજ સમજીને કે પછી જાન જવાના ડરથી -ગમે તેમ-પણ લોકો ખાસ્સા સાવચેત અને સમજદાર થઈ ગયા હતા. અંધારપટનો ચુસ્તપણે અમલ કરાવવા મહોલ્લે મહોલ્લે સ્વયંસેવકોની ટુકડીઓ તૈયાર હતી.

રોજની માફક હાકલા-પડકારા કરતાં સ્વયંસેવકોનાં ટોળાં આજે પણ આવ્યાં હતાં પણ એક ટોળું આ બ્લોકમાં પહોંચ્યા પછી આગળ ન ગયું, બરાબર રિઝવીના ક્વાર્ટરની સામે આવીને અટકી ગયું. કદાચ કોઈ બારીનો પડદો સહેજ ખસી ગયો હતો અને જરાક અજવાળું ક્વાર્ટરમાંથી સામેની સડક પર પડતું હતું. 'લાઇટ બંધ કરો.' કોઈએ જોરથી બરાડો પાડયો. રિઝવી ઘરમાં જ હતા. એમણે બહાર ડોકિયું કરીને જોયું પણ ખરું, પણ કાંઈ સાંભળ્યું ન હોય તેમ ચુપચાપ બેસીને વાંચતા રહ્યા.

'કેમ સાહેબ, બહેરા છો ?' બે જુવાનિયાએ આગળ વધીને જોરજોરથી સાંકળ ખખડાવી. 'શું છે ?' સહેજ ગુસ્સામાં પ્રશ્નસૂચક નજરે જોતા રિઝવી બહાર નીકળ્યા અને કદાચ એમાંથી જ વાત વણસી ગઈ. 'મારી ફરજ હું બરાબર સમજું છું. બત્તી બંધ જ છે.' રિઝવીએ કહ્યું.

'જો બંધ હોય તો આ અજવાળું ક્યાંથી આવે છે ?' કોઈએ ચમચમતો ફટકો માર્યો, 'મારા સાસરામાંથી?'

'એ મીણબત્તી છે, મેં વાંચવા માટે પેટાવી છે.'

'મીણબત્તીથી અજવાળું ન થાય ?'

'એટલો અજવાળાથી કાંઈ ફેર ન પડે. હું પડદો સરખો કરી દઉં છું.'

'ફેર પડતો હોય કે ન પડતો હોય. તમે બત્તી હોલવી નાખો.' એમ બોલીને એક ઉત્સાહી જુવાન દરવાજા તરફ આગળ વધ્યો, જેને રિઝવીએ આડો હાથ ધરીને અટકાવી દીધો. 'આ બત્તી નહિ હોલવાય.' 'હોલવાશે.' 'નહિ હોલવાય.' 'હોલવાશે.' 'તમારી જીદ નકામી છે,' રિઝવીએ કહ્યું, પહેલાં સામેવાળા ક્વાર્ટર્સની મીણબત્તીઓ બુઝાવવાનું કહો.'

'એ લોકોની વાત એમના પર છોડો. અમે તમારી સાથે વાત કરીએ છીએ.' ''શા માટે છોડી દઉં ? એ લોકો પર શું હીરામોતી જડેલાં છે ?' પળવાર તો એ જુવાન સ્તબ્ધ થઈને તાકી રહ્યો. પછી અચાનક એણે વાઘની જેમ એવી ત્રાડ નાખી કે આખી કોલોની ગાજી ઊઠી : 'આ બત્તી ચોક્કસ બુઝાશે.' પછી અંધારામાંથી એક પળવારના સન્નાટાને ચીરતો અવાજ આવ્યો. 'મારો સાલા જાસૂસને!'

જાસૂસ ! જાસૂસ !' કેટલીય ક્ષણો સુધી રિઝવી ધ્રૂજતા ઊભા રહ્યાં. પછી એકાએક જે બાજુથી પેલો અવાજ આવ્યો હતો તે તરફ અંધારામાં સરક્યાં. શંકર દત્તે ત્યાં પહોંચીને વચ્ચે પડી એમનો બચાવ કર્યો ત્યાં સુધીમાં તો ઘણું મોડું થઈ ગયું હતું.

'ભાઈજાન !...' દસેક મિનિટ પછી એ બંને જણા અંદર આવીને જરા સ્વસ્થ થયા ત્યારે એ રુંધાયેલા અવાજથી શંકર દત્ત ચોંકી ગયા. અંદરના બારણાના ઉંબરામાંથી બેગમ રિઝવીનો સ્વર સંભળાયો હતો- ગળામાં જ અટવાયેલો, રુંધાયેલો. 'ભાઈજાન, અમારા પર એક અહેસાન કરો. એમને કહો કે મને ને છોકરાંને પહેલાં ઝેર પાઈને સુવાડી દે. પછી ભલે દુનિયા સામે બાખડ્યા કરે. અમે...અમારો ખુદા છે...' અને એમનો સ્વર એકાએક ઊભરાઈ આવેલા રુદનમાં ડૂબી ગયો. શંકર દત્તને લાગ્યું કે અચાનક એમના ગળાના હેડિયાની આજુબાજુ જાણે કાંટા ફૂટી નીકળ્યા છે. એમણે બારણાં બાજુ નજર કરી ત્યાં બેગમ રિઝવીના દુપટ્ટાનો છેડો દેખાતો હતો. તેઓ એક શબ્દ પણ ન બોલી શક્યા. રિઝવીનાં બંને બાળકો અપ્પૂ અને સબા હેબતાઈને પડદાને વળગીને ઊભાં હતાં. ખાસ તો અપ્પૂ જે રીતે ખામોશ, કાતર, ડરેલી આંખે પિતા સામે તાકી રહ્યો હતો. એ જોઈને શંકર દત્ત હચમચી ગયા. અચાનક જ એમને ખ્યાલ આવ્યો કે પોતે પણ હિન્દુ છે. આટલાં વર્ષોમાં આ

ઘરમાં પહેલવહેલી વાર... અને પછી જાણે પહેલી વખત એમના ધ્યાનમાં આવ્યું કે રિઝવી હજીયે એવી જ હાલતમાં બેઠો છે : ફાટેલું ખમ્મીસ, પિંખાયેલા વાળ, નીચલા હોઠ પરના ઘામાં જામી ગયેલું લોહી...

'અપ્પૂ બેટા,' ભોંઠા પડેલા અવાજે શંકર દત્તે ધીમેથી એને બોલાવ્યો, 'બેટા, અંકલ પાસે આવ તો !' અપ્પૂ ન આવ્યો. એવી જ નજરે તાકી રહીને પડદાને જોરથી વળગી પડ્યો. 'પાપા માટે બીજાં કપડાં તો લાવ, બેટા !' એમણે ઓઝપાયા વિના કહ્યું. થોડી વારમાં કપડાં આવ્યાં. અપ્પૂ જ લઈ આવ્યો હતો, પણ કપડાં મૂકીને કશું બોલ્યા વિના ચાલ્યો ગયો. શંકર દત્તે હાથ લંબાવીને એને પકડવા કર્યું પણ એ માછલીની માફક સરકી ગયો. શંકર દત્તને કાળજે ઘા વાગ્યો પણ એમણે ફિક્કું હસીને ધીરેથી કહ્યું. 'અપ્પૂ મારાથી રિસાઈ ગયો છે.' રિઝવીએ એમની વાત સાંભળી કે નહિ એ તો કોણ જાણે. શંકર દત્ત પોતે બધું જોવા છતાં જાણે નહોતા જોતાં. ખરેખર અપ્પૂ નથી રિસાયો ? શું લોકો સાચું કહેતા હશે કે બાળકોની આંખમાં ભલાબૂરાને તરત પારખી જવાની અદ્ભુત શક્તિ હોય છે ? પણ આટલાં વર્ષોમાં છેક હવે પોતે અચાનક જ કેવી રીતે ખરાબ થઈ ગયા ? ને શા માટે ? એવું તો નહિ હોય ને કે એમના વિષે આ ઘરમાં કંઈ વાત થઈ હોય અને આ બાળક પર અજાણતાં એની અસર પડી હોય ? એક વાર એવું પણ એમના મનમાં આવ્યું હતું પણ હજી ગઈ કાલ સુધી તો...!

યુદ્ધનો અગિયારમો દિવસ હતો. એ જ અંધારપટ અને અંધારું. છતાં કાલે પણ તેઓ ઢાળ પરથી રસ્તો શોધતા પાણીનો જેમ અહીં આવી પહોંચ્યા. કોઈએ જો સંતાનવિહોણા શંકર દત્તને પૂછયું હોત કે મોટા ભાગની સાંજ આ ઘરમાં વિતાવવા પાછળ ખરેખર કોણ હતું ? રિઝવી કે અપ્પૂ ? રિઝવીની વર્ષોપુરાણી દોસ્તી કે પછી આવતાંની સાથે ઉંબરા પર જ ગળે વળગતો અપ્પૂનો કિલકિલાટ – 'મારા અંકલ આવ્યા...મારા અંકલ આવ્યા...!'

ઓરડામાં તાપણાના કંપતા ઉજાસ જેવું જરાક અમસ્તું અજવાળું અને ઝાઝું અંધારું હતું. થોડી વારે ઝડપી હવાઈ જહાજોનું એવી જ રીતે બરોબર છત પર અટકી જવું અને બહાર આખ્ખેઆખું શહેર કબરના પથ્થર જેવું ઠંડુંગાર અને ખામોશ.'અંકલ', રોજની જેમ કાલે પણ અપ્પૂ આવ્યો તો

ખરો, પણ ટેવ પ્રમાણે ન તો એણે શંકર દત્તના ગળામાં પોતાના નાજુક હાથનો હાર પહેરાવ્યો કે ન તો...

'અંકલ, તમને ખબર છે આ લડાઈ ક્યારે બંધ થશે ?' શંકર દત્ત એકદમ ચોંકી ગયા હતા : 'કેમ બેટા ?'

'કહોને, ક્યારે બંધ થશે ?' 'પણ કેમ ?'

'અમ્મી પૂછાવે છે. કહે છે – તારા અંકલને પૂછી આવ.' શંકર દત્તે અંદરના પડદા તરફ નજર કરી. ત્યાં બેગમ રિઝવી ઊભાં તો નથી ? એ ત્યાં નહોતાં. પણ આ સવાલ માત્ર અંકલને જ શા માટે પુછાય ? પાપાને કેમ નહિ ? પળવાર માટે એમને થયું હતું કે જાણે કોઈ પોતાને આરોપીના પાંજરામાં ધકેલી રહ્યું છે ! નાનકડા અપ્પૂને બાથમાં લેતાં એમણે ધીરેથી કહ્યું, 'ખબર નથી બેટા !' અપ્પૂ આગળ કંઈ બોલે એટલામાં તો દૂર ક્યાંક ફરી પેલી ઘરઘરાટી સંભળાઈ. થોડીક પળોમાં તો એ નિષ્ઠુર અને ખતરનાક અવાજ આકાશ અને સન્નાટાને રંગદોળતો એટલો નજીક આવી ગયો કે અપ્પૂ જોરથી એમને વળગી પડ્યો. થોડી વારે પોતાની ડરેલી આંખો છત પર ઉઠાવીને અપ્પૂએ કહ્યું, 'અંકલ, તમને બીક નથી લાગતી ?'

'લાગે છે, બેટા ?'

'તમને પણ ?'

'હા, મને પણ.'

'પેલું વિમાન લડાઈ માટેનું હતું ને, અંકલ ?' શંકર દત્તે ડોકું ધુણાવ્યું. 'એ બોમ્બ ફેંકવા જાય છે ?'

'અપ્પૂ, હવે તું અંદર જા.' અધવચ્ચે રિઝવીએ એને ટપાર્યો.

'લડાઈમાં કોણ લડે, અંકલ ?'

'સૈનિકો લડે છે, બેટા!'

'સૈનિક કેવા હોય ?'

'જે ફોજમાં હોય એને સૈનિક કહેવાય.'

'હં, સમજી ગયો. જે રીતે મારા પાકિસ્તાનવાળા મામા સૈનિક છે તેવા ને ?'

'હા, બેટા એ પણ લડતા હશે.'

'બંદૂકથી ?'

'હા, બંદૂકોથી, હાથગોળાથી,. ટેન્કોથી.'

'એ લોકોને ફોજમાં કોણ મોકલે, અંકલ ?'

'દેશ મોકલે બેટા,'

'દેશ ? દેશ એટલે કોણ ?'

'બેટા, દેશ...' શંકર દત્તને થોડીવાર વિચાર કરવો પડ્યો, 'દેશ એટલે જેમાં લોકો રહે છે. દા.ત. હું,તું...આપણે જ દેશ કહેવાઈએ બેટા.'

'પણ અંકલ, તમે તો કહેતા'તા કે તમને લડાઈની બીક લાગે છે. તો પછી આ લોકોને લડવા કેમ મોકલ્યા?'

'અપ્પૂ !' આ વખતે રિઝવીએ એને ધમકાવીને ઘાંટો પાડ્યો. અપ્પૂએ પળવાર માટે પાપા સામે જોયું. પછી શંકર દત્ત તરફ ફરીને બોલ્યો. 'અંકલ, એક બીજી વાત – સૈનિકોને બીક ન લાગે ?'

'શાની ?' 'લડાઈમાં ગોળીની ! એમને ગોળી ન વાગે ?'

'વાગે ને બેટા !'

'સાચ્ચેમાચની ગોળી ?'

'હાસ્તો,'

'પછી એ લોકો મરી જાય ?'

'મરી જ જાય તો !' 'સાચ્ચેસાચ ?'

'હા, બેટા ! સાચ્ચેમાચ મરી જાય.' અપ્પૂના નાના સરખા કપાળે કરચલી પડી ગઈ અને એના નાના નાજુક હોઠ અચંબા અને ચિંતાથી ખુલી ગયા. પળવાર એમની સામે વિચિત્ર નજરે તાકી રહીને એણે અચાનક પાછો સવાલ કર્યો, 'તો પછી અંકલં, એ મારવાવાળાઓને પોલિસ કેમ પકડી જતી નથી ?' શું શંકરદત્ત એના આ સવાલનો જવાબ આપી શકે છે ? રિઝવીએ આ વખતે વધારે કડકાઈથી ધમકાવીને અપ્પૂને ચૂપ ન કરી દીધો હોત તો તેઓ શું કહેત ?

'બહુ પજવે છે.' અપ્પૂ ચાલ્યો ગયો પછી રિઝવીએ ધીરેથી કહ્યું.

'હા, સાચે જ પજવે છે.' નિસાસો નાંખીને શંકર દત્ત બોલ્યા, 'વસીમ, તમને પેલો દિવસ યાદ છે ? અપ્પૂએ તમને એક સવાલ પૂછેલો ને તમારી

પાસે એનો કોઈ જવાબ નહોતો ! એ વાત આજે પણ મને પજવે છે...' રિઝવીએ આંખોથી એમને સવાલ કર્યો હતો. પણ પછી એ વાત યાદ આવતાં એની નજર આપોઆપ ઝૂકી ગઈ હતી....

કોઈક રજાનો દિવસ હતો. આ જ બેઠકખંડ. આ જ બે જણા. એની એ જ કેટલીય વાર સુધી છવાઈ રહેલી ચુપકીદી. બેગમ રિઝવી અંદર હતાં. અપ્પૂ બહાર પોતાના દોસ્તારો સાથે રમતો હતો. અચાનક જ કોણ જાણે શું થયું તે રમત છોડીને સીધો પાપા પાસે પહોંચી ગયો ને ગોળી છોડતો હોય એમ એણે સવાલ પૂછ્યો હતો – 'પાપા, આપણે હિન્દુ છીએ કે મુસલમાન ?' 'કેમ ?' એકદમ ચોંકી જવા છતાં રિઝવી એની વાત ઉડાવી દેવા માગતા હતા. 'બહાર રમ, બેટા ! અમને વાત કરવા દે ! '

'ના ! પહેલાં કહો,' અપ્પૂ જીદે ચઢ્યો હતો, 'આપણે હિન્દુ છીએ કે મુસલમાન ?'

'પણ એનું શું કામ છે તારે ?'

'તમે કહો ને ?'

'અચ્છા, મુસલમાન !' 'અલ્લા મિયાં ક્યાં રહે છે, પાપા ?' ઉપર આસમાનમાં ને ? ' 'હા.' ' અને ભગવાન ?' 'એ પણ ત્યાં જ .'

'ત્યાં જ ?' એમ બોલતાં અપ્પૂની આંખોમાં એક બહુ ગહન પ્રશ્ન તરતો હતો. હવે રખેને આગળ વધારે સવાલ પૂછે એવા ડરથી રિઝવીએ કહ્યું,'જા, બહાર જઈને રમ.' પણ અપ્પૂ તો આગળ બીજો સવાલ પૂછવા માટે અધીરો થયો હતો, અને એ બંને જણા એમાંથી છુટકારો મેળવવા અધીરા થયા હતા. રિઝવીએ નજર બચાવવા ઓસરી તરફ જોયું.

ઓસરી ટાંગેલા અરીસા પર બેઠેલી ચકલી હંમેશની માફક પોતાના પ્રતિબિંબ પર ચાંચ મારી રહી હતી.

(સ્રોત : શાની - પ્રતિનિધિ કહાનિયાં, રાજકમલ પ્રકાશન - નઈ દિલ્હી, પટના )

(આ અનુવાદ કરવામાં શરીફાબેને ઘણી મદદ કરી છે, એની નોંધ લઉં છું. આભાર માનવાથી એમને ભાર લાગશે.)

## રાજેન્દ્ર શાહની કવિતા : એક કાચી નોંધ / શિરીષ પંચાલ

ગુજરાતી કવિતાના ઇતિહાસમાં રાજેન્દ્ર શાહની કવિતા એક વિશિષ્ટ સ્થાન મેળવી ચૂકી છે, એ સ્થાન ચિરંજીવ નીવડશે, ગાંધીયુગ પછી ગુજરાતી કવિતાને એક નવો વળાંક આપનારા મહત્ત્વના કવિ રાજેન્દ્ર શાહ છે – વગેરે વગેરે વાતો તો બી.એ.માં ગુજરાતી ભાષાસાહિત્ય લઈને ભણતો કોઈ પણ વિદ્યાર્થી કહી શકે. આ કવિને કેટલાં પારિતોષિકો મળ્યાં, જ્ઞાનપીઠનો એવોર્ડ વહેલો મળવો જોઈતો હતો(ફ્રાન્સના વિલક્ષણ, અસ્તિત્વવાદી સર્જક-ચિંતકને નોબેલ પારિતોષિક પાછળથી મળેલું, એમની પહેલાં આલ્બેર કેમ્યૂને મળ્યું હતું) કે નહીં, સમસામયિક જીવનરંગ એમની કવિતામાં શા માટે પ્રગટ ન થયા, એને કારણે એમની કવિતા અધૂરી નથી લાગતી – વગેરે પ્રશ્નો પણ પૂછી શકાય.

ત્રીસીની ગુજરાતી કવિતામાં ગાંધીચેતનાના સ્પર્શ સિવાયની પણ ઘણી બધી રચનાઓ હતી, એ આખાય ગાળામાં કંઈ કોશિયો જ સમજી શકે એવી ભાષામાં મોટા ભાગની કવિતા લખાઈ નથી. રા.વિ.પાઠક, સુંદરમ્, ઉમાશંકર જોશીની ઘણી કવિતાઓને સૌંદર્યરાગી જેવા ચલણી વિશેષણથી ઓળખાવી શકીએ, એ પરંપરાને રાજેન્દ્ર શાહ વિસ્તારે છે. ઉમાશંકર જોશીની અમૂર્તતામાં સરી પડતી કે આધ્યાત્મિકતા અને કવિતાનો સમન્વય કરવામાં મુશ્કેલી ઊભી કરતી સુંદરમ્‌ની કવિતાનાં ભયસ્થાનો સામે હતાં, એટલે પ્રકૃતિએ આધ્યાત્મિક હોવા છતાં આધ્યાત્મિકતાનું પરિમાણ કાવ્યમાં જુદી રીતે પ્રગટાવવું પડે આવી સભાનતા રાજેન્દ્ર શાહમાં આવી ગઈ હતી. એનો લાભ તેમની કવિતાને અને એને કારણે ગુજરાતી કવિતાને પ્રાપ્ત થયો. એ રીતે જોઈશું તો તેમની કવિતામાં નવી પરંપરાઓ પ્રવેશે છે અને જૂની પરંપરાઓ સંવર્ધિત થાય છે.

એક રીતે જોઈએ તો છંદોલયના અનેક પ્રયોગો કરનારા, કાવ્યમાંથી બને તેટલી અશુદ્ધિઓ ગાળીને નિર્મળ રચનાઓ આપનારા, ગુજરાતી વિવેચનને પોતાની કાવ્યરચનાઓ દ્વારા જુદો વળાંક આપનારા રાજેન્દ્ર શાહની ગણના ગુજરાતી સાહિત્યમાં આધુનિક તરીકે થતી નથી, આધુનિકતા વિશેની

અમુક પ્રકારની જ વિભાવના એમાં જવાબદાર હશે. કેટલાક સર્જકો એવ
હોય છે જેમની એક કવિતાનો વિસ્તાર બીજી અનેક કવિતાઓમાં થતો હોય
છે, એટલે આવા સર્જકોની રચનાઓ ભાગ્યે જ 'સ્વયંસમ્પૂર્ણ' હોય છે. આ
સર્જકોની યાદીમાં રાજેન્દ્ર શાહ આવે છે એનો આનંદ સૌ કોઈને હોય જ.
તેમણે પણ કાન્તની જેમ વિવેચન ભાગ્યે જ કર્યું છે. ૧૯૫૧માં પ્રગટ થયેલા
'ધ્વનિ' કાવ્યસંગ્રહમાં ગુજરાતી ભાષાની કેટલી બધી ઉત્તમ રચનાઓ એક
સાથે આપણને પ્રાપ્ત થઈ. બહુ ઓછા કવિઓ આવી સિદ્ધિ દાખવી શક્યા
છે, કાવ્ય વિશેની પરિપક્વ સમજ વિના આ શક્ય નથી, પોતાની કે કોઈ
પણ કવિની રચનાને પામવા માટેની તેમની પદ્ધતિ સાવ સીધીસાદી છે :

'કાવ્યના સૌન્દર્યને અને રસને પામવાની પ્રક્રિયા મને તો પ્રેયસીના
અવગુંઠનની ઓથે રહેલા વદનના સૌન્દર્યને અને ઓષ્ઠના રસને પામવા
સમી લાગી છે. કોમળ સ્પર્શથી મહીન આવરણને જરા આઘું કરી મુખની
સુરખી અને નેત્રની દ્યુતિ ઝીલી શકાય. પ્રત્યેક ભાવક નિજી સંસ્કાર અને
રુચિ પ્રમાણે રસાનુભવ કરે એમાં વચ્ચે આવવાનું ન હોય.' ('સંકલિત કવિતા'
: નિવેદન)

ગુજરાતી કાવ્યસાહિત્યની ખ્યાતનામ કૃતિ છે 'નિરુદ્દેશે.' રાજેન્દ્ર શાહની
સમગ્ર કવિતાની પ્રસ્તાવના રૂપ આ કૃતિમાંથી એમની ઘણી બધી રચનાઓ
ઊઘડતી આવે છે. જે વખતે આ કૃતિ કોઈ સામયિકમાં પ્રગટ થઈ હશે ત્યારે
આના પર દીર્ઘદૃષ્ટિ ધરાવતા કવિવિવેચકોનું ધ્યાન જવું જોઈતું હતું. ત્યારે
ન ગયું તો ૧૯૫૧માં 'ધ્વનિ' પ્રગટ થયો ત્યારે જવું જોઈતું હતું. અત્યારે
એમ લાગે છે કે ગુજરાતી કવિતાને પણ આમાંથી નવી દિશાઓ સાંપડી શકી
હોત. 'નિરુદ્દેશે'માં માનવચેતના અને પ્રકૃતિ વચ્ચે સતત ચાલ્યા કરતા
સંવાદની વાત વાચ્યાર્થના સ્તરે ન કરતાં કલ્પનો દ્વારા સૂચવવામાં આવી.
દા.ત.

ક્યારેક મને આલિંગે છે
કુસુમ કેરી ગંધ,
ક્યારેક મને સાદ કરે છે
કોકિલ મધુર-કંઠ,

નેણ તો ઘેલાં થાય નિહાળી
નિખિલના સહુ રંગ.

કવિ પોતે પ્રકૃતિના 'સહુ રંગ' પામવા આતુર છે, પ્રકૃતિ તેમને નિત્ય પચેન્દ્રિયોનો ઉત્સવ કરાવતી રહે છે; વળી કવિના જગતમાંથી કશાનો નિષેધ નથી, કવિનો લોક માત્ર તેજનો નથી, 'તેજ-છાયા'નો લોક છે. કવિચેતના આ બધું જ જગત ઝીલતા ઝીલતાં સમૃદ્ધ થતી ગઈ; એક પ્રકારની વિશાળતાનો અનુભવ થયો, આમેય ઘરની ચાર દીવાલોમાંથી બહાર નીકળો એટલે નરી મોકળાશ. એટલે જ એક અન્ય રચનામાં કવિ બોલ્યા હતા :

ઘરને ત્યજી જનારને
મળતી વિશ્વ તણી વિશાળતા.

આ વૈશ્વિક સદર્ભ જે પામે તે કવિ ભૂમાનો કવિ બની શકે, પણ આમ જ નિરુદેશ નીકળી પડેલા, પોતાની કેડી પોતે જ રચવા માગતા કવિ પ્રકૃતિ પાસેથી માત્ર લઈને બેસી રહેવા માગતા નથી, પ્રકૃતિને પણ કશુંક આપે છે અને એનો નર્યો આનદ અનુભવે છે :

તેજ છાયા તણે લોક, પ્રસન્ન
વીણા પર પૂરવી છેડી,
એક આનદના સાગરને જલ
જાય સરી મુજ બેડી.

પોતાની આગવી કેડી રચીને કવિ જે લોકમાં ઊભા છે તે લોક કાં તો દ્વન્દ્વથી પર છે, જ્યાં સૂર્ય પ્રકાશતો નથી એવો કોઈ લોક ? – પણ કવિના લોકમાં તો ચંદ્ર છે, સૂર્ય છે; પૂર્ણિમા છે, અમાવાસ્યા છે. આ પૂર્ણતાની અનુભૂતિ તેમને કળાસર્જન સુધી લઈ જાય છે. આમાંથી પસાર થયા પછી જ કવિ એમનો ધ્રુવમત્ર વ્યક્ત કરે છે :

હું જ રહું વિલસી સહુ સંગ
ને હું જ રહું અવશેષે.

આ નિરુદેશ, આનંદસભર યાત્રાને અન્તે શું ? માત્ર 'હું'. આ કોઈ અભિમાન નથી, એની પ્રતીતિ તો સહુ કોઈની સાથે વિલસવાવાળી વાતથી થાય છે. પરમાત્મા જેવા પરમાત્મા માટે પણ કહેવાયું – સ એકાકી ન રમતે;

ઈશ્વર જેવો ઈશ્વર એકલો ન શોભ્યો, અને એટલે જ એકોડહમ્ બહુસ્યામ્, અને એ સંકલ્પની સાથે સૃષ્ટિ રચી બેઠો, અને એ સૃષ્ટિથી પર પણ થઈ ગયો. રાજેન્દ્ર શાહની ચેતના અહીં વૈશ્વિક ગેનનામાં જાણે રૂપાંતરિત થઈ જાય છે, પણ છેવટે તો શેષ રહી જાય છે 'હું', અનેક રીતે સમૃદ્ધ બનેલો 'હું'.

આ કવિની દિશા અધ્યાત્મની છે પણ એ દિશામાં જવા માટે પ્રકૃતિએ જ સર્જેલા શરીર દ્વારા આગળ વધવા માગે છે, ઇન્દ્રિયગોચર સંવેદનો દ્વારા જ તેઓ કશાક અતીન્દ્રિય તત્ત્વ ભણી જવા માગે છે. આમેય કવિ હો એટલે તો અમૂર્ત-મૂર્ત, અરૂપ-રૂપ વચ્ચે સંવાદ ઊભા કર્યા વિના રહી જ ન શકો. આ ભૂમિકા 'ધ્વનિ' અને આરંભકાલીન ચારેક સંગ્રહોની ઘણી બધી રચનાઓમાં જુદે જુદે સ્વરૂપે જોવા મળે છે. અહીં જેને આધારે આત્મા વિલસે છે તે શરીરનો નકાર નથી. પણ એ શરીરની લીલા સાવ જુદી રીતે કવિ તો પ્રગટાવે છે. 'સુધામય રાગિણી' જેવા કાવ્યનો વિષય છે બે પ્રેમીઓની પ્રથમ રાત્રિ. પરંતુ આ નાયક-નાયિકાને સ્થૂળમાંથી સૂક્ષ્મ તરફની ગતિ કરતાં બતાવ્યાં છે, એટલે જ કવિ તેમને તરત જ ધરતીના છોરુમાંથી માનસરોવરના હંસમાં રૂપાંતરિત કરી નાખે છે અને એ રૂપાંતરણ કાવ્યનાં નાયક-નાયિકાને, કવિને અને કૃતિના ભાવકને 'સુધામય રાગિણી'નો અનુભવ કરાવે છે.

આ નાયકનાયિકાને સમુદ્ર પરથી ઊડતાં ઊડતાં, સૂર્યકિરણોને કારણે મોતીમાં રૂપાંતરિત થઈ જતાં સિકરોનો ચારો હંસયુગલ રૂપે ચૂગતાં બતાવ્યાં છે. કવિ માત્ર એક નાનકડા ચિત્ર દ્વારા વ્યંજનાથી કેટકેટલું સૂચવી દે છે !

કલ્પનો – ઇન્દ્રિયગોચર પ્રત્યક્ષો ઊભાં કરવાં એ તો કવિકર્મ-કવિધર્મ છે, પરંતુ એ કલ્પનોનું પ્રયોજન માત્ર મૂર્ત સૃષ્ટિ ઊભી કરવાનું નથી હોતું. દા.ત. 'રજની થકીયે' કાવ્યનો આરંભ વ્યતિરેકપૂર્ણ ચિત્રથી થાય છે.

રજનિ થકીયે કાળા તારા સુકોમલ કુંતલ
તરલ દ્યુતિથી સોહે ચિત્રા ચ સ્વાતિ સમા દૃગ.

પહેલી જ પંક્તિમાં રજની અને કુંતલને સાથે રાખવાથી વિશિષ્ટ નારીપ્રતિમા સાથે રજનીની વ્યાપકતા સંકળાઈ અને રાત્રિમાં જ પ્રકટતાં ચિત્રાસ્વાતિ સાથે નારીનેત્રની તુલના એક રીતે જોઈએ અપાર્થિવતા તરફની ગતિ સૂચવે છે.

યુરોપમાં તો કલ્પનવાદના ખરીતાઓ બહાર પાડવામાં આવ્યા હતા, બળવંતરાય ઠાકોરે પણ તારસ્વરે મૂર્ત કવિતાનો આગ્રહ રાખ્યો હતો. રાજેન્દ્ર શાહની કવિતા આ મૂર્ત તત્ત્વથી સભર છે; એનાં ઉત્તમ ઉદાહરણો 'શ્રાવણી મધ્યાહ્ને' અને 'આયુષ્યના અવશેષે'માં જોવા મળશે. કવિએ જે વિશાળ-વ્યાપક સૃષ્ટિનું પોતાની પંચેન્દ્રિયોથી આકલન કર્યું તે બધું કવિચિત્તમાં તો સંચિત થતું ગયું, અને પ્રસંગ આવે એ સહજ રીતે શબ્દસ્થ થતું જોઈ શકાશે, દા.ત. 'શ્રાવણી મધ્યાહ્ને.'

મધ્યાહ્નની અલસ વેળ હતી પ્રશાન્ત,
ધીરે ધીરે લસતી ગોકળગાય જેમ.

અતિ મંદ ગતિએ સરતા સમયને માટે કવિ પ્રકૃતિમાંથી કેવું ચિત્ર શોધી લાવ્યા ? 'અલસ' અને 'લસતી' માત્ર શબ્દલીલા બની રહેતા નથી. 'શિલીન્ધ્રથી ગોકળગાય રક્ષિત' જેની ચેતનામાં સ્થાન પામે છે તેમાં ગોકળગાયની 'લસતી' મુદ્રા પણ સ્થાન પામે છે; રાજેન્દ્ર શાહનું વૈચારિક જગત તો અલ્પમાં ભૂમા, ક્ષણમાં શાશ્વતી, તુચ્છમાં પણ અપૂર્વ સૌન્દર્યની વાત કરશે; પરંતુ કવિતામાં આવી વૈચારિક ભૂમિકા ઈન્દ્રિયગોચર સંવેદનો દ્વારા પ્રગટાવવાનો-વિસ્તારવાનો કવિ તો આગ્રહ રાખે, એ જ કવિકર્મ કહેવાય; 'શ્રાવણી મધ્યાહ્ને'માં કવિ તો વ્યોમના ઊંડાણને ઝીલતા નાનકડા તળાવની કે વાસંતી શીમળાને કે વૈશાખી ગુલમહોરને વિસારે પાડતા બાવળના સ્વર્ણિમ ફૂલની વાત કરશે. કલ્પન દ્વારા કેટલી અસામાન્ય રીતે કાવ્યસૌંદર્ય પ્રગટાવી શકાય એ 'આયુષ્યના અવશેષે'માં પણ જોઈ શકાશે દા.ત.

ગિરિસર સમું હંસોનો જે કલધ્વનિ રેલતું
તમરું પણ ત્યાં આજે મૂંગી વ્યથાથી ન બોલતું

બે પંક્તિ વચ્ચે કેટલું બધું અંતર કવિએ માત્ર કલ્પનયોજના દ્વારા મૂર્ત કરી આપ્યું.

આપણે આગળ જોયું તે પ્રમાણે રાજેન્દ્ર શાહની કાવ્યરચનાઓ અમૂર્ત, વાયવી દિશાઓ તરફ ગતિ કરતી નથી, તેમની ઘણી બધી રચનાઓના કેન્દ્રમાં સ્ત્રીપુરુષનો પ્રેમ છે, પરંતુ આ પ્રેમ નાનાલાલીય પ્રેમ નથી, માત્ર આદર્શ કે ભાવનાઓમાં રાચતો નથી. તેમનાં મોટા ભાગનાં પ્રણયકાવ્યોમાં

પ્રકૃતિની પડછે આ માનુષી પ્રેમનું આલેખન કરવામાં આવ્યું છે.' સુધામય રાગિણી'જેવું સૉનેટ યુગ્મ લો કે 'શાંત કોલાહલ'માં ગ્રંથસ્થ 'રાગિણી' કાવ્યગુચ્છ લો. સૉનેટયુગ્મમાં પ્રેમની પરિણતિ ઊર્ધ્વ સ્તરે કેવી રીતે થાય છે તેની અને 'રાગિણી'માં સમયના વિવિધ પ્રહરે બદલાતા રાગિણીનાં અને પ્રિયતમાનાં રૂપની અભિવ્યક્તિ કરવામાં આવી છે.

રાજેન્દ્ર શાહની ગીતકવિ તરીકેની વિશિષ્ટતા તો સર્વસ્વીકૃત છે; એમાં ક્યારેક તો મધ્યકાલીન પરંપરા સાથેનું અનુસંધાન જોવા મળશે. દા.ત.

'હરિ તારા ઘટના મંદિરિયામાં બેસણાં હોજી.

હરિ હું ય એ જ ઘટનું બાળ,

ક્યારેક છાંદસની જેમ ગેય રચનામાં પણ કલ્પનમઢેલી અભિવ્યક્તિ સહજ રીતે પ્રગટશે :

મારી નાની રે વાડીને ક્યારે વ્હાલસોયાં ફૂલ !

પરાગે પ્હેર્યાં છે જાણે રેશમી દુકૂલ !

'વનવાસીનાં ગીત'માં પણ એ વાતાવરણમાં ભળી જાય એ રીતે અભિવ્યક્તિ જોવા મળશે,

(રેણ)વાગોળની અસવાર બનીને ઊતરી આવે

હંસની પાંખે આંહીથી ઊડી જાય....

જ્યારે બીજાં કેટલાંક ગીતોમાં પ્રાકૃતિક પરિવેશ છે, એની સાથે સાથે માનવહૈયાની લાગણીઓને નવાં રૂપ આપવામાં આવ્યાં છે.

ગીતોમાં નેરેટરની વ્યક્તિતાને અનુરૂપ રહીને ભાષાભિવ્યક્તિ સિદ્ધ કરવામાં આવી છે. કોઈ ગ્રામીણ કન્યા જ્યારે પ્રણયભાવને મુગ્ધતાથી આલેખે ત્યારે તેની ભાષા જુઓ :

સૂકી મેં વીણી કાંઈ ડાળી ને ડાંખળી

સૂકાં અડૈયાંને વીણ્યાં રે લોલ,

લીલી તે પાંદડીમાં મ્હેકંત ફૂલ બે'ક

મારે અંબોડલે ખીલ્યાં રે લોલ.

(ઈંધણાં વીણવાં ગઈ'તી રે લોલ)

પાંદડાંનો લીલો રંગ, મ્હેકતાં ફૂલ – મોગરા જૂઈ જ ને –નો શ્વેત રંગ

અને શિરકેશનો કાળો રંગ કેટલી સૂચક રીતે પ્રગટ્યાં ! સાથે સાથે આ નારીનું અભિમાન પણ પ્રગટ્યું, એટલે જ તે બોલે છે : મારે અંબોડલે...

કેળવાયેલી અભિજ્ઞતાવાળા પુરુષના કેન્દ્રથી થતી અભિવ્યક્તિ બદલાઈ જાય છે :

વ્યોમ ને વસુંધરાની કન્યા કોડામણી,
તું તો છે સંધ્યાની શોભા સોહામણી,
લોચને ભરાય તો ય દૂર દૂર ધામની;
વાયુની લ્હેર સમી અંગને અડી છતાં ય
બાહુને બંધ ના સમાણી.
(તને જોઈ જોઈ તો ય તું અજાણી)

પાર્થિવ અને અપાર્થિવ તત્ત્વોના સમન્વયમાંથી રચાયેલી આ નાયિકા નાયકની પરિધિમાં આવતી જ નથી તેની વ્યથાપૂર્ણ કથા પણ સાથે સાથે આલેખાઈ છે.

તો ક્યારેક કવિ સાવ જુદા જ પરિણામ પર કોઈ ગીતમાં પહોંચી જાય છે :

થલ મહીં મેં જલ ને વળી જલને થાનક વ્યોમ
એક ઘડીમાં જોઈ લીધા મેં હજાર સૂરજ સોમ;
સોણલાંને દોર દુનિયા નવી ગૂંથવાતી ગઈ
(ઝૂંક વાગી ગઈ)

કવિએ માત્ર વનવાસીની આંખે જ જગત નથી જોયું ખારવાઓની આંખે પણ જગત જોયું છે.

હા, કવિએ પોતાની રચનાઓને સીમાબદ્ધ કરી રાખી છે અને એની બહાર તેઓ જઈને પોતાની કવિતાને સાથે સાથે પોતાને પણ વિસ્તારવા તૈયાર નથી. આને કવિની વિશિષ્ટતા કહેવી હોય તો કહી શકાય અને મર્યાદા કહેવી હોય તો એમ પણ કહી શકાય. ગુજરાતી ભાષાથી આ કવિ તો રળિયાત થયા છે અને સાથે સાથે પોતાની કવિતાથી ગુજરાતી કવિતાને અને ગુજરાતી ભાષાને પણ રળિયાત કરી છે.

૧૧-૯-૦૩

## સમીક્ષા : કૃતિલક્ષી : વિવેચન-બાવની ! / રાધેશ્યામ શર્મા

સાંભળ્યા પ્રમાણે શ્રી રંગ અવધૂત આશ્રમના પ્રભાવમાં દક્ષિણ ગુજરાતના દત્ત ભક્તો 'દત્ત બાવની'નો પાઠ વધુ કરે છે. પ્રતિષ્ઠિત વિવેચક અને વાર્તાકાર ડૉ. વિજય શાસ્ત્રીએ પણ વિજય બાવની કરી છે એમના આ વિવેચનસંચયથી, જેનું નામ છે –'બાવનનો સઘળો વિસ્તાર' (પાર્શ્વ પબ્લિકેશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧) કાવ્યપ્રકારને ચર્ચતા ૮(આઠ), નવલકથાના ૧૩(તેર), એકાંકી નાટકના ૨(બે) ચરિત્રના ૨(બે), વિવેચનના નવલકથાને ફાળવ્યા છે એટલા ૧૩(તેર), હાસ્યના ૨(બે), રેખાચિત્રના ૧(એક), ટૂંકી વાર્તાના ૧૦(દસ)એમ કુલ ૫૧(એકાવન)લેખો ઉપરાંત બાવનમી એમની શાસ્ત્રીયતા અને અભ્યાસીલતા પાને પાને પ્રગટાવતી લેખિનીને ગણવી ઘટે. પુસ્તકના પ્રથમ પૂંઠા-ટાઇટલ પર ચોંટાડીને હાલનું નામ 'બાવનનો સઘળો વિસ્તાર' વાંચવા મળે છે. પદ્દી કે પીછે ક્યા હૈ ? એવું કોઈ કુતૂહલથી પૂછે તો સરતચૂકથી – આ પણ સાંભળ્યા પ્રમાણે 'બાવળનો સઘળો વિસ્તાર' છપાઈ ચૂક્યું હતું ! ગ્રંથલેખકની હળવી, કાકુમિશ્રિત ધાર જે સાહિત્યકારોને અડી હોય એમને તો બાવન બહારનો, મજાકમાં બાવળના કાંટાનો જ વિસ્તાર અનુભવાય. બાકી અભિધાન સાર્થક છે. રહસ્યની કે સર્જનની અનુભૂતિ બાવન બહારની, અકથ્ય હોય પણ સર્જનની પાછળ સાત કે સોળ પદ્ધતિઓથી ફેરા ફરતું વિવેચન તો બાવનનો વિસ્તાર જ મનાય.

સૌંદર્યશાસ્ત્રના અઠંગ અભ્યાસી લેખકે સઘળા સાહિત્યપ્રકારોના

વિવેચનમાં કર્તા કરતાં કૃતિઓને લક્ષ્ય કરી સમગ્ર અવલોકન આપવાનો મનસૂબો સેવ્યો છે. કાવ્યક્ષેત્રે જયંત પાઠક-ઉશનસ્‌ની જોડીની કૃતિઓ 'બે અક્ષર આનંદના' તથા 'તૃણનો ગ્રહ', સુરેશ જોષીની 'તથાપિ', સોનલ-સંસ્કૃતિરાણી દેસાઈની 'મોનાલીસા', 'સૂર્યો જ સૂર્યો, મનહર મોદીની 'હસુમતી અને બીજાં', જયેન્દ્ર શેખવાડીવાળાની 'કલ્કિ' અને દિલીપ મોદીની 'દાખલા તરીકે તું' વિશે કાવ્યચર્ચા આપી છે.

નવલકથાઓમાં 'હુતાશન' (ધીરુબહેન પટેલ), 'પ્રિય નિકી' (ચંદ્રકાન્ત બક્ષી) 'પ્રેમઅંશ' (રઘુવીર ચૌધરી ),'બદલાતી ક્ષિતિજો' (જયંત ગાડીત), 'કુરુક્ષેત્ર' ('દર્શક'), 'કૂવો' (અશોકપુરી ગોસ્વામી), 'મીરા યાજ્ઞિકની ડાયરી'(બિન્દુ ભટ્ટ), 'ઝૂરાપાકાંડ' (માય ડિયર જયુ), 'અભિશાપ' (શૈલજાનંદ મુખોપાધ્યાયનો સુ. જોષી અનુવાદ )છે.

પણ અહીં દોસ્તોયવ્સ્કી જેટલો જ સ્નેહ સુમન શાહ માટે વરતાય. 'જુગારી' અને 'એન અનયુઝવલ ઇવન્ટ' એમ બે '(ફયોદોર)નવલકથાઓની સાથોસાથ સુમનની 'ખડકી' અને 'બાજબાજી' બબ્બે નવલોને સ્થાન સાંપડ્યું છે.

નાટ્યચર્ચા 'ચન્દ્રવદન મહેતાનાં પ્રતિનિધિ એકાંકીઓ' તેમ જ નાટ્યસર્જક સતીશ વ્યાસના 'તીડ' માં આમુખ લેખે મુકાયેલા અવલોકનમાં મળે છે. ચરિત્રવિભાગમાં સુરેશ જોષીના જીવન સાહિત્યવિષયક 'આત્મને પદી' અને મોહન દાંડીકરના અનુવાદ પુસ્તક 'ખાનાબદોશ' છે. હાસ્યના મથાળા હેઠળ સુમન જેટલું જ (દ્વિગુણી રસી જેવું )સ્થાન બકુલ ત્રિપાઠીનાં બે પુસ્તકોને મળ્યું છે. રેખાચિત્રની સમીક્ષાનો માત્ર એક નમૂનો છે ભગીરથ બ્રહ્મભટ્ટના 'માનવતાના ભેરુ' પૂરતો.

ટૂંકી વાર્તા નિમિત્તે ભગવતીકુમાર શર્માની 'અડાબીડ', હિમાંશી શેલતના 'એ લોકો', કિશોર જાદવના 'યુગસભા', 'રાધેશ્યામ શર્માની શ્રેષ્ઠ વાર્તાઓ,' મણિલાલ હ. પટેલના 'રાતવાસો', ઉત્પલ ભાયાણીના 'ખતવણી', પુરુરાજ જોશીના 'માયાવિની', હર્ષદ ત્રિવેદીના'જાળિયું'નાં અવલોકનો અહીં છે. મોહમ્મદ માંકડની વાર્તાઓના અસ્મા માંકડે કરેલ સંપાદનની પ્રસ્તાવના 'મિતાક્ષરી' અને મેઘાણીની વારતા 'વહુ અને ઘોડો'નું રસ-દર્શન પણ સુલભ છે.

વિવેચનવિસ્તાર, નવલકથા વિભાગ જેટલો જ આબાદ છે. 'સાહિત્ય-વિવેચનના વિવિધ અભિગમો'થી આરંભી 'દરિદ્રાનો તત્ત્વવિચાર', સુ.જો સંપાદન સાયુજ્ય -૨, શિરીષ પંચાલના ગણનાપાત્ર ગ્રંથ 'કાવ્યવિવેચનની સમસ્યાઓ', જયંત કોઠારીના 'સાહિત્યિક તથ્યોની માવજત', કિશોર જાદવની 'નવી ટૂંકી વાર્તાની કળામીમાંસા', મંજુ ઝવેરીના 'નીરખને', જશવંત શેખડીવાળાના 'નાટ્યલોક', અશ્વિન દેસાઈના 'તુલનાત્મક સાહિત્યની દિશામાં', જગદીશ શાહના 'પ્રેમઅંશ' સુધી વ્યાપ્ત છે.

કૃતિ નહિ પણ સર્જક વ્યક્તિત્વનો સમ્યક્ મહિમા ગાયો છે એવાં બે નામ છે સ્પેનિશ લેખક મિગ્યુએલ ઉનામુનો તેમ જ નીરદ ચૌધરી. બંનેને એક જ મથાળાથી નવાજ્યા છે : 'વિલક્ષણ સર્જક વ્યક્તિત્વ'. આને ઝીણી નજરવાળા વિજયજીનું પરાજય ઝોકું માનવું કે મથાળાંનો દેવાળિયો દુકાળ ?! અનુક્રમનાં પૃષ્ઠાંકો પણ લગભગ બધાં ખોટાં નીકળે આને 'ગઢ આલા પણ સિંહ ગેલા' જેવું માનવાની જરૂર નથી. મુદ્રણકક્ષાએ પ્રક્રિયાગત સરતચૂક રહી ગઈ છે.

સમગ્ર ગ્રંથમાંથી પસાર થયા પછી લાગ્યું કે સાહિત્યસર્જન અને અનુલક્ષિત કૃતિઓને જ કેન્દ્રમાં રાખી તથા વિવેચનક્ષેત્રના મહત્ત્વના ગ્રંથોની સંવર્ધક યા વ્યાવર્તક વિભાવનાઓની નુકતેચીની, ગુણગ્રહણપૂર્વક કરવામાં વિવેચક મહદ્ અંશે સફળ છે. દાવા કે પડકારની ભાષામાં તથ્ય મૂકવાનું મન એટલા માટે નથી થતું કે અત્રે અતિશયોક્તિ અલંકારને પ્રમાણી વસ્તુલક્ષી માનવાનું ચલણવલણ જ નથી ! વાંધા કાઢવા હોય એવા અભાવપ્રદર્શકો કહી શકે કે નિરંજન અથવા તો લાભશંકર સિતાંશુ જેવા નામી કવિઓની, ગોવર્ધનરામ મુનશી-ધૂમકેતુ-પન્નાલાલ-મડિયા સમા નવલકથાકારોની કે મધુ રાય જેવા હાર્મોનિકાકારની હાજરી જ નથી ! પણ મુદ્દો એ છે કે જેમના વિષે તેમજ મિષે , વિવેચકે આલોચના આપી છે એ કેવીક આપી છે, એમની બૌદ્ધિક પ્રામાણિકતા, રસનિષ્ઠા અને બિનંગતતા કેટલો હિસાબ આપી શકી છે તે તપાસનો મુખ્ય વિષય બને.

સ્પષ્ટ છે અહીં કે સુરેશ હ. જોષી નામના વિવેચકસર્જકનું પ્રદાન ગ્રંથમાં પ્રધાન છે, પણ તેથી ગ્રંથકાર સુ.જો.વાદી નથી સિદ્ધ થતા. 'આત્મનેપદી'ના

સંપાદક સુમન શાહે પોતાના જાણીતા તેજાબી પ્રકોપપૂર્વક આની સ્પષ્ટતા આવા ઉદ્ગારમાં વેરી છે : '(સુરેશભાઈએ)કદી ઇચ્છ્યું નહોતું કે પોતાનાં મંતવ્યોનું આંધળું અનુકરણ થાય..., કશો સંઘ, કશું જૂથ કે કલ્ટ અજમાવવાનું એમનું મુદ્દલે વલણ નહોતું...સ્થૂળ જમાવટોના મૂળથી જ વિરોધી હતા.'(પૃ. ૯૩)....આવા સુરેશભાઈની ચોંકાવનારી નીડરતા પણ 'ઇલસ્ટ્રેટેડ વીકલી' ઇન્ટર્વ્યૂના આ ઉદ્ગારમાં મુખરિત થઈ છે : (ચિત્રકાર–ગુલામમોહમ્મદ શેખ)ઘણા સારા કવિ પણ છે અને છેક ૧૯૫૬થી લખતા આવ્યા છે, પણ નિરંજન ભગત અને ઉમાશંકર જૂથના અન્યો તેમને કવિ તરીકે માન્યતા આપવા પણ તૈયાર નથી !(સુ.જો.નો વૈયક્તિક ઉકળાટ એમના સાત્ત્વિક પુણ્યરોષમાંથી નહીં આવ્યો હોય એમ સ્પષ્ટ વરતાય છતાં વિજય જેવા વિવેચકે અહીં કમેન્ટલેસ કેમ જવા દીધું ? ઉ.જો.કે.નિ.ભ.જૂથ માન્યતા આપવા તૈયાર નથી તેથી શેખ સમા સવ્યસાચી ચિત્ર-કાવ્યસર્જકને એની સ્પૃહા ના જ હોય ! તો પછી સુ.જો.ને એક ગોડફાધરપદનું અરીત વળગણ તો નહીં હોય ? ખેર, જવા દો આ બાવનનો નહિ...બાવળનો વિસ્તાર વિશેષ છે.

છતાં 'ખડકી ' સંદર્ભે ગ્રંથકારે કર્તાને 'પેડન્ટ્રિ'ના વિરોધમાં મજાનું વાર્તિક અર્પ્યું છે : 'નકલી અને ડોળઘાલુ પાંડિત્યની તમે મદદ લીધી હોત તો 'સરસ્વતીચંદ્ર'ના પ્રાગટ્યશતાબ્દી વર્ષમાં તમે પણ 'સરસ્વતીચંદ્ર' જેવી નવલકથા રચ્યાનું વાહિયાત ગૌરવ રળી શક્યા હોત.' (પૃ. ૪૯)

'પ્રેમઅંશ' કથામાં ઇન્ફૉર્મિંગ જેટલું છે તેટલું એનફૉર્મિંગ થયું નથી... આને પરિણામે નાયક-નાયિકાનાં પાત્રો મસાલાભરેલાં પ્રાણીઓના મ્યુઝિયમમાં રાખેલાં શરીરો જેવાં અનેકવાર લાગે છે... ચંદ્રહાસની સ્વસ્થતા ક્યારેક ચતુર, ચાલાક અને લુચ્ચા વ્યક્તિત્વની નીપજ લાગે છે.'(પૃ.૫૬).

ગોવર્ધનરામનું સ્મરણ સાચવી – ખાસ તો સૂચવી દર્શકના 'કુરુક્ષેત્ર'ને 'નવલકથા પ્રકારને યોગ્ય' કૃતિ તે માને છે. ધીરુબહેન પટેલની નવલકથા 'હુતાશન' મેલોડ્રામામાં સરી પડ્યા વિના 'ડ્રામા' ઉપસાવવાનું દુષ્કર કાર્ય સહજતાથી પાર પડ્યાનો અભિગમ નાટકપ્રકાર એકાંકી (સતીશ વ્યાસના) 'તીડ'ને પણ લાગુ પાડી એવું જ વિધાન યોજ્યું છે. મેલોડ્રામાને બદલે તેને ડ્રામા સુધી પહોંચાડવાની સફળ મથામણ કરી છે. (પૃ.૯૧) હિમાંશીના 'એ

## પશ્યન્તી... (સુ.જોનાં લોક અને લોકોત્તર) / મનોજ રાવલ

૧. અન્યોઅન્યની બુદ્ધિવર્ધક સભામાં (મંડળી) મળવાથી થતા લાભ વિશે, ભૂતનિબંધ વા 'સિંચોડના મિયાણાંનું દિપડા સાથે યુદ્ધ' જેવા વિષય પર નિબંધ સુધારક યુગમાં લખાતા. ત્યારથી જ હેતુ સ્પષ્ટ હતો કે આ સ્વરૂપ રુચિ પોષવા માટેનું નથી. રુચિ ઘડવા માટે આપણાં ગુજરાતમાં આવ્યું છે. પંડિતયુગ-ગાંધીયુગમાં સાહિત્યનું આ સ્વરૂપ પ્રચારકોની કુદૃષ્ટિનો ભોગ બન્યું તથા સ્વતંત્રતા પછી અખબારની ભુખાળવી કોલમ આ સ્વરૂપ વિશે ગેરસમજ ફેલાવવામાં મુખ્ય રહી. પરિણામે નિબંધ સ્વરૂપના સર્જક, ફેલાવવામાં મુખ્ય રહી. પરિણામે નિબંધ સ્વરૂપના સર્જક, વિવેચક અને વાચકવર્ગની માન્યતા મૂળની સંવેદનશીલતા પરત્વે, આ સ્વરૂપની કલાત્મકતા મામલે મોટે ભાગે બેદરકાર જ રહી.

તેમાં અપવાદરૂપ - પશ્યન્તી - સાહિત્યિક નિબંધોનું સુરેશ જોષી દ્વારા રચિત અગત્યનું પુસ્તક છે. પ્રકાશક સાહચર્ય પ્રકાશન, ગીતાનાયક, ઘાટકોપર મુંબઈ છે. પણ તેમના આ સંપાદનનું પ્રાપ્તિસ્થાન પાર્શ્વ પ્રકાશન અમદાવાદ છે. ૧૯૯૩માં પ્રથમ આવૃત્તિ, ૧૯૯૭ ફક્ત ચાર વરસમાં તેની ૨જી આવૃત્તિ. ૨૧૯ પાનાંમાં ૭૨ જેટલા નિબંધ અપાયા છે. પ્રારંભનો નિબંધ ૧-૭-૧૯૭૪નો છે. બોંતેરમા નિબંધમાં તારીખ છે ૮/૧/૧૯૮૨.

સામાન્ય રીતે ફક્ત સાહિત્ય અને આનુષંગિક કલાને જ વિષયવસ્તુ બનાવી નિબંધલેખન પ્રમાણમાં કપરું કાર્ય ગણાય. ભારતમાં પૂર્વે આ કાર્ય શ્રી રવીન્દ્રનાથ ટાગોરે કરેલું. પરન્તુ તે કૃતિ આસ્વાદ નિમિત્તે. જ્યારે ગુજરાતી સાહિત્યના આ યુગપ્રવર્તક લેખકે ફક્ત કૃતિ જ નહીં, પરન્તુ પશ્ચિમના સાહિત્ય, સર્જક-ચિંતકને ધ્યાનમાં લઈ વિભાવનાઓને સ્પષ્ટ કરી આપી એક નવી સૃષ્ટિ જ નહીં, આ નિબંધો દ્વારા નવી દૃષ્ટિ પણ ખોલી આપી છે. આ નિબંધોને ધ્યાનમાં લઈ એક વાત નોંધી રાખવી પડશે કે વિવેચન બની બેસે એવા વિષયવસ્તુને શુદ્ધ નિબંધ સ્વરૂપ તરીકે જાળવી રાખવાનો ઉદ્યમ પાર પાડવામાં સર્જક સુરેશ જોષી સફળ રહ્યા છે.

તેઓની બહુમુખી પ્રતિભાને કેટલાક પ્રયોગધર્મી કે પ્રયોગશીલ સર્જક

તરીકે નવાજે છે. ક્વચિત તે પરંપરાનું સંવર્ધન પોતાના સર્જનમાં દાખવતા જણાય તો કેટલાક તેમને જીવનાનંદ દાસ અથવા રવીન્દ્રનાથ ટાગોરની અસરમાં આવી આલેખન કરતા હોય, તેવું જણાવી સંતોષ લે છે.

પરન્તુ અભ્યાસીઓ જોઈ શકશે કે તેમણે પોતાની આગવી શૈલી વિકસાવી છે. આ નિબંધસૃષ્ટિનું ભાવનકાર્ય ભાવક પાસે સજ્જનતાની અપેક્ષા માગી લે તેવી પ્રક્રિયા બની બેસે છે.

આ નિબંધસર્જનનો સમયગાળો સૂચવે છે કે ગુજરાતી રાજકીય સ્થિતિમાં ત્યારે નવનિર્માણનો પ્રથમ દોર ગયેલો. ભારતની રાજકીય કટોકટીનો કાળ પણ પ્રારંભમાં પ્રવર્તતો હતો. કલા-સંસ્કૃતિ પર ત્યારે જે વગ ધરાવતો વર્ગ હતો, તેની ફરમાઈશી બની જતી સુખ પાઠ્યકૃતિમાં જાણે સર્જકસંવેદન જગત ઇતિ કર્તવ્ય માનતું હોય તેમ સ્થગિતતાની આબોહવા હતી. ત્યારે પશ્યન્તી દ્વારા સુરેશ જોષી નવ્ય તથા કલાનિમિત્તે શું જરૂરી છે. તેનો અંદાજ આપતા હોય તેમ નિબંધ આપે છે.

આ નિબંધોને શીર્ષક આપવામાં નથી આવ્યા. એટલે સ્વરૂપને વફાદાર છે તેમ માની લેવાને બદલે એમ ધારવામાં આવે કે પશ્યન્તીમાં સુરેશ જોષી સ્વતંત્રતા ભોગવવા ઇચ્છતા હશે. પરન્તુ હકીકતમાં એમ નથી.

તેમનાં પુસ્તકોનાં શીર્ષક પણ એક લેખનો વિષય બની શકે તેવાં છે. અહીં નિબંધની વાતમાં સા નિશા પશ્યતિ મુને : નથી પરન્તુ પશ્યન્તી) એ..વ કે દ્વિ.વ. નહીં પરન્તુ બહુવચન છે. કલાકારની આંખ દ્વારા ઈશ્વરનું અને મનુષ્યનું જગત જોવાય છે. જોકે એક અંગ્રેજીના અધ્યાપક મિત્રે પરા પશ્યન્તી વૈખરી વાણીના પ્રકાર નિમિત્તે આ શીર્ષક યોજાયાની વાત મૂકી. પરન્તુ આ સંગ્રહના સંપાદનમાં નિમિત્ત બનેલાનું પણ શીર્ષક નામકરણ, આવરણ અને અન્ય માવજત મામલે યોગદાન હશે જ. પણ ટૂંકમાં એ બધું જ સુ.જો.ની પ્રતિભાને છાજે તેવું.

આ નિબંધોમાં તેમણે સાહિત્ય, ભાષા, કલ્પના, કલા, સંસ્કૃતિ, નાટક, દર્શન, કવિતા, સર્જક, સર્જકોના સત્ત્વશીલ સર્જન, તેના નિમિત્ત વગેરેની વાત મૂકી આપી છે.

નાટક અને નાટ્યસૃષ્ટિ તથા વિદેશી નાટ્યકારો વિશે લગભગ નવ જેટલા

તરીકે નવાજે છે. ક્વચિત તે પરંપરાનું સંવર્ધન પોતાના સર્જનમાં દાખવતા જણાય તો કેટલાક તેમને જીવનાનંદ દાસ અથવા રવીન્દ્રનાથ ટાગોરની અસરમાં આવી આલેખન કરતા હોય, તેવું જણાવી સંતોષ લે છે.

પરન્તુ અભ્યાસીઓ જોઈ શકશે કે તેમણે પોતાની આગવી શૈલી વિકસાવી છે. આ નિબંધસૃષ્ટિનું ભાવનકાર્ય ભાવક પાસે સજ્જનતાની અપેક્ષા માગી લે તેવી પ્રક્રિયા બની બેસે છે.

આ નિબંધસર્જનનો સમયગાળો સૂચવે છે કે ગુજરાતી રાજકીય સ્થિતિમાં ત્યારે નવનિર્માણનો પ્રથમ દોર ગયેલો. ભારતની રાજકીય કટોકટીનો કાળ પણ પ્રારંભમાં પ્રવર્તતો હતો. કલા-સંસ્કૃતિ પર ત્યારે જે વગ ધરાવતો વર્ગ હતો, તેની ફરમાઈશી બની જતી સુખ પાઠ્યકૃતિમાં જાણે સર્જકસંવેદન જગત ઇતિ કર્તવ્ય માનતું હોય તેમ સ્થગિતતાની આબોહવા હતી. ત્યારે પશ્યન્તી દ્વારા સુરેશ જોષી નવ્ય તથા કલાનિમિત્તે શું જરૂરી છે તેનો અંદાજ આપતા હોય તેમ નિબંધ આપે છે.

આ નિબંધોને શીર્ષક આપવામાં નથી આવ્યા. એટલે સ્વરૂપને વફાદાર છે તેમ માની લેવાને બદલે એમ ધારવામાં આવે કે પશ્યન્તીમાં સુરેશ જોષી સ્વતંત્રતા ભોગવવા ઇચ્છતા હશે. પરન્તુ હકીકતમાં એમ નથી.

તેમનાં પુસ્તકોનાં શીર્ષક પણ એક લેખનો વિષય બની શકે તેવાં છે. અહીં નિબંધની વાતમાં સા નિશા પશ્યતિ મુને : નથી પરન્તુ પશ્યન્તી) એ..વ કે દ્વિ.વ. નહીં પરન્તુ બહુવચન છે. કલાકારની આંખ દ્વારા ઈશ્વરનું અને મનુષ્યનું જગત જોવાય છે. જોકે એક અંગ્રેજીના અધ્યાપક મિત્રે પરા પશ્યન્તી વૈખરી વાણીના પ્રકાર નિમિત્તે આ શીર્ષક યોજાયાની વાત મૂકી. પરન્તુ આ સંગ્રહના સંપાદનમાં નિમિત્ત બનેલાનું પણ શીર્ષક નામકરણ, આવરણ અને અન્ય માવજત મામલે યોગદાન હશે જ. પણ ટૂંકમાં એ બધું જ સુ.જો.ની પ્રતિભાને છાજે તેવું.

આ નિબંધોમાં તેમણે સાહિત્ય, ભાષા, કલ્પના, કલા, સંસ્કૃતિ, નાટક, દર્શન, કવિતા, સર્જક, સર્જકોના સત્ત્વશીલ સર્જન, તેના નિમિત વગેરેની વાત મૂકી આપી છે.

નાટક અને નાટ્યસૃષ્ટિ તથા વિદેશ નાટ્યકારો વિશે લગભ

નિબંધ આપ્યા છે. તેમાં ફ્રાન્સની રંગભૂમિ (૪૭,૪૮) લૂઈ જિ પિરાન્દેલ્લો (૫૭) સાર્ત્ર (૩૫,૩૬), પીટર હાંડકે (૨૮) ઉપરાંત (૨૬)માં બેકેટની વાત આધુનિક સન્દર્ભમાં મૂકી આપે છે તો છેલ્લો નિબંધ સ્વીસ નાટ્યકાર મેક્સફિશની નવલકથા 'મેન ઇન ધ રોલોસિન'ની વાત આપે છે.

પશ્યન્તીના નિબંધોમાં વિદેશી કલાકૃતિઓ અને વિદેશી સર્જકોની એવડી મોટી યાદી બને તેમ છે કે આપણે તે સન્દર્ભજગતથી પ્રભાવિત બની જઈએ. સુ.જો. આવા સર્જકોમાં પાંચેક વાર રશિયન લેખક એલેકઝાન્ડર સોળ્ઝે-નિત્સીનને યાદ કરે છે.

નિબંધ નં ૬૦, ૬૩, ૬૮, ૬૯, ૭૦ માં તેના સંદર્ભ ફક્ત તેણે કરેલી બગાવત અનુસંધાને નથી. પરન્તુ રશિયન તથા અમેરિકન મહાસતાની સરકારો આજે સર્જન તથા સર્જક પરત્વે કેવા અભિગમ રાખે છે તથા સર્જક ધર્મ શું તે વિચારાયું છે.

જોકે રશિયન તાનાશાહો સામે જોશેન્કો(૪) હાસ્ય દ્વારા અને યુરી ગાલાન્સ્કોવ (૧૫) કવિતા દ્વારા તથા યુરીકોકોલ (૬૫) જેવા સર્જકો જે રીતે સંઘર્ષ ખેડે છે તેવું આપણે ત્યાં કટોકટી નિમિતે રેણુ, સ્નેહલતા, જય પ્રકાશ સંદર્ભે નિબંધકાર વિચારે છે. પરન્તુ આ વિગતો કોઈ અહેવાલ માત્ર નથી બનતી. નિબંધ સ્વરૂપને જાળવી રાખવા સાથે સાહિત્ય તથા સાહિત્યકારની જાગરુકતા દર્શાવાય છે. (૧૪) રિલ્કે - તેની કવિતા વગેરે વિશે વાત કરતા અત્રે ૩ નિબંધ છે. (૬, ૧૬, ૧૭) તો પોલ વાલેરી-રિલ્કેની કવિતાની કંપેરીઝન લાગે તેવો ૫૬મો નિબંધ આ અનુસંધાને મૂકી શકાય.

જોકે આ સર્જકોના ઉલ્લેખ તો નિબંધકારની સંવેદનશીલતાના વિસ્તાર માટે નિમિત્ત છે. કારણ આ બહાને સુ.જો.ને કહેવાનું છે તે જ કહે છે. આ સર્જકોની સામગ્રીનો વિનિયોગ પોતાની માન્યતાને પુષ્ટિ આપવા માટે પશ્યન્તીના સર્જક કરે છે. મોટે ભાગે વર્તમાન સાહિત્યિક, સામાજિક કે રાજ્યસત્તા વ્યવસ્થા મામલે અસહમતિ છે. સંપૂર્ણ વ્યવસ્થા જ સંપૂર્ણ આતંકનું પ્રારંભબિંદુ બની રહે છે. એવી વાતો આ નિબંધોમાં લાવે છે, તેની પીઠિકામાં અનેક શ્રેષ્ઠ સર્જકોનું સમર્થન આ નિબંધોમાં જોઈ શકાય છે. કારણ વ્યવસ્થા અને લીલાનાં બંને પાસાંમાંથી લીલાનો મહિમા આપનારા કેટલા બધા

સર્જકોની વાત આ નિબંધોમાં છે ? રોબર્ટ લવેલ (૧૨) સોલ બેલો (૮) આન્દ્રે માલરો (૯) મેક્સિકન કાર્લોસ (૧૯) પેરુના મારિયો વર્ગાસ(૨૩) યહૂદી આન્દ્ર સ્વાર્ઝ (૨૭) યહુદી એમિચાઈ (૩૪) ઝેસ્લાવ મિલોઝ (૩૯,૪૧) યુઝેનિયો મોન્તાલે (૪૬) આફ્રિકી લેખક કામારેલાયે (૨૫)ની વાત ગુજરાતના ભાવકો સમક્ષ મૂકી આપી નિબંધલેખક જાણે કહેતા નથી કે આ આમ છે. પરન્તુ ભાવકને સૂચવે છે કે આ જોવા જેવું છે, ઉશ્કેરે છે ભાવ વિશ્વને સમૃદ્ધ બનાવવા માટે.

આમાં કેટલાક નોબેલ વિનર છે તો કેટલાક લેખકો તેના સક્ષમ દાવેદાર. આમ સમૃદ્ધ ભાવ-વિશ્વના રચયિતાની નજીક લઈ જવા પશ્યન્તીના નિબંધો નિમિત બને છે.

કાફકાની વાત વગર સુ.જો.ના નિબંધો કેવી રીતે હોય ?

૬૭મો નિબંધ તેના સંદર્ભવાળો છે. પરન્તુ ૨૪ નિબંધ તો (૩ જૂન ૧૯૨૪ સંદર્ભે)૪/૬/૭૯ માં લખેલ છે. આમ કેટલાક નિબંધો પ્રાસંગિક લાગે. પરન્તુ જિજ્ઞાસા અને વિસ્મય ધરાવનાર ભાવક માટે સંતર્પક નીવડે. સુ.જો.ને દર્શન સાથે પણ નિસ્બત ખરી. તે આ નિબંધસૃષ્ટિમાં પસાર થવાથી ખ્યાલ આવે. પ્રથમ નિબંધમાં ચિંતક સિયોરાન છે તો ૩૭મા નિબંધમાં આલ્ડસ હક્સલી કલ્પના, વિજ્ઞાન વગેરેની વાત મૂકી આપે છે. પીટર ચેડાવરના કલ્પના, વાસ્તવના, ખ્યાલને ૩૮મા નિબંધમાં દર્શાવે છે.

તો એન્થની બર્જેસ જેવા ભાષાવિજ્ઞાનના જાણકારનો ઉલ્લેખ નિબંધમાં કરે છે. તે ભાષાનો મહિમા સ્થાપવા માટે પછી ૫૧,૫૨, ૫૩, ૫૪, ૫૫ નિબંધમાં ભાષા, ભાષા અને કવિતા, ગદ્ય, ફિલસૂફી, ભાષા અને નાટક વગેરેની વાત મૂકી આપે છે.

સુ.જો.ની પશ્યન્તીની નિબંધસૃષ્ટિ કલા, સંસ્કૃતિ વગેરે સીમિત વિષય પર વાત કરતી લાગે પણ તેનાં આંતરિક ઘટકો દ્વારા વિશાળ પરિપ્રેક્ષ્ય સ્થાપી આપે છે. તેમના નિબંધ જે વિષય પર લખાયા છે તેનું વૈવિધ્ય પણ જોવા જેવું છે. દા.ત. વાચન(૪૨), કવિકર્મ(૧૮), મૌલિકતા(૫૯), અધ્યાત્મ અને કવિતા(૪૦), કલા–નીતિ(૭૧), શબ્દ(૧૧), સુખવાંચ્છુ સ્થાપિત હિતો (૩૧) મૃત્યુ(૩), આશા(૪૩) વિશેના નિબંધો ફક્ત વાચનક્ષમ જ નથી,

આ નિબંધ વાંચ્યા પહેલાંનો વાચક અને આ નિબંધ વાંચ્યા પછીનો વાચક બે જુદી વ્યક્તિ બની જાય તેવી સંભાવનાવાળા નિબંધો છે.

વિદ્યા વિનાશને માર્ગે અલગ પુસ્તિકા છે પરન્તુ અહીં ૪૯ નંબરના નિબંધમાં એ સૃષ્ટિ પુનઃ આવે છે.

સરેરાશ ૩ પાનાંના એક નિબંધમાં પોતાને કહેવાનું કહી દેતા સર્જક ૬૪મા નિબંધમાં સાડાસાત પાનાં રોકે છે. કટોકટીમાં મૂકાયેલા કલાતત્ત્વની વિચારણા કરતા આ નિબંધમાં આધુનિક સન્દર્ભ, ખાસ કરી ચિત્રકળા અને સાંસ્કૃતિક બદલાવ, જીવનની સામ્પ્રત સંકુલતાના કારણે આ બધું થયું તે આલેખાયું છે.

(૩) 'અવાજ' ઉપર નિબંધ લખનાર સુ.જો. અહીં 'એકાંત'(૨૧) ઉપર પણ હાથ અજમાવે છે. જોકે શીર્ષક નથી પરન્તુ ૨૦મા નિબંધનું શીર્ષક 'વૈશાખના છેલ્લા દિવસો' આપી શકાય.

આ બધા નિબંધો નિબંધ કેમ બની શક્યા ? તથા લેખ બનતાં કેમ કરતાં અટકી ગયા તે સમજવા માટે તો 'પશ્યન્તી'માંથી પસાર થવું જ રહ્યું.

મિત્ર રાજેશ પંડ્યા કહે છે તેમ આજકાલ કોલમીસ્ટને ચિંતક કહેવામાં આવે છે. જોકે ગોવર્ધનરામ, આનંદશંકર ધ્રુવ સદેહે એમના જમાનામાં ચિંતક તરીકે નથી ઓળખાયા. તેવું સુ.જો. મામલે પણ બનવું સ્વાભાવિક હતું. પરન્તુ આજે આપણે આ નિબંધકારને ચિંતક તરીકે નહીં ઓળખીએ તો પણ આ નિબંધો મહત્ત્વ ધરાવતા રહેશે.

## જયંત પાઠકની અવિસ્મરણીય વિદાય

ગુજરાતી કવિતામાં કેટલાંક નામ યુગ્મ રૂપે લેવાતાં રહ્યાં છે, દા.ત, ઉમાશંકર-સુંદરમ્, ઉશનસ્-જયંત પાઠક, રાજેન્દ્ર-નિરંજન વગેરે. ૧લી સપ્ટેમ્બરે સૂરતના જયંત પાઠકનું હૃદયરોગને કારણે દુઃખદ અવસાન થયું. બી.એ. સૂરતમાં અને એમ.એ. વડોદરામાં કરીને બંને નગરોની સંસ્કૃતિનો આગવો લાભ મેળવ્યો. ૧૯૫૪માં તેમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'મર્મર' પ્રગટ થયો ત્યારથી લગભગ ૬ દાયકા સુધી તેમણે સાતત્યપૂર્વક કાવ્યો રચ્યાં. ગુજરાતી કવિતાની પરંપરા તેમણે આત્મસાત્ કરી હતી, એ પરંપરાનો લાભ પોતાની કવિતાને તેઓ સંપડાવતાં રહ્યા, કવિતાનાં રૂપ સભાનતાથી અને સહજતાથી પ્રગટાવતાં રહ્યાં. એક બાજુએ ગાંધીવાદી પરંપરા, બીજી બાજુએ આધુનિક પરંપરા અને ત્રીજી બાજુએ તળપદી પરંપરાઓનો વિનિયોગ કેવી રીતે કરવો તે પ્રશ્નનો ઉત્તર કવિતા રચતાં રચતાં જાતને આપતા રહ્યા.

૧૯૬૭માં 'વનાંચલ' અને ૧૯૮૮માં 'તરુરાગ' જેવી ગદ્યકૃતિઓ પ્રગટ કરી. તેમાં સંસ્મરણોની સાથે સાથે પ્રકૃતિ પ્રત્યેનો એક વિશિષ્ટ લગાવ જોવા મળ્યો. ગુજરાતીમાં અતીતરાગનું એક વિલક્ષણ પ્રકરણ ઉમેરાયું.

પહેલેથી તેઓ ગુજરાતીમાં જે કાંઈ લખાય તે ઝીણી નજરે જોતાં રહ્યા હતા અને એને કારણે સમસામયિક પ્રવાહોથી તેઓ ભાગ્યે જ અસ્પૃષ્ટ રહ્યા. ક્યારેક તો પહેલી જ વાર કોઈ અજાણી વ્યક્તિની કલમ નિહાળીને તેઓ સામે ચાલીને અભિનંદન પણ આપવા બેસતા. અનેક પ્રકારની વાતોનો તેમની પાસે ખજાનો હતો. છેક છેલ્લે સુધી તેમની સ્મૃતિ ઝાંખી થઈ ન હતી. અને એને કારણે સ્મૃતિકથાઓ પાર વિનાની વહ્યે જતી.

તમે એમને મળવા ગયા હો તો વય કે જ્ઞાન કે સર્જકતાના કોઈ પણ પ્રકારના ભાર વિના તેઓ નિરાંતે મળી શકતા. પોતાની વ્યક્તિતાનો કોઈ બોજ તેઓ સામા પર લાદતા નહીં. આનો અનુભવ છેલ્લે છેલ્લે તેમણે સુરેશ જોષીના પુત્ર પ્રણવને અને શિરીષ પંચાલનાં પત્ની ચંદ્રિકાને પણ કરાવ્યો. આમ તો તેમણે મોટી ઉંમરે વિદાય લીધી અને છતાં લાગે કે તેઓ વહેલા ચાલ્યા ગયા.

# સમાચાર

- મુંબઈ-દિલ્હી એરપોર્ટના ખાનગીકરણને અપાયેલી બહાલી.
- ઉત્તર પ્રદેશમાં હજુ પણ પુરની ગંભીર સ્થિતિ યથાવત અને ૨૫ જિલ્લા પાણીમાં ગરકાવ.
- અલ-કાયદા હજુ પણ હુમલાનાં કાવતરાં ઘડી રહ્યું છે : બુશ.
- અક્ષરધામ હુમલાના આક્ષેપો વચ્ચે કાશ્મીરના કૃષિપ્રધાનનું રાજીનામું.
- શ્રીણગરમાં સલામતી દળોના બંકર ઉપર આતંકવાદીઓનો હુમલો.
- ઇરાકને અમેરિકન સૈનિકોની કબરમાં ફેરવી દો : ઝવાહારી.

## રાત વીંધતી ટ્રેઈન / રમણિક અગ્રાવત

... આવું છું ધમધમાટ
ઊંઘતી નદીઓ અને સફાળા જાગી પડતા
વહેળાઓ વટાવતો
પુલોથી જોડાતો, સંકળાતો સિગ્નલોથી
નક્કર થનગનાટ પર પૂરપાટ
હણહણતાં બોગદાં સોંસરો
ઊભરતાં ખસતાં ભૂંસાતાં
ઊપસતાં વિલાતાં વળી વળી દેખાઈ પડતાં
લક્ષ્ય પર લાગલગાટ
આવું છું...

ક્યાંક જોવાતી રાહની હૂંફાળ છાતીમાં
ભીડાવા ચસોચસ
ક્યાંક પડતી મુકાયેલી પ્રતીક્ષાને
પૂંઠેથી હાથ મૂકી કરવાં એકાએક અ
ઝાલ્યા નહીં રહેતા
ઉમળકાને ઝીલવા
ફંગોળતી ગતિ પર થઈ સવાર
વારે વારે સ્મૃતિને ઝંઝેડતી
વ્હીસલપૂર્વક વીંઝાતો
વટાવતો સ્થિતિઓ સડસડાટ
રવાના થઈ ચૂક્યો છું...

## લિપિ / કાનજી પટેલ

ક્યાં જવાં રે ક્યાં જવાં ?
ઓ વાટ
તારે ક્યાં જવાં ?
કેડી વાંકી વળે
સાપણ થાય
કાંચળી સારે
ભાખણાં આગળ લાવે
કડી કેડીએ સામી થાય
એવામાં પડદો બોલે
હું પડદો શીખું
નાટકમાં નાટક
કથામાં દૃષ્ટાંત
પ્રમેયમાં પ્રમાણ
વસ્તુવેશભાષાઅભિનયલય કરે રૂપક
દૃશ્ય અદૃશ્ય સઘળું બોલે

૨ : ૨૦૦૩, ઓક્ટોબર

: સૌને જડે છે
એક વાર તો જડે જ
જડેલાની બહાર નવું આવે
કડી ચાલવા માંડે
છૂપું છૂપું :
આ કથા જૂની છે

જે હો તે
ભીંત રેત પાટી ખેતર – દાખલો એ જ છે
એની મશે ચહુ જણેભણે ગણે
ઊડતો કે ઠરેલો સંવાદ એક બોલી બોલે
એક કથા
એ કથા ચાલે છે
સરવરજળમાં સળ જેવા લોકો
ઓગળે ઊઘડે ઊઘલે ઊકલે છે
જળ થળ પાસા થઈ પડે

વિલસે એક કથા
મહાકથા
સર્વ ઊપરિ
આગળ અંદર બહાર

વળી
એક લાંબે ઝૈડકે વલોણું
છાપરું જૂદું
પણ ચોપાડ એ જ
ઘેન વીજાણુંનું
ચાલ અને બાજી ઉંદર બિલ્લીની

કથાના નવા ઊચ્છ્વાસ ઉલ્લાસ સર્ગ
લહરી કે તરંગ
રવૈયાની ચોટલીએ ઝળકે માખણ
સમદર રતનમાં બોલે
ભળવું મળવું સમદરમાં
આપો આપ તરંગને ધરવ

લિપિઓ
કથાની લોકની મનની કુદરતની
લિપિઓ અપાર
લિપિ અને લિપિ વચ્ચે લિપિ
કઈ ઉકેલવી ?
કેમ ઉકેલવી ?
ઊકેલવી ?

૪ : ૨૦૦૩, ઓક્ટોબર

## ગઝલ / ગુણવન્ત ઉપાધ્યાય

સૂરજનાં ઊગવા અંગે મને ના લેશ પણ શંકા,
મજાનું મન અયોધ્યા લાગણી મારી નથી લંકા.

ઢળી છે રાત પળની પાલખી ઝળહળ થવામાં છે,
ઉઘાડી આંખની કીકીઓ ગણશે પાંચનાં ડંકા.

સતત અનિમેષ જાગી જાણવું એવું કહો ત્યારે
બનાવી હોડી કાગળની તરાવી જાણ નરબંકા.

તને અજવાળવાના યત્નમાં સામેલ જે કોઈ
ચીલાને છોડનારાનાં હતા રસ્તાય બહુ વંકા.

અમારા કાનમાં પેસી ફૂંકે છે મંત્ર મૃત્યુંજય
સતત ઇચ્છે જ છે એવું શબદનો મિત્ર થઈ પંકા.

## હાઈકુ / મનીષા દવે

સળગવાનું
છે : રોજ ભીતરમાં
અરણી છું ને !

તારા-મંડળ
નભ ગોખલે ઊંચે
શિશુ વિમાસે

મીઠા જળની
માઘલી : ખારા જળે
તફડે-મરે.

વૃંદાવનની
કદંબડાળ ઝૂરે
વિરહે તારે

છિન્ન ભિન્ન છું
સંસ્કૃતિ મધ્યે આજ
શોધું પ્રકૃતિ

ખરે તારકો
શબનમ બનીને;
ફૂલ પાંખડી

મનમાં રણ
આંખમાં મૃગજળ
હું તું મનુજ ?

સમજાય છે
મને રાધાનો પ્રેમ
દ્વારિકા મધ્યે

તરસ્યું હૈયું
શોધે છે ઓએસિસ
વેરાન રણે !

## ક્યાં લગી / નિર્મિશ ઠાકર

આભનો નિસ્તેજ માળો, ક્યાં લગી ?
સૂર્ય આ ગમગીન-કાળો, ક્યાં લગી ?

વિસ્તરે છે શૂન્યતાનાં વર્તુલો
કાંકરીનો સ્હેજ ચાળો, ક્યાં લગી ?

રોજ ભૂંસાવું-લખાવું, આપણો –
આંકડાની જેમ તાળો, ક્યાં લગી ?

ગાઉં તોયે સાથ મન ગાતું નથી
એ જ ગીતો, એ જ ઢાળો, ક્યાં લગી ?

ક્યાંક શોષાઈ ગયાં છે જળ, છતાં –
આ પ્રતીક્ષાનીય પાળો, ક્યાં લગી ?

અસ્ત થાવા સાંજ શોધ્યે જાઉં છું
શ્વાસનો સંદિગ્ધ ગાળો, ક્યાં લગી ?

## ગઝલ / દત્તાત્રય ભટ્ટ

મારામાં ઊગ્યું ઘાસ, આ રોમાંચ એનો મઘમઘે,
મારામાં દૂઝ્યા ચાસ, આ રોમાંચ એનો મઘમઘે.

તારી સભામાં કેટલા મિત્રો હતા હાજર છતાં,
મુજને ગણ્યો તેં ખાસ, આ રોમાંચ એનો મઘમઘે.

આંખો કરીને બંધ જ્યાં યાત્રી થયો હું ભીતરી,
ખુલતો ગયો અજવાસ, આ રોમાંચ એનો મઘમઘે.

એ ગામને છોડી ગયે વરસો થયાં છે તે છતાં,
ચરણોને એની પ્યાસ, આ રોમાંચ એનો મઘમઘે.

ગોવાળ, ગોપી, રાધિકે ને શ્યામસુંદર આજ પણ,
મારામાં રમતા રાસ, આ રોમાંચ એનો મઘમઘે.

## ક્યાં લગી / નિર્મિશ ઠાકર

આભનો નિસ્તેજ માળો, ક્યાં લગી ?
સૂર્ય આ ગમગીન-કાળો, ક્યાં લગી ?

વિસ્તરે છે શૂન્યતાનાં વર્તુલો
કાંકરીનો સ્હેજ ચાળો, ક્યાં લગી ?

રોજ ભૂંસાવું-લખાવું, આપણો –
આંકડાની જેમ તાળો, ક્યાં લગી ?

ગાઉં તોયે સાથ મન ગાતું નથી
એ જ ગીતો, એ જ ઢાળો, ક્યાં લગી ?

ક્યાંક શોષાઈ ગયાં છે જળ, છતાં –
આ પ્રતીક્ષાનીય પાળો, ક્યાં લગી ?

અસ્ત થાવા સાંજ શોધ્યે જાઉં છું
શ્વાસનો સંદિગ્ધ ગાળો, ક્યાં લગી ?

## ગઝલ / દત્તાત્રય ભટ્ટ

મારામાં ઊગ્યું ઘાસ, આ રોમાંચ એનો મઘમઘે,
મારામાં દૂઝ્યા ચાસ, આ રોમાંચ એનો મઘમઘે.

તારી સભામાં કેટલા મિત્રો હતા હાજર છતાં,
મુજને ગણ્યો તેં ખાસ, આ રોમાંચ એનો મઘમઘે.

આંખો કરીને બંધ જ્યાં યાત્રી થયો હું ભીતરી,
ખુલતો ગયો અજવાસ, આ રોમાંચ એનો મઘમઘે.

એ ગામને છોડી ગયે વરસો થયાં છે તે છતાં,
ચરણોને એની પ્યાસ, આ રોમાંચ એનો મઘમઘે.

ગોવાળ, ગોપી, રાધિકે ને શ્યામસુંદર આજ પણ,
મારામાં રમતા રાસ, આ રોમાંચ એનો મઘમઘે.

## બે ગઝલ / મહેશ રાવળ

૧

જુદાં છે કારણો સૌનાં,
જુદાં છે તારણો સૌનાં.
તપે વૈશાખ સરખો પણ
જુદાં છે, શ્રાવણો સૌનાં.

વ્યવસ્થા એકસરખી છે,
જુદાં છે ભારણો સૌનાં.
બધાં ખોલાય છે અંતે,
જુદાં છે ઢાંકણો સૌનાં.

ભલે ને હોય સરખાં વખ !
જુદાં છે, મારણો સૌનાં.
કહાની એજ-'રામાયણ'
-જુદા છે, રાવણો સૌનાં.

૨

પ્રત્યેક પળ, સમજાય એવું થઈ શકે ?
પ્રત્યેક પળ, સચવાય એવું થઈ શકે ?

સંબંધ કૈં કિસ્સો નથી કે ભૂલશો !
પ્રત્યેક પળ, ચર્ચાય એવું થઈ શકે ?

હું ક્યાં કહું છું જિંદગી લાંબી મળે !
પ્રત્યેક પળ જીવાય, એવું થઈ શકે ?

કેવાં, કપાણેં જાતખોલે માણસો !
પ્રત્યેક પળ ખોલાય એવું થઈ શકે ?

તારાખજાનેં ક્યાં નહીંતર ખોટ છે !
પ્રત્યેક પળ છલકાય એવું થઈ શકે ?

નજરે તરે છે જેમ તું, અંતિમ ક્ષણે
પ્રત્યેક પળ દેખાય, એવું થઈ શકે ?

## સૃષ્ટિના સર્જન વિશેની કથાઓ

આ સૃષ્ટિમાં સૌપ્રથમ હિરણ્યગર્ભ અસ્તિત્વમાં આવ્યા. પ્રાણીમાત્રના એક પતિ તરીકે તેમનો જન્મ થયો હતો. આ પૃથ્વી અને દ્યુલોક તેમને કારણે ટકી રહ્યાં છે. કયા દેવની હવિ વડે એમની અર્ચના કરીશું ?

જે જીવનશક્તિ આપે છે, જે બળ આપે છે, જેની આજ્ઞાનું પાલન દેવતાઓ કરે છે, જેની છાયા અમૃત છે, અને મૃત્યુ પણ છે; કયા દેવની હવિ વડે એમની અર્ચના કરીશું ?

જે વખતે જળની દેવીઓ સઘળા ગર્ભને ધારણ કરતી, અગ્નિને ઉત્પન્ન કરતી આવી તે વખતે દેવોનો આત્મા પ્રગટ્યો. કયા દેવની હવિ વડે એમની અર્ચના કરીશું ?

જેમના મહિમાથી આ બધા હિમવંત પર્વતો પ્રગટ્યાં છે, જેમનાં સામર્થ્યથી નદી, સમુદ્ર પ્રગટ્યાં છે, બધી દિશાઓ જેમના સામર્થ્યની પ્રતીતિ કરાવે છે - કયા દેવની હવિ વડે એમની અર્ચના કરીશું ?

જેણે આ આકાશ અને પૃથ્વીને નિર્ધારિત સ્થાને સ્થાપિત કર્યાં છે, જેણે સ્વર્ગને સ્થિર કર્યું છે, સૂર્યને આકાશમાં કેન્દ્રિત કર્યો છે, કયા દેવની હવિ વડે એમની અર્ચના કરીશું ?

(ઋગ્વેદ-૧૦ : ૧૨૧)

કંકાવટી

ત્યારે સત્ ન હતું, અસત્ ન હતું ; અંતરીક્ષ ન હતું અને એની પાર વ્યોમ ન હતું, ગતિ કઈ હતી ? ક્યાં હતી ? ઊંડા ખાડાઓ ક્યાં હતા ?

ત્યારે મૃત્યુ ન હતું, અમરરત્વ ન હતું, રાત્રિ ન હતી, દિવસ ન હતો, પ્રાણ પણ ન હતો, એક માત્ર બ્રહ્મ સિવાય કશાનું અસ્તિત્વ ન હતું.

ત્યારે અંધકાર જ અંધકાર હતો, વિશ્વ અકળ હતું, એક જ પ્રવાહ હતો, જે કંઈ હતું તે શૂન્યમય હતું , તપના પ્રભાવે એક અવિનાશી તત્ત્વ પ્રગટ્યું.

એ પરમ તત્ત્વમાં પ્રથમ કામ પ્રગટ્યો. કામ એ જ આત્માનું પહેલું રેત હતું,

મનીષી કવિઓએ અસત્માં જ સત્ વ્યક્ત થતું અનુભવ્યું.

આ સૃષ્ટિ ક્યાંથી કેવી રીતે પ્રગટી એ કોણ કહી શકે ? દેવતાઓ શું એની સાથે પ્રગટ્યા ? એટલે સૃષ્ટિની ઉત્પત્તિ વિશે કોણ કહી શકે ?

આ સૃષ્ટિ ક્યાંથી પ્રગટી ? કોણે સર્જી અથવા નથી સર્જી એ તો પરમ ધામમાં રહીને બધે દૃષ્ટિપાત કરનારો જાણે અથવા તે પણ નહીં જાણતો હોય !

(ઋગ્વેદ-૧૦ : ૧૩૦)

## હું અને મારીબહાર / રતિલાલ 'અનિલ'

પ્રકાશની બહાર પ્રકાશ હોઈ શકે ? અંધકારની બહાર અંધકાર અંધકાર હોઈ શકે ? હા – પણ વચ્ચે કંઈ બીજું હોવું જોઈએ. તે સાથે જ પ્રશ્ન થાય : આપણે બે પ્રકાશ અને બે અંધકાર વચ્ચે રહીએ છીએ ? પણ એવું છે ખરું ? પ્રકાશના ભાગલા કલ્પનાર પર કોણ કોણ તૂટી પડે એની કલ્પના થઈ શકે નહીં, નજીક હોય એમને તક મળે એ ખરું. પણ એની પાછળ બીજું બધું ગડીબંધ, અકબંધ હોય, ચંચળ ગડીબંધ હોઈ શકે ? આ તો નર્યો વિરોધાભાસ લાગે, પણ શું એવું છે ખરું ? અહીં પ્રકાશો ઘણા, તો અંધકારો પણ ઘણા છે. પણ બધું સેળભેળ થઈ ગયું છે. છતાં દરેક પ્રકાશ અને અંધકાર પાસે પોતપોતાનાં નામનાં બોર્ડો છે. ઘટોત્કચની માયાનગરી કરતાં આ પ્રકાશ અંધકારની માયાવી દુનિયા વધારે ભમરાળી છે. સાગર વિરાટ છે, પ્રકાશ એટલે પ્રકાશ અને અંધકાર એટલે સમગ્ર અંધકાર, પણ મોજાંઓ એને ઊથલાવ્યા કરે, એ ગડી વાળીને ક્યાંક મૂકી શકે નહીં, તો રાત્રિના અંધકારને મોજાંઓ દ્વારા ઉથલાવ્યા કરે તો પણ એ ગડીબંધ નહીં તો કરચળીવાળો હોઈ શકે. *આ કરચળીઓ જ જીવંત છે* – તમે એને મોજાં કહો તો ભલે.

રાત્રિનો અંધકાર વૃક્ષોમાંથી પાંદડાંની ગંધ લઈને પાસે આવે છે ત્યારે અંધકારમાં ગતિ જેવું લાગે છે અને પ્રકાશ પણ પાંદડાંઓમાંથી તપ્ત વાસ લઈને આવે છે. આ પ્રકાશ અને અંધકાર જડ લાગતા નથી – એમની વચ્ચે કાંઈ કે ઘણું ઊભું છે અને તે અગતિક છે અને જડ સજ્જડ લાગતા અંધકાર અને જડને ગતિ આપે છે.

અત્યારે તડકો સર્વત્ર સજ્જડ જડાઈ ગયેલો છે. એની વચ્ચે આડશો હોય એટલે પીસ પીસ બની ગયેલો લાગે – પણ બધા ઓરડામાં સફેદ ટાઇલ્સ જડ્યા હોય એમ ટુકડે ટુકડે પણ તે એક જ હોય છે. આ તો કુદરતી અંધકારની વાત થઈ. પણ મને જે સ્પર્શે અનુભવાય તે અંધકાર અને પ્રકાશ જુદા છે. અલગ અલગ છતાં ભેળસેળ થઈ ગયેલા... અહીં કોઈ, 'અંધકાર લ્યો કાંઈ અંધકાર !' એવી ફેરી ફરતું નથી, એવું જ છે પ્રકાશનું. અને છતાં આ અરવતામાં ફેરિયાઓના અવાજ જાણે સંભળાયા કરે છે. મારી બહાર, આયનામાં હું નથી છતાં છું, અને અંધકાર મને અને મારા પ્રતિબિમ્બને ઢાંકી દે ત્યારેય હું હોઉં છું. આંખ મીંચીને અંધકારને શું મારામાં હું સમાવી શક્યો છું ? મારો અને બહારનો અંધકાર એવા ભાગલા પાડી શક્યો છું ? આંખ મીંચી એક અંધકારને બહાર રાખું – પોપચાની એક બારી બીડાઈ ગઈ અને મેં અંધકારને દૂર રાખ્યો એવી રમત કરી શકું; ઓરડો નાનો ને અંધારું નાનું – પણ અંધકાર અને પ્રકાશ સમગ્ર હોય છે. આંગળી બોળવાથી પાણીના બે ભાગ પડે છે ખરા ? જે ચોમેર હોય તે દૂર અલિપ્ત નથી હોતું – ઘેરી વળેલું હોય છે.

આ કુદરતી પ્રકાશ અને અંધકાર દિવસપાળી ને રાતપાળી કરે છે એટલે એમને ઓળખચિઠ્ઠીની જરૂર નથી હોતી, પણ માણસે ફેલાવેલા અંધકાર અને પ્રકાશ પર તો જુદી જુદી ઓળખચિઠ્ઠી છે અને જુદી ઓળખચિઠ્ઠી ચોઢનારાઓને, મૌલિકતાનો ચડસ કે અભરખો હોય એવું લાગે છે. આ મૌલિકતા એ અલગતા છે કે અલગતા એ મૌલિકતા છે એ કહેવું અશક્ય થઈ જાય છે. મારો દીવો પ્રગટાવી થોડું અજવાળું કરી શકું, બહારના અંધકાર સાથે મને કશો સંબંધ નથી એમ કહી શકું, પણ આ પગ ચાલવા માટે છે, આ દૃષ્ટિ દૂર દૂર જોવા માટે છે – તેનું શું ? આ તો ભયથી જાતને બચાવી પોતામાં ભરાઈ બેસવાની કેદ છે, પણ વેશપલટો કરી સ્થિર થયેલા અંધકાર અને પ્રકાશના ધાબાનું શું ? આ માણસમાંથી એક જાતના પ્રકાશ-અંધકાર નીકળતા પથરાતા નથી. કુદરતી પ્રકાશ પોકારો પાડતો દોડતો નથી, અંધકાર ભાગતો નથી – એવું આ માનવીય પ્રકાશ અંધકારનું ક્યાં છે ? અને કેટકેટલા પ્રકાશ અંધકાર વચ્ચે હું એકલો પડી જાઉં છું : મારી સાથે વાત કરનારો અને

સાંભળનારો હું જ રહી જાઉં છું. પણ એ એકાંત ભ્રામક હોય છે એવું નથી ? આ એકાંતમાં તો જાતજાતના પડઘા અને જાતજાતની નીરવતા છે. દૂરના પોકારો, ચીસો, આગ, ધુમાડો આગના ભડકા જાણે મને ભરડો લે છે. હું મને જ ચૂંટી ખણું છું. પગ પછાડી પગે ખાલી તો ચઢી નથી એ જાણવા મથું છું – કદાચ મને અદૃશ્યપણે જોતી આંખો વિસ્ફારિત હશે, હસું હસુંયે થતી હોય – પણ બહાર શું હોય એની ચિંતા પછી મારામાં શું શું છે કે સાવ ખાલી છું – એનો વિચાર હું નહીં કરું ! બહારને જાણનારો હું છું. અને બહાર તો આક્રમકોનાં ધાડાં છે અને દરેક પાસે પ્રકાશ છે અને વળી કહે છે : 'અમારો પ્રકાશ છે, અમારો !' પેલો પ્રકાશ... ?' ખડખડાટ હાસ્ય સાંભળું છું અને કંઈક ભાનમાં આવી જાઉં છું.

મારી બહાર પ્રકાશ, મારી બહાર અંધકાર ? હું શું ઊઘડતી મીંચાતી આંખના ઊઘડતાં અને બીડાતાં પોપચાં છું ? સામે અરીસો નથી, મારી બહાર હું નથી, નથી.

૧૬ : ૨૦૦૩, ઑક્ટોબર

## વૈષ્ણવ નથી થયો હું કે... ? / સાંદીપનિ

ઉમાશંકરભાઈને ભોમિયા વિના ડુંગરા ભમવાની તીવ્ર આરત હતી તે ઝરણાંની ગતિ જેવા લયમાં પ્રગટી. પણ 'જોડિયા વિના મારે માપવી'તી શેરી' એવી કવિતા એમણે ન લખી... જોડિયા સાથી વિના શેરી, વગડામાં રમવું... એ શાપ તો ડ્રોઈંગ રૂમમાં ટી.વી. પર કશુંક જોડી નાના મોટા ચોરસા પર કાંઈ કૂદે છે ને ચાંપ દબાવીને તેને કૂદાવતા પબ્લિક સ્કૂલના વિદ્યાર્થીને હોય...

નજીકમાં કોલેજ હોય તો મારી વિચારણાએ વૈચારિક સ્તરે એમના સ્વરૂપ અને હિલચાલ સુધી પહોંચી થોડોક તો યુવાન થાઉં, પણ પૂરો નહીં, એ આપણી ભૂમિમાં હારૂ પરંપરિત અનુભવાય છે, એમને સંપૂર્ણપણે અનુભવવા જાઉં તો તેઓ જ 'ડોસલા' કહીને હડસેલે નહીં તો હસી તો કાઢે જ, પણ નજીકમાં નિશાળનું હોવું જાણે મને નહીં જાહેર થયેલો વૈષ્ણવ બનાવી દે છે... કૃષ્ણ રથ હાંકતા, એમના હાથમાં તો રથના ઘોડાઓનો દોર, કહેવાતી લગામ, એ અર્જુનને 'સખા !' તો કહે પણ અર્જુનના સ્કંધે પોતાનો ડાબો હાથ મૂકી શકે નહીં, જમણા પડખે રહેનારને મિત્રના સ્કંધે જમણો હાથ જ મૂકવો પડે, અને ડાબેરી મિત્ર વળી આપણને પોતાનો 'જમણો હાથ' કહે ! ઓ રે ભાષા, તારી લીલાનો કાંઈ પાર ખરો ? નિશાળના વર્ગ પહેલાં, ઘંટ ખડખડે (હવે કાંસાનો હોય તો તે રણકે ને ? પિત્તળનો ઘંટ તો ખખડે !) તે પહેલાં ખાસ તો સવારની પાળી પહેલાં શેરી, ખરેખર શેરી થઈ જાય છે અને નિશાળ છૂટે... છોડો ને, આગળ ચાલે તેમ વધારે છૂટે ! – આ બે ટંક આંખો માટે અન્નકૂટ બની જાય છે ! દૃશ્યો પણ 'ભોજ્ય પદાર્થો' હોઈ શકે છે !... એકબીજાના સ્કંધે હાથ નાખી હસતા, ટિખળ કરતા, સીધી ગતિની જેમ લયલોલે ડાબે જમણે ઝૂલતા, ખિલખિલ હસતા તે સ્કંધ પરથી ક્ષણિક હાથ ઉઠાવી સાથીની કાંખે કોણી મારી ફરી સ્કંધે હાથ મૂકતા, ક્યારેક આમતેમ ઝૂમતી, ખસતી, ખસતી ને નિજ ગતિએ આગળ વધતી ત્રણચારની હાર અને મોજાંની પાછળ મોજાંની જેમ નહીં, પણ છોળની પાછળ આવતી છોળની જેમ પાછળ આવતી એવી જ વિદ્યાર્થીઓની ઝૂલણા છંદની પંક્તિઓ જેવી

હારની હાર... સામ્પ્રદાયિક નહીં, એવા એ સૌમાં જાણે નિજી ગોપવેશ અને માથે શોભતું મોરપિચ્છ ઉતારી *સનાતન મટી સમકાલીન થઈ જતાં કનૈયો, બધામાં વહેંચાઈને એક રહેતો કનૈયો*. કંઈ નહીં તો મારી દૃષ્ટિને પરિવર્તિત વૈષ્ણવ બનાવી જ દે છે... કેટલીક જોડી વળી સાયકલ પર 'અલિ, ધીરે ચલો' કહ્યા વિના સાથે સાથે જાય છે... પડી ન જવાય તે કરતાં સાથ ન છૂટે એ માટે સાયકલના આગલા પૈંડાને પાંચપાંચ આંગળ આગળ પાછળ થાય એમ હેન્ડલ દ્વારા ચાલ આડીઅવળી કરે છે... ધીમી ગતિ માટે. એક હાથે વચ્ચેથી હેન્ડલ પકડી એકબીજાના સ્કંધે હાથ નાખે છે અને સાયકલ નમે તો એક પગના ટેકે થોભી ફરી બંને હસતાં હસતાં ધીમી ગતિ, મચડાતા આગલા પૈંડાની ગતિએ આગળ જાય છે...

બે છોડી જતી હતી... એકે જમણા પડખે બખોલમાં ક્ષ-કિરણ કાઢતી બે આંખ જોઈ, એક આગળ વધી ગઈ, થોભેલી છોડીએ નમીને જોયું તો અઠવાડિયે જન્મેલા માંસલ કુરકુરિયાં ! છોડી આગળ દોડી, આગળ ગયેલી બહેનીનો હાથ પકડી કલ્લોલતા વિસ્મિત સાદે કંઈ કહ્યું અને બંને દોડતી પાછી ફરી, પેલી બખોલ પાસે આવીને ઊભી... હાથ લંબાવી એકે કુરકુરિયાં બતાવ્યાં... રાષ્ટ્રપતિએ આપેલા ચન્દ્રકથી ખુશ ન હોય એટલી રાજીરાજી છોડીએ હાથ લંબાવી ગલુડિયાંને ચીંધતી મધુર ચીસો પાડતી હોય એમ ઉદ્ગાર કાઢતી રહી... ગોકુલમાં તાજી વિયાએલી ગાય અને ગભરુ વાછરડું હશે, તો અહીં તાજી વિયાએલી કૂતરીનાં ગલુડિયાં હતાં... ઘંટની ચેતવણીએ વિસ્મયને સાથે લઈ છોડીઓ નિશાળની દિશામાં, કિલ્લોલતા આડાઅવળા ઝરણાની જેમ દોડી ગઈ... ક્રાન્તિ ? ના, ના, આ પરંપરામાં ક્રાન્તિ હોય નહીં...પ્રસન્નતાની લહેરો 'પરંપરિત' શબ્દનો અર્થ જ નહીં, ધ્વનિ પણ બદલી નાખે છે...

'મારું ઊજળું રે હોજો પ્રભાત !' મારે ગાવું નથી પડતું...

ઘેલી ગોપી કેમ ગાતી હતી, 'ગોકુળ નહીં રે છોડું, મથુરા નહીં રે જાઉં !' 'ત્યાં કહાનકુંવર ક્યાંથી લાવું ?' અને હું મને કહું છું : કોઈ ઉદાર મિત્ર કૉલેજની લગભગ નજીક સારું રહેણાક પોસાતા ભાડે અપાવું કહે તો હું યે ગાઉં : 'મથુરા નહીં રે જાઉં ! ત્યાં આવા કિશોર કિશોરીઓ કેમ કરી નિરખું ?' ઊંચા વૃક્ષની ટોચે બેચાર રતુંબડાં નમણાં કુનગી જેવા પાંદડાં ફૂટ્યાં છે...

સહેજ બરડ થયેલા લીલાં પાંદડાંઓની ચઢતી હાર પર સૂર્યનાં કિરણ સૌપ્રથમ ઝીલતાં પેલાં ગભરુ પાંદડાં કેવા રતુંબડાં મલકે છે...! વૃક્ષ પર કોઈ ધ્વજ કેમ લહેરાતો નથી... એ પ્રશ્નનો જવાબ પૂછ્યા વિના મળી જાય છે... એ રતુંબડાં નમણાં પાન પર તો સૂર્ય નરવું, વિસ્મિત, સ્મિત કરે છે...

ના, ના, દયારામ મને મેણું નહીં મારે :
વૈષ્ણવ નથી થયો તું રે.
શિદ ગુમાનમાં ઘૂમે !

'કવિલોક'ના તંત્રીઓ જયંત પારેખ અને કેવડિયાના કાંટાવાળા કવિને મળવા પગ પ્રેસ પર દોડી ગયા. 'આ પેલા, એ જ !' એવા વિસ્મય ભાવે વૃક્ષ પાસે છોડ નમી નમી, ડોલી, ડોલીને હસે, બોલે ઓછું ને ધીમે બોલાય તે સાંભળું. અને ઓહો, ઇજન મળ્યું ! કાલે રવિવાર છે. યુનિવર્સિટીની ઘ્રોની લીલી જાજમ પર બેઠક જમાવીએ !' અહીં કયા ગગાએ પ્રાથમિક ધોરણ છોડ્યા પછી કૉલેજ દીઠેલી ? અને આ તો અનેક કૉલેજોની માતા ! ત્યાં હરીન્દ્રભાઈ દવે આવ્યા ને પાક્કું થયું : 'તમને હરીન્દ્રભાઈ ઉતારેથી લીલી ઘ્રોની બિછાતે લઈ આવશે !' થયું એમ જ ! એ હતો વર્ષનો દિવસ, પંદરમી ઓગસ્ટનો. 'મારી વહેલી પડજો રે સવાર' એવી અબોલ સાદે મીંચાયેલી આંખો સવારે ઊઘડી. ઝટ પતાવ્યું ને ભૂરા કાચમાંથી નિહાળતી આંખો, પ્રસન્ન ચહેરો અને એથીય નમણો હરીન્દ્રભાઈ દવેનો ધીમો સાદ : 'ચાલો !' અને ગોઠડી કરતાં ચાલ્યે ગયા પણ ત્યાં તો મુંબઈનો વરસાદ શરૂ... ફોરાં તીરવેગે જમીન પર આવે. અમે કોઈ બંધ દુકાનના ઓટલે ચઢી ગયા ને જોતજોતામાં પાસે, માર્ગે હર્ષોલ્લાસે દોડતું પાણી... ચાર આંખો એ જળગતિ પ્રસન્નભાવે જોતી રહી ત્યાં નજીક ધ્વજવંદન માટે જતી રંગબેરંગી વરસાદી ઓઢણે, છત્રીએ કિલ્લોલતી પતંગિયાં જેવી છોડીઓ, ખિલખિલ હસતી, છબ્છબ્ કરતી નરવા રમતિયાળ હાસ્યે પતંગિયાંની ટોળી જેવી પસાર થતી રહી... અમે જોઈ રહ્યા... તે પછી હરીન્દ્રભાઈ અને મારી વિસ્મિત આંખો, સ્મિત કરતા પાણીથી ચમકતા હોઠ નજીકથી સામસામા થયાં, તેમાં ગોવર્ધન તોળ્યાનો ભાર નહીં પણ દૃષ્ટોદૃષ્ટ મળ્યાનું પરમ સુખ હતું...

'મને વરસાદ ભીંજવે !' ગાવું પડેલું નહીં !

## 'ડાંગે માર્યાં પાણી... !' / વ્રજેશ વાળંદ

આમ તો બંનેના ઘર આડે એક કાચી ભીંત જ હતી. છતાં ભાગ પાડતી વેળા થયેલી તકરારને કારણે બંને ભાઈઓ વચ્ચે બોલે વહેવાર ન હતો. મોટાને ગામ આખું ભગત કહેતું. નાનો અકાળે ઘરભંગ થયા પછી દારુ-જુગારમાં ફના થઈ ગયો. લોકોની પછીતોમાં ગણેશિયું ભરવતો અને જેલમાં જતો થઈ ગયેલો. પંડે એકલો હતો. આગળ ધરાર નહિ ને પાછળ ઉલાળ નહિ. એ કમાણસ ગણાતો.

બચરવાળ મોટાની દીકરીના લગન ઢૂકડાં હતાં. દુકાળના કારમા વર્ષોમાં મોટાને માથાના વાળ જેટલું કરજ થઈ ગયું હતું. કાચી દીવાલ ભેદીને આવતી ભાઈ-ભાભીની હૈયાવરાળ એના કાળજાને કોરી રહી. નાનાને પહેલી જ વાર આજે મોટાની ચિંતા થઈ. લોહી ઉછાળા મારવા લાગ્યું. એ વિચારી રહ્યો : ઝગડો બે ભાઈઓ વચ્ચે છે એમાં બિચારી દીકરીનો શો વાંક ! નાનાએ કાંઈક વિચારીને મનમાં ગાંઠ વાળી લીધી.

... ને ત્રણ ત્રણ વર્ષના કારમા દુકાળ પછીની એક મેઘલી રાતે 'આજે સારો લાગે છે, ભાઈના ખપમાં આવવાનો !' ગણગણી એ ગણેશિયું હાથમાં લઈ, લપાતો છુપાતો ખાતર પાડવા નીકળી પડ્યો. ગામ ચોરાની વર્ષો-જૂની ઘડિયાળમાં બેના ડંકા પડી ચૂક્યા હતા. ભાગોળ બહાર આવતાં જ અચાનક વીજળીનો આંખ આંજી નાખતો ચમકારો થયો. એ ચમકારામાં એણે જે જોયું એ સાચું માનવા એનું મન આનાકાની કરવા લાગ્યું. આંખ દગો દેતી લાગી. એનો મોટોભાઈ માથા પર મસ મોટી પેટી ઉપાડીને આવી રહ્યો હતો. એ

ઝાડની ઓથે લપાઈ ગયો. મોટાભાઈના ગયા પછી કેટલીય વાર એ શૂન્યમનસ્ક થઈ ત્યાં ખોડાઈ રહ્યો. ખાતર પાડવા જવાનો વિચાર એણે માંડી વાળ્યો. આવ્યો હતો એમ ઘરના રસ્તે પાછો ફર્યો.

... મોટાભાઈની દીકરીના લગ્ન રંગેચંગે પતી ગયાં જાન ઉઘલવાની ઘડી આવી પહોંચી, ત્યાં તો ચોરીનાં સગડ દબાવતી પોલીસ આવી પહોંચી. પોલીસને જોઈને મોટાના મોતિયા મરી ગયા. એ શિયાંવિયાં થઈ ગયો. પગ તળેથી જમીન સરકતી લાગી. વર્ષોની આબરૂ ધૂળધાણી થઈ જવાના વિચારે એના અંગેઅંગમાં ધ્રુજારી વછૂટી.

... પણ ત્યાં તો એના અનહદ આશ્ચર્ય વચ્ચે પળનોય વિલંબ કર્યા વિના નાનાએ પોતાના ઓટલા પરથી ઠેકડો માર્યો. હા, મોટાએ પોતાના સગા નાનાભાઈને નોતર્યો ન હતો, મોટાભાઈને હડસેલો મારી નાનો આગળ આવ્યો. 'આવો જમાદાર ! લો આ રહ્યો તમારો ચોર ! મેં જ વખતપરના છગન પટેલને ત્યાંથી પેટીની ચોરી કરી છે !' કહી એણે હાથકડી પહેરવા પોલીસ સામે હાથ લંબાવ્યા. મોટો ફાટી આંખે આ જોઈ રહ્યો હતો. અચાનક બંને ભાઈઓની નજર એક થઈ. નાનાની આંખો જાણે એને કહી રહી હતી : 'ડાંગે માર્યાં પાણી નોખા ન થાય, હોં મોટાભાઈ !'

... ને નાનાને લઈને ધૂળ ઉડાડતી, ભાગતી પોલીસ વાન પાછળ મોટાએ કારમી ચીસ નાખી : 'ઓ મારા નાનિયા રે !' ને લોક ચિત્રસ્થ થઈ એને જોઈ રહ્યું.

## 'હું કેમ લખું છું ?' / બકુલેશ

બિરાદર અંજારિયાએ 'હું કેમ લખું છું !' નામક શરૂ કરેલી લેખમાળામાં તેમણે જુદા જુદા લેખકો ઉપર ચોક્કસ પ્રકારના પ્રશ્નો મોકલીને પ્રશ્નપત્રકોનો પરીક્ષાના 'પેપર'ના જેવો જ રંગ બનાવી દીધો છે. આ પ્રશ્નપત્રક મને મારા વિદ્યાર્થીજીવનનાં રંગો તાજા કરાવી જાય છે.

અને આજે યે હું તો વિદ્યાર્થી જ છું – અને રસ્તા પર જિંદગીના અનન્ત અને આખરી શ્વાસ સુધી પણ વિદ્યાર્થી જ રહું અને બિરાદર અંજારિયા જે રીતે સવાલો પૂછે છે એ જ રીતે હું સવાલોના જવાબ મારી કલમમાંથી, કલમ અને જિંદગીના અનુભવના ચૂમ્બનમાંથી બહાર નીકળી નવલિકાઓ અને બીજી વાક્યાવલીઓ દ્વારા આપ્યા જ કરું; એમ ઇચ્છું છું.

હું શા માટે લખું છું ? – શા માટે ? કારણ કે મ્હને જીંદગી જીવવા માટે લખવાની ટેવ, લખવાની આદત અને કલમ ચલાવવાનું દર્દ જીંદગી જીવવાની મજા આપી જાય છે. એ થડકાથી જીંદગીને હું રંગીન બનાવી દઈ, આજની સમાજરચના સ્હામે મ્હારી કલમથી જે કૈં મુક્કાઓ ઉગામી શકાય અને મ્હારી સાથે જ, પસીનાથી પોતાની જીંદગી ઉજળી રાખનારા આદમીઓની, ઈન્સાનોની કતારોની સાથે જ ખભા મીલાવી, તેમના મન અને મીજાજને કલમથી કાગળ ઉપર ઉતારી શકાય. એવી મ્હારા મનની રાગિણીનાં સૂરને મનની મુરલી પરથી કલમ દ્વારા છેડી દઉં છું – એમાં મને મઝા આવે છે – એટલું જ નહીં પણ મ્હને મારી કલમ 'રોટી' આપે છે. ખરું પૂછતાં તો આવી રીતે કલમ ચલાવીને 'રોટી' કમાતાં મને એક પ્રકારના લુત્ફની થરથરાટી મળે છે.

ખરું પૂછતાં હો તો આજે હું મારા મુખ્ય વ્યવસાયને 'લેખનપ્રવૃત્તિ'માં ઘટાવી શકું નહિ જ, કારણ કે માત્ર ફુરસદના સમયે જ હું વાર્તાઓ અને લેખો લખું છું, એમ ચોક્કસપણે હું કહેતો નથી. પણ સીનેમાની, ફીલ્મોની જાહેરાતો મ્હારે મને કે કમને લખવી જ પડે છે, કારણ કે મ્હારી પોતાની 'રોટી'નો વીમો ફીલ્મોની જાહેરખબરો ઉપર જ અવલંબી રહ્યો છે.

ગુજરાતી સાહિત્યે મ્હારા પર એટલો બધો મહાન ઉપકાર કર્યો છે કે હું
જ લખું છું. કારણ કે આજના ગુજરાતના સાહિત્યવર્તુળો

સાહિત્યના ક્ષેત્રમાં પડેલા ભિન્ન ભિન્ન પ્રકારના વાડાઓ અને મંડળોએ સાહિત્ય અને કલા તેમ જ જીવનના પ્રગતિશીલ બળોને રૂંધવામાં જ પોતાનું કર્તવ્ય માની લીધું છે. .

મારા પર થયેલા કેટલાક 'ગંભીર આક્ષેપો' જે મ્હારી ટૂંકી વાર્તાઓ અને નવલિકાઓનાં સંબંધમાં છે, તેને લક્ષમાં લઈ હું એટલું જ કહીશ કે સત્ય કહેવું, સમાજની આજની ગંદકી અને ગલીચ ઉલેચીને દાખવવી, વાસ્તવિકતાથી જીંદગીને આલેખવી અને સમાજે ઊભી કરેલી આજની અવનતિ ઉપર રોશની ફેંકીને ઇન્સાનિયતનો રાહ બતાવતો – ઇત્યાદિની ડહાપણભરી વાતો કરવી એ આજના સાહિત્યકારો અને કહેવાતા કલાકારો તેમ જ વિવેચકોની આંખમાં ગંભીર ગુન્હો છે : એમને જોઈએ છે માત્ર સરલા અને સગુણા તેમ જ સુહાસિનીની વાતો : સલમા કે હરમતજાન કે કોઈ જમુનાદેવી મોગરી કે ગુલાબની વાતોથી તેમને આઘાત લાગે છે. જીંદગીની છેતરપીંડી તેમને ગમે છે. નગ્ન સત્ય અને વાસ્તવિકતા તેમનાથી જીરવાતી નથી.

એટલે જ તેમને મતે મારી વાર્તાઓ 'વિકૃત' દેખાય છે... એમને જોઈએ છે નરેન્દ્ર, સુરેશ અને લતાના પ્રણયત્રિકોણ : પણ કોઈ મીલમાં પસીનો પાડનારી રાધા કે પાંડુ અને વિઠ્ઠુના પ્રણય અને જીવનનાં જંગના રંગ નહિ... ! જીંદગીની સાથે લેવા-દેવા વિના, સામાજીક પરિબળો અને પલટાતાં સંસ્કાર મૂલ્યોની પરવાહ વિના જ જેમને આભાસી સાહિત્યનાં આકાશ ખેડવાં છે, જેમને સુંવાળા સુશોભન સમા અલંકારોથી પોતાની નાયિકા અને નાયકને લાદી દેવાં છે, જેમને જ્યોત્સ્ના, ચાંદ અને ચકોરીની કવિતાને જ સાહિત્ય અને કલાનાં રૂપકમાં મૂકીને પોતાના સાહિત્ય સર્જનનાં 'શોખ'ને પોષવો છે, અને 'સાક્ષર'માં ખપાવવું છે, તેઓને મારી કલમ બહુ જ આઘાત આપે છે – ધક્કો આપે છે. અને મ્હારી વાર્તાઓને, તેની 'ટેકનીક' અને 'રૂપ-શૈલી' પાસે તેમની વામન જેવડી કાયાને અને કલમશક્તિને લાવીને – હું એક ભય હોઉં તે રીતે નીહાળીને તેઓ એક પ્રકારનો ઠંડો આત્મસંતોષ અનુભવે છે.

હું લખું છું એટલા માટે કે ધરતી પર વિકાસ પામતા માનવબળ અને

માનવમનનાં ગુલાબનાં રંગ રોજબરોજ સર્જાતા ઈતિહાસના આઘાત-પ્રત્યાઘાતો ઝીલીને નવી નોખી 'જીંદગી'ઓ સર્જ્યા કરે છે. આ 'નવી નોખી જીંદગીઓ' છે મ્હારી વાર્તા :

ગલીનાં અંધારાં અને અજવાળાંમાં આથડતો એક આદમી પવિત્ર આશયને મનમાં ધરીને જીંદગી કાપતો હોય છે. પણ કોઈ કલમબાજ તેની પાસે આવતાં ડરે છે. એનાથી ક્ષોભ પામે છે : હું એવા આદમી પાસે દોડી જાઉં છું. મ્હારી કલમ એવા આદમીના દિલ અને દિમાગની મુલાકાતે પહોંચી જાય છે. જ્યારે એ આદમીને ખાત્રી લાગે છે કે મ્હારી કલમ દગો નહીં કરે ત્યારે જ એ પોતાના દિલની તસ્વીર અને મનનાં મીજાજને અને તેનાં રંગોને મ્હારી સામે હાજર કરી દે છે.

બાકી તો 'સલૂણો સાઈગલ' અને 'લલિતાંગી લીલા', નમણી-ભોળી ભારતીદેવી અને કામણગારી કોકિલકંઠી કાનન, અલબેલી અખ્તરજહાં અને અનોખો નાયક આશિતબરન વગેરે શબ્દોથી હું યે એક સુંવાળી શબ્દજાળ રચીને આઠ ઈંચ બે કોલમનાં ચોકઠાંમાં ગોઠવીને ચિત્રનાં નામ સહિત શબ્દોના શણગાર સાથે મૂકી દઉં છું.

હું નોકરી કરું છું – એક વિજ્ઞાપન લેખક તરીકે : કલકત્તા ફિલ્મ એક્ષચેન્જમાં જે ચિત્રો અને નટ-નટીઓ તેમજ દિગ્દર્શકો અને સંગીતનિયોજકોની મ્હારે પ્રશંસા યાને તારીફ કરવાની આવે છે તેઓ દિગ્દર્શક શ્રી હેમચન્દ્ર, સંગીતનિયોજકો શ્રી રાયચંદ બોરાલ અને પંકજ મલ્લિક હોઈ, એમાં હું શરમ જોતો નથી. કદાચ આ કલાકારો સિવાય બીજા અનોખા કલાકારોની તારીફ કરવાની કમનશીબીનો શિકાર હું બહુ ઓછો બનું છું.

હું કોના માટે લખું છું ?

હું લખું છું – એક રીતે તો બસ લખું છું ! 'નોબેલ પારિતોષિક' મેળવવા માટે નહિ, સાક્ષરોમાં ખપમા માટે નહિ : સ્વ. રણજીતરામ સુવર્ણચન્દ્રક મેળવવા માટે નહિ; કે કોઈ મહાન પદવી પ્રાપ્ત કરવા માટે નહિ. હું લખું છું, મ્હારી પોતાની મસ્તીને, સમાજ-સંસ્કાર-ગતિ-રંગત-ઝડપ-સનસનાટી-જીંદગીનાં તમામ રૂપકોનાં સંપર્કથી મ્હાણવા મળતા થડકાને લીધે જ. કારણ કે આ થડકામાં થડકતી-થપકતી હોય છે ઇન્સાનિયત : માનવતા : પસીનાથી

પ્રેમ કરનારો મહેનતુ વર્ગ : કારણ કે એમાં હું મ્હારી પોતાની જ તસ્વીર-છબી નીહાળું છું.

રખડવાનું મને ગમે છે. જુદા જુદા મુલ્કોની ધરતી ખુંદવામાં મને મઝા આવે છે. જૂદા જૂદા આસમાનોનાં પંખીઓની માફક મ્હારા કલ્પનાનાં દોરને એ આસમાનમાં છૂટા મૂકીને કલાનાં પતંગને ચગાવવાનાં મ્હને એક અદ્‌ભુત મસ્તીનો સ્પર્શ મળી જાય છે. એટલે જ હું લખવામાંથી મ્હારા સર્જનનો આનંદ મેળવી શકું છું. પ્રિયંતમાની અને માશૂકની મહોબ્બત, દિલ્લગી, દિલાવરી અને 'મનાના રૂઠ જાના !'ની મઝા મ્હને કલમ અને જીંદગીમાંથી મળે છે. એટલે જ હું લખું છું.

કોઈ 'પંડિત' કે 'વિદ્વાન' થઈ હું મ્હને પોતાને, હું જે નથી તે થવાનો દંભ કરતાં મ્હને આવડતું નથી. કલાનાં આજના 'મહાન વિવેચકો'નો સ્વાંગ પહેરીને, 'કલા'ની બાંગ પોકારવામાં હું માનતો નથી.

અને આ બધા વચ્ચે, આજની અસમાન સમાજરચના !... આ અસમાન સમાજરચના કેટલા કુમળા દિલોને, જીંદગીની નાજુક અને નમણી ગુલાબકળીઓને છુંદી નાખે છે !... આજના આર્થિક, સામાજિક, રાષ્ટ્રીય – ગુલામીનાં તત્ત્વોનાં પરિબળોનાં સંઘર્ષણ અને સ્થાપિત હિતોવાળાઓએ રચેલાં શોષણ નીતિનાં ષડયંત્રો વચ્ચે કેટલી કેટલી કુમળી કાયાઓ છુંદાઈ ગઈ હોય છે; કેટલાયે અરમાનો, ઊમ્મિદો કચડાઈ ગઈ હોય છે !...

**લખવા માટે કયો સમય ફાવે છે ?**

ગમે ત્યારે, ગમે તે સ્થળે મ્હને લખવાની ટેવ છે. પછી ભલે રાત હોય કે દિવસ !

અખબારની કચેરીમાં નિયમિત કામ કરનાર આદમીનો અનુભવ ત્હમને કહેશે કે રાત્રિ હોય કે દિવસ, ગમે તેવો સમય હોય, પ્રીન્ટર, કંપોઝીટર માગે ત્યારે આપવું જ જોઈએ; અને એ રીતે જ હું લખ્યે જાઉં છું...

શ્રી ગુલામ હુસેનભાઈએ 'વીસમી સદી' સાપ્તાહિકની શરૂઆત કરી ત્યારથી મ્હારો અને 'વીસમી સદી'નો સંપર્ક વધતો ચાલ્યો. શરૂઆતમાં હું ભરડા ન્યુ હાઈસ્કુલમાં અભ્યાસ કરતો અને સ્હાંજે બે કલાક 'વીસમી સદી'માં નોકરી કરતો : આ પહેલાં મ્હારા પિતાએ મ્હને 'લેખક' બનવાના

ગેરફાયદાઓ ભારોભાર ઠપકાભર્યુ ભાષણ સાંભળીને 'બેટા, લેખક બનીશ તો ભીખ માગીશ !'ની સૂચના આપી લખવાનું બંધ કરવાની સખ્ત તાકીદ આપી હતી. મહિનાઓ સુધી મ્હારે લખવાનું, ભાષાંતરો કરવાનું અને કવિતા લખવાનું કામ ઘર બહાર અને પિતાની આંખથી બચીને જ કરવું પડતું. દરમિયાન 'હું લખતો જ નથી અને છાપાંઓ સાથે સંબંધ પણ ધરાવતો નથી' એમ તોપ મારીને મ્હેં 'બકુલેશ'ના તખલ્લુસથી મ્હારી લેખનપ્રવૃત્તિ ચાલુ રાખી હતી અને જતે દિવસે પરિણામ એ આવ્યું કે 'બકુલેશ' ઉપનામ જનતાની આંખમાં આવી વસ્યું – અને મ્હારું ખરું નામ ભૂલાઈ ગયું. એક દિવસ સાહિત્ય પરિષદની બેઠક સમયે બિરાદર મસ્તફકીરે 'જુવાન લેખકોની ટચુકડી પીછાનો'માં લખી માર્યુ કે 'ઘાટકોપરનું બકુલનું ફુલ ખોજા મહોલ્લામાં ('વીસમી સદી'માં) પમરાટ ફેલાવી રહ્યું છે.' અને મારા પિતાએ આ વાંચી ફરી ઠપકો આપ્યો. પણ તે માટે બહુ મોડું થયું હતું.

એક વખત લખ્યા પછી, ફરી વાંચવાનો અવસર મને મળતો જ નથી. લખ્યા પછી બનતાં સુધી છેકતો નથી. પણ 'પ્રુફો' જોવાની તક મળે તો એમાં થોડાંક શબ્દો અને વાક્યો જરૂર ઉમેરું છું...

અને જ્યારે હું અને જીતુભાઇ મ્હેતા સાથે હતા ત્યારે અમે બન્ને એકબીજાની કલમે જન્માવેલી વસ્તુઓ વાંચી જતા. એ પહેલાં અમે ચર્ચાઓ પણ કર્યે જતા. અને આની માફક નવલિકાલેખક, ચિત્રકાર અને તબિબ ડૉ. જયન્ત ખત્રી પણ મ્હારા શહેરી અજવાળા-અંધારાના એક સાથી તરીકે મ્હારી બોલ્યે જતી જીભ... બહાર આવતી મીજાજની વાણી સાંભળ્યે જતા. અમે બંને વરસતા વરસાદમાં, ઑવરકોટને માથે 'ફેલ્ટ' હેટ પહેરી શહેરમાં, રખડ્યા છીએ. અને આમાંથી જ હું મ્હારી વાર્તાઓની પશ્ચાદભૂમિ પકડી લઉં છું.

**મ્હારી કઈ કઈ જાતની કૃતિઓ કે વાર્તાઓ કેવા સંજોગો અને પ્રેરણા વચ્ચે સર્જાઈ હતી?**

આ પ્રશ્નનો જવાબ ઉપરના વિવરણમાંથી થોડેક અંશે મળી આવે છે.

'હિન્દુસ્તાન-પ્રજામિત્ર'-ના સાપ્તાહિક 'પ્રજામિત્ર કેસરી' માં તંત્રીમંડળમાં હું કામ કરતો ત્યારે વચ્ચે જ મ્હને બેંગલોર જવાનું થયું. એક ફિલ્મ કું. 'પબ્લીસીટી ઓફીસર' તરિકે મ્હારી દક્ષિણની મુલાકાતમાં,

બેંગ્લોરના વસવાટે મને પશ્ચાદભૂમિ આપવામા સહાય કરી છે.: આ કામ દરમ્યાન હું મ્હેસૂર, ચામૂંડી હિલ્સ, નંદી, કાવેરીનો નીલોત્તરી છાયો પ્રદેશ, કાવેરીના ધોધમાર વહેતાં પાણી, શ્રીરંગપટ્ટમ, દરિયા દૌલત, કન્નમવરી ડેઈમ, ટીપુ સુલ્તાનની આરામગાહ, કોલારની સોનાંની ખાણો , દક્ષિણના પ્રદેશનાં ગામડાંઓ-ત્યાં વસતાં કાળા આદમીઓ અને ગોરાઓની દાદાગીરી...ઈત્યાદિને મ્હારી આંખોએ અવલોકી જોયું અને આમાંથી વાર્તાઓ જન્મી,'ધરતીના પેટાળમાં', 'ધરતીના કેદીઓ', 'સુવર્ણનાં નિઃશ્વાસ' મુંબઈના રસ્તાએ સર્જાવ્યા 'કાદવનાં કંકુ', 'ભૂખ', 'યંત્ર પર નહિ જતાં', 'ગુલાબી', 'દીલાવર', 'ગુલાબી રાખ' , જીંદગીનો તરજૂમો', 'ફેંકાઈ ગયેલાં' , 'આભાસની ગલીમાં ..'

મુંબઈનાં રસ્તાઓ મ્હારી વાર્તાના પાત્રો ઘડે છે. 'ફૂટપાથો, વરસાદના ધોરિયાઓ, પ્રકાશ અને રોશનીનાં રેલાઓ, અને ફૂટપાથ પર સૂતેલા માનવીઓની કતાર મ્હારી વાર્તાઓમાં બેસી જાય છે.

અને 'પ્રેરણા'ની વાત કરતાં કહેવું જોઈએ કે એક ટકો પ્રેરણા અને નવાણું ટકા પસીનો - આ રીતે જ મ્હારી કલમ જન્મ આપે છે.

છતાંયે મ્હારી પ્રેરણા મૂર્તિ બનનારા લેખકોમાં અમેરિકન લેખકો-જ્હોન ડોસ પાસોસ માઈકલ ગોલ્ડ, હેમીંગ્વે, ફોકનર વીગેરેને ગણાવી શકું. ઉપરાંત ગોર્કી અને દોસ્તોયવસ્કી, બાલઝાક અને લમેત્ર, શ્યાન ઓક્સી, જોર્નસન જોર્નસન અને હૉલ્સ્ટ્રામ, બૉમ અને માન, વુલ્ફ અને જોઇસ : મ્હારા લમણામાં નવા કલારૂપકોનાં તુફાન જગાવી જાય છે. ફિલ્મોની સારવાર માવજત અને શોટસ'ની ચિત્ર શૈલી અને Camera-Cadreની માફક શબ્દોનાં Cadre રચવાં મ્હને ગમે છે. આ માટે હું સોવિયેટ કલાકારો- આઈઝેન્સ્ટાઈન, યુડોવકીન, ડોન્શેન્કો, ફ્રેન્ચ - રેન કલેર , જર્યા રેનવાર અને જર્મન ફીઝ લેન્ગ અને સ્ટીનબર્ગની 'ટેકનીક'નો ચિત્રશૈલીનો હું આશક છું : અને સીધી કે આડકતરી રીતે આ બધાની ચિત્ર આયોજન શૈલી મ્હારી કલમ અને કલેવર તેમ જ કલાદેહને ઘડે છે.

આજની દુનિયાનાં ક્રાન્તિકારી કલાકારો, કવિઓ, નાટ્યકારો, ચિત્રકારો, અભિનયકારોની કૃતિઓનાં વિવેચન અને ત્હેમનાં નિર્માણનાં રંગો મ્હારા

દિલને સ્પર્શી જાય છે. મેક્સીકન કલાકારો ડીએગો રીવેરા અને ઑસ્કઝોની કાન્તિમય ચિત્રકૃતિ, પીકાસોનું ગૅરનીકા', સેલ્ઝગોનીકનાં અંધારાં અજવાળાંના સ્ત્રી પાત્રો, ડૅગાઝની નર્તકી (બેલેડ ડાન્સર), વૉન ગૉગ અને રેન્વાર અને ફ્રાન્સીસ્કો ગોયા તેમ જ કુર્બેટની ચિત્રકૃતિઓ અને વિષયો – મારી કલ્પનાને સતેજ કરી જલાવે છે.

પેલા અમેરિકન વિચિત્ર ચિત્રકાર- Surrealist –'શ્યુરીઆલીસ્ટ' - કલાકાર સાલ્વાડર ડાલી -Dalli – ની કૃતિઓ પર આંખ અને વિચાર, કલ્પના અને કલમ કસવાની કસરરત કરવામાં મ્હને વ્યક્તિગત આનંદ મળે છે.

અને આ બધાની અસર મ્હારા લખાણોમાં, કલાવિવેચનો અને નવલિકાઓમાં દેખાઈ આવે છે.

**મ્હારા કોઈ પ્રસંશકોનાં વિચિત્ર પત્રો કે સૂચનો મ્હારા લખાણ વાંચીને આવ્યાં હોય તો...**

આ પ્રશ્નનો જવાબ હું આમ આપું. (આ પ્રશ્નનો જવાબ અતિશય લાંબો હોવાથી હું માત્ર બેચાર મુદ્દા જ ટાંકું છું – શરીફા )

ઘણા ખરા લેખકમિત્રો મારા પર પોતાના અભિપ્રાય મોકલે એવા ઘણા પ્રસંગો બન્યા છે...ઉપરાંત કેટલાક ચિત્રવિચિત્ર પત્રો, મારી વાર્તાઓનાં સંબંધમાં ,ખાસ અંકોમાં પ્રકટ થયેલી મારી પોતાની તસ્વીરો , ફોટોઝ અને સ્કેચ (રેખાચિત્રો) નીહાળીને લખાયેલા લાંબા-ટૂંકા, 'પ્રેમરંગી' અને 'જાતીય સસંતોષ' થી જાગેલી કેટલીક વિકૃત કામનાઓ વ્યક્ત કરતી હકીકતોથી ભરપૂર સ્ત્રીઓનાં પત્રો અને બે-ત્રણ ફોટોઝ પણ મ્હને મળ્યાં છે.

એમાંના કેટલાક મ્હારી વાર્તાઓ વાંચી પોતાના જ જીવનમાં બની ગયેલા કરૂણ પ્રસંગો રજૂ કરતા પત્રો કેટલાક સ્ત્રીવાચકો તેમજ પુરુષ વાચકો તરફથી મળ્યા છે. ઘણીવાર આ પત્રો મ્હારી નવી વાર્તાને ભાતીગળ બનાવવામાંયે ામ લાગે છે.'ભૂખ','અતૃપ્તિ' જેવી વાર્તાઓ આમ જ લખાઈ .

**લેખકજીવનમાં મ્હને કોણ ખેંચી લાવ્યું ? કયા બનાવને લીધે તેમ થયું ? કઈ વ્યક્તિઓએ તેમાં ભાગ ભજવ્યો ?**

લેખકજીવનમાં ઘસડાઈ આવવા માટે હું કોઈના ઉપર પણ 'આક્ષેપ' મૂકતો હોઉં તો તે 'મ્હારા પોતાના' ઉપર જ મૂકું છું, કદાચ આ 'દુષ્કૃત્ય'

માટે મને જ યોગ્ય દંડ થવો જોઈએ; કારણકે સ્વર્ગમાં એક આદમીએ કોઈ ભયંકર અપરાધ કર્યો હતો ત્યારે એને સજા તરીકે શું થયું ? જાણો છો ? ન્યાયાધીશે ફરમાન છોડ્યું : 'આ આદમીનો ગુન્હો ભયંકર છે. એને કપરો દંડ મળવો જોઈએ. એને માટે લેખક બનીને, બુદ્ધિશાળી બનીને ગુજરાતમાં જન્મવું યોગ્ય સજા છે ! ... માટે એને બુદ્ધિશાળી અને લેખક બનાવીને ગુજરાતમાં કોઈક કંગાલને ત્યાં જન્મવા મોકલી આપો !

–આવી એક સજાને હું હસતે મ્હોંએ ભોગવી રહ્યો છું. આમાં આત્મવંચના અને ego પણ છે. પણ જે ઈન્સાન પોતાની મનઃસ્થિતિથી જાગૃત છે, સાવધાન છે, એને માટે આ 'સજા' જ હોઈ શકે ને ?

**સર્જન વિષેનાં મ્હારા મંતવ્યો – એક પેરેગ્રાફમાં જણાવું ?....**

મારા મંતવ્યો એટલે મારી વાર્તાઓ અને લેખો. આજની અસમાન સમાજરચના વચ્ચે સજાગ કલાકાર કે કલમબાજને કેવી રીતે જીવન જીવવું પડે છે ?...ગુજરાતમાં જન્મવાનું મ્હને દુઃખ નથી, ગર્વ છે, ગૌરવ છે...કારણકે એમાંથી જ મ્હારી કલમને ખોરાક મળે છે. જીવાતા જીવન અને સમાજરચનાનાં અંધારાં, અજવાળાં અને અવાજ મારા મંતવ્યને સ્પષ્ટ રીતે બતાવી આપે છે. 'કાદવના કંકુ'ની અંદર પ્રારંભમાં 'ક્ષમાયાચના વિના-' શિર્ષક હેઠળ મેં જીંદગી અને કલમ વિશે જે કહેવાનું હતું તે કહી નાખ્યું છે. કેટલાકોને એથી આઘાત પણ લાગ્યો છે. કેટલાકોએ મને Vain અને egoistic પણ કહી દીધો છે. કેટલાકોએ કહ્યું છે કે બર્નાડ શોની માફક આ આદમી aggressive થવા પ્રયાસ કરે છે; પણ શોના ઉંડાણ અને અભ્યાસ એનામાં નથી. આમ કહીને આ લોકો મ્હારા કરતાં બર્નાડ શોનું અપમાન વધુ કરે છે. કારણકે આવી વાતો સાંભળવા માટે તો 'ગુજરાતમાં જન્મ પામવાની, લેખક બનવાની સજા' મ્હારા જેવા બીજા કલાકારો પણ ભોગવે છે. પૂછી જૂઓને – જીતુભાઈ મહેતાને...

**લેખકજીવન ગમે છે ખરું ? શા માટે ?**

અરે, બાબા ! 'સજા' એટલે 'સજા' એ ભોગવવી રહી જ ! ...અને હું તો 'જીંદગીનો રોટલો' ચાવી ચાવીને ખાનારો – આદમી છું અને, આજે 'રોટલો' પણ ક્યાં છે ? અને 'લેખક-જીવન' ગમવા કરતાં, ગમાડવું જ રહ્યું

ને ? છતાંયે હું એટલું જ કહીશ કે સર્જનનો આનંદ મ્હને મસ્ત રાખવા બસ છે ! સો બાટલી શેમ્પેન કરતાં એકાદ સરસ ટૂંકી વાર્તાના સર્જનનો નશો અને ગુલાબી મસ્તી મ્હને ખૂબ જ ગમે છે.

અને આવી ગુલાબી મસ્તીમાંથી ભાગી છૂટવા માગું એવો હું કાયર નથી !...'ચન્દ્રકો' મેળવીને મૃત્યુપત્રક પર સહી કરવાનું દુર્ભાગ્ય મ્હારા જેવા ખુશકિસ્મત આદમીને માટે હોઈ શકે જ નહિ. એ માટે હું ખાસ તકેદારી રાખું છું. સાહિત્ય અને કલાના વિવેચન દરમિયાન 'દુશ્મન બનાવતી લલિત કલા'ની મ્હારા પર ખાસ મહેરબાની હોવાથી 'ચન્દ્રકો' ની ઈનાયતબાજી અને 'પ્રસ્થાન' 'બુદ્ધિપ્રકાશ' જેવા સામયિકોના પાને પ્રસંશાથી ભરેલા મ્હારી કૃતિઓ વિષેના વિવેચનને હું બહુ જ દૂર રાખી શકું છું. આ વિષયમાં યકિનથી માનજો કે હું સાચો છું. 'પ્રસ્થાન' , 'બુદ્ધિપ્રકાશ' કે 'સાહિત્યપરિષદ' ની સત્તાવારની પત્રિકામાં મ્હારી કૃતિઓ ઉપર 'સખ્ત ટીકા' - ની જ તારીફ હોય છે !

કવિતા લખી છે મ્હેં ?

હા, શા માટે નહી ? શાળાના જીવનમાં દરેક બુદ્ધિશાળી કવિતા જ લખે છે ને ? ... મ્હારી કવિતાઓ 'નવચેતન', 'વીસમી સદી', 'હિંદુસ્થાન પ્રજામિત્ર' તથા બીજા સામયિકોના ખાસ અંકોમાં છપાઈ છે.

પરન્તુ મુશાયરાબાજીમાં હાજર રહીને 'આદાબ અર્ઝ' અને 'દુબારા!' જેવા શબ્દો સાંભળવાનું સદભાગ્ય (?) મ્હને પ્રાપ્ત થયું નથી, એ મ્હારા માટે સારી વાત છે.

ઉગતા લેખકોને શો સંદેશો કે શિખામણ આપી શકું ?

'સંદેશાઓ' આપે છે મહાસભાના મોવડીઓ કે પછી મહાન ફિલ્સુફો અગર તો વિભુતિઓ. અને હું તો એક રસ્તાનો આદમી રહેવામાં જ મ્હારી ખુશનશીબી માનું છું. કારણકે રસ્તાનો આદમી થાઉં ત્યારે મ્હારી કલમ જીંદગીને ચૂમી શકે ને ?

ઉગતા લેખકો ? હું યે 'ઉગતો' છું ને ? જે એમ સ્હમજે છે કે તે 'ઉગતો' નથી, તે પોતાના અવસાનને નઝદીક બોલાવી રહ્યો છે. હું તો સનાતન જીંદગી જીવવાવાળાઓમાંનો એક છું .

સ્ટાઈનબેકનું એક પાત્ર .'ગ્રેઈપ્સ ઑફ રૉથ' માં એક સ્થળે કહે છે કે – 'People...We Never die..We are immortal ! We are born to live forever... લોકો... આપણે કદિયે મરવાના નથી. આપણે તો અમર છીએ. આપણે તો સનાતન જીવત જીવવા માટે જ જન્મ્યા છીએ.' આવા લોકો, જેનાથી આ ધરતી કાયમ છે, જેનાથી આ દુનિયા કાયમ છે, જેનાથી દુનિયાના સમૃદ્ધિ અને વૈભવ અને સંસ્કાર કાયમ છે, એવા લોકોમાં મ્હારીયે ગણના થાય, એવું માનનારાઓમાંનો હું એક છું, એમ કહેવામાં, આ વાતને ફરી તાજી કરી, સજાગ બનવામાં યે મ્હને ઈન્સાન, ઈન્સાન પ્રત્યેની જવાબદારીનું ભાન થાય છે. એટલે 'નાચીઝ' નહિ , પણ 'મહાન ઈન્સાન' બનીને એમાં જીંદગીના થડકા અને 'કલા'નો સ્પર્શ મૂકીને હું લખ્યે જ જાઉં છું . 'ઉગતો' જ જાઉં છું. છેવટ સુધી 'ઉગતો' જ રહીશ. ઈચ્છું છું કે એ 'છેવટ'નો અન્ત જલ્દી ન આવે !

અને ઉગતા લેખકો માટે...તેઓ લખે..લખતા જ રહે...ગમે તે લખે. પણ દિલમાં ઉઠતા ભાવોને દબાવે નહિ. જીંદગી જેવી છે તેવી ને તેવી પોતાની જ ખાસ દૃષ્ટિએ એને વળાંક આપીને કલમનાં રૂપકો આપ્યાં જ કરે.

બીજા કોઈ પણ લેખકનું અનુકરણ તેઓ કદિ જ ન કરે. કારણકે અનુકરણની શૈલી ઘણા સારા કલાકારોને માટે ખરાબ છે. ભાષાનાં મૌલિક રૂપ-રંગો, shades જુવાન, ખીલતી, ઊગતી દૃષ્ટિ અને કલમ ઘણી જ તાઝગીભરી રીતે મૂકી શકે તેમ છે. એટલે લખો. ને તમે યે એક 'મહાન' લેખક છો, એ માન્યતા અને શ્રદ્ધાને અભ્યાસથી કેળવીને લખતા જ રહો. પ્રણાલિના ગુલામ ન બનો. આઝાદી અને વિચાર-સ્વાતંત્ર્ય કેળવવા પાછળ જીંદગીની તન્દુરસ્ત દૃષ્ટિ રાખજો.

વિલિયમ સારોયાન ઉગતા લેખકોને એક પત્ર લખીને ઉપરોક્ત વાત જ કહી જાય છે. બીજાની શૈલીનું અનુકરણ કદાપિ યે ન કરશો. કારણકે કદાચ તમે બીજા કરતાં, ત્હમે જેને 'પ્રિય લેખક' માનો છો ત્હેના કરતાં ત્હમે મહાન લેખક બનવાના છો – એની શક્યતાઓ ત્હમારામાં છે.

બકુલેશને આ પ્રશ્નો મૂળરાજ અંજારિયાએ પૂછેલ. મેં આ પ્રશ્નોના જવાબો જરૂરી લાગ્યા ત્યાં ટૂંકાવ્યા છે. જોડણી બકુલેશની જ રહેવા દીધી છે. – શરીફા વીજળીવાળા

# સમાચાર

- ચાર રાજ્યોમાં પહેલી ડિસેમ્બરે વિધાનસભાની ચૂંટણી યોજાશે.
- બેસ્ટ બેકરી કેસના સાક્ષીઓને ધમકી આપવા બદલ ધારાસભ્ય મધુ શ્રીવાસ્તવ, કોર્પોરેટર ભથ્થુ સહિત પાંચ સામે નોંધાયેલી ફરિયાદ.
- તાજ કોરીડોર કેસ સંદર્ભે માયાવતી સામે એફઆઈઆર.
- હિટ એન્ડ રન કેસમાં સલમાનખાન પર મૂકાયેલા દસ આરોપ.
- વિશ્વની ટોચની ૫૦ કોર્પોરેટ મહિલાઓની યાદીમાં બે ભારતીય.
- ભારત ન્યૂઝીલેન્ડ સામેની પ્રથમ ટેસ્ટમાં ચાર બોલરો સાથે ઊતરશે.
- ખાદી ઉપર ૩૦%નો ભાવવધારો આવી રહ્યો છે.
- મધ્યપ્રદેશ અને મહારાષ્ટ્રની હરકતોને કારણે રાજ્યમાં વીજપુરવઠો ખોરવાયો છે.
- લોકઅદાલતોમાં ૧૦,૦૦૦થી વધુ કેસોનું સમાધાન થયું છે.



## ભવિષ્ય-કથન/પ્રશ્ન-કુંડળી / પ્રાણજીવન મહેતા

ગર્ભાશયે બીજ રોપાય
સમય જતાં
ભ્રૂણને પછી કદાચ, કદાચ
જીવાનુભૂતિ થાય
તો શું તે સમય
જન્મ-સમય કહેવાય ખરો કે નહીં ?

આજ પ્રશ્ન છે અબઘડીનો હા,
કે પછી જાતકનો પ્રસવ થાય,
બાદમાં ગર્ભાશયે વીંટળાઈ વળેલ દર્ભ-શૂળસમ
નાળ-કાળ છેદાય/ભેદાય છેવટ કપાય
તે સમય શું ખરો સમય જાતક-જંન્મનો ?

આ પ્રશ્નને કુંડળીમાં મૂકી
ગોળગોળ ફેરવું છું ક્યારનો
અને પણે, – પેલે પાર
નક્ષત્ર-ગ્રહો સહુ વ્યોમથી સરી જરી
કોરી કુંડળી મહીં સ્વ-સ્થાન-પદ ધરી
સરે-પ્રસરે અત્ર-તત્ર સર્વત્ર વળી વિચરે

ઊંચ-નીચના વ્યાકરણ કુંડળી મધ્ય રચે
અર્થ-બોધથી બોધ-અર્થ
વા અવ-બોધ વ્યર્થ લગ
બસ ધસમસ ધસતા રહે
કરે એકમેકમાં/ને આંખ મિંચામણા
ને મહીં મહીં મચ્યા રહે
હા,
સૂર્યને કહીં શનિ ગ્રસે
ગુરુને ક્યાંક તો અ-બુધશો બુધ પણ ડંખે/ડસે
રાહુ-કેતુ હેતુ હીન વ્યસ્ત
ગ્રસવા ઘણું ઘણું
શુક્ર રતિ રમે
ચંદ્ર ત્યાં શીત
સળવળ વમળ વચ્ચ વલય રચે
સહુ નિજ રમતમાં રહે રમમાણ
બધી દશા-દિશા ઊલટ-પુલટ ઉપર-તળે
જ્યમ છાતી મહીં પાંસળી તળે-ઉપર
થાય વેળ રહી પ્રશ્ન પાછો ફરી એ જ એ
જાતક શું ગર્ભમાં જ
ગ્રહ-હીંચકે હાંફતો/હાંફતો હા હાંફ હીંચતો
જન્મકાળથી
કાળ-જન્મ લગ..,
જાતને રહે ભીંસતો ?

## સમુદ્ર-મંથન / પ્રાણજીવન મહેતા

પળાધિપળ પળેપળ પળપળે
જળ જળાજળ જળ
પળ પડે જલધિંજળ જળ મહીં
રચે તહીં અધિક-અધિકા
રમ્યાતિ-રમ્ય રમણા
કરે ભ્રમણ / રમણ-ભ્રમણા
રટે રટણ જળ મહીં જળ તણું
જળ જરી જરી / ફરર ફરફર ફરી ફરી
જળાંતરે જળ પળ પળે પળ
ખળખળ ખળખળે / ખળભળે જરી તરી
હાસ્ય/લાસ્યતરંગ લહરંત તરંગ
લહરલહર લસરે / સરસર સરે
જળમાં જળ
જળાધિપળ – જળ પ્રસરે.

જળજળાધિજળ પળપળ પળાધિપળ પળપળ
પુલકિત પરાગે / રાગે અનુરાગે
કંઠે / કાંઠે ધરે શંખનાદ / નિનાદ
વદ વદે વાક્ / વાચ્
સુણી રમ્ય સુર-રમ્ય/ગમ્ય ગાન/તાન
તાલ/ત્રિતાલ બોલ
સમુદ્ર ધસમસ ધસે
મધ સમુદ્ર મધ્ય સમુદ્ર વસે
રચે લય-હિલ્લોળ / ઊછળે છોળ છોળ
છલાંગ છલાંગે છળે
દૂર દિશાંત / અંત અવનિ

અન્-અંત અંતે ધરી ધ્યાન
જળ જળ મહીં થાવા મથે અંતર-ધ્યાન પળ-ઘડી
કંઠે કલરવ કદા
કદા કૂખથી ઊછળે-પડે
જળ મહીં જળ સમ ધરી જળરૂપ
મથે / મચે / રચે
સહુ દિશ દિશે
તરંગ / તરંગ તુરીય રંગ
પળ રચે જળ જળરૂપ જળ મહીં.
પળાધિપળ જળપળ પડે
ન વેળુ કણકણ કાંઠે વસે
ન વેળા રમણ/ભ્રમણ વમળ/વલય મહીં
કહીં ધસે
ફક્ત
તરતરે / ફરફરે / સરસરે
અંગાંગે નિતાંત નિતરે
જળમાં જળ
સરસરે / તરે / તરતર ફરફરે ફોરાં શો
જળબુંદસભર ભરભર સમુદ્ર
ફરફરી ફરફરે
ફોરાં શો નિજ અક્ષ મહીં તરવરે
ફરી રહી રહી સર સરે.

## છેલ્લો ઘા / એડવિન અર્લિંગ્ટન રોબિન્સન

*અનુવાદ : રમણીક અગ્રાવત*

સલીમ ડોકાવાળો : પ્રામાણિક કસાઈ
એ પ્રામાણિક રહી શકતો
ધંધે એ કસાઈ હતો
ધારું છું કે આપ પણ એને
બહુ જડ નહીં ધારતા હો
એને જ્યારે કહેવામાં આવ્યું કે :
તારી પત્ની બચશે નહીં
કહેનાર સામે એ મૂંગો તાકી રહ્યો
દુઃખ અને આઘાતથી સ્તબ્ધ
અને અડધી રાતે જાગી જઈ રડી પડતાં બાળક જેમ
રડી પડ્યો
જોનારી સ્ત્રીઓને પણ એણે રડાવી.

પત્નીના મૃત્યુ બાદ
સારા એવા ખર્ચે અંતિમક્રિયા કરી
એની ઘણી બધી વસ્તુઓ એકઠી કરી
જૂના પટારામાં મૂકી
વસ્તુઓ ભેગી મૂકી
ઝાડની એક લીલી ડાળખી
          અને કસાઈખાનું ભાડે દીધું.

## ફૂલને દસ્તક / કિસન સોસા

બારી પરનો બર્ફ લૂછી દૃશ્ય અંદરનું જુઓ !
દૃષ્ટિની ઉષ્મા વડે વાતાવરણ ઘરનું જુઓ !

સ્વપ્ન ત્યાં એકાદ તો બેહું હશે અંગીઠીઓ,
રાખમાં જાણે કશું અંગારના બરનું, જુઓ !

ધૂંધળા દર્પણ મહીં એ વાળ હોળે કે પછી,
દુઃખ ઉકેલી રસું તંતુએ જીવતરનું, જુઓ !

ખ્યાલમાં ત્યાં જંગ છે કે છે સામૂહિક આત્મઘાત,
છે ખરેખર હાર્દ શું એ સર્વ હરફરનું, જુઓ !

શક્ય હો તો ફૂલને દસ્તક પ્રવેશો પ્રેમમાં,
આંસુએ, અભે છુપાયું ઓજ ચંદરનું જુઓ !

## બે ગઝલ / રવીન્દ્ર પારેખ

૧

ક્યાં છે આખો વડ હવે ?
ફક્ત ત્યાં છે થડ હવે.

બોલતું કોઈ નથી,
મૂંગી છે ચડભડ હવે.

આમ દેખાતી નથી,
પણ, પડી છે તડ હવે.

લોહીનું પાણી થયું,
મન મૂકીને રડ હવે.

હું ગળે આવ્યો છું ત્યાં,
તું ગળે ના પડ હવે.

ભીતરે અજવાસ ના,
તોય છે ભડભડ હવે.

યાદ વિના છે શું ત્યાં ?
છે બધું ઉજ્જડ હવે.

કોઈ દુશ્મન ના રહ્યા,
જાત સાથે લડ હવે.

૨

મળ્યા છે તને જ્યાં અટકવાના પગ,
મને પણ મળ્યા ત્યાં જ ફરવાના પગ.

ખૂલ્યા દ્વાર પર જો ટકોરા પડે,
તો કઈ રીતે ત્યારે ઊપડવાના પગ ?

અરે ! હાથ તે હાથ ને પગ તે પગ,
મૂઠી જેમ ક્યાંથી આ વળવાના પગ ?

ખબર જો પડે કે છું મારામાં ગુમ,
તો ભીતર ને ભીતર ઊતરવાના પગ.

દીવા જેમ એ પણ પ્રકાશિત હશે,
નહીં તો ક્યાં અંધારે સરવાના પગ ?

અગર ધરતી ટૂંકી પડે જો કદી,
તરત મેળવી લઉં છું ઊડવાના પગ.

નદી જો સ્વયં થાય મૃગજળ અગર,
તો એમાં આ ક્યાંથી પલળવાના પગ ?

મને પાનખર જો અડી જાય તો,
તરત ફાળ પડતી કે ખરવાના પગ !

## ફુનગી / રતિલાલ 'અનિલ'

'ફુનગી' ઓહ કેવું વહાલસોયું નામ છે ! 'ફુનગી!' એ જેમ વૃક્ષની ટોચે સૂર્યના તેજમાં નિર્મળું રતુમડું મલકે છે એ જોઈને એના પર હૈયે ન રહે એવું કેવુંય વહાલ છૂટે છે ! સૂર્યની નજીક વૃક્ષ નથી પણ રતુમડી ફુનગી છે ! મંદિરનો સોનેરી કળશ સૂર્યતેજે મલકે એ તો ધાતુનું ઓજસ છે. મૂર્તિ આખર મૂર્તિ છે અને સોનુંય આખર ધાતુ છે ! કળશમાં જીવનની કોઈ લીલા ક્યાં છે ? એ હસે છે સૂર્યકિરણે એ ગમે તો છે, પણ જાણે જડી દીધેલો ચળકાટ, પ્રસન્નતા... પણ જડ, એમાં જીવનની ચેતના ક્યાં છે ? સ્થિતપ્રજ્ઞના ગુણો તો ગીતા દ્વારા જાણ્યા પણ કળશ સ્થિતપ્રજ્ઞ હોય તો જોઈ તો રહીએ પણ હું માણસ છું ચૈતન્ય છું, જીવ છું અને મારો જીવ બીજા જીવમાં ભળે, સોનું હોય કે હીરો હોય, એ જડ છે, જડ છે. જીવ જીવને ઝંખે છે. તે બાળુડામાં હોય, હરણના બચ્ચામાં હોય, એની ચોકડીની લીલામાં કનૈયાની લીલા જોઈ શકું, અરે વાછરડો ઠેકડા મારે એ જોવાનો કેવો લીલાનો આનંદ ! કેવો નરવો આનંદ, હસતું ઘૂંટણિયા કાઢતું બાળક, માથાના, મૂછના વાળ ખેંચતું બાળક, ગાલે માંસલ હાથ પછાડતું, જાણે કંઈક મેળવવા ગાલ પસવારતું બાળક.. આપણે ઘેલા થઈને કનૈયાની લીલા જ ગાઈશું ? અનેક સ્વરૂપે આપણી આંખ સામે થતી લીલા આડે આંખ કરી, મોઢું શું, હૃદય જ ફેરવીને જીવીશું અને કનૈયો અનેકવિધ રૂપે લીલા કરે છે, આપણી કસોટી કરે છે તેમાં સાવ નપાસ થઈશું કે નપાવટ ?

ફુનગી ! રતુમડી, કોમળ, ઊંચા આસોપાલવના માથે રતુમડી, નમણી,

કોમળ કુનગી ! રાજામહારાજાના મુગટ પરની રેશમી કલગી વળી શું છે ? કંઈ નથી... એ જડ છે ... પવન એને વહાલ કરી શકતો નથી, એની સાથે ગેલ કરી શકતો નથી, એ તો સાવ તાજ-મુગટ પર અક્કડ રહે છે... અને અક્કડ એટલે જકડાયેલું ! એની મહત્તા જકડાયેલી, એનું ગૌરવ જકડાયેલું એટલે જ બંદી ! અરે રાજા મહારાજાનું શિર ઉન્નત હોય તોયે કેટલું ઉન્નત ? પાંચ સવાપાંચ ફૂટ ! અને આ ઊભો આસોપાલવ ! સીધો છાતી કાઢી ઊભેલા પાતળિયા કાઠી જેવો... કેટલો ઊંચો અને એની ટોચે રતુમડું કુમળું ફૂટેલું પાન ! 'પાન' કહેતાં મારી રસિકતા લાંજે છે – એ તો કુનગી છે, કુનગી ! મૂઈ કેરી. એના સ્વાદ ને એવું બધું ખરું, પણ આંબે મોર ફૂટે છે અને એની આસપાસ મધમાખી કાનૂડામાં રાસમાં જોડાયેલી ગોપીઓની જેમ રાસડા લે છે. મધુરું ગણગણે છે. એ સ્વર સાદ એમના નાનકડા હૈયામાંથી આવતો હોય છે .. અવિરત, અવિરત રાસડા લે છે... ઓ-કબીર બાપા ! મન મસ્ત હુઆ તો ફિર ક્યા બોલે ? આવું તમે બોલ્યા તે માંયલાને તો સારું લાગે છે પણ એ તો પતંગિયાની વાત થઈ, મૂગા મૂગા અરવ ગતિએ ફૂલની આસપાસ ધીમી ગતિએ રાસડા લે છે અને એવા લોભી કે ફૂલ પર બેસી રસ ચૂસે છે ! પણ એમણે રાસડા લેતી ગોપિયુંના લીલાદર્શન કર્યાં છે ? એમનામાં તો માંય, ઠેઠ અંતરના પાતાળેથી જે રસ, ગતિ ફૂટે છે અને એ ફૂટે છે ક્યાં, બસ રમમાણ છે, મન મસ્ત થાય છે ત્યારે ફાટફાટ થાય છે, ફૂટું ફૂટું થાય છે. ભૈ એ જીવ છે અને જીવ તો દેખાય, અનુભવાય તે 'જીવ.' આ 'માણસ' નામનો જીવ તો જીવમાં ભળે, હીરા, માણેક, મૂર્તિ, કળશ – રૂપાળાં તો ખરાં પણ 'જીવ' વગરનાં ! માણસનો 'જીવ' તો 'જીવ'માં ભળે, જીવમાં ઓગળી જાય અને પાછો વરસાદના પાણી જેવો, હવાની લહેરખી જેવો, ફરફરતી ધજા જેવો જીવતો થાય અને જીવન જ લીલા કરે ! જીવન ક્યાં હોય છે ? એ પ્રાકૃતિક, નિષ્પ્રયોજિત લીલા કરે ત્યાં અને આપણામાં 'જીવ' હોય તો એ 'જીવ'માં ભળે ! 'જીવ મળ્યા'નો આનંદ ! પેલો 'પરમાનંદ' તો નર્યો શબ્દ છે, જીભે ચોંટેલો, કાગળે ચંપાઈ ગયેલો શબ્દ ! એમાં જીવ ક્યાં છે ? એમાં અર્થ છે ? ધૂળ અર્થ છે ! જીવનનો અર્થ છે નરવી લીલામાં, એ જ્યાં હોય ત્યાં, એ દેખાય કે બસ આપણો જીવ એમાં હૂંફ હોય તો ભલી

મળી જાય છે ! 'મળેલા જીવ' તે એનું નામ ! બાકી તો જડ શબ્દો, નિરર્થક ! નદીમાં કોઈ આસપાસથી દોડી આવતો પ્રવાહ એમાં ભળે છે ત્યારે પ્રસન્નતાની છોળ ઊડે છે – પાણીની નહીં. એ જીવમાં જીવ મળવાનો આનંદોત્સવ અને ઉચ્છ્વાસ હોય છે ! મને કળશમાં નહીં, એની આસપાસ આમતેમ ફરકતી ધજામાં જીવ દેખાય છે, એના લહેરિયામાં જાણે સાગરના લહેરિયા દેખાય છે, જીવ દેખાય છે અને એમાં મારો જીવ ભળે છે અને ભળે છે એટલે જીવ મળે છે, જે બીજાને મળે છે તે જ પોતાને મળે છે અને એક અ-ભેદ બની રહે છે. દૃષ્ટોદૃષ્ટ મળવું એ તો શબ્દ છે શબ્દ છે ! આ આસોપાલવની ટોચે ગલૂડિયાના કાન જેવું રતુમડું પાન એની કોમળતાથી નમણું થયું છે. આ નમણી અને નમણો – તો શબ્દો છે, શબ્દો ! નમણું તો છે પેલા ટોચે લળેલું રતુમડું પાન, અને પાસે જ ફુનગી ફૂટી છે ! કવિતાયે એવી ક્યાં ફૂટે છે ! સૂર્યની વધારેમાં વધારે નજીક જનાર કહેવાતો માણસ શું એ ફુનગી જેવો કોમળ અને ઉન્નત અને વળી બાળક જેવો નિર્દોષ હોય છે ખરો ? ગલૂડિયાના નમણા કોમળ માંસલ કાન પર એકદા નાનપણમાં આંગળીનું ટેરવું ફરેલું એ સ્પર્શ મને ઘેલો કરે છે કે આસોપાલવના પેલા રતુમડા ફૂટેલા નમણા પાન પર આંગળીનું ટેરવું ફેરવ ! 'સ્પર્શ' શબ્દનો અર્થ શબ્દકોશમાં નથી, ત્યાં પેલ્લા આસોપાલવની ટોચે, સૂર્યની નજીક નમેલા નમણા રતુમડા પાન પાસે છે.. આંગળીના ટેરવાને તો એવું વરદાન મળ્યું લાગતું નથી પણ મારી નજરને તો એ વરદાન મળ્યું જ છે, મળ્યું જ છે !

## નગરમાં બિલાડીના ટોપ / ઇટાલો કાલ્વિનો

*અનુ. શિરીષ પંચાલ*

દૂર દૂરથી નગરની દિશામાંથી આવતો પવન અસામાન્ય ભેટસોગાદો લઈને આવે છે. વિરલ સંવેદનશીલ લોકોને જ એનો ખ્યાલ આવે છે. બીજા પ્રદેશનાં ફૂલછોડ પરથી ઝરતી પરાગરજથી છીંકો ખાતા શ્વાસના રોગીઓનું જ દૃષ્ટાંત લો ને !

એક દિવસ નગરમાર્ગની બંને બાજુએ આવેલી ધાર પર ભગવાન જાણે ક્યાંથી અઢળક બીજ વરસ્યાં; એમાંથી થોડા બિલાડીના ટોપ ફૂટી નીકળ્યા. કોઈ કરતાં કોઈની નજરે ન પડ્યા. માત્ર માર્કોવાલ્ડોએ જોયાં, એ દરરોજ સવારે પોતાની ટ્રામ ત્યાંથી પકડતો હતો.

આ માણસનો જીવ નગરજીવનને ગાંઠે નહીં એ પ્રકારનો હતો. આંખે ચઢવા માટે ગમે તેટલી કાળજીથી ગોઠવેલા બોર્ડ, ટ્રાફિકદીવાઓ, દુકાનોના શો કેસ, નિયોન દીવાઓ, પોસ્ટરો તરફ ક્યારેય એનું ધ્યાન જતું નહીં. પણ જો કોઈ ડાળી ઉપર પાન પીળું થઈ રહ્યું હોય કે મેંગ્લોરી નળિયામાં પંખીનું પીછું ફસાઈ ગયું હોય તો એ જોવાનું કદી તે ચૂકતો ન હતો. અહીં તો ઘોડાની પીઠ પર એવી માખ ન હોય, લાકડાના પાટિયા પર ભમરીનું એવું દર ન હોય, રસ્તા પર કચડાયેલી અંજીરની એવી છાલ ન હોય, જેને વિશે માર્કોવાલ્ડો કશું બબડ્યો ન હોય, એને વિશે કશું વિચાર્યું ન હોય; તે ઋતુઓનાં પરિવર્તનો નોંધતો, હૈયાની ઝંખનાઓ વિચારતો અને પોતાના જીવતરની મુશ્કેલીઓ વર્ણવતો.

આવી જ એક સવારે પોતે જે કંપનીમાં અર્ધકુશળ કારીગર તરીકે કામ કરતો હતો ત્યાં જવા માટેની ટ્રામ પકડવા ઊભો હતો; ત્યાં માર્ગની ધારે ઊગેલાં વૃક્ષોની નીચે, ઉજ્જડ જમીનમાં કશુંક અસામાન્ય તેની નજરે પડ્યું. ઝાડના થડ પાસે વચ્ચે વચ્ચે થોડા ઊપસેલા ભાગ દેખાતા હતા, તેમાંથી ભોંયમાંથી બહાર આવવા માગતા કેટલાક ગોળગોળ જેવા લાગતા આકાર જોયા.

બુટની દોરી બાંધવા તે નીચે નમ્યો અને જરા સરખી નજર માંડી. બિલાડીના ટોપ હતા, સાચેસાચા ટોપ, નગરની બરાબર વચ્ચે ઊગી નીકળેલા: માર્કોવાલ્ડાના ઉદાસીન અને કંગાલ જગતની આસપાસ એકાએક છૂપા ખજાના ઊભરાવા માંડ્યા. બાંધી આવક, ફુગાવાનો દર, કૌટુંબિક સહાય અને મોંઘવારી ભથ્થાના જગતથી પર, જીવનમાં કશુંક આશાસ્પદ છે ખરું.

નોકરી કરતી વખતે તો તેનું મગજ ઠેકાણે રહેતું જ નહીં. તે વિચારવા જ માંડ્યો કે એ પેટીઓ ઉતારી રહ્યો છે ત્યારે ધરતીના અંધકારમાંથી બિલાડીના ટોપ ભરાવદાર થઈ રહ્યા છે; માટીનાં ઢેફાં ફાડી રહ્યા છે, તે બબડ્યો : 'બસ, એક રાતે વરસાદ પડવો જોઈએ.' તે આ વાત પોતાની વહુ અને છ સંતાનોને કહ્યા વિના રહી ન શક્યો.

કંગાળ ભોજન લેતાં લેતાં તેણે જાહેરાત કરી :'સાંભળો. એક જ અઠવાડિયામાં આપણે બધા બિલાડીના ટોપ ખાતા હોઈશું. તળેલા ટોપ. જાઓ વચન આપ્યું.' બિચારાં બાળકોને તો બિલાડીના ટોપ શું છે એની ખબર જ ન હતી એટલે જાતજાતનાં બિલાડીના ટોપની અદ્ભુત સુંદરતા વિશે વાતો માંડી. એમની મીઠી સોડમ, વાનગી બનાવવાની રીત નિરાંતે વર્ણવી; એની વહુ ડોમિટિલ્લાને પણ વાતચીતમાં જોતરી; અત્યાર સુધી એ તો આ વાત માની જ શકી ન હતી અને વિચારમાં ખોવાઈ ગઈ હતી.

બાળકોએ પૂછ્યું :'ક્યાં છે બિલાડીના ટોપ ? અમને કહો એ ક્યાં ઊગ્યા છે ?'

આ પ્રશ્ન સાંભળતાંવેંત માર્કોવાલ્ડોનો ઉત્સાહ મોળો પડી ગયો. તેના મનમાં શંકા જાગી. જો આ છોકરાંઓને હું જગ્યા બતાવી દઉં તો એ બીજાં

છોકરાંઓની ટોળકી લઈને ઊપડી જવાના, અડોશપડોશમાં વાત ફેલાઈ જવાની અને બિલાડીના ટોપ બીજાની કઢાઈમાં પહોંચી જવાના. એટલે બિલાડીના ટોપની આ શોધે તેના હ્રદયમાં પ્રગટાવેલો સાર્વત્રિક પ્રેમ ઓસરી ગયો, હવે તે એકદમ સંઘરાખોર બની ગયો; ઈર્ષ્યા અને અવિશ્વાસપૂર્ણ ભીતિથી તે ફફડવા લાગ્યો.

તેણે બાળકોને કહ્યું : 'બિલાડીના ટોપ ક્યાં છે તે હું જ જાણું છું અને મારા સિવાય કોઈને ખબર નથી. જો તમે આમાંનો એકે અક્ષર કોઈને કહ્યો છે તો તમારી વાત તમે જાણો.'

બીજે દિવસે સવારે તે ટ્રામ સ્ટોપ પર પહોંચ્યો ત્યારે તે ચિંતાતુર હતો. તે જમીન તરફ ઝૂક્યો અને તેણે રાહતનો દમ ભર્યો; બિલાડીના ટોપ થોડા વધારે બહાર આવ્યા હતા, પણ એટલા બધા નહીં. અને હજુ તો જમીનમાં પૂરેપૂરા ઢંકાયેલા હતા.

તે આવી રીતે ઝૂકેલો હતો ત્યારે ખ્યાલ આવ્યો કે કોઈ તેની પાછળ ઊભું હતું. તે તરત જ સીધો ઊભો રહી ગયો અને જાણે કશું છે જ નહીં એમ જોવા લાગ્યો. એ સફાઈ કામદાર હતો, સાવરણો લઈને વાળતાં વાળતાં તેની સામે જોતો હતો.

આ સફાઈકામદારની હદમાં બિલાડીના ટોપવાળો વિસ્તાર આવતો હતો. ચશ્માધારી આ કામદાર એક સૂકલકડી યુવાન હતો. તેનું નામ આમાદિગી અને માર્કોવાલ્ડોને તો એ દીઠો ગમતો ન હતો. કદાચ તેના ચશ્માના કારણે. એ ચશ્મા વડે તે શેરીઓની પગથી જોતો રહેતો અને પ્રકૃતિનો કોઈ અંશ જોતાંવેંત પોતાના સાવરણાથી એ દૂર કરતો હતો.

એ શનિવાર હતો, માર્કોવાલ્ડોએ અડધો દિવસ અન્યમનસ્ક બનીને જમીનની આસપાસ આંટા મારતાં મારતાં અને પેલા સફાઈ કામદારની સામે અને બિલાડીના ટોપ પર નજર રાખતાં રાખતાં વીતાવ્યો. એ ટોપને પાકતાં કેટલો સમય હજુ લાગશે એનો વિચાર તે કરતો રહ્યો.

એ રાતે વરસાદ પડ્યો; દુકાળના લાંબા દિવસો પછી ખેડૂતો વરસાદની પહેલી ઝરમરનો અવાજ સાંભળીને જેવી રીતે જાગી ઊઠે, આનંદથી નાચી ઊઠે એવી રીતે માર્કોવાલ્ડો આખા નગરમાં એકલો એ રાતે પથારીમાંથી

બેઠો થઈ ગયો અને ઘરનાંને કહેવા લાગ્યો : 'વરસાદ પડ્યો, વરસાદ પડ્યો !' ભીની માટીની સુગંધને શ્વાસમાં લેતો અને બહારથી આવતી તાજી હવાને માણતો બેઠો.

બીજે દિવસે રવિવાર હતો, ઉછીની ટોપલી તે લઈ આવ્યો અને બાળકોની સાથે પેલી જગ્યાએ દોડી ગયો. ત્યાં બિલાડીના ટોપ હતા, ટટાંર ઊભા રહેલા અને એમની ટોચ પર હજુ ભીની માટી હતી. 'અહાહા ! ' તેઓ વીણવા બેઠા.

મિર્કેલનો બોલ્યો :'પપ્પા, જુઓ જુઓ. પેલા માણસે કેટલા બધા ભેગા કરી લીધા !'

સફાઈ કામદારે પૂછ્યું :'તો તમે પણ એકઠા કરી રહ્યા છો ! તો તો આ ખાવાલાયક હોવા જોઈએ. મેં થોડા વીણ્યા પણ મને ખાત્રી ન હતી... રસ્તાની પેલી બાજુએ પણ બીજા કેટલાક ફૂટી નીકળ્યા છે, થોડા મોટા છે... ચાલો, હવે મને ખબર પડી છે એટલે મારાં સગાંને કહીશ. તેઓ ત્યાં ઊભા રહીને વીણવા કે નહીં એનો વિચાર કરે છે..' એ ઉતાવળે જતો રહ્યો.

માર્કોવાલ્ડો મૂગો થઈ ગયો, એની નજરે નહીં પડેલા, આનાથી પણ વધારે મોટા બિલાડીના ટોપ તેની આંખોની સામે આ રીતે ઝૂંટવાઈ રહ્યા છે, ઘડીભર તો તે ક્રોધે ભરાયો, રાતોપીળો થઈ ગયો. અને પછી ઘણી વાર બને છે એમ આવો સ્વાર્થ ઉદારતામાં ફેરવાઈ ગયો. તે વખતે ઘણા લોકો ટ્રામની રાહ જોઈ રહ્યા હતા. હવામાનમાં હજુ ભેજ હતો, વરસાદ વિશે કહી ન શકાય એટલે બધાની પાસે છત્રી હતી.'અરે ... સાંભળો ! આજે રાતે તળેલા બિલાડીના ટોપ ખાવાની ઇચ્છા છે ખરી ?' માર્કોવાલ્ડો એમની સામે જોઈને બૂમો મારવા લાગ્યો. 'અહીં આ શેરીમાં જ બિલાડીના ટોપ ઊગ્યા છે. આવો આવો ! બધાને થઈ રહેશે.' તે આમાદિગીની પાછળ ચાલી નીકળ્યો, તેની પાછળ બીજા લોકોની કતાર ચાલી. તેમણે ઢગલાબંધ ટોપ જોયા. એમની પાસે ટોપલીઓ તો હતી નહીં. એટલે છત્રીઓમાં ભર્યા. કોઈ બોલ્યું, 'બધા ભેગા મળીને ઉજાણી કરીએ તો વધુ મજા આવે.' પણ દરેક પોતપોતાની રીતે વીણીને ઘેર ગયા. જોકે થોડા જ સમયમાં એકબીજાને મળ્યા. સાંજે જ સ્તો. બધાંને એક જ હોસ્પિટલના વોર્ડમાં દાખલ કર્યા હતા.

ઊલટીઓ કરાવી કરાવીને એમનાં પેટ ખાલી કર્યાં ત્યારે ઝેરની અસર ઓછી થઈ. બિમારી ગંભીર ન નીકળી કારણ કે દરેકે મર્યાદિત સંખ્યામાં બિલાડીના ટોપ ખાધા હતા.

માર્કોવાલ્ડો અને આમાદિગીની પથારી પાસે પાસે હતી, તેમણે એકબીજાની સામે જોયું.

(મે, ૧૯૯૫)

# કાફકા અને એવા બીજાઓ વિશે / હોર્હે લુઈ બોર્હેસ

*અનુવાદ : શિરીષ પંચાલ*

અગિયાર અગિયાર વર્ષના ભારે પુરુષાર્થને પરિણામે રચાયેલી 'aeneid' નામની કૃતિની અધૂરી હસ્તપ્રત બાળી નાખવા માટે વર્જિલે મરણપથારીએ પોતાના મિત્રોને વિનંતી કરી હતી; શેક્સપિયરે પોતાનાં નાટકોનો સંગ્રહ એક જ ગ્રંથમાં ક્યારેય કર્યો નહોતો; કાફકાએ તેના મિત્ર મૅક્સ બ્રોડને પોતાની બધી વાર્તાઓ-નવલકથાઓનો નાશ કરવાની સૂચના આપી હતી. આ રચનાઓએ પાછળથી કાફકાને અમર બનાવી દીધો હતો. મારી જો ભૂલ થતી ન હોય તો આ બધાં દૃષ્ટાંતોમાં કશું સામ્ય એક રીતે નથી. નિષ્ઠાવાન મિત્રો પોતાની આજ્ઞાનો અનાદર કરવાના છે એની વર્જિલને ખાત્રી હતી. કાફકાને પણ એવી જ શ્રદ્ધા હતી. શૅક્સપિયરની વાત થોડી જુદી છે. થોમસ દ ક્વિન્સીના અભિપ્રાય પ્રમાણે શૅક્સપિયર માનતો હતો કે મુદ્રિત શબ્દ કરતાં રંગભૂમિ પર બોલાતા શબ્દ ઉપર જ નાટ્યકારનાં સિદ્ધિ, કીર્તિનો આધાર રહેલો છે. હકીકત તો એ છે કે જે માનવી પોતાના સર્જનનો સાચેસાચ વિનાશ કરવા માગતો હોય તે કદી આવું કામ બીજાઓને સોંપે નહીં. હું માનું છું ત્યાં સુધી કાફકા અને વર્જિલ પોતાની કૃતિઓનો વિનાશ ઈચ્છતા જ નહોતા. સાહિત્યકૃતિ તેના સર્જક ઉપર જે જવાબદારી લાદે છે તેમાંથી તેઓ મુક્ત થઈ જવા માગતા હતા. વર્જિલે આવી વિનંતી કેટલાંક સાહિત્યિક કારણોસર કરી હશે; એ કદાચ કોઈ પંક્તિ, કોઈ શબ્દ બદલવા ફેરવવા માગતો હશે.

ફ્રાન્ઝ કાફકાનો કિસ્સો થોડો અટપટો છે. વ્યક્તિ અને ઈશ્વર વચ્ચે તથા વ્યક્તિ અને ઈશ્વરે રચેલા આ અગમ્ય જગત વચ્ચે જે પ્રકારના નૈતિક સંબંધો છે તે વિશે બોધકથા તરીકે કે બોધકથાશૃંખલા તરીકે તેની રચનાઓને ઓળખાવવી જોઈએ. તેણે ભલે સમકાલીન વાસ્તવિકતાને પૃષ્ઠભૂ તરીકે રાખી, પરંતુ સામાન્ય રીતે આધુનિક સાહિત્ય તરીકે ઓળખાતી રચનાઓ કરતાં કાફકાની વાર્તાઓનો સંબંધ 'બુક ઑફ જોબ' સાથે વિશેષ છે. આ વાર્તાઓ તમારી પાસે પણ ધાર્મિક ચેતનાની, ખાસ કરીને તો યહૂદીચેતનાની

અપેક્ષા રાખે છે; બીજા કોઈ સંદર્ભમાં કાફકાનું સીધેસીધું અનુકરણ સાવ અર્થહીન પુરવાર થવાનું. કાફકાએ પોતાની રચનાઓને શ્રદ્ધા દ્વારા થતી પ્રવૃત્તિ તરીકે જોઈ હતી. પરંતુ પોતાના સર્જન વડે તે બીજા માનવીઓને નિરાશ કરવા માગતો નહોતો. એટલા જ માટે મિત્રને એ રચનાઓનો નાશ કરવા કહ્યું હતું. આમ છતાં મને બીજાં પણ કેટલાંક કારણો સૂઝે છે. કાફકાને ખબર હતી કે તે માત્ર દુઃસ્વપ્નો જ કલ્પી શકે છે અને વાસ્તવિકતા તો ગમગીન દુઃસ્વપ્નોની જ એક એક સતત ભરમાર છે. આ બધાંમાં તેણે વિલંબોની, મોકુફીઓની નાટ્યાત્મક ક્ષમતાઓ ઉમેરી; એની બધી જ રચનાઓમાં આ જોવા મળશે. આ બંને વિષયવસ્તુએ(ગમગીની અને વિલંબ) તેને થકવી નાખ્યો હતો. એણે કદાચ થોડી સુખદ વાર્તાઓના લેખક બનવાનું પસંદ કર્યું હોત પણ એની પ્રામાણિકતા એવી રીતે વર્તવા દે એમ ન હતી.

ઈ.સ. ૧૯૧૭માં મેં આધુનિક કર્તા તરીકે  કાફકા વાંચ્યો હતો. ત્યારે તો સંપાદકો અનેક પ્રયોગવીરોનાં સાહસોને – વિરામચિહ્નો વિનાની, કેપિટલ વિનાની અનેક કૃતિઓ પ્રગટ કરી રહ્યા હતા. આવા પ્રયોગશીલ કૃતિઓના ઢગલામાં મારી આંખે કાફકાની એક નાનકડી રચના પડી. ત્યારે વાચક તરીકે મારામાં યુવાસહજ સાલસતા છતાં એ રચના સાવ નિરસ લાગી હતી. હવે મારી વૃદ્ધાવસ્થામાં મારી અક્ષમ્ય સાહિત્યિક સંવેદનશીલતાના અભાવની કબૂલાત કરતાં અચકાતો નથી. મારી સામે કશુંક અભૂતપૂર્વ દર્શન હતું અને મેં આંખો મીંચી રાખી હતી.

આપણે એ પણ જાણીએ છીએ કે કાફકા કદી પણ પિતાની ઉપસ્થિતિમાં રહસ્યમય અપરાધભાવની લાગણીમાંથી મુક્ત થઈ શક્યો ન હતો; જેવી રીતે ઈશ્વરની ઉપસ્થિતિમાં ઇઝરાઇલ આવો ભાવ અનુભવતું રહ્યું તેવી જ રીતે. બીજા માનવીઓથી અલગ પાડનારી કાફકાની યહૂદીશ્રદ્ધા એને સતત પીડતી રહી હતી. વધારામાં ઉમરા પર આવી ચઢેલા મૃત્યુએ, ક્ષયગ્રસ્ત અવસ્થાના ઉન્માદે તેની બધી જ ચિત્તશાખાઓને, સંવેદનાને ઉત્કટ બનાવી દીધી હતી.

આ બધાં નિરીક્ષણો તો સપાટી પરનાં છે; વ્હીસલર કહે છે તે પ્રમાણે

કલા તો બનતાં બની જાય છે. કાફકાની રચનાઓમાં બે વિચાર – અથવા વળગણો – જોવા મળે છે. એક છે તાબેદારી અને બીજો છે શાશ્વતતા. એની લગભગ બધી જ વાર્તાઓમાં ચઢતાઊતરતા ક્રમ આવે છે, અને આ બધા જ ક્રમ શાશ્વત પુરવાર થાય છે. કાફકાની પહેલી નવલકથા 'અમેરિકા'નો નાયક કાર્લ રોસમાન એક ગરીબ જર્મન યુવાન છે; તે પોતાના ઉપખંડની ભુલભુલામણીમાંથી રસ્તો કરતો કરતો છેવટે ઓકલાહામાના મહાન પ્રકૃતિ-રંગમંચ ઉપર પ્રવેશ મેળવે છે, આ અનંત રંગમંચ જગતના જેવું જ ગીચ છે, એ સ્વર્ગનું પૂર્વનિર્માણ રૂપ બની રહે છે.

તેની બીજી નવલકથાઓનો નાયક જોસેફ કે. બેહૂદી કાનૂની કાર્યવાહીથી ખૂબ જ વ્યથિત છે, તેને પોતાને ખબર નથી કે મેં કયો અપરાધ કર્યો છે, એનો મુકદમો ચલાવનારી ટુકડી સામે ઊભા રહેવાની શક્તિ પણ એનામાં નથી; મુકદમો ચલાવવાનું માંડી વાળીને એ અદૃષ્ટ સમિતિ છેવટે તેને મૃત્યુદંડની સજા ફરમાવે છે. ત્રીજી અને છેલ્લી નવલકથાના નાયક 'કે'ને એક દુર્ગમાં બોલાવવામાં આવે છે પણ એ એમાં પ્રવેશ મેળવી શકતો નથી. દુર્ગના સત્તાધીશો તેને કોઈ પ્રકારની સ્વીકૃતિ આપે તે પહેલાં દુર્ગની દીવાલો બહાર મૃત્યુને ભેટવાનું જ તેની નિયતિમાં લખાયેલું હોય છે.

વિવેચકોએ ફરિયાદ કરી છે કે તેની આ ત્રણે નવલકથાઓમાં વચ્ચેનાં ઘણાં પ્રકરણો ખોવાઈ ગયાં છે : એ પ્રકરણો એવાં અનિવાર્ય નથી એમ કબૂલે પણ છે. આ કૃતિઓના લગભગ એક સરખા નાયકોના જીવનમાં અવારનવાર આવતા અંતરાયોની શાશ્વતતામાંથી જ તેમની રચનાઓનો કરુણ પ્રગટ થાય છે. કાફકા પોતાની રચનાઓ પૂર્ણ ન કરી શક્યો કારણ કે તે અધૂરી રહેવા જ સર્જાયેલી હતી. ઝેનો કહે છે કે ગતિ અશક્ય છે; બ બિંદુએ પહોંચવા માટે વચલા કએ પહોંચવું પડે; ક સુધી પહોંચવા માટે ડ સુધી જવું પડે... ઝેનો આ બધાં બિંદુઓ ગણાવતો નથી એવી જ રીતે કાફકા પણ આ બધી વચગાળાની પરિસ્થિતિઓ વર્ણવતા નથી. નરકના જેટલી જ એ બધી અનંત છે એટલું જાણવું બસ છે.

અસહ્ય પરિસ્થિતિઓનું સર્જન કરવું એને કાફકાની સૌથી વિશેષ પ્રતિભા તરીકે ઓળખાવી શકાય. એની થોડી પંક્તિઓ પણ આપણા ચિત્તમાં

સદાકાળ અંકાઈ જાય એ પ્રકારની છે : 'પશુ પોતાના માલિકના હાથમાંથી ચાબૂક ઝૂંટવી લઈને માલિક બનવા માટે પોતાને ચાબૂક ફટકારવા માંડે છે; એને એ ખબર નથી કે માલિકના ચાબૂકની વાધરીની નવી ગાંઠમાંથી જ એ તરંગ જન્મે છે.' અથવા 'દીપડા મંદિરમાં ઘૂસી જાય છે અને વેદી આગળ મૂકેલા નૈવેદ્ય પીવા માંડે છે; પછી તો વારંવાર આ બનવા માંડે છે; છેવટે એને ચલાવી લેવામાં આવે છે; એ પણ વિધિનો એક ભાગ બની જાય છે.'

કાફકાના આ સર્જક કરતાં તેની રચનારીતિ ઓછી પ્રશંસનીય છે. તેની બધી રચનાઓમાં એક જ પાત્ર છે; એ યહૂદી હોય – જર્મન હોય, તે ગમે તે દરજ્જાનું હોય – વિશ્વમાં, ચર્ચમાં, ગાંડાના દવાખાનામાં કે કારાવાસમાં ક્યાંય પણ હોય તો ચાલે. કાફકાની કૃતિઓમાં વસ્તુસંરચના ને ચરિત્રચિત્રણ મહત્ત્વની લાક્ષણિકતા છે; વાર્તાની સંકુલ રચનારીતિ, નાયકનો ચૈતસિક આલેખ મહત્ત્વનાં નથી. એટલા જ માટે કાફકાની નવલકથાઓ કરતાં વાર્તાઓ ચઢિયાતી છે.

## યયાતિ / બિપિન બિહારી મિશ્ર

બપોરના ત્રણ વાગ્યે હું જાગી ગયો. છેલ્લા બે દિવસથી જમણા હાથની ગાંઠ સૂઝી ગઈ હતી. દવા લેવાથી આજે સોજો ઓછો થયો. આ તરફના ઘૂંટણમાં કાયમ દર્દ રહે છે. ડૉક્ટર વૈદ્યે ઘણી કોશિશ કરી છેવટે હાથ ખંખેરી નાખ્યા. ઘૂંટણનું દર્દ જાય એમ લાગતું નથી. ભાગ્યમાં હશે તે થશે.

મને જાગેલો જોઈને તારા ચા બનાવવા ચાલી ગઈ. રસોડામાં પંદર મિનિટ વાસણ ખખડવાનો અવાજ આવતો રહ્યો. પહેલાં તારા રસોડે જતી તો બે મિનિટમાં ચા લઈને પાછી ફરતી. હવે એ દિવસ ક્યાં... હવે આ શરીર જૂના મોડેલની કાર જેવું છે, ચાલતા ચાલતા હાલવા માંડે છે. જરાક ગફલત થઈ કે હાથમાંથી કપ પડ્યો જ જાણો ! પંદરેક મિનિટે એ ચાના બે કપ લઈને આવી.

'સારું થયું. જલદી ચા લઈ આવી તે.'

'જલદી ક્યાં, પંદર મિનિટ થઈ ગઈ. એક સમય એવોયે હતો કે પંદર મિનિટમાં રસોઈ થઈ જતી. હવે તો શરીરમાં દમ જ નથી.'

'ચાલો ઠીક છે, આવા દિવસ તો સૌને આવે. આમ તો બીજા કરતાં આપણી સ્થિતિ સારી છે. રૂપિયા-પૈસા, ખાવાપીવા, રહેવા પહેરવાની કઈ ચીજનો અભાવ છે ?'

'હા, ખાન-પાન તો ઠીક છે. ઘરમાં ફોન પણ છે. જરૂર પડ્યે ફોન થઈ શકે છે. એક જ ભય છે, મારા ગયા પછી તમે એકલા કેવી રીતે રહેશો. બાળકો તો બધાં અમેરિકામાં છે.'

'તું એવું કેમ વિચારે છે કે હું પહેલાં જઈશ ?' રકાબીમાં ચા રેડી ફૂંક મારતાં મેં પૂછ્યું, 'અગર હું પહેલાં ચાલ્યો જાઉં તો તું કેવી રીતે રહેશે ?'

'છિ : એવું ન કહો.'

'શું મેં ખોટું કહ્યું ? હું સિત્તેરનો થઈ ગયો છું.'

'તો શું થયું ?'

'જવા દો એ વાત. કહો, તારા દાંતનો દુઃખાવો કેમ છે ?'

'ઓછો ક્યાં થયો... ચા ઠંડી ન પડે ત્યાં સુધી પી શકાતી નથી. દાંતનું દર્દ તો એવું છે કે ગરમ મીઠાનો શેક કરી લવિંગનું તેલ મૂકું એટલી વાર રાહત. ફરી એનું એ જ.'

'ગોલક દવા આપી ગયો હતો તે નથી લેતી ?'

'હા, તમારો ભાણેજ તો સૌંથી મોટો ડૉક્ટર છે. શી દવા આપી, દાંતનો દુઃખાવો તો ઓછો ન થયો, ઊલટું, પેટમાં દાહ બળવા માંડ્યો.'

'ઠીક છે, ગોલકને કહીશ, કોઈ સારા ડૉક્ટર પાસે લઈ જશે : એ તો નવો નવો ડૉક્ટર છે. કદાચ યોગ્ય દવા આપી શક્યો ન હોય. પણ કહે, ગોલક આપણી બહુ નજીકનો નથી ?'

'એની કોણ ના કહે છે. ભાણેજ શું, દીકરો જ છે. આજના છોકરા છોકરી મા-બાપને પૂછતાં પણ નથી. ભાણેજ છે તોયે બેત્રણ દિવસે તો એ આવે જ છે.. આપણી પાસે રહીને ચારપાંચ વરસ ભણ્યો હતો – એના બદલામાં આટલી મમતા... કૃતજ્ઞતા.'

'સારું, ગોલક માટે કોઈ સારી છોકરી શોધીએ તો કેમ ?'

'હા, મેં લીલીને કહ્યું છે. ઘરમાં બે જ તો છે. દીદીનો સ્વભાવ પણ કેવો સારો છે. ઘરમાં વહુ થઈને આવશે તે એના પછીયે ખુશ રહેશે... અરે, બપોરે કોણે બેલ વગાડ્યો ?'

'જા, જઈને જો તો...'

તારા નીચે ગઈ. હું અનુમાન કરવા લાગ્યો. કોણ હશે, ગોલક ? ના, અત્યારે તો એણે હૉસ્પિટલે જવાનું હોય. વીજળીવાળો હશે ? કે, ટેલિફોનવાળો ? કોલોનીનું કોઈ ? ના, ના, એ નહીં હોય. આજે કંઈ તહેવારનો દિવસ નથી. ટપાલી હશે. ત્રણ માસ થઈ ગયા, દીકરા દીકરીએ

કાગળ પણ નથી લખ્યો. હા, એ જ હશે. કોણ આવ્યું છે ?'

ઉત્તર કેમ નથી મળતો નીચેથી... હા, વિશ્વાસ કરો. કરો, ના, સારું... સાચું કહો છો... વગેરે શબ્દો સંભળાય છે.

'ભાઈ, કોણ આવ્યું છે ?'

'ઘાંટો શું પાડો છો, જરા તકલીફ લઈ નીચે આવો, જુઓ કે કોણ છે. જોયા પછી અવાક ન થઈ જાઓ તો મને કહેજો.'

'વારું, આવું છું.'

દાદરની રેલિંગ પકડીને ધીરે ધીરે ઊતર્યો. એક એક પગ ઉપાડતા તકલીફ થતી હતી. બોજ ઉપાડીને ચાલવા જેવું જ. પચ્ચીસ ત્રીસ વર્ષ પહેલાં બેડમિન્ગ્ટન રેકેટ લઈને કૂદતો કૂદતો આ જ પગથિયાં ચઢી જતો હતો, આજે એ જ પગથિયાં મારો ઉપહાસ કરતાં હતાં, સમય સમયની વાત છે. 'પડી જશો, પડી જશો...' તારાની ચેતવણીની ઉપેક્ષા કરવાના દિવસ ગયા...

નીચેના ઓરડે પહોંચી સામે જોયું તો એમને ઓળખી જ ના શક્યો. છવ્વીસ સત્તાવીસ વર્ષની વયનો રાજકુંવર જેવો જુવાન કેટલો હેન્ડસમ ! પચાસ વર્ષ પહેલાંના મારા દોસ્ત પ્રફુલ્લ જેવો પરિચિત, અને આ યુવતી કોણ છે ? બાવીસત્રેવીસ વર્ષની હશે કે નહીં, શક છે. તારાની સાથે એના ખભે હાથ નાખીને બેઠી છે.

મને ચોંકાવતા એ છોકરી બોલી : 'જાણે છે તારા, તું તો મને જોઈને ચોંકી ગઈ તો મનુભાઈ કેમ આશ્ચર્યમાં ન પડી જાય, અગર હું એ માટે રાજી હોત તો એની સાથે પણ તલાક લઈ લેતે તો શું તારાને છોડીને મારી સાથે લગ્ન કરી લેતે ?'

'હટ્ ! તું કાયમ આવું જ બોલવાની...' કહીને તારાએ એ છોકરીનો કાન આમળ્યો.

'છોકરી કોણ છે ? ચહેરો તો પરિચિત લાગે છે, તોયે હું એને નથી જાણતો. એટલે એ મજાક કરે છે, હું તો એના દાદાની ઉંમરનો.

'હું પરિચય કરાવું. પેલો જુવાન બેઠો છે તમને અવઢવમાં રાખવા માટે બોલતો નથી એ છે તમારો પ્રિયબંધુ પ્રફુલ્લ !'

'હેં પ્રફુલ્લ ! તું તે કંઈ ગાંડી થઈ ગઈ છે ? (ગાલનાં હાડકાં ઊપસેલાં, ઊંડી આંખોવાલો સિત્તેર વર્ષનો પ્રફુલ્લ ક્યાં અને આ જુવાન ક્યાં ?)

'અધીરા કેમ થાવ છો ? સાંભળો, આ છોકરી છે. એણે તમારી સાથે લગ્ન કરવાનો પ્રસ્તાવ મૂક્યો હતો તે છે લીલા દેવી, પ્રફુલ્લની પત્ની.'

'વૉટ ? શું ?'

કહેવાતા પ્રફુલ્લ અને લીલા દેવીને જોઈને તારા બોલી, 'હવે એ એમને સમજાવો.'

પોતાને પ્રફુલ્લ કહેનારો જુવાન ખુરશી પરથી ઊઠીને પાસેના સોફા પર બેસી ગયો અને એવો ભીંસ્યો કે છાતીનાં હાડકાં કડ્... કડ્... થવા લાગ્યાં. એના હાથમાં કેટલી બધી તાકાત !

એણે ગજવામાંથી સિગારેટનું પેકેટ કાઢ્યું. અરે પ્રફુલ્લની ચાંદીની ડબ્બી આના હાથમાં ક્યાંથી આવી ? એણે ડબ્બી બતાવીને મને પૂછ્યું, 'આ જોઈ, પારખી ?' એણે ડબ્બી બતાવીને મને કહ્યું, 'આ ડબ્બી તેં જ મને આપી હતી !'

'હા, સિગારેટ રાખવાની આ ડબ્બી મેં પ્રફુલ્લને જ આપી હતી, પણ તને એ ક્યાંથી મળી ? તારી પાસે એ કેવી રીતે આવી ?'

'હું પોતે, પ્રફુલ્લ છું !'

'માઇ ફુટ... !'

'તમે સાંભળો ! ખંડગિરિમાં એક બાબા આવ્યા છે. એમણે દિવસો સુધી યજ્ઞ કર્યો, છેવટે પ્રવચન આપ્યું. અમે બંને ગયાં હતાં. બાબાના મનમાં કોણ જાણે શું આવ્યું કે એમણે અમને કહ્યું, 'તમે બંને થોભો ! બધા ચાલ્યા ગયા પછી બાબાએ પૂછ્યું : 'જીવન કેવુંક વીતે છે ?' અમે કહ્યું : 'બાબા, એક જ દીકરી છે, તે મુંબઈમાં છે. સ્વામી-સ્ત્રી કોઈક રીતે દિવસો પસાર કરે છે. કોઈ કોઈ વાર ભાઈ(તારું નામ દીધું)ના ઘરે જઈએ છીએ, વાતો કરીએ છીએ. સમાચાર વાંચીએ છીએ.

બાબાએ જાણે શું યે વિચાર્યું. કમંડળમાંથી બે નાની જડ કાઢી અને બોલ્યા, 'કાલે સવારે સ્નાન કરીને, સૂર્યોદય પહેલાં આ ખાઈ લેજો. એ પછી શું થાય તે મને આવીને કહેજો.'

'અમે એમના કહેવા પ્રમાણે જેવી જડીબુટ્ટી ખાધી કે તમે જુઓ છો એવાં થઈ ગયાં !'

'તમે કોણ છો, મૂરખ, છેતરપિંડી કરનારા, ગપ્પાં મારો છો...'

'અરે મનુ ગુસ્સો કાં કરે ? હું તને ખાત્રી કરાવીશ કે હું પ્રફુલ્લ છું. વારુ, આપણે ભણતા હતા ત્યારે તેં કાગળનું તીર બનાવી સુષ્મા પર ફેંક્યું હતું, પણ એ પડ્યું યશોદા પર.'

'હા, એ સાચું છે, પણ તેં એ શી રીતે એ જાણ્યું ?'

'હું પ્રફુલ્લ છું ! આપણે સાથે ભણતા હતા. તું જ્યારે તારાને જોવા ગયો હતો ત્યારે પાછો ફર્યો ત્યારે તેં મને કહ્યું કે એ સાવ ગામડિયણ છે. બંને હાથમાં વીસ વીસ ચૂડા પહેરે છે.'

'એમ, તમે એવું કહ્યું હતું ? હું જાણતી હોત તો...'

'અરે, પણ તને એ વાતની જાણ કેવી રીતે થઈ ?'

'હું પ્રફુલ્લ છું એટલે જાણું છું.'

'કેટલી પૂછપરછ કરો છો. મેં જેટલીય ખાનગી વાતો કહી હતી એ બધી એને યાદ છે...' કહેવાતી લીલીને પોતાની તરફ ખેંચતી તારા બોલી.

'સિત્તેર વર્ષનો ડોસો, છવ્વીસ વર્ષનો યુવાન. પાંસઠ સાલની ડોસી, બાવીસ વર્ષની યુવતી. શું આ શક્ય છે ? પણ, અશક્ય શું છે ? વિજ્ઞાન કહો, જાદુ કહો કે ધર્મ કહો એ સૌએ અશક્યને શક્ય કરી દીધું છે. અગર આ પ્રફુલ્લ અને લીલી નથી તો અમારી ગુપ્ત વાતો આ લોકો શી રીતે જાણે ?

એ બોલ્યા : 'વારુ, તમે કહો છો તે માની લઉં છું. તમે પ્રફુલ્લ અને લીલી છો. જરા એ કહો, તકિયા નીચે હંમેશાં હું શું રાખું છું ?'

લીલીએ બંને આંગળી હોઠ પર મૂકી અને સિગારેટ પીતાં ધુમાડો કાઢવાનો અભિનય કરતાં કહ્યું, 'ફૂ...' બિછાનાની નીચે શું રાખો છો એ પણ કહું ? કાલે હતા સાતસો પચાસ, આજે કેટલા હશે તેની ખબર નથી.'

કશો સંદેહ ન રહ્યો. પ્રફુલ્લ, લીલી, ગોલક સિવાય અમારા બેડરૂમમાં કોઈનો પ્રવેશ નહોતો. અમે ચારેય ખાટલી પર બેસીને પાનાં રમતાં. હું અને પ્રફુલ્લ ચેસ રમતા, તો એ બેને અમારી પાસે બેસી આત્મઘાતી દોરવણી આપતાં ! ચેસના બંને ખેલાડી ધુરંધર.

'તમને બંનેને વર્તમાન સમય કેવો લાગે છે ?' મેં પૂછ્યું.

'શું કહીએ ? જમીન પર ઉછળી ઉછળીને આકાશે ઊડવાનું મન થાય છે. બાબાએ કહ્યું છે કે તમે મૃત્યુ સુધી અત્યાર છો એવાં જ રહેશો. ઉંમરને ભલે આમ તેમ, આઘીપાછી ન કરી શક્યાં પણ, અમારું યૌવન તો પાછું ફર્યું ! અમે ઇચ્છીએ છીએ કે પચાસ સાલ પહેલાં જેવું હનિમુન ઊજવેલું એમ જ ફરી એવી રીતે ઊજવીએ !'

'તમારી આ અતિ આધુનિક વેશભૂષા, આ બોબકટ હેરસ્ટાઇલ જોઈને તમારી દીકરી શું કહેશે ?'

'એવું બધું અમે અત્યારે વિચાર્યું નથી. અત્યારે તો બસ યૌવનનો ઉપભોગ કરીશું. પછી બીજું બધું.' પ્રફુલ્લે વાત આગળ વધારી, 'હા, ભૈ, શું અમે ખુશ ન થઈએ, કહો ?' પછી લીલી સામે જોઈને કહ્યું, 'મનુ અને તારાને પણ બાબા પાસે લઈ જઈએ તો કેમ ? બાબા પ્રસન્ન થઈ જાય એવું યે બને !'

'સારી વાત છે.' લીલી અને એથીયે ઊંચા સાદે તારાએ અનુરોધ કર્યો, 'ભૈ, અમને પણ લઈ જાવ, અમે ઘરડાં રહીએ અને તમે યુવાન, આપણી જોડી શું બરાબરની ઠીક લાગશે ?'

'વારુ, કાલે સવારે જ બાબા પાસે જઈએ.'

બીજા દિવસે સવારે તારા, પ્રફુલ્લ અને લીલી બાબા પાસે પહોંચ્યાં. બાબા તો કલાક સુધી ધ્યાનમાં રહ્યા, એમણે આંખો ખોલી અને પ્રફુલ્લ અને લીલીને પૂછ્યું, 'બચ્ચાઓ, ઠીક તો છો ને ?'

બાબાની ચરણરજ લઈને બંને એક સાથે બોલ્યાં, 'બાબા, અમારી સાથે છે એ બંને, અમારા સાથી એક પ્રાણ છીએ. પચાસસાંઠ વર્ષોની દોસ્તી છે. અમે તો જુવાન થઈ ગયાં પણ એ બંને જેવાં હતાં તેવાં જ છે. બાબા, એમના પર દયા કરો !'

બાબાએ કમંડળમાં તપાસ કરીને કહ્યું, 'હવે એક જ જડીબુટ્ટી બાકી રહી છે, તમે બંને આપસમાં વાત કરી નિર્ણય કરો, કોઈ એક જણ આ જડીબુટ્ટી લઈ શકે છે.'

'અડધી અડધી વહેંચી લેવાય તો ?'

બાબા હસીને બોલ્યા, 'જરાસંઘની થઈ હતી એવી જ હાલત થશે !

અડધી અડધી જડીબુટ્ટી ખાવાથી શરીર અડધું યુવાન અને અડધું ઘરડું રહેશે. એવી અવસ્થા માટે તૈયાર છો ?'

'ના બાબા !'

'ત્યારે ?'

'વિચાર કરવા માટે એક દિવસ આપો.' અને મુદત મળી. ઘરે પહોંચી લીલી અને પ્રફુલ્લ સાથે વિચારી જોવાનું કર્યું. ઘરે પહોંચ્યાં.

'આ તો ભારે વિષમ સમસ્યા છે, મનુ જડીબુટ્ટી ખાય તો યુવાન બની જાય તો તારા કોને મોઢું બતાવશે ?

'તમે બંને અમારા પરમ મિત્ર છો, તમે જ નિર્ણય કરો !' કહીને બંને ઘરે ચાલ્યાં ગયાં.

'તારા, સાંભળે છે ? હું તો સિત્તેર વટાવી ચૂક્યો છું. જીવનનો ખૂબ ઉપયોગ કર્યો છે. ગામમાં બાળપણ વિતાવી, બાકીની જિંદગી વાસણમાં જવાથી માંડીને મારા અને બાળકો માટે તું ખૂટતી, ઘસાતી રહી. તું યુવતી થઈ જા, 'મને કશો વાંધો નથી.'

'કેવી વાત કરો છો તમે ! તમે કંઈ ઓછી મહેનત નથી કરી ! બપોરના તીખા તડકામાં ઑફિસેથી ઘરે ચાલતા આવતા હતા, રિક્સાનો ખર્ચ કરો તો બાળકોને યોગ્ય ભોજન ન મળે. ઘરમાં પાણીનો નળ નહોતો, કોલોનીના નાકે નળ હતો ત્યાંથી પાણી ભરી લાવતા હતા. પચાસ જગ્યાએ બદલી થઈ તો કોઈની સિફારશ લીધા વિના ચુપચાપ ચાલ્યા ગયા. જાતે ઘણું વેઠ્યું પણ મને કશી તકલીફ થવા દીધી નહીં. એ પછી બહેન, ભાઈ, ભાભી, ભત્રીજા, ભત્રીજી – સૌને થઈ શકતી સહાય કરી. બાબાનું વરદાન તમને જ મળવું જોઈએ. ઉંમરે નાની છું પણ મારી તો ઈશ્વરને સદા એવી જ પ્રાર્થના રહી છે કે સેંથામાં સિંદુર સાથે જ ચિતાએ ચઢું.'

'ના, ના, એમ કહીને મારા મનને તું નબળું ન પાડ. યયાતિની જેમ હું યુવાન થવા માગતો નથી. આપણે જીવીશું ત્યાં સુધી ઘરડા યયાતિ અને ઘરડી શર્મિષ્ઠા રૂપે જ રહીશું. સમયપત્ર ફરી રહ્યું છે, તો ફરવા દો. એને ઊલટી દિશામાં ફેરવવાથી બધું ભાંગીને ભુક્કો થઈ જશે.'

'હા, તમે યોગ્ય કહો છો. આપણે અગર યુવક યુવતી થઈ જઈશું તો

કોને કોને સમજાવીશું કે અમે હતાં તે જ છીએ ! દીકરા, દીકરી, બહેન, ભાણેજ સાથે અત્યારે જે સંબંધ છે તે તોડીને ફરી નવા સંબંધ કેવી રીતે બાંધીશું ? ના, ના, પાછળ ફરીને જોતાં, કશો લાભ નથી.'

'બરાબર.'

'મને એ વાતનો આનંદ છે, આપણે બંને એકબીજાને સમર્પિત છીએ. બાબાની વાત પણ આપણી વચ્ચે કોઈ ભેદ કે ઈર્ષ્યા આણી નહીં શકે. લીલી અને પ્રફુલ્લને બોલાવીએ.'

લીલી અને પ્રફુલ્લ આવ્યાં. કોણ જાણે કેમ. પણ બંને ઉદાસ હતાં.

'મનુ, તું બહુ સ્વાર્થી છે – તારા તું પણ. હું જાણું છું કે તમે શો નિર્ણય કર્યો હશે. વારુ, અમારું જે કંઈ સારું કે ખરાબ થયું, અમે કાયમ તમને પૂછતાં હતાં. જો કે મનુ મારી જ વયનો છે તોયે એને મોટા ભાઈનું માન આપું છું. મનુ, કહે : તારી સલાહની મેં ક્યારેય અવગણના કરી છે ?'

'હા મનુભાઈ, જવાબ આપો !' લીલી બોલી.

'કેમ, મેં શું કર્યું ?'

'તમે અમારાં હિત-અહિત વિશે કંઈ વિચાર્યું ? અમને ના કેમ ના પાડી ? જાણો છો, કાલે કંઈ કેટલાયે લોકોને અમારે અમારી કેફિયત કહેવી પડી ! અમારું શરીર યુવાન છે, પણ મન તો ઘરડું થઈ ચૂક્યું છે. સમવયસ્કો સાથે માનસિક સંયોગ સાધવા જઈએ છીએ તો અમારું રૂપ જોઈને બધા આઘા- પાછા, દૂર થઈ જાય છે... અને, યુવક યુવતી સાથે સંપર્ક રાખી શકતા નથી. વાતવાતમાં કહી દે છે કે, તમે ડોસાડગરાં જેવી વાત કેમ કરો છો ?'

મારી દુર્દશા સાંભળશો ? આજે સાડી ખરીદવા માટે ગયો હતો. વીસ એકવીસ વર્ષની મારી સગીની ઉંમરની એક છોકરી સાડી ખરીદતી હતી. એને મેં કહ્યું, 'દીકરી, મારી સગી માટે એક સાડી પસંદ કરી આપો.' મને ગુસ્સાની નજરે જોઈને એણે દુકાનદારને કહ્યું, 'તમારી દુકાનમાં લોફરો આવી ધામા નાખે છે એ જાણતી હોત તો, અહીં કદી આવતે જ નહીં !' દુકાનદારે મને તાકીને કહ્યું, 'તમારે હોશિયારી કરવી હોય તો કોઈ બાગમાં જાઓ, મારી દુકાને શા માટે આવ્યા છો ? હીરોગીરી કરવી હોય તો ત્યાં જાઓ !' સમજ્યા ભાઈ, બળદગાડા સાથે એન્જિન જોડવાથી જે થાય છે,

અમારી હાલત સાવ એવી છે. શરીર કારનું એન્જિન થયું છે પણ મન બળદગાડું રહી ગયું છે.'

'ત્યારે, શું કહેવા માગો છો ?'

'ઉત્તર બહુ સહજ છે. પોતે જ આમંત્રેલી સમસ્યાનું કરવું પડશે ચાલો બાબા પાસે જઈએ. તમે કહેજો, અમારે બંનેને યૌવન જોઈતું નથી, અને અમે કહીશું, અમને અમારી હતી એ પરિપક્વતા પરત કરો.'

## ‘કાફકા’ કતરણ / રમણીક અગ્રાવત

- વર્તણૂક વિશે (તમામ બાબતોમાં) :
  ખરો રસ્તો એ દોરડાં ઉપરથી પસાર થાય છે, જે કંઈ બહુ ઊંચાઈએ બાંધેલું નથી. જમીનથી સહેજ જ અદ્ધર છે. જાણે લોકોને એના પરથી પસાર કરવાને બદલે પાડવા જ બાંધ્યું હોય.
- મુક્તિ : The Castleનું મુખ્ય લક્ષ્ય :
  આશ્રય-સ્થાનો તો અનેક છે, મુક્તિ માત્ર એક જગ્યાએ છે; પણ મુક્તિની શક્યતાઓ, ફરી આશ્રયસ્થાનો જેટલી જ અસંખ્ય છે.
- ‘દુનિયા કા દસ્તૂર’
  મેદાનમાં જંગલી કૂતરાંઓ દોડાદોડી કરે છે. જંગલમાં ભલે સસલું ઝડપે દોડી શકતું હોય પણ એનાથી બચી શકશે નહીં.
- આ સ્થિતિની પારદર્શકતાની અશક્યતા વિશે :
  તમે પોતે જ સવાલ છો. નિપુણ અને દક્ષ કોઈ વિદ્વાન નહીં જડે.
- કળતર : .
  માની લઈએ કે સત્ય છે અને હાથમાં આવી ગયું. પછી આપ શું કરશો ?

પોતાના સમયગાળાના સૌથી વધુ લોકપ્રિય વાર્તાકાર રહી ચૂકેલા બકુલેશ (૧૧-૮-૧૯૧૦ થી ૫-૧૧-૧૯૫૭)કચ્છના કાંડાગરાના વતની હતા. રામજી અર્જુન ગજકંધ નામ સાહિત્ય સાથે સંબંધ ધરાવનારને પણ અપરિચિત લાગે એટલી હદે એમનું (પિતાજીના ડરથી સ્વીકારેલું) ઉપનામ 'બકુલેશ' જાણીતું બન્યું. અર્જુન ગજકંધનાં દસ સંતાનોમાં છેલ્લા નંબરના બકુલેશ જ જીવિત રહેવાનું સૌભાગ્ય લઈને જન્મ્યા હતા. ઘાટકોપરની રામજી આશર શાળામાં પ્રાથમિક શિક્ષણ લેનાર બકુલેશે મેટ્રિકમાં નાપાસ થયા પછી 'વીસમી સદી'માં જોડાઈ જઈ પત્રકાર તરીકેની કારકિર્દી શરૂ કરી. પછીથી 'પ્રજામિત્ર કેસરી'ના તંત્રીમંડળમાં જોડાયા. 'વીસમી સદી' (અઠવાડિક), 'હિંદુસ્તાન', 'પ્રજામિત્ર કેસરી', 'પ્રજાતંત્ર', 'આજકાલ' 'Blitz', 'Times of India', 'The Bharat' વગેરેમાં અનેક વિષયો પર ચાલતી કલમે બકુલેશે મબલખ લખ્યું છે. નવી શૈલીના વાર્તાકાર તરીકે બકુલેશ જેટલા જાણીતા હતા એટલા જ એ પત્રકારત્વના ક્ષેત્રે તથા ફિલમ ઉદ્યોગના જાહેરાત ક્ષેત્રે પણ જાણીતા હતા. બી.આર. ફિલ્મસ, રણજિત મુવીટોન, મહેબૂબ પ્રોડક્શન વગેરે માટે એમણે જાહેરાતો તૈયાર કરેલી. બકુલેશ ઉપનામથી વાર્તા લખતા આ લેખક 'ગુલાબી' ઉપનામે ફિલ્મોનું વિવેચન લખતા ત્યારે જે ફિલમની જાહેરાત એમણે તૈયાર કરી હોય એની પણ કડક શબ્દોમાં ટીકા કરી શકતા. વિશ્વસાહિત્યના વિશાળ વાચન તથા તલસ્પર્શી જ્ઞાનને કારણે બકુલેશને એમના મિત્રો 'જગતના વાર્તાસાહિત્યકારોની જીવતી અનુક્રમણિકા' કહેતા. જયંત ખત્રીએ બકુલેશ માટે લખ્યું છે : 'બકુલેશ નવલિકાકાર હતો તેથીયે વિશેષ ચડિયાતો કલાવિવેચક હતો. પ્રાચીન અર્વાચીન પશ્ચિમના ચિત્રકારોની કૃતિઓનાં મૂલ્યાંકન એની પાસેથી સાંભળવા જેવાં હતાં. બહુ ઓછા માણસો જાણતા હશે કે બકુલેશ ચિત્રકાર પણ હતો. 'લેઆઉટ'ની કળા જે એની પાસે હતી તે ભાગ્યે જ કોઈ પાસે જોવા મળે છે.' ('ગ્રંથાગાર' જાન્યુ. ૧૯૫૮) દીપોત્સવી અંકોને સુઘડ રીતે, વિશિષ્ટ સામગ્રી સાથે પ્રગટ કરવામાં

બકુલેશનો જોટો નો'તો એવું જ્યારે એકમતે સ્વીકારાતું ત્યારે દરેક દીપોત્સવી અંક પાછળ રહેલા કંપોઝીટર, પ્રૂફ રીડર, પ્રીન્ટરના યોગદાનનો સ્વીકાર કર્યા પછી તેઓ લેખકો અને કવિઓનો આભાર માનતા. યશમાં અન્યોને પણ ભાગીદાર બનાવવાની આવી ઉદાત્ત ભાવના બકુલેશમાં હતી.

બકુલેશના કુલ છ વાર્તાસંગ્રહો મળે છે. (ઝેરોક્ષરૂપે તો મળે જ છે) આ છ સંગ્રહોમાંની વાર્તાઓની યાદી મેં પરિશિષ્ટ-૨માં મૂકી છે. ચારેક વાર્તા સંગ્રહની યાદી બકુલેશે કાગળ પર કરી રાખી છે. જયંત ખત્રી સાથે સંયુક્ત વાર્તાસંગ્રહનું આયોજન હોય એવી એક યાદી પણ મળે છે. આ ઉપરાંત એમણે એમના વાર્તાસંગ્રહોમાં હવે પછી આવનારાં પુસ્તકોની જે યાદી આપી છે તે નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧. 'સત્યં શિવમ્ સુંદરમ્' | (કલાવિવેચન) |
| ૨. ગુલમહોર | (ટૂંકી વાર્તાઓ) |
| ૩. બાદલ અને બરખા | '' |
| ૪. અંધારાંનાં અબીલ-ગુલાલ' | નવલકથા |
| ૫. પાછલી ગલીની પ્રિયતમા | '' |
| ૬. કો'કની ઈન્તેજારીમાં | '' |

આ ઉપરાંત બે નાટક તથા સાત-આઠ કવિતા પણ મળે છે. આમાંનું કંઈ પણ ગ્રંથરૂપે છપાયું હોય એવું લાગતું નથી. વિવેચન કહી શકાય એવા એકાદ-બે લેખ સિવાય પણ કંઈ નથી મળતું. નવલકથા તો એક પણ નથી મળતી. બકુલેશના પરિવારે મને જે અગ્રંથસ્થ વાર્તાઓ સોંપી છે તેની સમગ્ર યાદી મેં પરિશિષ્ટ-૨માં મૂકેલી છે.

બકુલેશ એવા મોટા ગજાના વાર્તાકાર હતા ખરા ? એમની પાસેથી એવી અદ્‌ભુત કલાત્મક વાર્તાઓ મળી છે ખરી ? આવા પ્રશ્નો આ સંપાદન નિમિત્તે કોઈ પૂછી શકે. મારો જવાબ માત્ર એટલો જ છે કે ગુજરાતી ટૂંકી વાર્તાના ભાવજગતને, ગદ્યની ઇબારતને, પાત્રસૃષ્ટિ તથા સમગ્ર વાર્તાસૃષ્ટિને બદલવામાં બકુલેશનો જે ફાળો છે તેને નોંધ્યા વગર ટૂંકી વાર્તાના ઇતિહાસકારને નથી ચાલવાનું. વાર્તાકાર તરીકે બકુલેશની મર્યાદાઓનો પાર નથી, મેં અહીં નોંધી પણ છે. પરંતુ આ સઘળી મર્યાદાઓ છતાં એ

વાત સ્વીકારવી જ પડવાની કે જયંત ખત્રી, જિતુભાઈ મહેતા જેવાને વાર્તા લખવા પ્રેરનાર બકુલેશના વાર્તાજગતનું '૫૦ પછીની ગુજરાતી વાર્તાની પૂર્વભૂમિકા રચી આપવા જેટલું દસ્તાવેજી મૂલ્ય તો છે જ. ગુજરાતી વાર્તાના બે મહત્ત્વનાં સ્થિત્યંતરોને જોડતી કડી છે બકુલેશ. આ વાર્તાકાર કાળની ગર્તામાં ખોવાઈ જાય એ સાહિત્યના ઇતિહાસને પાલવે એમ નથી. બકુલેશ વિશે આજે મહેશ દવેના સંપાદન સિવાય બીજું કશું હાથવગું નથી. એટલે જ મેં બકુલેશ વિશે થયેલાં વિવેચનોમાંથી, એમની પોતાની વાર્તાવિષયક માન્યતાઓમાંથી સાચવી લેવા જેવું નોંધ્યું છે. બકુલેશના વિલક્ષણ હસ્તાક્ષરોમાં લખાયેલ 'હું કેમ લખું છું ?' લખાણ જરાક ટૂંકાવીને સાચવી લીધું છે.

બકુલેશે વસ્તુગત, શૈલીગત, રચનારીતિગત જાતભાતના પ્રયોગ કર્યા છે. એમાં એમને કેટલી સફળતા મળી એ પ્રશ્ન છે પરંતુ એમના પ્રયોગોનું ઐતિહાસિક મૂલ્ય તો સ્વીકારવું જ રહ્યું. ગુજરાતી વાર્તાનું જગત એમના થકી ચોક્કસપણે બદલાયું છે એ હકીકત છે. એટલે જ કદાચ બકુલેશના અવસાન પ્રસંગે જયંત ખત્રીએ આવું કહ્યું હતું : 'સાહિત્યક્ષેત્રે બકુલેશ એક એવો વિજ્ઞાનશાસ્ત્રી હતો કે જેણે નવલિકાના તે વખતના પ્રચલિત સ્વરૂપને પલટાવવા અનેક પ્રયોગો કર્યા. કોઈ પણ વિજ્ઞાનશાસ્ત્રી પોતાનું ધ્યેય પ્રાપ્ત કરવા જ્યારે પ્રયોગોની પરંપરા શરૂ કરે છે ત્યારે એ પ્રયોગોમાં જ તેમની સમગ્ર શક્તિ કેન્દ્રિત થયેલી હોય છે. પ્રયોગોનું વૈવિધ્ય અને તેની સંકલિત પરંપરા સ્વયં એક સિદ્ધિ બની જાય છે. પછી ભલે ધ્યેયપ્રાપ્તિ થાય અથવા ન થાય... નવલિકામાં ધ્યેયલક્ષી વાસ્તવદર્શન અનિવાર્ય ગણી એનું મહત્ત્વ સ્થાપિત કરી એણે ગુજરાતી નવલિકા આડેનો એક મોટો અંતરાય દૂર કર્યો. આધારહીન કલ્પના, વિકૃત લાગણીવશતા, દંભ અને પોકળ પાંડિત્યની સજાવટભર્યાં તે સમયનાં સર્જનો સામે એણે સામાજિક પરિસ્થિતિમાંથી જન્મ લેતી અને તે કારણે વૈવિધ્ય પામતી લાગણીઓનું ઉગ્ર અને રુક્ષ દર્શન સાહિત્યમાં દાખલ કર્યું. આને કારણે ધ્યેયલક્ષી, વાસ્તવિક અને પ્રયોગલક્ષી, સાહિત્યસર્જન ચર્ચા અને વિવાદ પામ્યું. વિવેચનમાં પ્રાણ પુરાયા અને ઉગ્રતા આવી. ગુજરાતી નવલિકા ભારતના અન્ય પ્રાંતોના નવલિકા સાહિત્યમાં એક માનભર્યું સ્થાન પામી હોય તો તે યશનો થોડો ભાગ

બકુલેશના ફાળે જરૂર જાય છે.' (ગ્રંથાગાર જાન્યુ. ૧૯૫૮)

જગતસાહિત્યની ઉત્તમ વાર્તાઓ વાંચનાર, રૂપાંતર કરનાર બકુલેશની વાર્તાસમજ માટે માન થાય પણ વાર્તાકાર તરીકેની એમની સજ્જતા માટે પ્રશ્નો થાય. એ સમયગાળામાં અસ્તિત્વવાદ વિશે લેખ લખનાર (નવચેતન મે -૧૯૪૮) દાદાવાદ, અતિવાસ્તવવાદ વિશે વાત કરનાર બકુલેશ સર્જન-વિવેચંન બેઉ ક્ષેત્રે પોતાના સમયથી ચોક્કસ જ આગળ હતા. જયંત ખત્રી જેવા વાર્તાકારને પણ સલાહ આપી શકે, લખવા પ્રેરી શકે એવા બકુલેશે પોતાના સમય સુધીની ગુજરાતી વાર્તા-નવલકથા બરાબર વાંચી-વિવેચી છે. (વિશિષ્ટ શૈલીમાં અંગ્રેજીમાં લખાયેલો એમનો લેખ 'close ups and long shots of the Novels and Short stories.' આ વાતનું પ્રમાણ છે.) જયંત ખત્રીનાં 'વહેતાં ઝરણાં'ની પ્રસ્તાવના વાંચનાર જોઈ શકશે કે આ વાર્તાઓની વાત બકુલેશે વિવેચનની ચાલી આવતી ઘરેડથી ચીલો ચાતરીને કરી છે. ૨૪-૧૧-૧૯૫૦ના 'હિંદુસ્તાન'માં 'અર્વાચીન અમેરિકી સાહિત્ય કયા માર્ગે ?' નામના લેખમાં એમણે હેમિંગ્વે, સ્ટાઈનબેક, થીઓડોર ડ્રેઈઝર, ફોકનર વગેરેની કૃતિઓ લઈને વાત કરી છે. એમણે કરેલાં રૂપાંતરોમાં જો મૂળ સ્રોત નોંધ્યા ન હોત તો ભાગ્યે જ કોઈને એ મૌલિક વાર્તા નથી એવી ગંધ આવત. 'ગોપીનું ઘર' વાર્તાને આપણે બકુલેશની મૌલિક વાર્તા જ ગણતા આવ્યા છીએ. પણ બકુલેશે એક કાગળ પર એવું નોંધ્યું છે કે 'ગોપીનું ઘર' નોર્વેજિયન વાર્તા પરથી લખાઈ છે. (આની સામે 'ઈશ્કની ખુશ્બુ'ની કેટલી બધી વાર્તાઓ રૂપાંતર લાગે [illegible] 'ઈશ્કનાં આંસુ અને આત્મનો તારણહાર' નામની વાર્તા આના ફ્રાન્સની નવલકથા 'થેઈસ'નું સીધું રૂપાંતર છે પણ લેખકે એવી કશી નોંધ કરી નથી !) ધૂમકેતુની વાર્તાઓમાં લાગણીશીલતા, ઊર્મિમાંદ્યતા, સસ્તી ભાવાત્મકતા જોઈ શક્તા બકુલેશ પોતે એ બધી જ મર્યાદાઓનો ભોગ બને ત્યારે આપણને ચોક્કસ પ્રશ્ન થાય. ૧૯૨૫-૩૦ ના ગાળામાં લખાયેલી પોતાની વાર્તાઓ વિશે પંદરેક વર્ષ પછી બકુલેશ જે કંઈ કહે છે એમાંથી વાર્તા માટેના એમના સ્પષ્ટ આગ્રહો અને અપેક્ષાઓ પ્રગટ થતા જોઈ શકાય છે. ૧૯૪૨માં પ્રગટ થતાં 'ઈશ્કની ખુશ્બુ' વાર્તાસંગ્રહમાં બકુલેશ પોતા

વિશે લખે છે : 'આ ઈશ્કના ઈજારદાર, સનમ, સાકી અને પ્યાલું -રંગે જામ, મ્હોબ્બત અને દર્દદિલ જેવા શબ્દોના સાથી સમા બકુલેશનું આજથી ઘણાં વર્ષો પહેલાં અવસાન થઈ ચૂક્યું છે. એની આ નોંધ લેતાં મ્હને ગ્લાનિ નહિ પણ હર્ષ ઉપજે છે. કારણ કે એ અવસાને એને નવી જિંદગી બક્ષી છે....આ વાર્તાઓમાં જીવનની કડવી, કપરી વાસ્તવિકતાનો સામનો કરવાની દૃષ્ટિ નથી. એમાં સામાજિક દૃષ્ટિ નથી. એમાં પ્રાણ નથી. મ્હને દુઃખ તો એ થાય છે કે ગુજરાતમાં 'ઈશ્કની વાર્તાઓ' વાંચવાવાળો વર્ગ 'ઈશ્કના દર્દ'થી પીડાતો વાચક સમુદાય હજીયે હાજર છે. અને તેથી જ ઉદ્દામ સાહિત્યની કિતાબોને જોઈએ તેટલું પ્રકાશન અને આવશ્યક લોકપ્રિયતા સાંપડતી નથી.(બકુલેશની આ ફરિયાદ આજે પણ એટલી જ સાચી નથી ?) પણ યુગબળો, આજનો વર્ગકલહ, આજનો જીવનસંગ્રામ જનતાની એક દિવસ આંખો જરૂર ખોલી નાખશે. ત્યારે 'જીતુભાઈઓ, 'સુંદરમો', 'ચંદ્રભાઈ ભટ્ટો', 'જયન્ત ખત્રીઓ' ને 'પન્નાલાલ પટેલો' જનતાના જીવનધબકારા ઝીલનારા કલાકારો તરીકે સત્કારાશે અને સન્માનાશે. બકુલેશ ઈશ્કની વાર્તાઓનો લેખક મરી ગયો છે. બકુલેશ 'નિશ્વાસ'નો લેખક આજેય જીવે છે.' 'ઈશ્કની ખુશ્બુ'ના રસના ઘૂંટડા તદ્દન બનાવટી હતા. સ્થળ-કાળ, પાત્ર, પરિવેશ, ભાષા કશાનો એકબીજાં સાથે મેળ ન પડતો હોય એવી આ વાર્તાઓના લેખકનું અવસાન જાહેર કરીને બકુલેશે જાતે જ આ વાર્તાઓનું મૂલ્યાંકન કરી દીધું છે.

વિષયવૈવિધ્ય અને અનુભવવિશ્વ બાબતે સધ્ધર એવા આ લેખકની કલમ મુંબઈના ફૂટપાથોથી લઈને કોલાર અને ઝરિયાની ખાણો સુધી, કલકત્તાની સોનાગાછીની ગલીઓથી લઈને હિમાલયનાં બરફ આચ્છાદિત શિખરો સુધી ફરી વળી છે. 'અગનફૂલ' વાર્તામાં ઉત્તરનો હિમાચ્છાદિત પ્રદેશ, 'કાળી રાત અને કાળો માનવી' તથા 'અવસાન'માં બંગાળ, 'ધરતીના પેટાળમાં' કોલારની ખાણો, 'ધરતીના કેદીઓ'માં પૂર્વની ઝરિયાની ખાણ સુધી એમની કલમ ઘૂમી છે. આસામ ,મહારાષ્ટ્ર, બંગાળ જે દક્ષિણના પ્રદેશની વાત લઈને આવતા લેખક જરૂર પડ્યે પાત્રો પાસે જે તે પ્રદેશની ભાષા પણ બોલાવડાવે છે.

ઘટના બાબતે નામ માત્રનો વિવાદ નો'તો થયો એવા સમયે 'નિશિગંધા' જેવી ઘટનાના લેશમાત્ર વજન વગરની વાર્તા આ લેખક પાસેથી મળી છે. આ લેખકની વાર્તાસૃષ્ટિ અને પાત્રસૃષ્ટિ બેઉ ગુજરાતી વાર્તા માટે નવતર તો હતી જ. ટાન્ગો, ઝાઝ અને વોલ્ટ્ઝ જેવા ડાન્સ, સિગારેટના ધુમાડા, વ્હીસ્કી અને શેમ્પેઈનની છોળ અને અર્ધનગ્ન ઓરતોની સાવ નવી જ સૃષ્ટિ લઈને બકુલેશ ગુજરાતી વાર્તાના મંચ પર આવે છે. (દા.ત. 'રાગિણી', 'વરસાદ મૂશળધાર વરસ્યો', 'નશાનું હાસ્ય', 'પરદાની પ્રિયતમા', 'પ્યાસ, પ્રેમ અને પશુતા')એમના સમય સુધીમાં જે પાત્રોનો ગુજરાતી વાર્તાસૃષ્ટિમાં પ્રવેશ નો'તો થયો એવાં પાત્રોને લઈને બકુલેશ પ્રવેશે છે. એક ટંકની રોટી મેળવવા મથતા ખાણિયાઓ, મિલમજૂરો, ભિખારીઓ, મુંબઈની ફૂટપાથે અને ગલીઓમાં વસનારાઓ, ગટરની ગંદકી સાફ કરનારાઓ, પીઠામાં અને અંધારા ખૂણામાં શોષકો અને શોષિતોનું એક નવું જ જગત ઊઘડ્યું બકુલેશની વાર્તાઓમાં. સોનાગાછીની વેશ્યાઓ અને એ ગલીઓનો પરિચય ગુજરાતને બક્ષી પહેલાં બકુલેશે કરાવ્યો હતો. સામાન્ય રીતે જે પાત્રોને આપણે સૂગથી જોઈએ છીએ, હલકાં માનીએ છીએ એ જ બધાં બકુલેશની કલમને વધુ આકર્ષે છે. વિષમ સમાજરચનાઓ ભોગ બનેલાં, શોષિત વર્ગનાં પાત્રો એમની વાર્તાસૃષ્ટિમાં પ્રાધાન્ય ભોગવે છે. ઉર્દૂ વાર્તાકાર મન્ટોની જેમ અનુભવવિશ્વ પર વધુ મદાર રાખતા આ લેખક લખે છે :'મે જોયાં છે મુંબઈ નગરીના છણકા અને લટકાં, નઝાકત અને નાઝ, અંધારાં અને અજવાળાં, ઘોંઘાટ અને ધાંધલ, એના સીના પર વસતી વિશાળ માનવતાની કંગાલ દુનિયા અને ઊજળી મહોલતોમાંની ક્ષયથી ઘેરાયેલી રોશનીઓ ! હું મળ્યો છું ભટકતી અને છટકેલ નારીઓનાં દિલને : હું આવ્યો છું મવાલીઓ અને લફંગા આદમીઓના સહવાસમાં, હું રખડ્યો છું ઈમાનદાર જિગરના કંગાલોના મયખાનામાં, ભૂખ મિટાવવા ટુકડા શોધતા વર્ગની કતારો વચ્ચે, શું આ બધું અનેક નવલિકાઓ અને નવલકથાઓના શિલ્પ માટે પૂરતું નથી ? ' આ જ છે મારી કલમનો ખોરાક..' (કાદવનાં કંકુ'ની પ્રસ્તાવનામાંથી)એમની મોટા ભાગની વાર્તાઓમાં એમનું આ અનુભવવિશ્વ ડોકાય છે. બદલાતા જતા સમાજ-

જીવનનું, બદલાઈ રહેલા સમયનું ચિત્ર રજૂ કરતી 'ધુમાડિયું ' જેવી વાર્તામાં નવાં સામાજિક મૂલ્યો પ્રગટ થાય છે. ડિગ્રીઓની કોઈ કિંમત નથી રહી, ભણતર હવે નોકરી નથી અપાવી શક્તું એવી વાતો ચર્ચાતી થઈ ગઈ છે એમની વાર્તાઓમાં. યુદ્ધોતર સમાજનું , સડી ગયેલી વ્યવસ્થાનું બકુલેશની વાર્તાઓમાં અતિ ઘેરા રંગોમાં આલેખન થયું છે. બકુલેશની શોકસભામાં જ્યોતીન્દ્ર દવેએ કદાચ આ ઘેરા રંગોના આલેખને કારણે જ કહ્યું હતું કે 'બકુલેશની વાર્તાઓની વસ્તુની પસંદગીમાં રીઆલિઝમ હતું જ્યારે આલેખવામાં રંગીનપણું હતું'.

બકુલેશની વાર્તાઓની ભાષાને ઝીણી નજરે તપાસનાર ગુજરાતી ગદ્યની બદલાતી જતી ઈબારત નાણી શકશે. 'સાંજ મરી ગઈ અને રાત આવી ગઈ', કે 'ક્ષયના રોગથી પીડાતી બે બત્તીઓ એ માળાને પહેલે છેડે અને બીજી બીજા છેડે જલી રહી હતી', કે પછી 'સાંજ પણ એ રસ્તે લથડિયા ખાતી ખાતી વિદાય લઈ રહી હતી.'...આ પ્રકારનાં વર્ણનો સં.૧૯૯૪માં લખાયેલી 'ગુલાબી' નામની વાર્તામાં જોવા મળે છે. પ્રકૃતિનાં તત્ત્વોની વાત લેખક કઈ રીતે મૂકે છે ? 'મધરાત પહેલાંની રોશની છાકટી ઓરતની અદાથી હસી જ રહી .' (ખૂન અને રોશની) કે પછી 'આસ્માન જાણે સારાંય વર્ષ દરમિયાન મુંબઈનાં કાળાં અને ભયંકર કર્મો નિહાળી પશ્ચાત્તાપનાં આંસુ વહાવી રહ્યું હોય તેમ મુંબઈ પર એકધારો વરસાદ હતો.' (ભાંગેલા પડછાયા) 'ધરતીના કેદીઓ' વાર્તામાં ઝરિયાની ધરતીના સુંદર વર્ણન પછી તરત આવતું મજૂરોની વસ્તીનું વર્ણન કેવો તો વિરોધાભાસ ઊભો કરે છે ? 'ગોસ્ત સડી જાય અને પછી એની ઉપર માખીઓ બણબણે અને પછી તેમાંથી ગંધ આવે એવા કાદવ અને કીચડની જમીન પાસે જ હતી. ત્યાં નીલી હરિયાળીએ નજર સરખી કરી નહોતી. એમ કહેવાય કે કુદરત માંદી પડી હોય અને અહીં ઊલટી કરી ગઈ હોય એમ લાગી આવતું. અને અહીં મજદૂરોની આલમ હતી...' (નિશ્વાસ.107 )કે પછી 'ધરતીના પેટાળમાં' વાર્તામાં બકુલેશે કરેલું કોલારની ખાણનું વર્ણન જુઓઃ '....કાબૂલની કોઈ એક ભટકતી ટોળકીની નવજવાન અને સુંદર છોકરી કોઈ શ્યતાની જીગરવાળા પઠાણના પંજામાં સપડાઈ જાય અને પછી તે

પઠાણ તેને એક ગુલામડીની મિસાલ મુંબઈના ફોરાસ રોડના ઘરની એકાદ માલિકણને સસ્તા કે મોંઘા દામે વેચી નાખે ત્યારે એ છોકરીની જેવી હાલત બને તેવી જ હાલત આ કોલારની ધરતીની બની હતી. ધરતી જોબન વહેંચનારી વેશ્યા બની હતી : એના જોબનના સોનાને લૂંટવા દર સીઝને એના ઈજારા અપાતા...' (નિશ્વાસ, 26) 'નિશિગંધા' વાર્તાનાં કાવ્યાત્મક વર્ણનો કે 'અગનફૂલ' વાર્તાની ગદ્ય ઈબારત બકુલેશની વાર્તાસૃષ્ટિમાં સાવ અલગ ભાત પાડે છે. બકુલેશની વર્ણનકલાનાં જો દૃષ્ટાંતો નોંધવા બેસીએ તો પછીથી જયંત ખત્રી કે ચંદ્રકાંત બક્ષીની વાર્તાઓમાં જોવા મળતાં વર્ણનો સાથે એનો મેળ ખાશે. પરંતુ જયંત ખત્રીની વાર્તાઓમાં પ્રકૃતિ અને પરિવેશ જે રીતે ચાલકબળ બની રહે છે એવું બકુલેશની વાર્તાઓમાં નથી થઈ શક્યું. એમનાં વર્ણનો વાર્તાના જગતમાં એકરૂપ નથી બની શકતાં. આરંભગાળાની એમની વાર્તાઓમાં આહ ! , અરે ! રે !..રે ! જેવા ઉદ્ગારો અને પ્રેમની પોચી પોચી શાયરીઓનો પાર નો'તો. પછીથી એ બધાથી લેખક મુક્ત થયા છે. કદાચ નવીન રીતે વાત મૂકવાની પ્રબળ ઇચ્છાએ એમની પાસે આવી કૃત્રિમ, આડંબરી શૈલી નિપજાવી હશે ! પાત્ર અને પરિવેશ અનુસાર ભાષાસ્તર પ્રયોજવામાં આ લેખક સરિયામ નિષ્ફળ રહ્યા છે. પરિવેશ કે પાત્રાનુસારી ભાષાસ્તરનો અભાવ એમની કેટલી બધી વાર્તાઓની સંવાદિતાને જોખમાવે છે. હિંદુ કે મુસ્લિમ કોઈ પણ પાત્ર કે પરિવેશની વાર્તાઓમાં શાગીર્દ, ઈશ્ક, માશુક, દિલ્દાર, જીગર, નઝાકત, ખલ્ક, દરખ્ત, હિફાઝત, અલ્ફાઝ, આરઝૂ, ગયરત, આફતાબ, કજા, હિજ, જફા, વફા, ફજર, નિગાહ, ચશ્મ, બેહયાઈ, બેરહમ જેવા અરબી-ફારસી શબ્દોની સાથે જ વલ્લરી, મુમુક્ષુ, જેવા શબ્દો બકુલેશ પ્રયોજી શકે છે. બી.એચ. ભૂખણવાલાએ બકુલેશની વાર્તાઓની નવતાની નોંધ લીધા પછી નોંધ્યું છે : 'He Produces sometime a cocktail of Sanskrit and Urdu which is bewildering' ('The Bhart Jyoti' 5-12-1948 ) જરૂર ન હોય ત્યાં પણ અરબી, ફારસી શબ્દો પ્રયોજવાહી બકુલેશની આદત પછીથી બક્ષીમાં સોળે કળાએ ખીલી ઊઠતી જોઈ શકાય છે.

વિષય, સ્થળ-કાળનાં વૈવિધ્ય અને અનુભવવિશ્વ બાબતે સદ્ધર હોવા

છતાં બકુલેશની વાર્તાઓ કલાકીય ઊંચાઈ પ્રાપ્ત નથી કરી શકતી. ૫-૯-૧૯૪૮ના 'પ્રજાબંધુ'માં 'અગનફૂલ' સંગ્રહની સમીક્ષા કરનારે (નામ નથી લખ્યું માત્ર સ. લખેલ છે)આ માટે બકુલેશની ટેકનિકની કચાશને જવાબદાર ગણાવી હતી. આ સમીક્ષકની વાત જરાય ખોટી નથી. અતિશય કૃત્રિમ ભાષા, રંગરાગી શૈલી, ઘેરા રંગે આલેખન કરવાની આદત અને ટેકનિક પરત્વે સદંતર બેદરકારીને કારણે બકુલેશની મોટા ભાગની વાર્તાઓ કથળી ગઈ છે. લાઘવના ગુણના સદંતર અભાવને કારણે એમની સારી શક્યતા ધરાવતી વાર્તાઓ પણ પ્રસ્તારમાં સરી જઈ શિથિલ બની ગઈ છે. દા.ત. 'અગનફૂલ', 'નિશિગંધા'. કેતન મુનશીની 'કટકી' વાર્તાની બાજુમાં બકુલેશની 'કાદવનાં ફૂલ' મૂકીને તપાસનાર ભાવક જોઈ શકશે કે લગભગ સરખા થીમ ધરાવતી આ બે વાર્તામાં કેતન મુનશીની વાર્તા સુરેખ વસ્તુસંકલનાને કારણે વધુ પ્રભાવક બની શકી છે. ટૂંકી વાર્તા ક્ષણની કળા છે. એકાદ પાત્રના જીવનની કોઈ મહત્ત્વની ક્ષણની એણે વાત કરવાની હોય છે. પરંતુ બકુલેશમાં તો વાર્તાના મુખ્ય પ્રવાહમાં જરાય ભળી ન શકે એવાં પાત્રો અને પ્રસંગોના થડકલાં જોવા મળે છે જે સરવાળે વાર્તાને પ્રભાવહીન બનાવી દે છે. સામગ્રીના સ્વીકાર-પરિહારના વિવેકનો લાભ એમની બહુ ઓછી વાર્તાઓને મળ્યો છે. એટલે જ એમની વાર્તાઓમાં કિસ્સાસ્તરે રહી જતી, ભાષણબાજીમાં અટવાઈ જતી, સસ્તી સમજૂતિમાં સરી પડતી, સરવાળે કશું સિદ્ધ નહીં કરી શકતી વાર્તાઓની સંખ્યા ખાસ્સી મોટી છે. જયંત ખત્રી સાથે વાર્તાસ્વરૂપ અંગે ચર્ચાઓ કરતા, જગતની ઉત્તમ વાર્તાઓ વાંચતા બકુલેશ વાર્તાસ્વરૂપ વિશે સભાન, સજાગ હોય જ. તે છતાં એમની પાસેથી આટલી મોટી સંખ્યામાં કાચી, કિસ્સાસ્તરે રહી જતી વાર્તાઓ મળે ત્યારે એવા તારણ પર પહોંચાય કે કદાચ અનિકેતન, પરિસ્થિતિના તકાજાએ એમને ટકીને લખવા નહીં દીધું હોય. સામગ્રીનું રૂપાંતર કરવા જેટલી, કશું કરવા દેવા જેટલી ધીરજ કે સમય આ લેખક પાસે કદાચ નહીં હોય. 'હિન્દુસ્તાન દૈનિક'ને એકાંતરે વાર્તા આપતા બકુલેશ 'પ્રજામિત્ર'માં અઠવાડિયે એક વાર્તા આપવા બંધાયેલા હતા. ઓક્ટોબર, ૧૯૪૮ના દીવાળી અંકોમાં એમણે કુલ આઠ વાર્તાઓ લખી છે. માત્ર

અનુસાર પુરવઠો પૂરો પડાય ત્યારે સ્વાભાવિક રીતે ચાલતી કલમે, કલાદેહ, પામ્યા વગરની વાર્તા જ સાંપડે. પત્રકારત્વક્ષેત્રે લખાણ ક્ષણજીવી હોવાને કારણે અતિલેખનથી ઓછા પ્રશ્નો થાય. પરંતુ જ્યાં સામગ્રીના રૂપંતરનો, રચનારીતિનો અને સર્જકકર્મનો પ્રશ્ન સંકળાયેલો છે ત્યાં તો અતિલેખન નુકસાન જ કરવાનું ને બકુલેશમાં એવું જ થયું છે. વળી વ્યક્તિ ગમે તેટલી બહુશ્રુત હોય, વાર્તાના સ્વરૂપ વિશે બીજાને સમજ આપી શકે, પ્રેરી શકે એવી હોય છતાં ઉત્તમ વાર્તા સર્જી શકે એવા સર્જનાત્મક ઉન્મેષનો એનામાં અભાવ હોય એવું બની શકે. જયંત ખત્રીને વાર્તા લખવા માટે પ્રેરનાર બકુલેશ બાબતે પણ આ વાત સાચી છે એવું માનવું પડે.

આ લેખકે અલગ અલગ દૃશ્યો-કોલાજની જેમ અલગ અલગ ચિત્રો-આલેખીને વાર્તા લખવાના પ્રયોગો પણ કર્યા છે.દા.ત. 'ખૂન અને પંત્થર' (નવચેતન નવે. ૧૯૪૮), 'ધુમાડિયું' (ખારાં પાણી). જોકે આવા ચિત્રોમાંથી વાર્તાનો પિંડ બંધાતો નથી, વાર્તા નિપજતી નથી એ અલગ વાત છે. ભવિષ્યના વાર્તાકારોને વિષયવસ્તુ અને અજાણ્યા અનુભવવિશ્વમાં પ્રવેશવાની કેડી કંડારી આપનાર આ વાર્તાકારની કથનરીતિ સાવ રેઢિયાળ છે. બકુલેશની કેટલી બધી વાર્તાઓ પ્રથમ પુરુષ કથનકેન્દ્રથી કહેવાય છે. પણ આ કથનરીતિ કોઈ સભાનતા, કોઈ પ્રકારની અનિવાર્યતાની નીપજ નથી. વાર્તાનો આરંભ કઈ રીતે કરવો એ પ્રશ્ન ઉકેલવા તેઓ 'હું' દ્વારા વાર્તા મંડાવે છે. અને અહીં લેખક-કથકનું સમીકરણ સ્પષ્ટપણે માંડી શકાય છે. વાર્તાની માંડણી માટે કશેક ગયા, કોઈ મળ્યું કોઈએ વાર્તા કીધી... વળી વાર્તા કથક કે શ્રોતાની નહીં ને ત્રીજા જ પાત્રની હોય. દા.ત. 'સુવર્ણના નિશ્વાસ' કોઈ પ્રયોજન કે સભાનતા વગરની. આ બકુલેશની વાર્તા માંડવાની રીત છે બસ. 'ફેંકાઈ ગયેલાં' વાર્તા સિગારેટના ઠૂંઠાના મોઢે કહેવાઈ છે. 'ભૂખ' વાર્તામાં 'મુંબઈ નગરીના એક અંધારા ખૂણાએ મને આ વાત કહી...' એ રીતે વાર્તા મંડાય ત્યારે આપણને પ્રશ્ન થવાનો કે વાર્તાસ્વરૂપને નડતા પ્રયુક્તિગત બંધનો, પ્રતીતિકરતાના પ્રશ્નો બકુલેશ જેવા લેખકને કેમ ના નડ્યા ? વાર્તારંભે થતું બિનજરૂરી લંબાણ વાચકની ધીરજની કસોટી કરે છે. દા.ત. 'ધરતીના પેટાળમાં', 'ભાંગેલા પડછાયા', 'ભૂખ'...

આ લેખકની કેટલી બધી વાર્તાઓમાં હરસંગ પાત્ર તરીકે અથવા તો વાર્તાકથક (=લેખક)ના મિત્ર તરીકે હાજર છે. સબ બંદરકા વેપારી જેવો આ વિલક્ષણ માણસ જાતભાતની સ્ત્રીઓ સાથે પરિચય ધરાવે છે. વત્તાઓછા અંશે મોટા ભાગની વાર્તાઓમાં હરસંગના વ્યક્તિત્વનું આલેખન એકસરખું જ થયું છે. 'કંકુડી' જેવી એકાદ વાર્તામાં હરસંગ પાત્ર તરીકે હાજર છે. બાકી તો મોટા ભાગે એ કથક(=લેખક)ના મિત્ર તરીકે, વાર્તાના શ્રોતા તરીકે હાજર છે. દા.ત. 'એકરાર', 'બિહાગનો આલાપ', 'પાછલી રાતે', 'ઠંડી અને ગરમી', 'નિશિગંધા'...વગેરે.

એક કરતાં વધુ વાર્તાઓનાં બદલાયેલાં શીર્ષકો પરથી એક અનુમાન કરી શકાય કે આ સર્જકને વાર્તાઓનાં શીર્ષકો બદલવાની આદત હશે. દા.ત. 'અય ગાને કો મિટાનેવાલે !'(નવચેતન -૧૯૪૧)વાર્તા 'ખારાં પાણી' સંગ્રહમાં 'સૂર , શરબત અને ઝેર' શીર્ષકથી છપાઈ છે. 'ગુલાબની પાંખડી અને છૂરીની ધાર' (હિંદુસ્તાન દીપોત્સવી સં. ૨૦૦૪) વાર્તા 'કંકુડી' વાર્તાસંગ્રહમાં 'બાદલ અને બરખા' નામ ધારણ કરે છે. 'અગનફૂલ' વાર્તા 'પરિમલ' નામના સામયિકમાં 'ઉરનાં ઓજસ' શીર્ષક તળે પ્રગટ થયેલી. 'કાળી રાત અને કાળો માનવી' (મુંબઈ વર્તમાન ૧૨-૩-૪૯) વાર્તા પર બકુલેશે લીટી મારીને 'રૂડી રાત અને કૂડો માનવી' એવું શીર્ષક લખ્યું છે. 'ખાનદેશમાં' વાર્તા પર 'વાઈસરોયની ગાડી' લખ્યું છે. તથા 'ઢેઢના પેટનો' વાર્તા 'ખારાં પાણી' સંગ્રહમાં 'કો'કનો બેટો' શીર્ષકથી છપાઈ છે.

બકુલેશની વાર્તાઓમાં ઘણું બધું સામગ્રીના સ્તરે જ રહી જાય છે, કલવાઈને એમાંથી વાર્તાનો પિંડ નથી બંધાતો. સપાટ, બોલકાં વિધાનોમાં અટવાઈ જતી એમની વાર્તાઓ કલાકીય ઊંચાઈ પ્રાપ્ત નથી કરી શકતી એનું કારણ આ લેખકની વાર્તાવિષયક કેટલીક માન્યતાઓમાં પડેલું જોઈ શકાય છે. એ માને છે કે 'વાર્તા માટે 'પ્લોટ' આવશ્યક જ છે એવું કહેનારાઓ સામે મને વાંધો નથી પણ ટૂંકી વાર્તામાં 'પ્લોટ'- વસ્તુ હોય - હોવી જ જોઈએ, એ ટૂંકી વાર્તાના સાચા શિલ્પી, કલાકાર માટે આગ્રહભર્યું નથી હોતું.' ('કાદવનાં કંકુ'ની પ્રસ્તાવના)વળી એક જગ્યાએ એમણે લખ્યું છે : 'હું વાર્તાનું ચોક્કસ માળખું બાંધી કદી લખતો જ નથી. મારી વાર્તાના

પાત્રોને સ્વૈરવિહાર કરવા દઉં છું. એ પાત્રો જાતે જ મને કહે ત્યારે એમને સમેટી લઈને વાર્તા પૂરી કરું છું' (બ્રહ્મક્ષત્રિય - જાન્યુ- ફેબ્રુ.૧૯૫૮) કદાચ આ પ્રકારની માન્યતાઓને કારણે જ ઢાળ પરથી વહેતા પાણીની જેમ એમની કલમ સ્વૈરવિહારી થઈ જાય છે, વાર્તા કોઈ એક પાત્ર કે કોઈ એક ક્ષણને પકડી શકતી નથી અને બિનજરૂરી પ્રસ્તારમાં ફસાઈ જાય છે. એમની કેટલીક વાર્તાઓમાં અમીરોને લૂંટી, ગરીબોને મદદ કરવાની વાતો કરતા બકુલેશ જાણ્યે-અજાણ્યે ખોટાં મૂલ્યોની તરફેણ કરી બેઠા છે. દા.ત. 'નીતિન-જતીન' કે 'આબેહયાત' જેવી વાર્તાઓ. એમની કેટલી બધી વાર્તાઓમાં ડાબેરી વિચારસરણી બોલકી બનીને આલેખાઈ છે. એનું કારણ એમની આવી માન્યતામાં જોઈ શકાય છેઃ 'ઉજળા વર્ગ પ્રત્યે, અને નફાખોરી અને શોષણના પેશાથી પોતાને 'ઉજળા' રાખનારા વર્ગના ઈન્સાનો-જંતુઓ પ્રત્યેની મારી દયાને હું વેડફી દેવા માગતો નથી : એ અસમાન સમાજરચના સામે તો કુહાડો, બંદૂક, તમંચો અને લોખંડી મુક્કાઓ જ ઉગામવામાં મારાં પાત્રો માને છે...' ('કાદવનાં કંકુ'ની પ્રસ્તાવના) કદાચ આવી માન્યતાને કારણે જ શોષક વર્ગ પ્રત્યેનો એમનો આક્રોશ 'ઘણ ઉઠાવ મારી ભૂજા, મારે કશુંક ભાંગવું'ની જેમ ઠલવાયો છે. એમનો પારાવાર આક્રોશ કલારૂપ પામ્યા વગર ઠાલાં વિધાનોમાં ઠલવાયો હોય એવાં અનેક ઉદાહરણ મળે છે. અહીં એકાદ ઉદાહરણ જોઈએ : 'એની જુવાનીને કોણ છૂંદી નાખતું હતું ? એનાં ઉત્સાહ, એની શક્તિ, એનો તરવરાટ, એનો સારો દેહ નિચોવી રહ્યું હતું ? મને બે ભયંકર હાથ દેખાયા ! એ વિરાટ જેવડા હાથ ! ઓહ...! હું ધ્રૂજી ઉઠ્યો. મનેયે એ હાથ જકડી લેવા માગતા હતા ! શયતાની પંજા સમા- 'હું', 'તું', 'તે' 'તમે' 'તેઓ' 'તેમને' બધાયને ભરખી લેવા માગતા હતા !...એ કોણ ? આજની સમાજરચના ?..અને એક વિરાટ ચક્કર મારા મસ્તક પર અથડાતું મને લાગ્યું ! (ભાંગેલા પડછાયા)કે પછી 'અમારી સામેથી ચમકદાર 'લીમુઝીનો', 'બસો', 'મોટરો' વગેરે પસાર થઈ જતી હતી. અમારી આંખ આગળ શેઠિયા જેવા લાગતાં લોકો મીઠાઈના ટોપલેટોપલા ખરીદીને ચાલ્યા જતા હતા. છતાંય કોઈને પણ અમારી તરફ જોવાની ફુરસદ નહોતી : અમે પણ તેમના જેવા જ 'માણસો' હતા, એની

મને ખાતરી હતી, પણ હવે મને એ વિષયમાં શંકા થતી હતી !' (ભૂખ) ધૂમકેતુ, બ્રોકર વગેરેને ભાંડતા, કળાધર્મીઓને વેદિયા ગણાવતા ('પ્યાસ, પ્રેમ અને પશુતા' વાર્તામાં) બકુલેશ વિષય કરતાં વિષયનું નિરૂપણ વધુ મહત્ત્વનું છે એ વાત વિસારે પાડી બેઠા હોય એવું લાગે. 'જ્યાં નજર પડે ત્યાં મને વાર્તા દેખાય છે' એવો એમનો દાવો પણ એમની કિસ્સાસ્તરે રહી જતી વાર્તાઓ માટે જવાબદાર હોઈ શકે.

મેં અહીં જે ૧૪ વાર્તાઓ પસંદ કરી છે એનો ક્રમ પ્રકાશન વર્ષ અનુસાર રાખ્યો છે. મેં 'નિશ્વાસ' (૧૯૩૬)માંથી બે વાર્તા, 'કાદવનાં કંકુ' (૧૯૪૪)માંથી બે વાર્તા, 'અગનફૂલ' (૧૯૪૭)માંથી બે વાર્તા, 'ખારાં પાણી'(૧૯૫૩)માંથી ત્રણ વાર્તા તથા 'કંકુડી' (૧૯૫૩)માંથી બે વાર્તા લીધેલ છે તથા લેખકની અગ્રંથસ્થ વાર્તાઓમાંથી મેં ત્રણ વાર્તા લીધી છે. પરિશિષ્ટ-૧ના આધારે કઈ વાર્તા કયા સંગ્રહમાંથી લેવાઈ છે તે જોઈ શકાશે. જયંત ખત્રીનાં પાંચેક ચિત્રો સાથે પ્રગટ થયેલી 'જગત જીતનારું કારમું કાળયંત્ર' ૧૯૩૦ જેટલી વહેલી લખાઈ છે. આ ગાળો બકુલેશની ઈશ્કી મિજાજની અતિશય નબળી વાર્તાઓનો સમયગાળો છે. એની વચ્ચે આ નવતર વિષયવસ્તુવાળી વાર્તા જરાક નવાઈ પમાડે. આ વાર્તામાં પણ બકુલેશ એમની પ્રિય કથનશૈલીમાં કથક=લેખકનું સમીકરણ માંડી શકાય એ રીતે વાર્તા કહે છે. અહીં રજૂ થયેલ વૈજ્ઞાનિક તુક્કો ભલે જરાકેય ગળે ના ઊતરે પણ એમનું વાર્તાતત્ત્વ, એને નિરૂપવાની રીત એ બધું ગમી જાય છે. આ વાર્તાને પસંદ કરવા પાછળનું કારણ એના નવીન વિષયવસ્તુ સિવાય બીજુ કશું નહીં. 'યંત્ર પર નહિ જતાં', 'કાદવનાં કંકુ', 'મોતની ધર્મશાળા', 'આભાસની ગલીમાં', 'કિમીયાન' આ બધી વાર્તાઓમાં ગરીબી, ગંદકી, શોષણના આલેખન માટે લેખક ભરપૂર વાસ્તવવાદી વિગતોની મદદ લે છે. શોષક અને શોષિતોના જગતને આલેખતી હોવા છતાં આ વાર્તાઓમાં જે વૈવિધ્ય છે તેને પ્રમાણી શકાય છે. 'યંત્ર પર નહિ જતાં' હડતાલ અને પરિણામે મજૂરોના ઘરના ઠંડા થઈ જતા ચૂલાનું જરાક મેલોડ્રામેટિક લાગે તેનું ચિત્ર આલેખાયું છે. 'કાદવનાં કંકુ' વાર્તાના આરંભે લાંબીલચક વાસ્તવવાદી વિગતો દ્વારા ગંદી, ગલીચ ગલી અને એમાં શ્વસતા જીવો

વિશે બાહ્ય વિગતો આપે છે. જાણે કે આ પેનોરમા(Panorama) પછી લેખક close view આપતા હોય એમ એ ચાલીનો રૂમ નં. ૧૨ અને એમાં વસતા ત્રણ જીવની નજીક એમનો કેમેરો કેન્દ્રિત કરે છે. ડોશી, ગૌરી અને પાંડુ. ત્રણેય વચ્ચે એકમેક પર નભવાનો, માનવતાનો નાતો છે. (એક વાર ગૌરી ડોશીની દીકરી છે એવો ઉલ્લેખ આવે છે) પાંડુનો ગૌરી પરનો ભાવ જોઈ ડોશી હરખાય છે. પણ દત્તુના આગમન પછી ગૌરી ધીરે ધીરે એના તરફ ઢળતી થઈ જાય છે. ગૌરીના માથામાં વેણી નાખી આપતા દત્તુને જોઈ ગયેલો પાંડુ ત્રણ-ચાર દિવસ સહજ રીતે વર્તવાની કોશિશ કરે છે. જોકે એના મનમાં કશીક ગાંઠ તો વળી જ ગઈ છે. દત્તુ પાંડુના મનની લીલાથી અજાણ છે. પાંડુ ગટર સાફ કરતી વખતે સામે આવેલી દુકાનમાં એક સ્ત્રીની ગરદનમાં પાછળથી હાર પહેરાવતા પુરુષને જુવે છે અને એના મનમાં જેને ભૂલવા મથતો હતો એ દૃશ્ય જીવતું થાય છે. તે પાંડુ ખળભળી ઊઠે છે. ઈર્ષામાં આંધળો થઈ એક પળમાં જ એ નિર્ણય લઈ બેસે છે. અવશપણે એનાથી આવું પગલું ભરાઈ જાય છે. અહીં ચાલીની જિંદગીની જે એકવિધતા 'રોજ પાંડુ ગટરના ગારા ખૂંદતો !...રોજ એ ચાલીમાં ઉપર, નીચે, શેરીમાં મારામારી કે તુફાન થયા કરતાં !... રોજ કોઈ મોડી રાત્રે શરાબથી દાદર પર ફસડાઈ જતું... રોજ એ ચાલી જીવતી... શ્વાસોચ્છ્વાસથી જીવનના ધબકારે ધબકતી !....'વાળા ફકરામાં આલેખાઈ છે તે પછીથી મધુ રાય જેવા સર્જક વધુ સભાનપણે, સમજપૂર્વક પોતીકા રંગરાગિતા સાથે આલેખે છે. આ વાર્તાને કેતન મુનશીની 'ફટકો' વાર્તા સાથે સરખાવનાર બકુલેશની વાર્તાકાર તરીકેની ઊણપ તરત પકડી શકશે.

'કલાના નિશ્વાસ' વાર્તામાં ગંધારી ગલીમાં બત્તીના થાંભલા પાસે પડી રહેતી ગંધાતી, ગોબરી ડોશીના વર્ણનમાં સાક્ષાત કંગાલિયત મૂર્ત થઈ છે. એક ફિલ્મ ડાયરેક્ટર એને જ્યારે કંગાળ ડોશીના રોલ માટે લઈ ગયો ત્યારે એણે કંઈ કરવાનું હતું જ નહીં. જેવી હતી એવા જ એણે દેખાવાનું હતું. પણ ફિલ્મમાં સફળ થયા પછી પૈસા, સુખ સગવડ બધું મળે છે. ને મોં પરની પીડા-વેદના અદૃશ્ય થઈ જાય છે. સુખી થયા પછી ડોશી કંગાલિયતને

આબેહૂબ દર્શાવવામાં નિષ્ફળ રહે છે. બીજી-ત્રીજી ફિલ્મ સુધીમાં તો એ એટલી સુખી થઈ ગઈ કે દુ:ખની એકેય રેખા મુખ પર પ્રગટાવી ના શકી. ફિલ્મવાળાઓને એના સુખી ચહેરાની જરૂર નો'તી. એટલે એને પાછી હતી ત્યાંની ત્યાં જ અંધારી ગલીમાં ધકેલી દેવામાં આવે છે. આ કચકડાની દુનિયાને માણસનાં સુખદુ:ખ સાથે કોઈ નાતો નો'તો.

આ દુનિયા તો માણસને પણ ચીજની જેમ વાપરવામાં માને છે એ વાત જરાક મુખર બનીને કહેવાઈ છે. વાર્તાને ડોશીના મૃત્યુ સુધી ખેંચવાની જરૂર નો'તી.

બકુલેશે વાર્તામાં વાર્તાનું વિવેચન થતું જતું હોય એવા એકથી વધુ પ્રયોગ કર્યા છે. 'છીપનાં આંસુ'માં કર્યું છે એ રીતે કલ્પના અને વાસ્તવના જગતને એક કરી દેવાના પ્રયાસો એમણે બીજી એકાદ-બે વાર્તાઓમાં પણ કર્યા છે. 'જિંદગીનો તરજુમો' વાર્તામાં વિવેચન ઉપરાંત કલ્પના અને વાસ્તવના જગતને સેળભેળ કરી દેવાનો પ્રયાસ એમણે કર્યો છે. જગત સાહિત્યમાં આવા પ્રયોગ દ્વારા કલાત્મક વાર્તાઓ નીપજી હોય એવા દાખલા છે. પરંતુ બકુલેશ એવું ગજું દેખાડી નથી શક્યા. માત્ર પ્રયોગ લેખે આ વાર્તાનું મૂલ્ય છે.

'ખૂન અને રોશની' વાર્તામાં બદલાતા સમય સાથે બદલાતી સામાજિક પરિસ્થિતિ આલેખાઈ છે. લોકોનું નિંભરપણું, નેતાઓની બદલાઈ રહેલી પ્રાથમિકતાઓ વગેરે અહીં બોલકી ઢબે પ્રગટ થયું છે. બકુલેશ કોઈ એક પળને પકડી નથી શકતા એને કારણે વેરવિખેર વાર્તા કોઈ પ્રભાવ નથી છોડી શકતી. 'મોતની ધર્મશાળા' વાર્તામાં પણ મૂલ્યોનું બદલાઈ રહેલું જગત પ્રગટ થાય છે. સમાજના દરેક ક્ષેત્રમાં, દાક્તરી જેવા નોબલ વ્યવસાયમાં પણ ભ્રષ્ટાચાર પ્રવેશી ગયો છે તે આ વાર્તામાં જોઈ શકાય છે. ગરીબો માટે બનાવેલી ધર્માદા ઈસ્પિતાલોમાં ખરેખર જે ગરીબ છે એમનો વારો જ નથી આવતો ને મોટર ખરીદવાની વાતો કરનારા પૈસા કે ઓળખાણની મદદથી ડાકટર પાસે જઈ આવે છે. વાર્તાકથકનો ડાક્ટરને મળવાનો જ્યારે વારો આવે છે ત્યારે એના ભાઈને કોઈ ડાક્ટરની જરૂર રહી હોતી નથી ને વક્રતા એ છે કે ડાક્ટર એને મોડા આવવા બાબતે ટોકે છે.

વિશે બાહ્ય વિગતો આપે છે. જાણે કે આ પેનોરમા(Panorama) પછી લેખક close view આપતા હોય એમ એ ચાલીનો રૂમ નં. ૧૨ અને એમાં વસતા ત્રણ જીવની નજીક એમનો કેમેરો કેન્દ્રિત કરે છે. ડોશી, ગૌરી અને પાંડુ. ત્રણેય વચ્ચે એકમેક પર નભવાનો, માનવતાનો નાતો છે. (એક વાર ગૌરી ડોશીની દીકરી છે એવો ઉલ્લેખ આવે છે) પાંડુનો ગૌરી પરનો ભાવ જોઈ ડોશી હરખાય છે. પણ દત્તુના આગમન પછી ગૌરી ધીરે ધીરે એના તરફ ઢળતી થઈ જાય છે. ગૌરીના માથામાં વેણી નાખી આપતા દત્તુને જોઈ ગયેલો પાંડુ ત્રણ-ચાર દિવસ સહજ રીતે વર્તવાની કોશિશ કરે છે. જોકે એના મનમાં કશીક ગાંઠ તો વળી જ ગઈ છે. દત્તુ પાંડુના મનની લીલાથી અજાણ છે. પાંડુ ગટર સાફ કરતી વખતે સામે આવેલી દુકાનમાં એક સ્ત્રીની ગરદનમાં પાછળથી હાર પહેરાવતા પુરુષને જુવે છે અને એના મનમાં જેને ભૂલવા મથતો હતો એ દૃશ્ય જીવતું થાય છે. તે પાંડુ ખળભળી ઊઠે છે. ઈર્ષામાં આંધળો થઈ એક પળમાં જ એ નિર્ણય લઈ બેસે છે. અવશપણે એનાથી આવું પગલું ભરાઈ જાય છે. અહીં ચાલીની જિંદગીની જે એકવિધતા 'રોજ પાંડુ ગટરના ગારા ખૂંદતો !...રોજ એ ચાલીમાં ઉપર, નીચે, શેરીમાં મારામારી કે તુફાન થયા કરતાં !... રોજ કોઈ મોડી રાત્રે શરાબથી દાદર પર ફસડાઈ જતું... રોજ એ ચાલી જીવતી... શ્વાસોચ્છ્વાસથી જીવનના ધબકારે ધબકતી !....'વાળા ફકરામાં આલેખાઈ છે તે પછીથી મધુ રાય જેવા સર્જક વધુ સભાનપણે, સમજપૂર્વક પોતીકા રંગરાગિતા સાથે આલેખે છે. આ વાર્તાને કેતન મુનશીની 'ફટકો' વાર્તા સાથે સરખાવનાર બકુલેશની વાર્તાકાર તરીકેની ઊણપ તરત પકડી શકશે.

'કલાના નિશ્વાસ' વાર્તામાં ગંધારી ગલીમાં બત્તીના થાંભલા પાસે પડી રહેતી ગંધાતી, ગોબરી ડોશીના વર્ણનમાં સાક્ષાત કંગાલિપત મૂર્ત થઈ છે. એક ફિલ્મ ડાયરેક્ટર એને જ્યારે કંગાળ ડોશીના રોલ માટે લઈ ગયો ત્યારે એણે કંઈ કરવાનું હતું જ નહીં. જેવી હતી એવા જ એણે દેખાવાનું હતું. પણ ફિલ્મમાં સફળ થયા પછી પૈસા, સુખ સગવડ બધું મળે છે. ને મોં પરની પીડા-વેદના અદૃશ્ય થઈ જાય છે. સુખી થયા પછી ડોશી કંગાલિયતને

આબેહૂબ દર્શાવવામાં નિષ્ફળ રહે છે. બીજી-ત્રીજી ફિલ્મ સુધીમાં તો એ એટલી સુખી થઈ ગઈ કે દુઃખની એકેય રેખા મુખ પર પ્રગટાવી ના શકી. ફિલ્મવાળાઓને એના સુખી ચહેરાની જરૂર નો'તી. એટલે એને પાછી હતી ત્યાંની ત્યાં જ અંધારી ગલીમાં ધકેલી દેવામાં આવે છે. આ કચકડાની દુનિયાને માણસનાં સુખદુઃખ સાથે કોઈ નાતો નો'તો.

આ દુનિયા તો માણસને પણ ચીજની જેમ વાપરવામાં માને છે એ વાત જરાક મુખર બનીને કહેવાઈ છે. વાર્તાને ડોશીના મૃત્યુ સુધી ખેંચવાની જરૂર નો'તી.

બકુલેશે વાર્તામાં વાર્તાનું વિવેચન થતું જતું હોય એવા એકથી વધુ પ્રયોગ કર્યા છે. 'છીપનાં આંસુ'માં કર્યું છે એ રીતે કલ્પના અને વાસ્તવના જગતને એક કરી દેવાના પ્રયાસો એમણે બીજી એકાદ-બે વાર્તાઓમાં પણ કર્યા છે. 'જિંદગીનો તરજુમો' વાર્તામાં વિવેચન ઉપરાંત કલ્પના અને વાસ્તવના જગતને સેળભેળ કરી દેવાનો પ્રયાસ એમણે કર્યો છે. જગત સાહિત્યમાં આવા પ્રયોગ દ્વારા કલાત્મક વાર્તાઓ નીપજી હોય એવા દાખલા છે. પરંતુ બકુલેશ એવું ગજું દેખાડી નથી શક્યા. માત્ર પ્રયોગ લેખે આ વાર્તાનું મૂલ્ય છે.

'ખૂન અને રોશની' વાર્તામાં બદલાતા સમય સાથે બદલાતી સામાજિક પરિસ્થિતિ આલેખાઈ છે. લોકોનું નિંભરપણું, નેતાઓની બદલાઈ રહેલી પ્રાથમિકતાઓ વગેરે અહીં બોલકી ઢબે પ્રગટ થયું છે. બકુલેશ કોઈ એક પળને પકડી નથી શકતા એને કારણે વેરવિખેર વાર્તા કોઈ પ્રભાવ નથી છોડી શકતી. 'મોતની ધર્મશાળા' વાર્તામાં પણ મૂલ્યોનું બદલાઈ રહેલું જગત પ્રગટ થાય છે. સમાજના દરેક ક્ષેત્રમાં, દાક્તરી જેવા નોબલ વ્યવસાયમાં પણ ભ્રષ્ટાચાર પ્રવેશી ગયો છે તે આ વાર્તામાં જોઈ શકાય છે. ગરીબો માટે બનાવેલી ધર્માદા ઈસ્પિતાલોમાં ખરેખર જે ગરીબ છે એમનો વારો જ નથી આવતો ને મોટર ખરીદવાની વાતો કરનારા પૈસા કે ઓળખાણની મદદથી ડાક્ટર પાસે જઈ આવે છે. વાર્તાકથકનો ડાક્ટરને મળવાનો જ્યારે વારો આવે છે ત્યારે એના ભાઈને કોઈ ડાક્ટરની જરૂર રહી હોતી નથી ને વકતા એ છે કે ડાક્ટર એને મોડા આવવા બાબતે ટોકે છે.

'કરોળિયાનું મોત' વાર્તા જરાક Poetic Justice જેવી છે. કરોળિયાના જાળામાં જીવડાં ફસાય એમ આ વૃદ્ધે જિંદગી આખી બધાને ફસાવેલા, શોષેલા..હવે આજે જ્યારે મૃત્યુ એની જાળ ગૂંથી રહ્યું છે ત્યારે વૃદ્ધ મરણપથારીએ એકલો છે. મોમાં પાણીનું ટીપું મૂકે એવું કોઈ નથી. લેખકે આદત પ્રમાણે કશું પણ પ્રતીકાત્મક ઢબે વ્યક્ત થવા દીધું નથી.

બધી બાજુથી ભીંસાયેલો 'આભાસની ગલીમાં'નો રતિલાલ ઘડીકનું સુખ ખરીદીને ઉગરી તો જાય છે, આત્મહત્યાની ક્ષણ પાર કરી જાય છે. પણ ઘરે પાછો ફર્યો ત્યારે પરિસ્થિતિ હતી એનાથી પણ બદતર બની છે. રડારોળ, બેકારીમાં પત્નીનું મૃત્યુ ઉમેરાય ત્યારે પેલું ઘડીકનું સુખ કેટલું તો આભાસી પુરવાર થાય છે.

ઉર્દૂ વાર્તાકાર સઆદત હસન મંટોએ કહ્યું છે કે શરીરનો વેપાર કરનારી પહેલાં તો સ્ત્રી છે અને પછી તે વેશ્યા છે. મંટોની 'હતક' વાર્તાની સુગંધી જેવી જ બકુલેશની 'કિમી ચાન' છે. સંજોગોએ એને વેશ્યા બનાવી છે.પણ વેશ્યા બન્યા પછી પણ એની અંદરની સ્ત્રી, મા એવીને એવી અક્ષુણ્ણ રહેલી છે. એની સારપ, એનું પ્રામાણિકપણું જરાક પણ નથી ઝંખવાયું. વેશ્યાના વ્યવસાયે એની અંદરના માનવીય તત્ત્વને જરાય આંચ આવવા દીધી નથી.

'મઝિલ તરફ' વાર્તા તરીકે સામાન્ય છે. પરંતુ ભારતના વિભાજનને વિષય બનાવીને ગુજરાતી સાહિત્યમાં ખાસ કશું નથી લખાયું એટલે આ વાર્તા મેં લીધી છે. વિભાજન વખતે ઊભી થયેલી અરાજકતાએ ત્રણ અલગ પ્રદેશ-અલગ ધર્મની યુવતીઓને મુંબઈમાં ભેળી કરી દીધી છે. ગુજરાન કઈ રીતે ચલાવવું એ પ્રશ્નનો તોડ કાઢવા ત્રણેય પાસે એકબીજાના ઘરનાં ઘરેણાં છે. આમેય એ કારમી કત્લેઆમ અને લૂંટફાટમાં કોણે કોને બક્ષેલા? કયા ધર્મવાળા ઓછા જુલમી હતા ? આમ પણ જ્યાં માનવતા નેવે મૂકાઈ હોય ત્યારે શેતાનો પાસેથી શાની અપેક્ષા રાખી શકાય ? 'આ બધા દાગીના કોના ?' એ પ્રશ્નનો ઉત્તર કેટલો તો સાચો છે ? 'આપણાં બધાનાં..આપણા પુરુષોએ માનવતાની છાતીમાં હુલાવેલા ખંજરમાંથી ટપકતા લોહીથી રગદોળાયેલા આ દાગીના...!'

મુંબઈની ફૂટપાથો અને અંધારી ગલીઓની વાતો કરતી, વાસ્તવવાદી વિગતોના ખડકલા કરતી બકુલેશની કલમને 'અગનફૂલ' વાર્તામાં કવિતાનો પાસ લાગેલો છે. જગતના ઇતિહાસમાં હંમેશથી બનતી આવતી ઘટના.. માણસજાતને પ્રકાશ તરફ લઈ જનારનું આ સમાજ હંમેશા બલિદાન લેતો આવ્યો છે. માનવજાતને રસ્તો બતાવનાર જ્યોતિર્ધરને મોતને ઘાટ ઉતાર્યા પછી જ માનવસમૂહ એનું મહત્ત્વ સમજે છે. હંમેશથી આવું જ થતું આવ્યું છે. બકુલેશની વાર્તાસૃષ્ટિમાં સાવ અલગ પડી જતી આ વાર્તા ધૂમકેતુના ગોત્રની લાગવાનો સંભવ વધુ છે. જોકે વધુ પડતી લંબાઈ જવાને કારણે આ વાર્તા એની પ્રભાવકતા ગુમાવી બેઠી છે. ધૂમકેતુના ગોત્રની લાગતી આ વાર્તા ક્યાંય વાયવી નથી બની જતી એ નોંધવું રહ્યું. હારીને નાસવ માગતા જનસમૂહને જ્યારે પેલો જુવાન આવું કહે : 'આપણે પોતે આત્મઘાતી બન્યા છીએ; આપણે કદી બહાર ફરવાનો, આપણા મનથી દૂર વિચારવાનો વિચાર સુદ્ધાં કર્યો નથી. આપણે કદી આપણા પોતાના વિકાસ માટે કલ્પના સરખીયે નથી કરી. માત્ર 'કોઈક'ની 'ભક્તિ'માં આપણી શ્રદ્ધાને વિફલિત કરી દઈ આપણે વિકાસના શત્રુઓ બન્યા છીએ. પ્રગતિના દુશ્મનો બન્યા છીએ. એથી આપણી દુર્ગતિ થઈ છે. આજે પરદેશીઓનાં આક્રમણથી આપણી આંખ ખૂલી છે' ત્યારે આ વાત કોઈ પણ સ્થળકાળના માનવસમૂહ માટે, કોઈ પણ સંસ્કૃતિ માટે સત્ય ઠરે છે. આ વાર્તાને ટાળીને બીજી ત્રણ-ચાર વાર્તા સમાવવાની લાલચ મેં ટાળી છે કારણ કે 'અગનફૂલ' અને 'નિશિગંધા' આ બે વાર્તા બકુલેશની સમગ્ર વાર્તાસૃષ્ટિમાં આગવી છાપ પાડતી વાર્તાઓ છે.

'ફાટેલું છાયલ' વાર્તા વાંચનારને, નાયકને જરાક જુદી રીતે કફોડી હાલતમાં મૂકનારી મલયાનિલની 'ગોવાલણી' વાર્તા યાદ આવી શકે. ગોરાણીથી દબાયેલા મનસુખ મહારાજ શાકવાળી મણકીના તીખા નયનના ઉલાળામાં ફસાય છે અને દક્ષિણામાં મળેલું છાયલ ગોરાણીને બદલે મણકીને દઈ દે છે. પણ એ છાયલ જ હોળી સળગાવે છે. યજમાને ફાટેલું છાયલ મહારાજને પધરાવેલું. મણકી મિજાજ ગુમાવીને છાયલ ફેંકી જાય છે ને વધારામાં ગાળો પણ દઈ જાય છે. ભાંડો ફૂટી જવાથી ફજેતો કરવાને બદલે

ગોરાણી પિયર જતા રહે છે. વાર્તા હળવી રગ છેક સુધી જાળવી શકી છે. જોકે લેખક વાર્તારંભે ગોરાણી કબૂડીને ધવડાવતાં હોય એવું કહે છે ને પછીથી કબૂડીને આગલી પત્નીનું સંતાન કહે છે. બકુલેશ એક વાર લખ્યા પછી ભાગ્યે જ નજર ફેરવતા એવું એમણે પોતે જ કબૂલ્યું છે એટલે ફરિયાદ પણ શી કરવી ?

લગભગ ૬૦-૬૫ વર્ષ પહેલાં લખાયેલી આ વાર્તાઓ આજના ભાવકને ગમશે ? આ વિષયવસ્તુ, આ પાત્રસૃષ્ટિ આજના ભાવકને જરાય નવી નહીં લાગે. બદલાયેલાં મૂલ્યોના જગતને એ શ્વસી રહ્યો છે ત્યારે એ પ્રકારની વાર્તાઓ કદાચ એને ન સ્પર્શે એવું બને. પરંતુ એ છતાં આ વાર્તાકારનો ગુજરાતી વાર્તાની છબી બદલવામાં કંઈક ફાળો છે, એના પછી લખાનારી ગુજરાતી ટૂંકી વાર્તાઓ માટે કોઈક રીતે એ પાયાની ઈંટ બન્યા છે. સંક્રાન્તિકાળના આ વાર્તાકારનું ઐતિહાસિક મૂલ્ય આપણે સ્વીકારવું જ રહ્યું. એટલા પૂરતો પણ જો અભ્યાસીઓને આ વાર્તાઓમાં રસ પડશે તો હું મારી છ મહિનાની મહેનત લેખે લાગી એવું માનીશ.

૫-૯-૦૩

('બકુલેશની વાર્તાઓ' ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા પ્રકાશિત થનારા પુસ્તકની પ્રસ્તાવના)

## ક્રાંતિ / ઈન્દુ ગોસ્વામી

મશાલ છે
ઝળહળતી છે
લીલી નાઘેરના ટહુકે ટહુકે
મન મૂકીને રમતી
જળ થળ નભમાં છલ્લાંગ છે

છે
ગિરિ તળેટી સ્વયમ્
આ ગુફામાંથી નીકળી ઓ ગુફામાં
ગેબ થતી
ગેબ થતી
ધુમાડાબંધ વાયકા

છે
જરકસી જામાના જોરે
જીર્ણ દુર્ગની છાયામાં
આજેય
મનવો મસ્ત કલંદર
અલખની આંખે
અંદરબહાર શરદ પૂર્ણિમા છે
તો પણ
અંધકારનો પડઘો અંધકાર જ છે ચોમેર
કેવળ
કનક કુંડળના વિસ્તરતા તેજોવર્તુળ વચ્ચે
જે રચાઈ જાય છે આપોઆપ
તે

કલ્પવૃક્ષ છે
કદંબની ડાળ છે
કાનોકાન કવિતા છે મહારાસની
કહો કે
નિહારિકાને નવલખ લટકે
બાવનબારા ચોકમાં
શબ્દ
સ્પર્શ
રૂપ
રસ
ગંધનો
અવસર છે રંગ કસુંબી

અર્થાત્
સોળ હજાર એક સો આઠ
મોરલી મોરપીંછ મટુકી
તા તા થૈયા નટનાગર શ્યામદુલારી

એથી સ્તો
ક્યાં ક્યારે કેમ
જ્યાં જ્યારે હેમ
વળી વળીને ટોળે વળતું
ચૌ દ લો ક માં
મન તું વૃંદાવન
ત્યાં
લાગી રે લગન લેરખીની ભાષામાં
કોણ આમ
ઓળઘોળ

૨ : ૨૦૦૩, ડિસેમ્બર

ઓતપ્રોત
એકાકાર
છે અગનખેલ અલગારી
સાનભાન સંસાર સબકુચ્છ
શૂન્યશિખર સમાધિ –
જય હો કૃષ્ણમુરારિ

જય હો
અધરાતે મધરાતે
આંબે આવ્યા મોર
કુહૂ કુહૂ બોલે કોયલિયાં

ને
તત્ક્ષણ
અગન પંખીના લયમાં
અગ્નિવેશ અગ્નિવેશ
એકલ હાથે એકલ હાથે
આવન બાવન કુળ ઇકોતેર
ભડકે બળતું ભડથું
મૂળગું
બખડજંતર
જ
ૐ તત્ સત્ બોબડું

પરંતુ એ કંઈ
ભલું થયું ભાંગી જંજાળ
પ્રેમરસ પાને તું મોરના પિચ્છધર
નાતબહારવટિયા
નરસૈયાના હાથની વાત નથી.

## હું / પન્ના નાયક

હું
ચમત્કારમાં માનું છું.
બરફના પહાડ પર
જ્યારે સૂર્ય ઊગે છે
ત્યારે
એને હું ચમત્કાર કહું છું.
જળ થીજીને બરફ થાય
કે બરફ પીગળીને જળ થાય
એને માત્ર પરિવર્તન નથી કહેતી
પણ
એમાં મને
સબંધના અને ઋણાનુબંધના
ચમત્કાર દેખાય છે.
સરોવરમાં ખીલતું
કમળ હોય
કે ક્યાંક ઊગેલો થોર હોય
કે ખીલતી કળી હોય
કે ખરેલાં પાન હોય
એના પર મને
પલાંઠી વાળીને બેઠેલાં
ભગવાન જ દેખાય છે.
હું
મને ભાગ્યશાળી માનું છું.
હું
આસાનીથી
મારી આંખમાં

વૃક્ષો વાવી શકું છું.
છીપલાંમાં મોતી હોય એમ
મારા કાનમાં
મેં
પંખીના ટહુકાઓને ઉછેર્યા છે.

એક ક્ષણ
આંતરસંગીત સંભળાય
પછી
બાહ્ય સંગીતના ઘોંઘાટમાં
હું ડૂબતી નથી
પણ
સંગીતના સરોવરમાં
હંસની જેમ તર્યા કરું છું
આને જ તો જીવન કહેવાતું હશે ને !

વાદળોના બદલાતા
આકાર સાથે
બદલાતી નથી
પણ
બદલાતા આકારોને
નરી મુગ્ધતાથી જોયા કરું છું.
આ મુગ્ધતા જ મને
કોઈ નામ વિનાની
પરિપક્વતા તરફ દોરી જાય છે.
કોઈ એવું ન સમજે
કે
હું પરિપક્વ છું

એવું તમને કહેવા માગું છું.
હું તો માત્ર
નામ કે ક્રિયાની નહીં
પણ
પ્રક્રિયાની વાત કરું છું

મારા શબ્દોને હું સાંભળું
એટલું પૂરતું નથી
અને
તમે મને સાંભળો
એવો આગ્રહ પણ નથી
હું તો માત્ર ધ્વનિ થઈને
તમારી આસપાસ
એક વાતાવરણ થઈને
ઘૂમ્યા કરું છું.
હું
મારી સ્થિતિને સાચવીને
ગતિશીલ થવાનો પ્રયત્ન કરું છું.
આ પ્રયત્નમાં
કશીય મથામણ નથી
પણ
કશુંક હોવાનો સંતોષ છે.
આ હોવાપણું
મારું અસ્તિત્વ
વ્યક્તિત્વમાં મને રસ રહ્યો નથી.
વ્યક્તિત્વ તો સામાજિક હોય
અસ્તિત્વ અંગત હોય.
અંગતથી

બિનઅંગત તરફ જવાની
પ્રક્રિયા
એ જ મારું સ્વત્વ
એ જ મારું સત્ત્વ અને તત્ત્વ
હું
સાત્ત્વિક જે તાત્ત્વિક છું
એવું કહેવાનોય
મારો કોઈ ઈરાદો કે ઈશારો નથી
પણ
હું જે છું તે છું
જ્યાં હું મારા પગ મૂકું છું
એ
મારી મંઝિલ હોય છે.
મંઝિલ મારે માટે
અંત નથી
પણ
કોઈ નવા વિસામા તરફનો
પ્રારંભ છે.

વાવાઝોડાને વિખેરી શકું છું
અને
એક ફૂલને હાથમાં લઈ
સુગંધની હથેળી પંપાળી શકું છું.

મને
મૂર્તિ કે મંદિર થવામાં રસ નથી
ને
નથી દેખાયો કોઈ ક્રસ ઈમારતોમાં.

મારે જો કંઈ થવું હોય તો
વૃક્ષ થાઉં
જળ થાઉં
આકાશ થાઉં
કે
પૃથ્વી થાઉં
હું
પૃથ્વીની દુહિતા છું
આકાશ
મારા પિતા છે
મારા અંગને સ્પર્શી જતી
હવાની લ્હેરખી
મારી સખી છે.
પવન મારો પુરુષ છે
મારો પુરુષ
એ મારો
પરમ પરમાત્મા
આત્માની પરમાત્મા તરફની ગતિ
એ કોઈ
મારે માટે
કોરો ક્રિયાકાંડ નથી
પણ છે
બ્રહ્માંડ તરફ જવાની
મારી પ્રક્રિયા

## દિવસ / અશ્વિની બાપટ

દિવસ પછીતે
ઝીણું પાંખું
ઝમ્યા કરે છે અંધારું.
હું
દિવસ
ચાલું
દિવસની ચાલ.
મારાં
પગલાં સાથોસાથ પડતા
અજાણ પગરવ
મૂકીને
ચાલું
જીવવા જોગો
પ્રકાશ પીતાં.
ન ગણકારું
ભરરસ્તે ઉમટતા
સાંજટાણે શોભે તેવા
ત્રિભેટે
છોડી દીધેલા વિકલ્પ

મધ્યમાંના સૂર્યથી અથડાઈને
ઝળઝળા આંખે
ચાલું
અજવાસમાં.
શરીરને
સર્વહક્ક સ્વાધીન થવાની
વેળ સુધી
ચાલું
તળિયે ઝીણો તાવ લઈને.

૧૦ : ૨૦૦૩, ડિસેમ્બર

## ટીટીઈટીટીઈ... / રાધેશ્યામ શર્મા

ગગનના ગોખથી
ટીટીઈ
ટીટીઈ ગુંજતું
પંખી
કાળા ખડક
વાદળાંને
વીંધી
પડ્યું
સાગર મોઝાર
રહ્યું
શમણાસૂરજને
ઝંખી
બિંબ સત્ય
પ્રતિબિંબ મિથ્યા
જેટલો સૂર્ય સત્ય
એટલો ચંદ્ર સત્ય
શું
સમુદ્ર અસત્ય ?
મોજાંના

મહાલયમાંથી
અનાહત
નાદ સંભળાય
ટીટીઈ
ટીટીઈ
ટીટીઈ
ઈઈટી
ઈઈટી
ઈઈટી...

## મૃત્યુ / લીના ત્રિવેદી

૧

નિયતિ !
તારી પાસે માંગ્યો હતો
કડકડતી ઠંડીમાં ફળફળતી ચ્હાનો એક કપ.
ને તેં ધર્યો
હિમાલયની ગોદમાં, ફૂલગુલાબી આઈસક્રીમ.
એક પણ સ્કીમ વગર ખાવાની શરતે !
ઇચ્છાઓનું આંદોલન થીજી ગયું,
કોઈ પણ તાપણીની હૂંફ વિના.
ધ્રૂજારીની ક્ષણોમાં અશાંતિ પ્રગટી
પછી તો વીંટળાઈ વળ્યો અજંપો.
હવે કેમ જીવવું ?
તે ક્ષણે મૃત્યુ કદાચ વધાવ્યું હોત
કંકુ અક્ષતથી.
અજંપામાં જીવ્યા કરતાં
એક ઝાટકે ચુપકીદી હોય તો ?
મૃત્યુ નામના કોઈ પ્રાણીથી
આજસુધી બીતાં રહ્યાં સાવ નકામાં.
તૂટેલી નૌકામાં ડૂબવાની રાહ જોઈ આજ સુધી.
એ કરતાં
અજ્ઞાત પથે અજ્ઞાત રહસ્યો શોધવા જવું વધુ સુખદ !
અહીં તો છે ન વહી શકતું રક્ત
ન તપી શકતું મન ન હલી શકતું તન !
શું હશે એ અજાણ મંઝિલે ?
ફૂલની બિછાત કે કાંટાળી ચાદરે,

લપકતી આગ કે બર્ફીલો શેકહેન્ડ ?
અત્યારે તો છે અજાણ સુખ !
ત્યાં જરૂરથી છૂપાઈ હશે શાંતિ, ચિર શાંતિ !
અશાંતિ તો આખરે છે માનવસર્જન !
એય તો બીતી હશે મૃત્યુથી !
ચાલો ત્યારે શાંતિની ખોજમાં.

૨

'છે કો મ્હારું ?' એમ મેં વિચાર્યું
ને 'છેકો' મારી દીધો, ન દીધો,
ત્યાં તો 'હું નહીં' કોઈ ટહૂક્યું.
હતું તે,
જે અવરનું કદી ન થઈ શકે તે,
મુજ 'મૃત્યુ'.

૩

એક વાર, ફરી એક વારે
વહેંચીએ આ પત્તાં.
રીશફલ માટે બાજી સમેટવી
એ જ શું મૃત્યુ ?
ઠરી જતા પ્રાણમાં
કોઈ અંગારો ચાંપો,

જેથી એ વહી શકે.
ધોમધખતા તાપે ઠરવું
એજ શું મૃત્યુ ?
આ જીંદગી
એક obstacle race.
પળે પળે ખૂટી રહે પ્રાણવાયુ.
પ્રાણની ખોજમાં પ્રસ્થાન
એ જ શું મૃત્યુ ?

૪

મોતને જોયું છે તમે ?
જીવવાની અભિલાષાઓનો અકાળે અકસ્માત.
લીલી લીલી આશાઓનો હાર્ટ એટેક,
કેન્સરના જડબામાં
ઉંદરના દાંતની તીક્ષ્ણતાથી
કરકોલાતું જીવન
પણ રે !
કરુણતમ મોત તો
ફૂટતી મૂછ ને ખીલતી કળી
કૂણાં કૂણાં અરમાનોને જન્મ દેતી હોય તે ક્ષણે
મધ્યાકાશમાં થાય જાણે ખગ્રાસ સૂર્યગ્રહણ.

## ઓરડાનો ખૂણો / રતિલાલ 'અનિલ'

પૃથ્વી ગોળ છે એમ માણસ કહે છે અને પેલો દેશ પૃથ્વીના ખૂણે આવેલો છે એમ પણ એ કહે છે ! માણસની ભાષા ગોળાકારના કોઈ વળાંકમાં પણ ખૂણો જુએ છે, બતાવે છે. ગોળાકાર જ એવો છે કે તેનો કોઈ છેડો હોઈ શકે જ નહીં છતાં અમુક દેશ પૃથ્વીના છેડે આવેલો છે ! આકાર કે આકૃતિ પોતે મૂગાં હોય છે એ વિશ્વશાંતિના હિતમાં લાગે છે ! આમેય માણસ માટે વળી લડવાનું ક્યાં ઓછું છે કે એને વધારે લડવાનું રોકાણ આપું ! – કદાચ એવા શુભ આશયે પૃથ્વીના ગોળાકારનો ખૂણો અને કહેવાતો છેડો મૂગા રહી માણસની રમૂજી ભાષાલીલાની મઝા માણતા હોય.

પૃથ્વીનો ગોળાકાર તો એટલો વિશાળ છે કે, માણસ એક ખૂણો તો શું, ષટ્કોણના આકાર, આકૃતિ રચી શકે અને માણસની ભાષા માણસ માટે છે એટલે ગોળ પૃથ્વીનો ખૂણો અને છેડો – માણસની ભાષાભિવ્યક્તિ પ્રત્યે ઉપેક્ષાનાં ભાવે નહીં તોયે મૌન નહીં તોડવાનો સ્વભાવ જાળવી રાખવા તેમણે માણસની ભાષાભિવ્યક્તિમાં રસ નહીં લીધો હોય. એક વાર આ માણસ પૃથ્વીની, પ્રકૃતિની અભિવ્યક્તિ સમજવામાં રસ લેતો હતો, પામી શકાય એવા એના અંશને એ પામતો હતો, પણ એણે ભાષા ગોઠવી દીધી તે પછી પૃથ્વીને શું, એના રચનારને પણ ભાષામાં ગોઠવી દે છે, ક્યાંક ક્યાંક તો બરાબર ફીટ કરી દે છે.

ખૂણો એટલે શું ? ચોરસની બે લીટી જ્યાં મળે છે ત્યાં આપોઆપ ખૂણો રચાઈ જાય છે ! જોયું ? માણસ બે લીટીના છેડા મેળવવાનું એક કામ કરે છે અને આપોઆપ ખૂણો રચવાનું બીજું કામ થઈ જાય છે ! એમાં માણસના ચમત્કાર કરતાં માણસે રચેલી ભાષાનો ચમત્કાર વધારે લાગે છે.

મારા લંબચોરસ ઓરડાને માત્ર ત્રણ જ ખૂણા અત્યારે છે. ભાષાવિદ વાંધો લેવાનો કે એમ હોય જ નહીં ! પણ ભાઈ મારા ઓરડાના એક ખૂણે ખૂલતું ને બંધ થતું બારણું છે, એ ખૂલે છે ત્યારે ખૂણો પણ ખૂલી જાય છે, તે રહેતો જ નથી, ખુલ્લા બારણેથી ચાલ્યો જાય છે પણ એ એટલો ઘરરખુ કે ઓરડારખુ છે કે રાત્રે બારણું બંધ થાય છે ત્યારે તે પોતાના સ્થાને આવી

જાય છે ! ખૂણાને પણ ઓરડામાં રહેવાનું મારી જેમ ઠીક લાગતું હશે ! એ ચોથો ખૂણો બહાર ગયા પછી બંધ બારણે આવી બેસે છે પણ બહારના અનુભવ કે પ્રવાસની વાત બીજા ત્રણ ખૂણાને કહેતો જ નથી ! કાનમાં કહેવાની વાત એની પાસે હોય પણ બાર-દસ ફૂટના અંતરે આવેલા ત્રણ ખૂણાને એ કાનમાં કહે પણ શી રીતે ?

એક ખૂણે ટેબલ છે તે એની ઇચ્છાથી નથી – મારી ઇચ્છાથી પણ નથી, બસ મારી સગવડો છે એમ એક સગવડે હશે. એ ખૂણો પોતાને સાક્ષર અને બીજા ખૂણાઓને નિરક્ષર કહેતો નથી. એ યોગી ન હોવા છતાં અનાસક્ત છે ! આ માણસે, વળી તે કંઈક ઠીક હોવાનું એને મળવા આવનારા પરથી લાગે છે – તેથી હું મળતાવડો છું અને બીજો ખૂણો એકલતાથી ઝૂરે છે એવું એ કહેતો નથી – એ ખૂણો એટલો સારો છે કે એણે 'માણસ' હોવાનું પસંદ કર્યું નથી ! એના રચનારને એ ઈશ્વર કે વિશ્વકર્મા કહેતો નથી, મંદિરે જઈ શકે નહીં, ઘંટ વગાડી શકે નહીં એટલે વળી કોઈને ઈશ્વર, વિશ્વકર્મા શું કહેવા ! – એવું ડહાપણ એણે જાળવી રાખ્યું હોય.

જોશીના દરેક વાર્ષિક વર્તારામાં ધરતીકમ્પ અને તોફાનની આગાહી આવે છે છતાં એ ખૂણો રહ્યો છે અને સાચે જ ધરતીકમ્પ ન થાય તો એ મારા પછી પણ રહેશે ! અહીં જે તટસ્થ છે તે વધારે ચિરંજીવ હોય છે ! એ ખૂણાના ઉપલા ભાગે બારી અને ચોકઠામાં લોખંડના આડાઅવળા સળિયા છે એટલે એ બારણાના ખૂણાની જેમ બહાર જઈ શકતો નથી, પણ હું બીજા બે ખૂણા કરતાં પ્રકાશની નજીક હું નથી પણ પ્રકાશ મારી નજીક છે એમ કહી શકું ! એનું ડહાપણ જોઈ કોઈ પૂજ્યની ચરણરજ માથે મૂકવા કરતાં એ ખૂણાની ધૂળ મારા માથે મૂકવાનું મન થાય એવું છે...

વિધવાવિવાહ શરૂ થયા પછી સધવા એવી ચીજો ખૂણો પાળતી નથી, ખૂણો પળાવવામાં આવે છે. તેને એથી ક્ષોભ થતો નથી કારણ કે જે ખૂણો હોય તે જ પોતે ન દેખાય તો પણ, પોતે નજર કર્યા વિના આખા ઓરડાને જોઈ શકે છે ! કાચનાં વાસણ ખૂણે કેમ મુકાય છે ? મહેમાન આવે ત્યારે તો તે નાસ્તાના ટેબલ પર પ્રદર્શનની ચીજની જેમ આવે છે ! કેટલીક ચીજોને પ્રાસંગિકતા એ જ જીવન હોય છે – નેતાઓની જેમ, ભેદ એટલો કે તેઓ

ઠેબે ચઢે તોયે, કાચનાં વાસણની જેમ ભાંગી જતા નથી. કાચનાં વાસણ પોતાનો અનુભવ કહે છે કે જે ક્યારેક પ્રદર્શનાર્થે મોખરે આવે છે તેની જિંદગીનો ઝાઝો સમય ખૂણાના એકાંતમાં જાય છે. કાચનાં વાસણ ખૂબ શાણાં છે, તે જાણે છે કે વચમાં રહે છે તે હડફટે ચઢે છે અને ખૂણે રહે છે તે ખૂણા જેટલા જ સલામત રહે છે ! આમ પણ ખૂણે રહેતી થોડી ધૂળમાં કેટલો બધો સ્થાયી ભાવ હોય છે અને તેથી જ તે કેવી એકંદરે સલામત હોય છે !

ખૂણે કશું ત્રિકોણિયું ગોઠવી ખૂણાને અલંકૃત કરવાને બહાને ઢાંકવાની સાંસ્કૃતિક પ્રવૃત્તિ 'સારાં ઘરોમાં' ચાલે છે પણ સ્વતંત્રતા શક્ય એટલા પ્રમાણમાં સાદાં ઘરોમાં રહે છે – સારાં ઘરોમાં નહીં !

બંધ ખૂણો એ ખૂણો જ નથી ! બંધ માણસ ખુલ્લો ન હોય એવું ખૂણાનું પણ છે અને માણસ પોતાનો કોઈક ખૂણો બંધ રાખતો હોય તો પણ, દિવાળી પહેલાં બધું ખસેડાય છે, સ્વચ્છ કરવામાં આવે છે ત્યારે કોઈ ઢંકાયેલો ખૂણો પણ ખુલ્લો થાય જ છે તેમાં, કહે છે કે માણસનો બંધ ખૂણો કોઈક અવસર – તે ખાનગી હોય તો તો, અવશ્ય ખુલ્લો પડી જ જાય છે ! ઢાંક્યું ઉઘાડું પડે છે, તો ઢાંક્યું ખુલ્લું પણ પડે છે. પ્રશ્ન માત્ર એટલો છે કે કોણ ઉઘાડું જુએ છે અને કોણ ખુલ્લું જુએ છે. ખૂણા વિશે આવી ગોળ ગોળ વાતો તેય ફરતી ફરતી, ગોળગોળ ફરતી પૃથ્વી પર જ થઈ શકે. કહે છે સ્વર્ગમાં માત્ર સીધી સરખી ગેઝેટમાં છાપવા જેવી ચોક્કસ (જડ નહીં !) વાતો જ થઈ શકે છે, ત્યાં ખૂણાની વાત થઈ શકતી નથી, કોઈ વાર કોઈ ચોપડી રાતે બંધ ઓરડે ખૂણેના ટેબલ પાસેની ખુરશી પર બેસી માથા પાછળ આવેલા ગ્લોબના પ્રકાશમાં વાંચીએ એવી ચોપડી જ સ્વર્ગમાં મળતી નથી. સ્વર્ગમાં ખૂણો હોય તો પણ હોતો નથી !

## હીંચકો / અલગારી

હેમંતની સવાર. પણ ગઈ કાલ કરતાં એના ત્વચાસ્પર્શ, માનસસ્પર્શ જુદા છે. રાત્રે છાતીએ વળગાડેલું સ્વેટર ઉતારી નાખું છું, ધીમી ગતિએ ઇલેક્ટ્રિક ફેન ઑન કરું છું... રાત્રે નિરાંત, આયાએશથી પોઢેલો મધ્યમ વર્ગનો માણસ ઊઠે છે અને કોઈ સાદા ગમે નહીં એવા વિપરીત સમાચાર જેવી આજની સવાર છે અને સ્મૃતિ અનાયાસ ભૂતકાળમાં સરી જાય છે, સ્મૃતિને પ્રત્યેક દિશા ગાઉના ગાઉ, માઇલ સ્ટોનોને ઠેકીને અવાજની ગતિએ નહીં, ઊગેલા સૂર્યનાં કિરણને પૃથ્વી પર આવવાની ગતિ મળી છે એવી ગતિ કરી જાય છે...

ગ્રીષ્મની અકળાવનારી સજાગ બેચેન રાખતી મધરાત... આંખમાં ઊંઘ નથી. હાથ, જમણો હાથ પંખો હલાવ્યા કરે છે અને પાસેના ખંડમાંથી કીચૂડ... કીચૂડ... એવો ધીમી ગતિએ અવાજ આવ્યા કરે છે... ઉત્કટ નહીં. ઉત્તપ્ત મધરાત... સામી દીવાલે બાંધેલી ડોરીને ખેંચીને ડોશીમા હીંચકાને બે દિશામાં થોડે દૂરની ગતિ કરાવે છે. સવારે ડોશી કહેશે : 'દીકરા, હીંચકાના કડામાં તેલ પૂરી દેજે...'

હીંચકો... એ પણ એક આગવી, ઘરની ઓળખ-પિછાન... ખાલી, સ્થિર હોય તોયે એના પર પાનનો દાબડો તેમ તિમરુનાં પાન, તમાકુ, દીવાસળીનો લાકડાનો દાબડો, ખુલ્લા મોઢાનો પડી રહે. સ્ત્રીવર્ગના પરિચિતો આવે, વડીલોના પરિચિતો આવે. પાન-બીડી સાથે વાતનો વ્યવહાર ઝૂલતા હીંચકે ચાલે... મનેય રાત્રે હીંચકે સૂવાનો હરખ પણ

ઊંઘમાં પડી જવાની શક્યતાએ પ્રતિબંધ... પણ દિવસે ઓરડે કોઈ ન હોય ત્યારે ઝૂલણા છંદની ગતિએ નહીં, ગુલબંકી છંદની ગતિએ હીંચકાને બંને દિશાએ હિલોળીએ... જીવનની જન્મમરણ જેવી બે જ દિશા તેમ હીંચકાને બે જ દિશા ! એ દોઢ બે ફૂટ ઊંચે લઈ જાય બંને દિશાએ અને પાછા ઠેરના ઠેર – સપાટી પર આણી દે...

ખાટલાની લંબાઈ જેટલા સવા દોઢ ઇંચ જાડા માત્ર બે પહોળાં પાટિયાં, સાગના જોડી દીધેલાં... બંને સુબદ્ધ પણ પહેલા ઉનાળે બે વચ્ચે અવકાશની લકીર ખેંચેલી અને સૌથી પ્રથમ એ ઘરની જાણ માંકડોને થયેલી : કડાને તેલ પીવડાવવાનું અવકાશની લકીરને બર્માથી આવતું ભૂરી ઝાંયનું કેરોસીન... ઘરમાં તેલની તેમ ગ્યાસતેલની કુપ્પીનું સહઅસ્તિત્વ ! આજે તો ઓરડે પડેલી ટિપોય પણ આવતાં જતાંને અડચણ-આડશ લાગે છે પણ ઓરડા વચ્ચે આડા આદમકદનો હીંચકો આવતાં જતાંને આડે ન આવે – સાઇડવર્ક કરતા આવજા કરે ! કોઈક કારણે આવનાર ગાદી-તકિયાની બેઠકે જાય પણ 'મળેલા જીવ' હીંચકે બેઠક જમાવે ત્યારે હીંચકો બેઠો નહીં, બંને દિશામાં ઝૂલણા છંદે ગતિ કરતો હોય, ઝૂલણા છંદ માત્ર આગલી દિશાએ જ, 'જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા...' બોલતો કેમ ગતિ કરતો હશે ? જન્માષ્ટમીએ તો લાલજી થઈને હીંચકાને હીંડોળો બનાવી નિરાંતે ઝૂલે છે !

બાળકોમાં પોતામાં જ વડીલની ગેરહાજરી હોય છે એટલે કાનૂડો જસોદાની ગેરહાજરીમાં જ ભટૂરિયા દોસ્તો સાથે લીલા કરે એમ નારીવર્ગ ઘરના પાછલા છેડે આવેલા રસોડે અન્નપૂર્ણા બનવામાં રત હોય, વડીલ બજારે ગયા હોય ત્યારે દોસ્તો ભેગા થઈને બંને દિશામાં જતાં વાવાઝોડાની જેમ ગોકીરો કરતા ઝૂલીએ... હા, વહેંચીનું ખાવાનું હોય ત્યારે હીંચકો મંદાકાન્તા થઈ જાય પણ અમારા શબ્દો કોઈ પણ છંદની લય-બંદીશમાં જકડાય નહીં એવા અડાબીડ અને ઉત્તુંગ.

હીંચકાનો દિશાભ્રમ ભાંગવાનાં પરાક્રમ પણ થાય. આગળપાછળની જેમ ડાબીજમણી દિશાએ મચકોડી, મચકોડીને ખિલખિલાટ ઊંચાનીચા થઈએ... હીંચકાની સપાટી જમણેડાબે જઈને ઢોળાવ થાય અને હકડઠઠ

અડોઅડ અડાબીડ બેઠા હોય તેમને ડાબાજમણા સ્કંધે ઢળવાની ખાસ્સી મઝા. 'અલ્યાઓ !' રસોડેથી સાદ આવે અને હસવાની ઑર મઝા આવે ! કોઈ કવિને શું થીઢનો સૌન્દર્યબોધ નહીં થયો હોય ? રીસ અને ચીજ. બંનેમાં ભાવસૌન્દર્ય હોય છે. અમે છોકરડા કદી ઠાકોરજી થયા નહીં એટલે હીંચકો શ્રાવણી હીંડોળો થયો જ નહીં તે ઠીક જ થયું... ઠાકોરજીની ઠાવકાઈ કાનૂડાને ગળે શું પગેય વળગે નહીં ! જિંદગીમાં હીંચકે બેઠા ત્યારે જમીનને મારેલી પગની ઠેસ કોઈને મારી નથી ! 'ઠેસ અને ગતિ' વિશે હજી કોઈએ નિબંધ કેમ લખ્યો નહીં હોય ? હીંચકાને અને વાડાના કૂવાની ગરેડી પરના દોરડાને બે જ દિશા ! હા, ફેર એટલો કે એકને આગળપાછળ તો બીજાને ઉપરનીચે !

હવેલીનો છોકરો પણ શેરી, આંગણાની કોડી-મણકા, ગિલ્લીદંડાની રમતમાં ભળે એટલે એની પાછળ વડીલોની આગલા ખંડની ગેરહાજરીમાં પ્રવેશીએ નહીં, ઘૂસી જઈએ અને ગાદી અને પીઠવાળા ત્યાંના હીંચકે થોડીવાર સૌ સાથે ઝૂલીને પ્રેમાળ અપશુકન થાય ત્યારે ભાગી આવીએ. અમે સીધા સડક... એટલે અમારા હીંચકાનો ગજ સીધો, પણ પેલો હીંચકો કોતરકામવાળો, સાંકળ કડીઓવાળી અને નીચે કડામાં તો કોઈ પંખીનો આકાર ! આમ હીંચકો ભેદમાર્ગી પણ બંને હીંચકે ઝૂલનારા અભેદમાર્ગી ! બીજી નવરાત્રિએ માંડવીના ચૌધરીઓની, ઘેરૈયાઓની ઘેર, માતાજીના ગરબા ગાવા આવે, આંગણે રમ્યા પછી ઓટલા પાસેની પ્રવેશદ્વારની ભીંતે ડાંડિયા ઠોકીને હૂ...હુ...હુ...હુ... કરતી પ્રવેશે ત્યારે મોઢે મેશ ચોપડેલી, પીઠે મોટો ઘંટ લટકાવેલી 'ઘેરની બિલાડી' ધરતીકંપ જેવી નહીં તો વાવાઝોડા જેવી તે ગરબો રમાડવાને બહાને આખ્ખા હીંચકાને રમાડી જાય. ઉપર ચઢી કૂદે, હચમચાવે... ડોલાવે અને 'જય અંબે !'

એક દિવસ કોણ જાણે શું શૂર છૂટ્યું, ઘરમાં સાવ આછી હાજરી, તેય વળી બીજે એટલે એકલાએ હીંચકે બેસી એના આગલાપાછલા છેડાને છત સાથે અડાડવાનો સરકસી ખેલ શરૂ કર્યો અને રણચઢ્યો રજપૂત પાછો હઠે ? ગમે એટલી ઝડપી ઝોલાની ગતિએ આગળપાછળ કરું પણ છત બેત્રણ ફૂટ ઊંચી અને અવળી જ રહે... એ અંતર દૂર કરવામાં હીંચકો સામી દિશાએ

ઊંચા નિશાને પહોંચતા હું જ ગુલાંટ ખાઈને ભોંય પડી પડછાયો… કરોળિયા જ જાળું કરતાં પછડાય એવો કોઈ પ્રતિબંધ હતો જ નહીં ! અને મારા પડવાથી ખાલી હીંચકો એટલો રાજીરાજી કે ક્યાં સુધી એકલો એકલો ઝૂલ્યો… જમીનવગો પણ ભોંયવગો, ઊંધા માથે શરીરે ઝંપલાવેલું એટલે મોઢું છુંદાયું, દાંત ભાંગ્યા પછી આવેલા તાવે ત્રણ દિવસ પથારીમાં સસડતા કાઢવા પડ્યા…

અલૂણા, ગૌરીવ્રતના દિવસોમાં અમારે, છોકરાઓને ફરજિયાત 'હીંચકાવિરહ' ભોગવવાનો ! આમ તો અમે હીંચકે બેઠાં જમીન સિવાય કોઈને પગની ઠેસ મારી નથી, બંધ, નહીં ખૂલતા બારણાને પણ ! જમીને બધી ઠેસનો ટોટલ કરી જાણે હિસાબ ચૂકતો કરી દીધો ન હોય. હાથના કર્યા હાથને વાગે પણ આ તો, પગના કર્યાં મોઢામાથા અને શરીરને વાગ્યાં !

અલૂણા વ્રતના દિવસો આવે ત્યારે હીંચકા પરનો અમારો અધિકાર મોકૂફ રહી જાય ! પૂજાવિધિ પતી જાય ત્યારે ઘર પાડોશ અને સમાય એટલી શેરીની છોકરીઓ હીંચકાનો સાધિકાર કબજો લઈ લે અને પોયરાઓને હસતાં હસતાં ડીંગો બતાવે ! એનો બદલો અમે એમના હાથમાં સૂકા મેવાની આહારચીજો ચીલઝડપથી તફડાવીને હસતા હસતા નાસી જઈએ. પણ છોડીઓને પરાજયનો ડંખ નહીં, અને અમને વિજયનો ગર્વ નહીં ! સૂકા મેવાની ઓળખ અમને બાળાઓના અલૂણા વ્રતમાં થતી અને વ્રત નહીં કરતા નાના છોકરાઓને પણ થોડો પ્રસાદ મળતો. બાળાઓ આખા દિવસમાં કોણ જાણે કેટલી વાર ગોરમાના વર કેસરિયાને નદીને ન્હાવા મોકલે ! એને શરદી નહીં થતી હોય ? એક સાથે ઘણી બાળાઓનો કલાકો સુધી એકધારો પરિચય થાય, પોતામાં રહેલી અને એમનામાં રહેલી અજાણી રમૂજો પ્રગટ થાય એટલે પરિચિત થાય, 'અલ્યા, કોઈનું લેવા ઝૂંટવવાનું નહીં, અમારી પાસે માગી લેવાનું' એવું આશ્વાસન નહીં, પ્રોમીસ ઘરમાંથી મળે. બાળાઓના પગની ઠેસોથી નીચેની ધરતીને પણ અવનવાં સ્પંદનો થતાં હશે, અમારા પગનો ઠેકો નહીં ઠેસ, બાળાઓના પગનો તો ગીતમાં આવે એવો ઠેકો ! એમની જાગવાની રાત, અમારે જાગવાની રાત બની જાય. મોળાકતના દિવસો કોઈ વાર તો બંને દિશામાં ભરચક બની

જાય પણ તમે અમને પીઠ બતાવો છો ? એવી વઢવાડ આગલી હરોળ કરે નહીં. એ દિવસોમાં ઓળખીતા આવે તેમને જુદી બેઠક પર બીડી ફૂંકવાની અને પાનબીડાં ચાવવાનાં. આપણે ત્યાં તો શ્રાવણમાં ઝૂલા નથી હોતા બાળાઓ માટે, પણ ગૌરીવ્રતના હીંચકા તો હતા, પણ હવે તો એયે ગયા ! હીંચકે બેસી હાથ પર મેંદીની ભાત પડાવતી છોકરી એ હીંચકાબેઠકનું દૃશ્ય હવે માત્ર સ્મૃતિમાં.

કુટુંબવિનોદ વાર્તાવિનોદનો ઉછેર અને વિકાસ હીંચકે થતો હતો, તે આગળ વધી ઓટલા પરિષદમાં થતો... હવે ઘરમાં હીંચકો હોય તો આજે વચમાંથી કાઢો, ઘરો એટલાં સાંકડાં થઈ ગયાં છે અને પહેલાના ઓટલા અને રાત્રે તેના પર બેસતી પરિષદ એના અનપાર્લામેન્ટરી ચર્ચાવિષયો માત્ર સ્મૃતિ છે, હોય તો તે ગામડાના કોઈ ફળિયે હશે. વ્રતના દિવસો પછી હીંચકો સૂનો પડે તેની ઉદાસીનતા ઘેરી વળે અને પોતાનેય હીંચકે બેસવું ગમે નહીં, કિલ્લોલ જાણે ચાલ્યો ગયો એવો, નામ પાડ્યા વિનાનો વિષાદ રહ્યા કરે, અને સાચું કહું તો, હીંચકાની સ્મૃતિ સાથે ઊંડી, કરુણ સ્મૃતિ પણ જોડાયેલી છે.

કોણ જાણે એ બાળપણ કેવું કે એ ગાળામાં કુટુંબમાં ઘણાં મરણ થયેલાં તે બાળકને અબુધ રહીને થતી લાગણી નહીં સમજાતાં મૂંઝાવા અકળાતા અને રડી પડવાનું ! મોટેરા એ સમજે એટલે છોકરાને આઘાપાછા કરે પણ છોકરાનો જીવ તો જે બન્યું તેમાં હોય; એ છાનોછપનો ખૂણે રહીને અબુધપણે બધું જુએ.

ઘરમાં મરણ થાય એટલે હીંચકો છૂટી જાય, સાંકળો ખૂણે મૂકાય અને હીંચકાને ધોઈ કે સ્વચ્છ કરીને જમીન પર મૂકવામાં આવે અને મરનારને કથરોટમાં નવડાવી નવાં કપડાં પહેરાવી હીંચકા પર સુવડાવે, પાસે દીવો કરે, પછી પોક મૂકે... બાળક સ્તબ્ધ... શું બને છે કે બન્યું છે તે ન સમજાતાં મૂઢ, અબુધ ! 'મરનારને ખાટલેથી જમીન પર લ્યો' એમ કહેવાય એનો અર્થ કે એમને જમીન પર મૂકેલા હીંચકે પોઢાડો. જે જીવ હીંચકે ઝૂલ્યો હોય તે છેલ્લું શયન હીંચકે કરે... સાથે રમેલા અને વારંવાર એને ચીઢવેલીયે એવી ભાઈની મારાથી નાની દીકરીને હીંચકે પોઢાડેલી તે અને મસાણે

ચિતા પર પોઢાડેલી ત્યાં સુધી બંધની પાળ કંઈક તો ટકે છે પણ મારા હાથે જ એને દાહ દેવાયો એ ઘટના બની ત્યારે અને સાંભરે છે ત્યારે મૂઢપણે શૂન્ય નજરે સામી દિશાએ જોયા કરું છું, ચિતા જોઉં છું અને જમણો હાથ બળવા માંડે છે.

ત્યારે શેરીમાંથી પસાર થઈએ શેરીના કોઈ બારણે, ઓટલે હીંચકો ધોઈને ઊભો કર્યો દેખાય તે સૂચવે કે આ ઘરમાં કોઈનું મરણ થયું છે. હીંચકો મરણનો મલાજો રાખતો... વૈષ્ણવ મંદિરમાં ઠાકોરજીના હિંડોળા સાથે આવા વિવિધ હૃદયસ્પર્શી અને હૃદયવિદારક સંદર્ભો જોડાયેલા છે કે કેમ તે હું જાણતો નથી. જીવંત હોવાનો કીમિયો એ છે કે તેની સાથે જે જોડાય છે તે પણ જીવંત બની જાય છે, જીવંત બની રહે છે.

સંદર્ભ છે એટલે સ્મૃતિ છે અને સ્મૃતિ છે એટલે સમય છે.

શ્રાવણમાં મંદિરે હિંડોળો ભરાવાનો છે એ સાંભળી મને વિશેષ એવું કંઈ થતું નથી, પણ ગૌરીવ્રતમાં 'હીંચકો ભરાવાનો છે' એવું સાંભળવા માટે આતુર છું.

ગુજરાતીના જીવનનું એક પ્રતીક અદૃશ્ય થઈ ગયું લાગે છે.

## ફોલ્ડીંગ / હરબન્સ પટેલ

કાળીદાસ કાકા એક વાર ઘર શોધતા શોધતા મારે ત્યાં આવી પહોંચ્યા. મને ખબર હતી કે એ પિતાજીના ઓળખીતા હતા પણ ખાસ મિત્રોમાંના નહિ. એટલે એ જ્યારે મારે ત્યાં આવ્યા ત્યારે મને થોડી નવાઈ લાગી પણ વડીલ હતા. એટલે માનપૂર્વક બેસાડ્યા. ભારતી પાણી આપી ગઈ. મેં ભારતીનું અને બાળકોનું ઓળખાણ કરાવ્યું કે તરત જ એમણે મારા લગ્નમાં નહિ આવી શકેલા તેનો વસવસો જાહેર કર્યો ને સાથે-સાથે આટલાં વર્ષે મળવાનો સંજોગ ઊભો થયો તેનો આનંદ પણ ! પછી આજુબાજુ જોઈ કહે,'વ્રજલાલ દેખાતો નથી. બિમાર છે કે શું ?'

'પિતાજીને તો ગુજરી ગયે ચાર વર્ષ થયાં' મેં કહ્યું, 'એમ ? મને ખબરેય ના પડી ? હા, તારા બા ગુજરી ગયાં એ સાંભળ્યું'તું.' એમ કહી થોડી વાર અફસોસ કરતા હોય એમ મૂંગા રહ્યા. પછી કહે, 'તારો બાપ તો મારો લંગોટિયો. અમે સાથે રમેલા ને સાથે ભણેલા. બૌ હારો મોણહ. પણ એનું શરીર તો મારા કરતાં હારૂ હતું. વ્હેલો ગુજરી ગયો ?'

હું મૌન રહ્યો. પછી એમની સામે આશ્ચર્યથી તાકી રહેલા નાનકાને એમની થેલી અંદર મૂકવા સૂચના આપી અને જાહેર કર્યું કે પોતે બે દિવસ રહેવાના છે.

મને નવાઈ લાગી અને અણગમોય થયો પણ કાળીદાસકાકાએ તો ધામા નાખ્યા. થાય શું ?

થોડી વાર પછી ભારતી ચ્હા લઈને આવી તો કાકા કહે : અરે ચા મેલી

દીધી ? મને પૂછવું તો હતું ? મને ડાયાબીટીસ છે. સાવ મોળી પીઉં છું.

ભારતી ઝડપથી રસોડામાં પાછી ફરી ને કાકા માટે બીજી મોળી મૂકી લાવી. ચાનો કપ લેવા પાછી આવી ત્યારે કાકાએ સૂચના આપી સાંજના વાળુમાં હાંડવો કે ઢોકળાં કે પછી પૂડલા જેવું કશું પોચું જ બનાવજે બહુ ધમાલ ના કરતી અને કેરીની સીઝન છે એટલે રસ બીજું કૈ નૈં. દૂધ ( સૂતી વખતે પીશ, હા, તું તારે સવારે વેઢમી, દાળભાત કઢી જે બનાવ હોય તે બનાવજે. પછી મારી સામું જોઈ કહે.' ડૉક્ટરો તો બિવરાવે. ગ( ખાવાની સદંતર ના પાડે છે પણ આપણે ખાધા વિના ચાલે ? બે ગો( વધારે લઈશું.' એટલું કહી પછી કાકો મારી જોડે વાતોએ વળગ્યો. આ ગામ એના મગજમાં ભર્યું હતું તે મારી સામે ઠાલવતો ગયો. હું ગામ- ખાસ કોઈને ઓળખતો ન હતો. વર્ષોથી અમે શહેરમાં રહેતા હતા. કાકો તો બોલ્યા જ કરતો હતો. મારે સાંભળ્યા વિના છૂટકો ન્હોતો. છોકરાં સૂનમૂન થઈ ગયાં હતા. ભારતીએ છોકરાને અંદરના રૂમમાં બોલાવ લીધાં. છોકરાંની પરીક્ષાઓ ચાલતી હતી એમાં આ કાકો...માન ન મા- મૈં તેરા મહેમાન કરીને ટપક્યો હતો.

લગભગ અડધો કલાક મારું મગજ ખાધું તે દરમ્યાન હું લુખ્ખી ટાપશ એમની વાતોમાં – લગભગ વગર સાંભળ્યે. પૂર્યા કરતો હતો. પછી કાક અચાનક ઊભો થઈ ગયો ને કહે : રોજ સાંજ મારે થોડું ચાલવાની ટેવ, તાર આવવું છે ? મેં નકારમાં ડોકું ધૂણાવ્યું એટલે મારા માયકાંગલા શરીર બાબત બે શબ્દો કહી કાકાએ ઘરબહાર પગ મૂક્યો ને મેં હાશ અનુભવી.

એ ગયા એટલે પછી ભારતીના ચડેલા મોંને ઉતારવા અને શાંત પાડવા એને સમજાવી. તોય એ થોડું બબડતી રહી. છોકરાંય અકળાયાં કે અમારી પરીક્ષા વખતે જ આ વિઘન ? બધાને શાંત પાડ્યા પછી રાત્રે કાકાની પથારી ક્યાં કરવી વગેરે ચર્ચાઓ કરી લીધી અને મેં ઘરનાં સૌને આખરી સૂચના આપી કે હસતાંય પરોણો ને રોતાંય પરોણો તે આપણે સૌએ કાકા સાથે વિનયથી વર્તવાનું છે ને બને એટલી એમની સગવડ સાચવવાની છે.

પછી હું ટી.વી ચાલુ કરી સ્હેજ હાશકારો અનુભવતો બેઠો ત્યાં કાકા આવી પહોંચ્યા. ખુરશીમાં બેઠા પછી મને કહે, 'તારે ત્યાં ફોલ્ડીંગ ખુરશી

નથી ? ફોલ્ડીંગ ખુરશીમાં બેસવાની મઝાજ કોઈ ઓર.'

અંદરના રૂમમાં ભારતીએ આં સાંભળ્યું. એટલે અંદરથી ફોલ્ડીંગ ખુરશી લાવીને મૂકી ગઈ. કાકા ઊઠીને એમાં બેઠા ને ભારતીને પાણી લાવવા આદેશ આપ્યો. પછી મને કહે. 'સમાચાર મૂક. તમે આજકાલના જવાનિયા આ બધું નાચાનાચ જોવાની ટેવવાળા.'

મેં ઝડપથી ચેનલ બદલીને સમાચાર મૂક્યા. સમાચાર જોતાં જોતાં કાકા રાજકારણ ઉપર ચડી ગયા ને નિર્ણય જાહેર કર્યો કે આજનું રાજકારણ સાવ બગડી ગયું છે. પછી એમના જમાનામાં એમણે મોરારજીભાઈને મોંઢામોંઢ ક્યારે ક્યારે શું શું અને ક્યાં ક્યાં સંભળાવી દીધું હતું. એની વિગતે વાતો કર્યા કરી.

રસોઈ તૈયાર થઈ એટલે ભારતીએ રસોડામાંથી જ જમવાનું આમંત્રણ આપ્યું. કાકા હાથ-મોં ધોવા ઊઠ્યા. હાથ-મોં ધોયા પછી એમની થેલી મંગાવી એમાંથી દવાની ગોળીઓની ડબ્બી બહાર કાઢી ત્રણ-ચાર ગોળીઓ ગળી લીધી. પછી ડાઈનીંગ ટેબલ પર આવી બેઠા. ભારતીએ ઢોકળાં ને રસ પીરસી થાળીઓ ડાઈનીંગ ટેબલ પર મૂકી ત્યાં કાકા કહે :'અથાણું કાઢજો, ગુંદાનું અને પાપડ ના શેક્યો હોય તો શેકજો હો.' પછી મને કહેઃ 'આ ડાઈનીંગ ટેબલ મને ગમ્યું. ફોલ્ડીંગ છે ને ? મેં હકારમાં ડોકું ધુણાવ્યું એટલે મને કહે 'અમારા વિનુને ત્યાંય ફોલ્ડીંગ છે.' વિનુ એમના પુત્રરત્નનું નામ હતું.

જમતાં જમતાં કાકા બોલતા રહ્યા ને જમવા માટે અમને આગ્રહ કરતા રહ્યા. અમે જાણે એમને ત્યાં મહેમાન હોઈએ એવો ઘાટ લગભગ થઈ ગયો હતો ! જમી રહ્યા એટલે કાકાએ બેઠક ખંડમાં મૂકેલી ફોલ્ડીંગ ખુરશીમાં જમાવતાં નાનકાને કહ્યું,'એક તમાકુવાળું પાન લઈ આવ.' પછી મારી સામું જોઈ કહે,'આપણને જમ્યા પછી પાન ખાવાની ટેવ. તું ખાય છે કે નૈ' નકારમાં ડોકું ધુણાવ્યું ને નાનકાને પાન લાવવા પૈસા આપ્યા.નાનકો પાન લેવા દોડ્યો.

ત્યાં કાકો મને કહે,'તમને લોકોને જીવતાં જ નથી આવડતું, થોડા મોજશોખ કરી લેવા !'

કાકા રાત્રે અગિયારેક વાગ્યે સૂવા ઊઠ્યા ત્યારે પહેલા કાચનો એક કટોરો મંગાવ્યો. એમાં પાણી ભરી દાંતના બન્ને ચોકઠાં મૂક્યાં. પછી જમણા પગે લાકડાનો પગ બેસાડ્યો હતો તે છૂટો કર્યો. ત્યારે જ અમને ખબર પડી કે એક પગ ફોલ્ડીંગ હતો. ને નાનકાને ઠેકાણે મૂકવા આપ્યો. પછી પહેરણ કાઢ્યું તો કમ્મરે બાંધેલો મેડીકલ બેલ્ટ નજરે પડ્યો ! એને હળવેથી કાઢ્યો ને ઠેકાણે મૂકવા આપ્યો. પછી ગળે બાંધેલો મેડીકલ સળીયાવાળો પટ્ટો કાઢ્યો પછી કોન્ટેક લેન્સ કાઢીને દાબડીમાં મૂક્યા.

મોંમાં દાંત વિનાનો એક કપાયેલા પગવાળો, ગળા પર અને કેડે મેડીકલ પટ્ટાઓવાળો આંખમાં કેન્ટેક લેન્સ બેસાડેલ 'ફોલ્ડીંગ' 'કાકો'. સવારે આવ્યો ત્યારે તો અપટુડેટ ભાગતો હતો. પણ અત્યારનું એનું આ સ્વરૂપ દયાજનક હતું. અમે સૌ તાજ્જુબ થઈને 'ફોલ્ડીંગ' કાકા સામે જોઈ જ રહ્યા હતા ત્યાં એમણે હળવેથી માથા ઉપર મૂકેલ વીગ કાઢી અને મને ઠેકાણે મૂકવા આપી !

## ફૂંક / ભગીરથ બ્રહ્મભટ્ટ

ફૂંક એ ઉચ્છ્વાસનો આવેગ માત્ર નથી. પણ હૃદયમંદિરમાંથી બહાર આવેલો જીવનમંત્ર છે. એ દિલની દીવાલ પર ચઢેલી હવાની નાજૂક નમણી વેલ છે, ફેફસાંમાંથી નીકળતી હવાની હળવી લકીર છે. એમાં મર્મ છે. બાળકને સ્હેજ વાગે ત્યારે એની મા ફૂંકનો કેવો અસરકારક પ્રયોગ કરતી હોય છે? એક જ ફૂંક રડતા બાળકને એ શાંત કરી શકે છે. બાળક શાંત થઈ જાય છે. ફૂંક એટલે હૃદયમાંથી નીકળેલી હેતાળ હવા જે દવાનું પણ કામ કરે છે.

જંગલોમાં સૂસવાટાભેર પવન ફૂંકાય છે ત્યારે કેવું સંગીત સંભળાતું હોય છે. સંગીતના મૂળમાં જ ફૂંકનો મહિમા છે. પાણીને મંતર મારીને કેટલાક સાધુઓ અસાધ્ય રોગો ઉપર કાબૂ મેળવવાના કિસ્સાઓ આજે પણ બને છે, એ કીમિયાગરોની ફૂંકમાં એવી તો કઈ દવા હશે?

ભૂંગળી, વાંસળી એ ફૂંકને ઝીલનારી સુખ્યાત ફૂંક નલિકાઓ છે. ઠરી ગયેલા ચૂલાને સળગાવવા મારી મા જ્યારે જ્યારે ભૂંગળી હાથમાં લેતી અને પછી એની નસો ખેંચાય એમ ચૂલામાં ફૂંકતી ત્યારે બુઝાઈ ગયેલો અગ્નિ પ્રજ્વળતો, અને અમારા ઘરમાં, અમારા ઉદરમાં એ ફૂંકની મદદથી પ્રકાશ પથરાતો! કેટલું મોટું કામ કરે છે ફૂંક!! જે ફૂંક મારીને ઝળહળતો દીવડો રામ કરી શકાય, એ જ ફૂંક વડે અગ્નિને પ્રજ્વલિત પણ કરી શકાય, એમાં વૈચિત્ર્ય કરતાં વૈશિષ્ટ્ય વિશેષ છે. આમ ફૂંક એ સજીવની સાબિતી છે.

સોની એની ભૂંગળીની મદદથી ફૂંક મારી મારીને સોનાના ઘાટ ઘાટના ઘરેણાં ઉતારતો હોય છે. ત્યારે કેવા દર્શનીય ઘાટ ઘડતો હોય છે! કૃષ્ણ ભગવાન ગોપીઓમાં, ગોપોમાં અને વ્રજવાસીઓમાં અતિપ્રિય થઈ ગયા, કેમ? એ પણ વાંસળીને પ્રતાપે. વાગતી વાંસળીના પ્રતાપે. વાંસળીને આલાપ આપવાનું કામ ફૂંક કરે છે!

ભાષા એ ધ્વનિતંત્રની સિદ્ધિ છે. એના મૂળમાં તો ફૂંક છે. ફેફસાંમાંથી બહાર નીકળતી હવા દ્વારા જે અવાજ આકારિત થતો હોય છે. ફૂંકને પ્રતાપે જ ફેફસાંમાંથી બહાર નીકળતી હવા ધ્વનિઘટક કે રૂપઘટકનું સ્થાન પામે છે. પ્રત્યેક ઘોષ-અઘોષ ધ્વનિના મૂળમાં તો ફૂંક છે. ફૂંક એ તો ધ્વનિના

જન્મ સાથે જોતરાયેલી અભિન્ન ઘટના છે. સ્વરના મિશ્રણ વગર કોઈ પણ વ્યંજન ઉચ્ચારી શકાતો નથી. એ નિયમના મૂળમાં તો એમ જ છે કે કોઈ ફૂંક સિવાય કશું જ બોલી શકતું નથી. આખો વાક્વ્યવહાર ફૂંકનો ઋણી છે. વાણી જ્યારે વૈખરી બને છે ત્યારે એ પરા, પશ્યન્તી અને મધ્યમાં હોતી નથી પણ એ તો બધા જ ફૂંકના જ પ્રકારો થયા ને ? ફૂંકનું ગંગોત્રી સ્થાન એટલે પરા. ફૂંકનું બીજું સ્વરૂપ પશ્યન્તી એથી આગળ નીકળેલું રૂપે એટલે મધ્યમા અને ફૂંકનું બાહ્ય રૂપ એ વૈખરી.

ફૂંક વડે મુરલી વગાડી મદારીઓ પેટિયું રળે છે. આખો એ સમાજ ફૂંક ઉપર નભે છે. ઉંદર ફૂંક મારી મારીને ખોરાક શોધે છે.

એકાદી ફૂંકથી વાગતી હળવી સિસોટીઓ-સિસકારા કામોત્તેજના માટે કેટલા બધા ઉપકારક બન્યા છે. ગરમીમાં આવેલી ભેંસો ઉપર પાડાનો પ્રભાવ ફૂંકની સહાયથી ઉદ્દીપકનું કામ કરે છે.

હવે તો એમ જ કહેવાની ઇચ્છા થાય છે કે સંગીતકલા ને શબ્દકલાના મૂળિયાંમાં ફૂંકનો જ વિકાસ થયો છે. ફૂંક એ પ્રાણ છે. એથીય સૂક્ષ્મ ઢબે જોઈએ તો હૃદયધરાનું બી છે, એ બીજનો વિકાસ એ વ્યક્તિનો વિકાસ છે, સમાજનો વિકાસ છે, સંસ્કૃતિનો વિકાસ છે. પ્રત્યેક અવાજનો ગર્ભ એ ફૂંક છે એમ કહેવું કાંઈ ખોટું નથી.

પ્રાણાયામની ઘટનામાં શ્વાસોચ્છ્વાસની ગતિ ફૂંક કોટિની દેખાય છે. એટલે આપણે એમ જરૂર કહીએ કે આખું જીવન જો યોગ હોય તો ફૂંકને કારણે જ. બાળક જન્મે છે ત્યારે કેટલાંયે કુટુંબોમાં કાનમાં ફૂંક મારવાનો વિધિ થતો હોય છે. ગુરુમંત્ર પણ એ જ રીતે અપાતો હોય છે. એ વિધિમાં સાત્ત્વિકતાનો પિંડ કઈ રીતે ફૂંકમાં સમાવિષ્ટ થઈ સંક્રાન્તિ પામતો હશે ?

## ક્લેમ / મોહન રાકેશ

*અનુવાદ : શરીફા વીજળીવાળા*

સ્ટેન્ડ પરથી ઘોડાગાડી ચાલી ત્યારે એમાં કુલ ત્રણ જ મુસાફર હતા. આઘેથી બસ આવતી દેખાઈ ગઈ ન હોત તો સાધુસિંહ હજી થોડી વાર સુધી ચોથા મુસાફરની રાહ જોત. પણ બસ આવતાંની સાથે જ ઘોડાગાડીમાં બેઠેલા લોકો ઊતરી ઊતરીને બસમાં ચાલ્યા જતા હતા. એટલા માટે બસ સ્ટેન્ડ પર પહોંચે એ પહેલાં જ ઘોડાગાડીને ત્યાંથી લઈને નીકળી જવું જરૂરી થઈ પડતું. બસ ન આવવાની હોય ત્યારે લોકો ગમે તેટલી ઉતાવળ કરે તોય ચાર જણ ન થાય ત્યાં સુધી ધરાર એ ઘોડાગાડી ન જ ઉપાડતો. બસ, ઓફિસથી મોડેલ ટાઉનના પાંચ પૈસા લેતી હતી. એટલે ઘોડાગાડીઓ પણ પાંચ પાંચ પૈસામાં જ લઈ જતી હતી. આખી ગાડીના મુસાફર મળે તો માંડ માંડ પાંચ આનાના પૈસા થતા હતા. નહીંતર ઘોડાને સવા માઈલ દોડાવીને પણ દસ કે પંદર પૈસા જ હાથમાં આવતા હતા. આજ સવારથી એણે મોડેલ ટાઉનના ત્રણ ફેરા માર્યા હતા તોય હજી એના ખિસ્સામાં સત્તર આના પણ ભેળા નો'તા થયા. જૂનના બળબળતા તાપમાં આમેય ઘોડાનો દમ નીકળી રહ્યો હતો. એટલે દસ દસ પૈસા માટે એને દોડાવવો એ પણ ઠીક નો'તું. પણ એમ કરવા સિવાય છૂટકો પણ નો'તો. આમ પણ લોકો આટલી ગરમીમાં બહુ ઓછું બહાર નીકળતા હતા. પાછી હરીફાઈ બસ સાથે હતી. જે ઓફિસથી મોડેલ ટાઉન પહોંચતાં પાંચ મિનિટ પણ નો'તી લગાડતી.

'ચાલ અફસરા, ચાલ મારા બાપ, ચાલ !' એ ઊભો થઈ લગામને ચાબૂકની જેમ વીંઝતો બોલ્યો. ધોબી મહોલ્લો પસાર કરતાં સુધી એને

આશા હતી કે કદાચને રસ્તામાં કોઈ એકાદ મુસાફર મળી જાય. પણ ઉંબરામાં દોડતી એકાદ-બે ધોબણોને બાદ કરતાં આખો મહોલ્લો સુમસામ હતો. મહોલ્લામાંથી નીકળીને એણે લગામ ઢીલી છોડી દીધી અને વજન સમતોલ કરવા પોતે આગળના લાકડા પર બેસી ગયો.

પાછળથી બસ આવી રહી હતી એટલે પાછલી સીટ પર બેઠેલી સ્ત્રી ગુસ્સે થવા માંડી. 'બેસાડતી વખતે તો ભાઈ-બાપા કરીને બેસાડી લે છે અને પછી ચલાવે છે એ રીતે જાણે સડકનું નિરીક્ષણ કરવા ના નીકળ્યો હોય ! આટલી વાર લગાડવી હતી તો અમને પહેલેથી જ કહી દેવું હતું ને ! અમે બસમાં બેસી જાત. બહુ જરૂરી કામ છે એટલે બાકી આવી ગરમીમાં ઘરેથી નીકળવાની કોને પડી હોય ?

સાધુસિંહ જરા ઊંચો થઈને લાકડા પર વધુ આગળ ખસી ગયો અને જલ્દી જલ્દી લગામને વીંઝવા માંડ્યો. ' ચાલ રે અફસરા, તારી જુવાની પર વારી જાઉં..ચાલ જોઈએ બંદૂકની ગોળીની જેમ ચાલ જોઈએ..આ માઈ નારાજ થઈ રહ્યાં છે. ચાલ અફસરા ચાલ..દોડ જો જરા.. હે તાક્ ! તાક્ ! '

પણ લગામના ઝાટકા ખાઈને પણ અફસરાની ચાલ જરાય તેજ ના થઈ. બે વાર ડોકું આમતેમ મરડીને એ તો પોતાની ચાલે જ ચાલતો રહ્યો. હોર્ન વગાડતી બસ પાછળથી આવી અને ધૂળની ડમરી ઉડાડતી આગળ નીકળી ગઈ.

'જોયું ? બસ નીકળી ગઈ ને આગળ ? મોટો કહેતો હતો કે બસની પહેલાં પહોંચાડી દઈશ...! ' પેલી સ્ત્રી પાછી બોલી ઊઠી.

જવાબ દેવાને બદલે સાધુસિંહ લગામ વીંઝતો રહ્યો અને અફસરો લગામની પરવા કર્યા વગર પોતાની ચાલે ચાલતો રહ્યો.

સવા માઈલ કંઈ લાંબો રસ્તો ના કહેવાય. સૂરજ નમ્યા પછી આ જ રસ્તો ચપટી વગાડતામાં પસાર થઈ જતો હતો. પણ અત્યારે ભરબપોર હતી અને આસપાસ ક્યાંક છાંયો નજરે પડતો હતો. તોય જરાક અમસ્તો, પોતાની અંદર જ સંકોચાયેલ હોય એવો સાવ વેરાન..ડામરની સડક ઠેકઠેકાણેથી ઓગળી ગઈ હતી.આજુબાજુના દોઢ દોઢ માથોડા ઊંડા ખાડા

સૂકાઈ ગયા હતા. સાધુસિંહ વિચારવા માંડ્યો કે હજી તો ઉનાળાની શરૂઆત છે ત્યાં આવા હાલ છે તો આગળ જતાં કોણ જાણે શું ય થશે ?

'ચલ રાજા, ચલ રે પૂતર...તારી જાનની ખેર...ચાલ જોઈએ ગોળીની જેમ...ચાલ તને તારી માના દૂધની આણ છે ચાલ... ! '

ઘોડાગાડીમાં બેઠેલા ત્રણેય મુસાફર કલેમ્સ ઓફિસે જવાવાળા હતા. આગળની સીટ પર બેઠેલા સરદાર કહી રહ્યા હતા કે એમનો સાંઈઠ હજારનો કલેમ મંજૂર થયો છે. એમાંથી અર્ધા પૈસા રોકડા મળશે અને અર્ધા મિલકતના રૂપે. પાછલી સીટમાં બેઠેલી સ્ત્રી રોદણાં રડતી હતી. નખ્ખોદ જાય કલેમ મંજૂર કરવાવાળાઓનું. એનો માત્ર અઢાર હજારનો કલેમ જ મંજૂર થયો છે. ગુજરાંવાલામાં એનાં ચાર મકાન હતાં. અને પોણા વીઘાનો બગીચો હતો. બગીચો જો એક વીઘાનો હોત તો એને વધુ રૂપિયા મળત.જો એને પહેલેથી ખબર હોત તો એ પા વીઘો વધુ લખી દેત...પણ એ લોકો એમની ઈમાનદારીને કારણે માર્યા ગયા. ઘરમાં એની બે જુવાન છોકરીઓ છે. એ બેઉને ઘરમાં એકલી છોડીને એણે રોજ રોજ બટાલાથી જલંધરનાં ચક્કર કાપવાં પડે છે. આમને આમ ચક્કર કાપવામાં એનો પતિ મરી ગયો અને એ પોતે પણ સાજીમાંદી રહે છે.

'ખબર નહીં મારા જીવતેજીવ મને આ કસાઈઓના પૈસા જોવા મળવાના કે નહીં ! મને તો લાગે છે કે હું પણ આ આંટાફેરામાં જ ખપી જવાની, અને મારાં છોકરાં પાછળ કકળતાં રહેવાનાં.' એનો બોલવાનો ઢંગ એવો હતો જાણે એ વાત નહીં પણ કોઈને ફરિયાદ કરતી હોય. એના મોઢા પરના ભાવ જોઈને એવું લાગે જાણે આ ઘડીએ જ એને કોઈ આઘાત લાગ્યો હોય.

એ સ્ત્રીની બાજુમાં જ એક માણસ ચુપચાપ બેઠો હતો. એના કપાળ પર ચિંતાને કારણે કરચલીઓ પડેલી હતી.

'માતાજી, અઢાર હજારમાંથી હજી સુધીમાં કંઈ મળ્યું ખરું કે ? ' આગળ બેઠેલા સરદારજીએ સહાનુભૂતિથી પૂછ્યું.

'માંડ છ હજાર મળ્યા છે હજી.' એ સ્ત્રી બોલી :'મારું બચરવાળ ઘર છે, છ હજારમાં મારું શું વળે ? મારાં બાળકો સારું ખાવા-પીવા-પહેરવા

ઓઢવા ટેવાયેલાં છે. એક મહિનામાં એમના પર છ છ હજાર રૂપિયા ખર્ચાતા હતા. અને કહે છે કે આટલા રૂપિયા પણ વિધવા હોવાને કારણે મને જલ્દી મળ્યા છે. આટલું અમસ્તું દઈને પણ જાણે એમણે મારા પર ઉપકાર કર્યો છે !' એ સ્ત્રી છેડાથી આંખો લૂછવા માંડી.

ચુપચાપ બેઠેલો માણસ સરદાર તરફ ફરીને ધિક્કારભર્યા અવાજે બોલ્યો : 'સાચું જ કહે છે કે સ્ત્રીની અક્કલ પગની પાનીએ હોય છે !'

'કેમ ભાઈ, મેં વળી તારું શું બગાડ્યું છે કે તું મને ગાળો દઈ રહ્યો છે ?' આંસુ લૂછતી સ્ત્રી અચાનક તપી ગઈ. ' હું તારી પાસે તારી જમીન-જાયદાદ તો નથી માંગતીને ? મારું જે કંઈ છોડીને આવી છું, એના નામનું રોઈ રહી છું .'

'તું એકલી છોડીને નથી આવી. અમે બધા પોતાનાં ઘર-બાર બધું છોડીને આવ્યા છીએ. શુકર મનાવ કે તને છ હજાર તો મળ્યા છે. અહીં અમારી જેવા પણ છે જેમને કાણી પાઈ પણ નથી મળી. અમારો ગુનો એ છે કે અમે પતિ-પત્ની બેઉ જીવતાં મર્યા છીએ. હું જો મરી ગયો હોત તો મારાં બાળકોને પણ અત્યાર સુધીમાં બેરોટી નસીબ થઈ હોત. મારી આંખો આંધળી થઈ ગઈ છે, મારો સાંધેસાંધો દુઃખે છે, જીવતો હોવા છતાંય હું શું મડદાથી કમ છું ? પણ સરકારના ઘરમાં એવું અંધેર છે કે માણસની જરૂરિયાતને જોવાને બદલે બસ જીવતા અને મરેલાનો હિસાબ કર્યે રાખે છે. મને આજે આ લોકો જો એક હજાર રૂપિયા પણ દઈ દે ને તો નાની મોટી દુકાન નાખીને બેસી જાઉં. મારાં બાળકો પાસે તો એકાદ ફાટેલતૂટેલ કપડું પણ નથી...'

'પોતાપોતાની તકદીરની વાત છે ભાઈ, કોઈ બીજાના નસીબનું થોડું જ લઈ શકે છે ?' સરદારે બેઉ વચ્ચે મધ્યસ્થી કરતાં કહ્યું : 'હું અને તમે પણ દુઃખી છીએ અને આ ભાઈ પણ દુઃખી છે. અહીં એવું કોણ છે જે દુઃખી નથી ? કોઈનું દુઃખ ઓછું તો કોઈનું વધારે...'

'તમને તો સાંઈઠ હજાર મળી રહ્યા છે. તમને કઈ વાતનું દુઃખ છે ?' પેલો માણસ હવે વધુ ચીડાઈ ગયો.

'મળે છે એ પણ તકદીરની વાત છે..' સરદાર બોલ્યા.'ક્લેમ કરતી

વખતે અમારી અક્કલ ચાલી જરા... એનું જ આ ફળ એવું સમજોને...નહીંતર અમને પણ દસ-વીસ હજાર રૂપયડી પકડાવીને ચાલતા કરત...'

'તમે હતું એના કરતાં વધુ કલેમ કર્યું હતું ?'

'અમારી દોઢેક લાખની મિલકત હતી. પણ અમને ખર હતી કે જો સાચી રકમ કલેમ કરીશું તો કાંઈ હાથ નહીં લાગે. એટલે વાહેગુરુનું નામ લઈને અમે એવી રીતે ફોર્મ ભર્યું કે કમસેકમ મિલકતની મૂળ રકમ તો વસૂલ થઈ જ જાય. પણ આ બેઈમાનોએ તોય માંડ સાંઈઠ હજારનો કલેમ જ મંજૂર કર્યો છે. અમે છ ભાઈ છીએ. દસ દસ હજાર લઈને બેસી રહીશું.'

'મેં એમને કેટલું કહેલું પણ એણે મારી એક વાત કાને ન ધરી !' સ્ત્રી હતાશ ભાવે હાથ મસળવા લાગી.

બેઉ વ્યક્તિ સવાલભરી નજરે એને જોતા રહ્યા.

'હું કહેતી રહી કે જેટલું છોડીને આવ્યા છીએ એનાથી વધારેનો કલેમ કરો. પણ એ એટલા મૂરખ હતા કે જીદ પકડીને બેસી ગયા. કહેતા રહ્યા કે જેટલી મિલકત હતી એટલાનું જ કલેમ ભરીશું. પહેલાં જ એટલાં દુઃખો ભોગવ્યાં છે, હવે વધુ બેઈમાની શા માટે કરવી ? આજ એ મારી સામે હોત તો હું પૂછત કે કહો જોઈએ બેઈમાની કરવાવાળા સુખી છે કે આપણે ઈમાનદારીની પૂંછડી થનારા સુખી છીએ ? લોકોએ જેટલું છોડીને આવ્યા હતા એનાથી બમણું-ત્રણગણું વસૂલ કરી લીધું. ને હું બેઠી છું છ હજાર રૂપયડી લઈને !..હાય, આ લોકોએ મારાં છોકરાંવને ભૂખે મારી નાખ્યાં..!' અને હવે એ જોર જોરથી રડવા માંડી.

એની સાથે બેઠેલા માણસે બીજી તરફ મોઢું ફેરવીને કંટાળાથી માથે હાથ દીધો. સરદાર ફરીથી સહાનુભૂતિ વ્યક્ત કરવા માંડ્યા. 'રોવાથી કંઈ નથી વળતું માંઈ ! તારા ભાગ્યમાં જે લખ્યું છે એમાં જ સંતોષ માન... !'

'સંતોષ માનવા માટે બસ એક હું જ રહી ગઈ છું ? દુનિયા આખી જલસા કરે અને હું સંતોષ મનાવતી બેસી રહું ?...' અને એ રોતી જ રહી.

'જલ્દી પહોંચાડ ભાઈ, આટલું ધીમે ધીમે કેમ ચલાવે છે ?' એ સ્ત્રીની બાજુમાં બેઠેલ માણસે અધીરા થઈને કહ્યું.

સાધુસિંહ ચીડાઈને વારે વારે લગામને વીંઝતો હતો. પણ ઘોડાની ચાલમાં કોઈ ફરક નો'તો પડતો. હવે એણે લગામનો છેડો જોરજોરથી ઘોડાની પીઠ પર સબોડવા માંડ્યો.'તારી જાતનો અફસરો મારું ! તારી પૂંછડીએ બગાઈ કરડે ! ચાલ પૂતર ચાલ જરા જલદી ચાલ...!'

પણ બગાઈની બીકે પણ અફસરાની ચાલ જરાય તેજ ના થઈ.

કલેમસની ઓફિસની બહાર એ લોકોને ઉતારીને પાછા વળતા સાધુસિંહને એક પણ મુસાફર ના મળ્યો. એ ઘણી બધી વાર સુધી માર્કેટના વળાંક પર ઊભો રહ્યો. પણ ત્રણે સડકમાંથી એકેય પર આ સમયે કોઈ માણસ દેખાતો નો'તો. તેર નંબરની દુકાનના છાંયામાં એકાદ-બે રીક્ષાવાળા સૂતેલા હતા. તેર નંબરનો સરદાર અંદર બરફ તોડી રહ્યો હતો. સાધુસિંહને ઇચ્છા થઈ કે સરદાર પાસે એક ગ્લાસ શરબત બનાવડાવીને પી લે અને રીક્ષાવાળાઓની બાજુમાં જરાક વાર લંબાવી દે. પણ ઘોડાગાડી ઊભી રાખી શકાય એવી છાંયાવાળી જગ્યા જ ત્યાં નો'તી. અને ન તો આસપાસમાં કોઈ અવેડો હતો જ્યાંથી ઘોડાને પાણી પાઈ શકાય. ગરમીનો માર્યો ઘોડો હાંફી રહ્યો હતો. અને વારેવારે જીભને મોંની બહાર લબડાવતો હતો. સાધુસિંહના ખિસ્સામાં જે સત્તર આના હતા એ પણ હિસાબ પ્રમાણે એના પોતાના નો'તા. ઘોડા માટે ચારો ખરીદવા એને ઓછામાં ઓછા બે રૂપિયાની જરૂર હતી. એણે જીભ ફેરવીને હોઠને ભીના કર્યા અને ઘોડાને શહેર તરફ વાળ્યો.

લાંબી, સીધી, વેરાન સડક પર એ એકલો જ ઘોડાગાડી ચલાવી રહ્યો હતો. બેઉ બાજુનાં ઝાડવાં પણ ગરમીથી હેરાન-પરેશાન થઈ માથા નમાવીને ઊભા હતા. તોય કોણ જાણે કઈ ઝાડીઓમાં બેઠેલી કેટલીક ચકલીઓ બોલી રહી હતી. ચિ ચિ ચિ..ક્વિશ..ચ્યુ .ચ્યુ.ચ્યુ. ચિ ચિ ચિ..ચિચિ...!

સાધુસિંહ લગામ છોડીને પાછલી સીટમાં લાંબો થયો. એનું મન અત્યારે આંબાના એ ઝાડની ડાળીઓ આસપાસ ઘૂમતું હતું જે એણે બહુ પ્રેમથી પત્તોકીના ઘરના ફળિયામાં વાવ્યું હતું. મહિને નવ રૂપિયાના ભાડાવાળું એ મકાન વરસોના પરિચયને કારણે પોતીકું મકાન લાગતું હતું. હીરાએ

કેટલીય વાર એને કહ્યું હતું કે પારકા ઘરના ફળિયામાં ઝાડ વાવો છો પણ એક દિવસ ઉઝરેલું-પાઝરેલું ઝાડ બીજા માટે છોડી જવાના ! પણ ત્યારે એવી ક્યાં ખબર હતી કે એ ઘર એવી રીતે છૂટી જશે કે જિન્દગીભર એની પાસેથી પસાર થવાનું પણ નસીબમાં નહીં રહે !

અત્યારે તો આંબો કેરીથી લચી ગયો હશે..અને હીરા ?

એ વર્ષે પહેલી વાર આંબા પર કેરી આવી હતી. કેરી બેસવાના હરખમાં એણે ન જાણે કેટલી ખાકટી ખાઈ નાખી હતી.

'શું કામ જાણીજોઈને દાંત અંબાવતા હશો ?' હીરા ચીડાતી.

'આ આપણા આંબાની કેરી છે, જાની ! એ ખાવાથી દાંત ન અંબાય.'

અને હીરાના અધખીલ્યા યૌવનને એ ગાઢ આલિંગનમાં સમાવી લેતો.

જ્યારે રમખાણો શરૂ થયાં ત્યારે કેરી લીલામાંથી પીળી અને પીળામાંથી રતાશ પકડવા માંડી હતી. પત્તોકીની ગલીએ ગલીમાં લોહી વહેતું હતું. અર્ધી રાતે તોફાનીઓ એના મહોલ્લામાં ઘૂસી આવેલા. જ્યારે એના ઘરનો દરવાજો તોડવામાં આવ્યો ત્યારે એ હીરાને વળગીને , શ્વાસ રોકીને ખાટલા પર પડ્યો હતો.

એમણે તરત જ પછવાડે કૂદી જવાનું નક્કી કર્યું. એ તો ઝટ દેતોકને કૂદી ગયો પણ હીરા બેવાર ઊંચી થઈ તોય ના કૂદી શકી. ફરી એક વાર કૂદવાનું સાહસ કરે એ પહેલાં કોઈ હાથે એને પાછળ ખેંચી લીધી.

અંધારું, ખેતરો અને રેલના પાટા...જીવ વગરના હાથપગ અને ભૂખ...ટિકિટ, કૂપન, કાર્ડ અને નંબર..

નામ : સાધુસિંહ

બાપનું નામ : મિલખાસિંહ

જાતિ : ખત્રી

જમીનજાયદાદ : કંઈ નહીં

રૂપિયા-પૈસા : કંઈ નહીં

કલેમ : ??

એ શાનો કલેમ માંડે ?

જેની કેરી પાકવાની એણે અધીરાઈથી રાહ જોઈ હતા એને જેના ખાકટા

ખાઈ ખાઈને એ પોતાના દાંત અંબાવતો રહ્યો હતો એ આંબાનો ? એ આંબાના છાયામાં એને ભવિષ્યનાં જે વર્ષો વિતાવવાનાં હતાં એનો ?

એ ઘરની વિશિષ્ટ એવી એક ગંધ હતી. એ ગંધ કપડાંનાં પોટલાંથી માંડીને ફળિયાની વંડી સુધીની બધી જ ચીજોમાં સમાયેલી રહેતી હતી. એ ગંધનો ?

અને ફળિયામાં પડ્યા પડ્યા આસમાને તાકતાં તાકતાં વીતવાની હતી એ રાતોનો ?

અને એ ઘરના ઉંબરાની અંદર-બહાર જતાં-આવતાં, ભાવિ જિંદગી વિશે ઘડેલા તમામ મનસુબાઓનો...? શાનો ક્લેમ માંડે એ ?

'હીરા, કહે જોઈએ પહેલાં છોકરો થશે કે છોકરી ?'

'હાય, હાય જરાક તો શરમાવ, કેવી વાત કરો છો ?'

'ચાલ, હું કહું ? પહેલાં એક છોકરી થશે, પછી બે છોકરા થશે, પછી પાછી એક છોકરી થાશે...'

'હવે ચૂપ રહો...શું ગમે તેમ ભરડ્યે જતા હશો ?...'

'બીજી છોકરી, પહેલી કરતાં વધુ દેખાવડી હશે. એના તારા જેવા જ રેશમી વાળ હશે, આવી જ મોટી મોટી આંખો હશે અને દાઢી પાસે બરાબર અહીં જ એક તલ હશે....'

'અરે અરે શું કરો છો ?'

'હું એને બરાબર આમ જ ચૂંટી ખણીશ અને એ તારી જેમ જ રાડ પાડશે...'

એ સ્પર્શ ...? એ કંપારી...? એ કલ્પના...? એ ભવિષ્ય...?

સાધુસિંહ, બાપનું નામ મિલખાસિંહ, જાતિ : ખત્રી, નંબર...? ક્લેમ...?

એ આંબો હવે તો મોટો થઈ ગયો હશે. ઘરની દીવાલોની ગંધ હવે બદલાઈ ગઈ હશે. અને હીરા.... ? આજે એના ખોળામાં કોણ જાણે કોનાં બાળકો રમતાં હશે ?...

સાધુસિંહ ઊઠીને સીધો બેઠો. ઘોડાગાડી ધોબી મહોલ્લામાં પહોંચી ગઈ હતી.

ચારે બાજુ બધી ચીજો હજીયે ઊંઘતી હતી. એણે વારેવારે લગામને ઝાટકા માર્યા. ઘોડાની ગરદન જરાક ઊંચી થઈ, પાછી હતી એમને એમ ઝૂકી ગઈ.

સ્ટેન્ડ પર પહોંચીને સાધુસિંહે ઘોડાને અવેડામાંથી પાણી પીવડાવ્યું અને સીટ નીચેથી ચારો કાઢીને એના મોં આગળ નાખ્યો. ઘોડો ચારામાં મોઢું મારવા માંડ્યો અને એ એની પીઠ પર હાથ ફેરવવા માંડ્યો.

'તું સાજો નરવો રહ્યો અફસરા... તો જૂના દિવસો પાછા આવશે !... ખાઈ લે, પેટ ભરીને ખાઈ લે.. આપણા બધા ક્લેમ તારે જ પૂરા કરવાના છે..રબ તને સલામત રાખે..'

અને અફસરો ડોક લંબાવીને ચુપચાપ ખાતો રહ્યો.

મૂળ શીર્ષક : ક્લેમ

મોહન રાકેશની 'ક્લેમ' વાર્તામાં એક સામાન્ય માણસની પીડા આલેખાઈ છે. લોકો તો ઘર, જમીન, સંપત્તિના દાવા રજૂ કરી રહ્યા છે.પણ સાધુસિંહ શાનો દાવો માંડે ? એનું ભાડાનું ઘર, ફળિયામાં વાવેલો આંબો, પત્ની સાથે જોયેલાં સપનાંઓ..પણ આ બધા માટે તો કોઈ ક્લેમફોર્મ પણ નથી મળતું. ને તોય સાધુસિંહ જીવવાની હામ નથી હાર્યો...આ સમયની કેટલી બધી વાર્તાઓમાં રાખમાંથી બેઠા થઈને ફરીથી સપનાં જોતા માણસની માન થઈ આવે એવી તાકાત આલેખાઈ છે.

વિભાજનને કારણે સદીઓનાં જીવનમૂલ્યો અર્થહીન બની ગયાં. જાણે કે મૂલ્યહ્રાસના યુગનો આરંભ થયો ! ભ્રષ્ટાચાર, અપ્રામાણિકતા, લાંચરુશ્વત, અફસરશાહી, ઉદ્દંડતા, અવિવેક જેવાં નવાં મૂલ્યો વચ્ચે માનવતા તો ક્યાંય શોધી પણ નથી જડતી. મોહન રાકેશ 'પરમાત્મા કા કૂત્તા' વાર્તામાં વિભાજન પછીની શતમુખ વિનિપાત જેવી પરિસ્થિતિનું આલેખન કરે છે. 'ક્લેમ' વાર્તામાં પણ અપ્રામાણિકતાની ખોટા દાવા ભરનારાઓ લાભ મેળવી રહ્યા છે જ્યારે પ્રામાણિક માણસો ધક્કા ખાઈ રહ્યા છે. પ્રામાણિક લોકો પોતાની પ્રામાણિકતા બદલ પસ્તાઈ રહ્યા છે.

# સમાચાર

- જોગી ટેપકાંડ અંગે સંસદમાં ભારે ઊહાપોહ.
- રોજગારી, અભ્યાસ કે પરિવાર સાથે જોડાવા આવતા ૯૦,૦૦૦ માઈગ્રન્ટ પર બ્રિટન ૫૦૦ પાઉન્ડનો સરચાર્જ લાદશે.
- હ્યુસ્ટનમાં ગુજરાતીઓનાં ઘરો સળગાવવાના ૧૧ બનાવો.
- આ વખતે ભારતમાં એક સાથે ત્રણ મહિલાઓ રાજ્યની ધુરા સંભાળશે.
- રશિયાની ચૂંટણીમાં પુટિન તરફી રાજકીય પક્ષને બહુમતિ મળી રહી છે.
- ઓસ્ટ્રેલિયાએ આપેલા ૧૯૯ના પડકાર સામે ભારતે બે વિકેટે ૭૩ રન કરતાં મેચ ડ્રો થઈ.

રસ્તો
રતિલાલ 'અનિલ'
ગઝલ સંગ્રહ : મૂલ્ય રૂા. ૮૦/-

ચાંદરણાં
રતિલાલ 'અનિલ'
વ્યંગોક્તિ, ઉક્તિ, સૂત્રો : મૂલ્ય રૂા. ૧૦૧/-

મસ્તીની પળોમાં
રતિલાલ 'અનિલ'
બસો ઉપર મુક્તકોનો સંગ્રહ, મૂલ્ય ૨૫ રૂપિયા

આટાનો સૂરજ
રતિલાલ 'અનિલ'
સર્જનાત્મક નિબંધસંગ્રહ મૂલ્ય રૂ. ૧૫૦/-

રાત ચાલી ગઈ
અમીન આઝાદ
ગઝલસંગ્રહ : મૂલ્ય ૨૫ રૂપિયા



અજંપોત્સવ
અંજુમ વાલોડી
ગઝલસંગ્રહ : મૂલ્ય ૭૦ રૂપિયા

બધાં પ્રકાશનો માટે લખો
કંકાવટી પ્રકાશન, ૨૪, રીવર બેંક સોસાયટી,
અડાજણ ટાંકી, સુરત-૯
રન્નાદે પ્રકાશન, ૫૮/૨, દેરાસર સામે,
ગાંધી માર્ગ, અમદાવાદ-૯

